તે
એક અભેદમાર્ગપ્રવાસિ.
પ્રસિદ્ધ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી અને પ્રકાશક,
નથુભાઈ ત્રિવેદી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्


પુસ્તક ૩૦—અંક ૧ ] ( માસિક ) [ઑક્ટોબર—૧૯૧૪.


વિષય અનુક્રમણિકા.




અમદાવાદ—ટંકશાળ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED No B. 764

આદ્ય દ્રષ્ટા—
એક અમેકમાર્ગપ્રવાસિ.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વીવેદી.
સુદર્શન-ઓફિસ,સાઠોદરાવાડા-નડીઆદ.

( કર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यपरंधीमहि "—भागवतम्

પુસ્તક ૩૭—અંક ૧. ] ( માસિક ) [ ઑકટોબર—૧૯૨૫.

## ॥ शान्ति–प्रार्थन ॥

—:o:—

સ્ત્રગ્ધરા વૃત્ત.

સૃષ્ટા દેવાધિદેવા, જગસુખ નિયમો, સૃષ્ટિની સાથ સર્જ્યા;
સ્વીકાર્યા પંડિતે તો, પણ અભણ જને, અસતામાં વિવર્જ્યા;
જાતાં કાળાં ઘટયાને, તન મન ધનની, દુષ્ટતા દુઃખ પામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૧

ચાહે છે જીવવાને, પડિજ પડઘમે, અર્ધ પાણી ભરેલી,
કંટાળી કર્ણ જાયે, જલ છલકાતા, સુધિકે દુઃખ રેલી;
આશાના પાશમાં આ, ઘડિ ઘડિ રહીને સંકેડીને વિરામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૨

છે આ દુઃખોદધિમાં, પ્રતિપળ અમને, ધર્મ નૌકા સુવિદ્યા,
વિદ્યાર્થી અર્થ શાસ્ત્રે, પ્રણમી પ્રણમીને, માગતા એ અભેદ્યા;
હે વિશ્વેશા, વિચારો, ધન બલ ધરિને, સંપ સંસ્કાર જામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટ ઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૩

પ્રાન્તે પ્રાન્તે પ્રસારો, નિયત ગુરૂ કલા, મંદિરોને રચાવો,
સર્વે વિદ્યા વધારી, વિવિધ કૃતિ તણા, ઉદ્યમો આરભાવો;
જ્ઞાતિનાં મંડળોના પ્રતિનિધિ તરૂણો, ઉદ્યમે ગામ ગામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટ ઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૪

આવો આવો વદે જ્યાં, હુનર ભવનમાં, ગૌર પંડ્યા પધારી,
લક્ષ્મીથી ઉન્નતિ છે, સકળ ભરતમાં, ભૂમિને આ તમારી;
આવો યન્ત્રો તમારાં, કરીં કરીં વિરમો, ને પ્રયોગો સુધામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૫

આ સર્વે વસ્તુ અત્રે, તમ તણીં ગણીંને, શીખવા વાસ કીજે,
ચોપાસે બાગ કીધો, વસતિ ગૃહ રચ્યું સૌખ્ય અભ્યાસ લીજે;
સર્વે આર્યે મળીને, ધવલ સુખ મને, ધારિયો છે સ્વધામે,
હે સૃષ્ટા ને નિયંતા, ઘટ ઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૬

સંપે સંપત્તિ પામો, જગતણીં બધી, જાતમાં સંપ વાધો,
વિશ્વેશા વિશ્વ કર્મો, નૃપ નવ નડતાં, સર્વ સ્વાતંત્ર્ય સાંધો;
વિદ્યા વિદ્યાસભાથી, વગર નડતરે, દો પ્રજાને જ ઘણે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટઘટ પ્રકટી શાન્તિ દો સર્વ કામે. ૭

હે દેવા દિવ્ય વિદ્યા, મુસલમીન અને, પારસીને ઇસાઇ,
સર્વેમાં સારી રીતે, અવિરત વરસાવો, અમી આર્ય ભાઇ,
મુબા મદ્રાસ પુરી, શ્રીંનગર કલકત્તા સમાં ઠામ ઠામે,
હે સૃષ્ટા ને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૮

વિદ્યાનાં મંદિરોમાં, હળિ મળિ સરવે, બંધુ ભાવે ભણાય,
લક્ષ્મી સેવા સજાતાં, વિષમ સ્થિતિ મટી, શાન્તિનાં સૌખ્ય થાય;
એ ઇચ્છા હે નિયંતા, ભજનથી સજવી, પ્રેરજો સૌ મુકામે,
હે સૃષ્ટા ને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૯

વ્યાપો વિશ્વે વિનતિ, લઘુ લઘુ નગરે, ઉર્મિ વિદ્યા કલાની,
વિદ્યાને પાય ચાલો, પ્રભુ તુજ કૃપયા, પૃથ્વી આ પાંગળાની;
કીધાં મોટાં પ્રયત્નો, લઘુ શ્રમ જય દો, હે પ્રભુ સૌ પ્રણામે,
હે સૃષ્ટાને નિયંતા, ઘટઘટ પ્રકટી, શાન્તિ દો સર્વ કામે. ૧૦

महंत.

# ॥ एक पंखीनुं स्वर्गोड्डयन ॥

—x—

અરેરે આ હવે રોતાં અટકતા ના હૃદય ભાવો,
ઘડી બે ભાન બેભાને જતાં દિલનો ઝરો છૂટયો !

અચાનક એ મળ્યું દિલને, અચાનક મ્હોબતે થઇ, ને
અચાનક પંખી ઉડયું એ અજાયબ ધામ જાવાને !

અહો નિર્દોષ ભોળું એ, નિખાલસ પ્રેમ શું હૃએ,
સરસ, પ્રેમાળ હૈયું એ, સદા હસતું વદન એ એ :

હતું તે શું ગયું આજે? અરેરે ના મનાયે એ !
અરે ! છાજે ન ’વા તો યે ન આંસુ આજ થોભે છે !

અહો હો ! પ્રેમી પંખી ત્હે મહોબત વિશ્વથી કીધી,
અનાયસે મગર તુંને મહોબત સ્વર્ગથી લાધી !

ભલે બેહિસ્તમાં જા તું, લિયાકત એ ત્હને માનું.
મગર, મુફલેસ આંસુ આ વડે : તે કેમ ના રોકું ?

મહોબત આંહીની જૂઠી રહે જ્યાં મિટ્ટીમાં : મિટ્ટી !
લહેજત આંસુની ખારાં રહે છે ચશ્મ જ્યાં ચાખી !

મઝા લેતાં શરાબીમાં વળી, મ્હેમાની છે ટૂંકી :
અમર આશા ધરી ભાવિ જુદાઇ છે સહેવાની !

ઢળે છે દિલ જે સ્થાને અને જ્યાં જામતું તાને,
ઉડી એ સર્વ જાતું ! ને શરાબીનું ફુટે જામે !

સહુ એ રાહમાં છે, તો ભલે હો મુદ્દતો ટૂંકી !
પિછાની કાયદો, ચાહું અમર શાન્તિ ત્હને પંખી !

મગર, પંખી ! સુણું છું, કે જશે તું દૂર ઈં ચાલી—
ખતમ તુજ પેક તે પ્હેલાં થશે મુસાફિરી મ્હારી !

૫—૫—૧૯૧૧.

कुञ्ज.

# साइक्लोन.

( અનુસંધાન ગતાંકથી. )

અનુષ્ટુભ્-છંદ.

૪૨ એકના ઘાય જ્યાં ઘટ્ટા, અન્યની પાસ તે પડે;
એકે એક કને જાતાં, ધમ્મ ધટ્ટા થઇ પડે,

૪૩ કહેવાથી પણ ના જાગે, (તે) માનમાં સમજે નહીં,
ચતુર વાદળીઓનો, હોવે અન્ધ બની ગઇ,

૪૪ સ્નેહીના સ્નેહમાં જ્યારે, ભેદ બુદ્ધિ વમી ગઇ,
મ્હોટા હોય મહા જ્ઞાની, તોએ તે જાણતા નહીં,

૪૫ હોવે અન્ધ બની પોતે, મચાવે યુદ્ધ માનવી;
ત્યારે આ સ્ત્રી તણી જાતિ, બાકી કે રાખતી નથી,

૪૬ વાયૂ જ્યાં જાય ત્યાં લ્હેને, અવમાના ગતિ થતી;
હોય તે એ ભિખારાએ, જગએ લેખવ્યુ નથી,

૪૭ બાજે કોઇ રથને લ્હેતી, જો આવી ગતિ થાય તો;
સર્વથા દૂર તે રહેતો, પાડો ત્યાં શીદ જાય તો,

૪૮ પણ આનો બાળિકાઓના, ન્હાના નાજુક દમના;
ખાતા એ લાગના ભીંસા, ધક્કામા પણ છે મઝ

શાર્દૂલ વિક્રીડિત-વૃત્ત.

૪૯ આવું સુન્દર ચિત્ર કોઇ નરને જોવા મળે આમનું,
તો તે શું મનમાં વિચાર કરશે ને ધારશે ચિત્ર શું.!
જેના રંગ તરંગ એક સરખા હમેશ રહેતા નથી,
જેની સ્થીરતા ન હોય ગતિ કહિએ દીઠેલ આવી અતિ.

તોટક-વૃત્ત.

૫૦ વિજળી તણી જોર અતિ હિમની,
ચપલા અહીંથી-ત્યહીંથી ફરતી,
સમજુત કહે—નહીં કોય ગુણે,
ઝડનાં પડતી-વિજળી સ્થળે.

### મત્તગયંદ-છંદ.

૫૧ શુભ તેજતણા ચળકાટ તણી તહીં કોણુ ધરે પરવા જરીએ,
મતિમાન હશે જન તેહ કથે નહીં કલેશ વિષે કદિ સંચરીએ,
અણુજાણપણે કદિ જાવું પડયું, પછી ત્યાં જઇ ધાસ નહીં ચરીએ,
કરીએ જયમ છેવટ લાજ વધે-ડરીએ નહિ હિમ્મતથી ફરીએ.

### ઉપજાતિ.

૫૨ લડયાં અહો ! છેવટની લડાઇ,
થાકયાં જણાતાં નથી ત્હોય કાંઇ;
નથી સમાધાન થતું જરાય,
કહો હવે કોણુથી શાંતિ થાય !

### હરિણી-વૃત્ત.

૫૩ સરવ જન ત્યાં હારી હારી નિરાશ થઇ ગયાં,
સમય વીતતો જે જાતો ત્યાં ઉદાસ થતાં હતાં,
ભજન કરવું તે આટાણે હવે ગમતું નથી;
રૂદન કરવું તે એ અન્તે તદા ગમતું નથી.

### અનુષ્ટુભ-છંદ.

૫૪ પથારીમાં પડે ધારા, જ્યાં જૈએ તહીં એકલી,
ફેરવી ફેરવી થાક્યા, સ્થાન કો જડતું નથી.
૫૫ ઘરમાં માળ બન્ધોમાં, જ્યાં રૂહેવું સ્થીર છે નહીં,
નિરાશ વનના વાસુ, ત્હેની શું ! ગતિ હે ! હરિ ! !

### શાર્દૂલ વિક્રિડિત-વૃત્ત.

૫૬ બા-ઝે વાદળીઓ અનેક રીતિમાં તોફાન માંડયૂં અતિ,
વાયૂએ પણ શાંતિ તેમ જરીએ ધારેલ દીઠી નહીં;
આવ્યો છે સહુ સાથના કલહમાં શી રીત છૂટી શકે,
કીધા દંડ પ્રહાર ત્હોય હજુએ-શાંતિ નહીં પામશે.

### વસંત તિલકા વૃત્ત.

૫૭ ક્રોધી બન્યો અનિશ છેવટ વાયુ જ્યારે,
ને લાલ આંખ્ય કરી ખાય ભરીછ ત્યારે;
શો વાદળી સમજી કે નક્કી મૃત્યુ આવ્યું,
ભીખાઇ દૂર પળવા-ફરવાય માંડયું.

અનુષ્ટુભ-છંદ.

૫૮ પછીતો વાર ના લાગી, શાંતિ થૈ ઘડી એકમાં,
નિદ્રા વાટ હતી જોતી, (તે) પ્રવેશી જીવ માત્રમાં.

દ્રુતવિલંબિત-છંદ.

૫૯ ઘસ ઘસાટ પછી ઉંઘ આવતી,
 ઠર્યો પડયું જગ શાંતિ વિષે અતિ;
સરવ થાકી ગયાં દિસતાં હતાં,
 નવિન પૂરતી ત્યાં કરતાં હતાં.

શાર્દૂલ વિક્રીડિત-વૃત્ત.

૬૦ ખેલી નાટકમાં અનેક વિધિથી સંપૂર્ણ થાતાં પછી,
 ખેલાડી વિરમી જતા જ્યમ પછી ને પ્રેક્ષકો દરશથી.
સેનાની જ્યમ યુદ્ધના રમણથી શાંતિ પછી મેળવે,
 તેવી રીત અહીં બને નજરમાં-દેખાય એ દ્દષ્ટિએ.

(ચાલુ)

મઠડાકર-નાગર.

---

# ॥ एक महान शक्तिनी शोध ॥

—सत्यंपरंधीमहि—

નહિ પરંતુ તે બોલાવું જોઇએ પણ નહિ. જે સત્ય વડે તેનો બોલનાર જાતેજ નાશ પામવાનો છે તે એક યથાર્થ બાબત નથી, એમ તેણે દલીલ ચલાવી. આવી દલીલના કોઈ શ્રેષ્ઠપ્રકારના ખંડનની ભાગ્યેજ જરૂર છે. જો બોલનાર અને કરનારનો સ્વાર્થજ સત્ય અને સદાચારની ખાતર ભયમાં ના આવી પડતો હોય તો બીજા શાનો અથવા કોનો સ્વાર્થ આમ સપડાવો જોઇએ ? આવાં સર્વ પ્રલોભનોને બલિરાજા જાતે સંપૂર્ણ દૃઢ મન સહિત અને બુદ્ધિ ભર્યાં તથા ઉત્કૃષ્ટ કારણો સહિત પહોચી વળ્યા હતા. સત્યનો સર્વ પ્રકારનો વિજય થાઓ ! આખરે તેનો જ જય થયો !

એક અત્યંત વ્યવસ્થાપૂર્વક ચાલનાર તાર્કિક અને વિવેચક, એ અત્યંત વર્તમાનકાલનું અને અતિભીષણ નામ, પાંડિત્ય, પ્રતિભા, ન્યાયશાસ્ત્ર, માનસિક અને નૈતિકતત્ત્વશાસ્ત્ર અને અધ્યાત્મવિદ્યાના એક ભંડાર સમાન, આધાર રૂપે મનાતું એક નામ, મહાન અને ઉમદા અંગ્રેજી જાતિના જે. એસ. મિલ. સત્યને દરિયામાં ધકેલી પાડવાના વલન જેવું કંઇક લખે છે, જો કે આમ માત્ર આકસ્મિક જ લખવામાં આવ્યું છે અને આ બાબતના કોઈ ખાસ વિચાર અને ચર્ચાને લેઇને આમ લખાયું નથી; આ ઉપરાંત વળી તેમણે પોતાની માન્યતા અથવા અભિપ્રાય તેમાં ઉમેર્યો છે કે બધાએ તત્ત્વવેત્તાઓ અને નીતિશાસ્ત્રીઓ, આને આ પ્રમાણે દરિયામાં ધકેલી કાઢવાની બાબતમાં સંમત છે, જેમ શુક્રાચાર્ય પણ એક વિચિત્ર અકસ્માતરૂપે, " આ પ્રમાણે વિદ્વાનો કહે છે " એમ કહીને જ પોતાની દલીલો આગળ ધરતા હતા. છતાંએ સત્યની કીમત અને આંતર પ્રકૃતિ વિષેની **મિલની** બુદ્ધિ ખરેખર એવી અદ્‌ભૂત પ્રકારની છે, કે આ વિષય વિષેનાં તેનાં વચનો આ બાબત સમજવાની તેની શ્રેષ્ઠ પ્રકારની ગ્રહણશક્તિ દર્શાવી આપે છે. સત્યના સર્વસામર્થ્યની, તેમાં માધ્યસ્થ્યના અનાવલંબનની, તેમાં કોઈ પણ પ્રકારના બાધરૂપ નિયમોના અસ્વીકારની યથાર્થ બાબત શોધી કાઢવામાં તે પણ નિષ્ફલ નિવડયો હતો, એ પણ સમાન રીતે અદ્‌ભૂત પ્રકારનું છે. તે સમયે જ કાર્ય તેના હાથમાં હતું તેમાં તેની સામાન્ય દલીલ ઉપયોગિતા વિષેની છે, તેટલા માટે આ ક્ષણે તે એમ ખુશીથી માની લેવાની ભૂલમાં પડયો, કે અસત્યમાં કોઇ કોઇવાર ઉપયોગિતાની એક પ્રકારની સમાનતા પણ કદાચ નિવડે. જે સત્ય ના હોય તે સારૂં ના હોઈ શકે, એટલા સૂત્રને અવલોકવામાં, સમજવામાં, ગ્રહણ કરવામાં તે નિષ્ફલ નિવડયો હતો. જે સત્ય નથી તે ઉપયોગી હોઇ શકે નહિ અથવા યથાર્થ રીતે, હમેશાં ઉપયોગી સંભવિ શકે નહિ; જે સત્ય ના હોય તે સુંદિર અને આનંદપ્રદ પણ હોઇ શકે નહિ; તે આમ હોવું પણ જોઇએ નહિ; આ બાબત અન્યથા સંભવિ શકતી નથી; જો આથી ઉલટા પ્રકારનું કંઇ પણ કોઇ કાલે જણાઇ આવે તો, આપણા મરણપર્યંત તેનો ખુલાસો ખોળીને આપણે શોધ્યાંજ કરવો જોઇએ ! અસુર અને રાક્ષસરૂપી અસત્યનાં કોઇ કોઇવાર મોહિનીના જેવાં બધાંએ પ્રલોભનો અને આકર્ષણો હોય છે તેથી એમાં જરા પણ નવાઇ નથી કે મિલ જેવી એક વ્યક્તિના હાથમાં તે સમયે ઉપયોગિતાની વકીલાત હોવાથી તેના પાશમાં સપડાયા અને એકવાર પણ પાછા વળીને પાછળ મૂકાયલા સત્યરૂપી ખડકનો વિચાર કર્યા વિના આગળને આગળ, દૂરને દૂર ચાલ્યા ગયા; સત્યનો આવા પ્રકારનો ખડક તેમના ઉપયોગિતાવાદ માટે તેમજ પ્રકૃતિનાં અન્ય સર્વ અને અન્ય કોઇ પણ શુભ સિદ્ધાન્તો માટે સમાન રીતે જોઇએ તેટલા પૂરતા આધાર

અને ઉત્પત્તિ સ્થાન સમાન છે કોઇ કોઇવાર અસત્યનો સ્વીકાર કરવાના મોહક સિદ્ધાન્તના ભ્રામકહેત્વાભાસથી તથા અસ્વાભાવિકતાથી તેને જોઇએ તેટલી અધિગમ થઇ આવી નહિ બ ક કોઇ પ્રકારની અધિરાઇજ હતીજ નહિ સત્ય ઉપર ઝઝુમતા છુપા માર્ગ, મના અને આક્રમણ માટે તથા આપણા ધારવા પ્રમાણે તેની પણ પ્રતિમારૂપ બનેલા સત્યને ગાદીએથી ઉપાડી મૂકીને ભ્રષ્ટ કરવા માટે, તેની તીવ્ર ન્યાયબુદ્ધિ સામે થયના એક આહવાન માટે પણ તેનામા જોઇએ તેટલી આધરાઇ ઉપજી આવી નથી, તેને ક્રોધ થઇ આવ્યો નથી તેના સમર્થ અને મોહક વચનો આ પ્રમાણે છે 'આવા અર્થમા એક ઉપયુક્ત વસ્તુ, એક ઉપયોગી વસ્તુના સમાન હોવાને બદલે, એક નુકશાનકારક વસ્તુની શાખા સમાન છે અમુક ક્ષણિક ગૂચવાડાને ઉકેલવાના ઉદ્દેશથી અથવા આપણને વા અન્યને વર્તમા ઉપયોગી થઇ પડે એવો અમુક હેતુ સિદ્ધ કરવાના ઉદ્દેશથી, એમદ અસત્ય ,વચનનો ઉચ્ચાર આ પ્રમાણે વાપરનાર ઉપયોગી થઇ પડશે પન્તુ કેટલા પ્રમાણમા સત્યવાદિતાના વિષય વિષેની એક તીવ્ર લાગણીનો આપણા અતરમા અભ્યાસ થાય છે, એ એક અત્યત ઉપયોગી બાબત છે અને આવી લાગણીને નિર્બળ બનાવવાની વાત એક અત્યત નુકશાનકારક બાબત સમાન છે તથા આપણુ ચારિત્ર પણ આમનાજ સાધનભૂત હોય છે, વળી સત્યનો એકાદ ધાર્યા વિનાનો ત્યાગ પણ કટલા પ્રમાણમા માનવ વચન ઉપર રાખવામા આવતા વિશ્વાસને ઘટાડવાના કારણભૂત બને છે, આ એકલુ માનવ વર્તન જ વર્તમાનકાલના સામાજીક કલ્યાણનું મૂખ્ય સાધન હોય એમ જણાતુ નથી, પન્તુ આની અપૂર્ણતાથીજ, સુધારો, સદાચાર, વિજ્ઞાન પ્રમાણમા માનવ સુખનો આધાર જે જે બાબતો ઉપર હોય છે તે સર્વને પાછા હઠાવવામા, નામ દઈ શકાય એવી કાઇ પણ એમ બાબત કરતા વધારે બાબતો કરવામા આવે છ, અમારા ધારવા પ્રમાણે આવી એક હદપારની ઉપયોગિતાવાળા નિયમનો વતમાનકાલિન એક લાભ માટે ભગ કરવો એ જરા પણ ઉપયોગિતાની કોટિમા આવી શકતુ નથી, જે કોઈ પોતાની અગર બીજા અન્ય વ્યક્તિની સગવડની ખાતર માનવ જાતનુ કલ્યાણ લઈ લેવા ખાતર પોતાની મરજી આવે તેમ વર્તે છે તથા તેઓ અન્યોઅન્યના વચનોમા થોડો અથવા વધારે જેટલો વિશ્વાસ મુકી શકે તેના પ્રમાણમા તેમના ઉપર દુ ખ વર્ષાવે છે તે તેમના અધમાધમ શત્રુનો ભાગ ભજવે છે. તથાપિ આવો પવિત્ર હોવા છતાએ આવા નિયમમા પણ અમુક સભવિત બાધરૂપ ઉપ-નિયમો પણ સભવિ શકે છે, એટલી વાતનો સ્વીકાર બધાએ નીતિશાસ્ત્રીઓ કરે છે, જ્યાર અમુક સત્ય બાબતને છુપાવવાથી ( દષ્ટાત તરીકે અપરાધિ આગળ બાતમી છુપાવવાથી અને ભયકર માદગીમા પડેલા માનવિ આગળથી ખરાબ ખબર છુપાવવાથી ) અમુક માનવિનું રક્ષણ થતુ હોય ( ખાસ કરીને પોતાનું નહિ પણ અન્યનુ ) એક મહાન અને અયોગ્ય પાપમાથી બચાવ થતો હોય અને જ્યારે માત્ર નકાર ભણીને જ આમ છુપાવી શકાતું હોય ત્યારે આવા મુખ્ય દષ્ટાતમા આવા બાધરૂપ નિયમનો ઉપયોગ થઇ શકે છે. પ તુ આવો બાધરૂપ નિયમ જરૂર હોય તેની પાર પોતાનો વિસ્તાર ના વધારે તેટલા માટે તથા સત્યવાદિતા ઉપરના વિશ્વાસને નિર્બળ બનાવવામા થોડામા ઓછુ અસરકારક થઇ પડે એટલા સારૂ આવા નિયમનો સ્વીકાર થવાની અને બની શકે તો તેની હદો નિશ્ચિત કરવાની આવશ્યકતા છે અને સત્યને માટે કરી પ્રમાણ વળી નાન અને દલીલ

ચલાવવામાં આવી છે. તેનું સર્વ સામર્થ્ય જોવાની એક પ્રકારની સામાન્ય નિષ્ફલતાના મધ્યમાં પણ સત્યની કીમતનો આવો સર્વ પ્રકારનો સબલ સ્વીકાર કેવી રીતે જણાઇ આવે છે, એ હજુએ તમારે લક્ષમાં લેવા જેવું છે; તેની હદપારની કીમતનાં એક પ્રકારનાં ઉત્કૃષ્ટભાવના, સ્વીકાર અને ચર્ચામાં પણ આવી નિષ્ફલતા કેવી રીતે ડોકીયાં કરી રહી છે, એનું અવલોકન ચલાવવા જેવું છે.

માનવસત્યવાદિતા ઉપરનો વિશ્વાસ નિર્બલ ના બનવો જોઇએ, એ બાબતમાં **મી મિલ** પ્રશસ્ય પ્રકારે, પૂરતી રીતે અત્યંત આતુર ઇચ્છાવાળા છે. અને સાથે સાથેજ થોડાક ખાસ પ્રસંગોમાં અસત્ય અને જુઠના નાના નાના અંશો માટે રજા આપવાના અને કાયદા બાંધવાના વલન વાળા છે. એક બહુ સરસ બાબત! ખરેખર એક ઉમદા ઇચ્છા! ભલે, સર્વથી પ્રથમ તો અસત્યના એક અંશથી પણ માનવ સત્યવાદિતા અને સામાન્ય પ્રકારે સત્યવાદિતા ઉપરના વિશ્વાસમાં શી રીતે ઘટતા અને શૈથિલ્ય નહિ સંભવે? દુધના એક પ્યાલામાં બલવાન ક્ષારના માત્ર એક બિંદુને જલદી નાખવાની તથા દુધને બગડી નહિ જવાની વિનતિ કરવાની હું તમને ભલામણ કરૂંછું! આ દુધની ગમે તો આજીજી કરો, ગમે તો તેને આજ્ઞા કરો, તેના ઉપર જાદુ કરો, મરજીમાં આવે તો તે માટે ખાસ કાયદાઓ બાંધો!

બીજું, અમુક ખાસ અસત્યની, અપરાધિ અથવા રોગી અથવા માંદા માનવિ ઉપર જ્યારે તેઓ અસત્ય અને કપટને માનવોને આપવામાં આવેલી શ્રેષ્ઠ અને પવિત્ર આજ્ઞાઓમાં સમાવેશ પામતાં જાણે છે ત્યારે કેવી રીતે ધારી અસર થઇ શકવાની હતી! એમના સ્વભાવનોજ વિચાર કરતાં અસત્ય અને કપટ કોઇ પણ પ્રકારનું ફલ ઉપજાવવા માટે ગુપ્તજ રહેવાં જોઇએ. પરંતુ સાથે સાથેજ સમાન રીતે, નિયમો અને કાયદાઓ ઘડવાના કાર્યની બાબતને લક્ષમાં લેતાં એ ખૂલ્લાંજ બનવાં જોઇએ. પરંતુ એકજ બાબત હોય અને ના હોય એમ ઉભયે, ગુપ્ત અને પ્રકટ એમ ઉભયે ના સંભવિ શકે. ઉપરની પેઠેજ આ દૃષ્ટાંતમાં પણ એક પ્રકારનું પૂર્ણ અને સ્પષ્ટ ખંડન કરવા બેશીએ તો એ માત્ર પુનરાવર્તન સમાનજ બનશે; અન્ય સ્થલે આ સર્વ પ્રથમથીજ કહેવામાં આવ્યું છે બીલકુલ તત્ત્વવેત્તા અને–રાજ્યદ્વારી–જેવા મિ. મિલ આવા બાધરૂપ નિયમોની બરોબર યથાર્થ વ્યાખ્યા કરવાની અને તેનો સ્વીકાર કરાવવાની આશા રાખે છે! ખરેખર એક સ્વીકૃત અસત્ય અને ગુપ્ત બાબત! ખાત્રીથી એક અદ્ભુત પ્રકારનું મિશ્રણ! એક ઉઘાડી અડકાવેલી કોટડી!

હવે ધારો કે ભયંકર મંદવાડ ભોગવતા **વ** ની પથારી આગળ બોલાવવામાં આવતી વ્યક્તિ **અ** છે, અને દૃષ્ટાંત તરીકે ગમે તો **વ** નાં વહાણો બંદરમાં સુરક્ષિત આવ્યાં છે અથવા વિનાશ પામ્યાં છે અથવા **વ** નું એકાદ પ્રિય સંબંધી સારી રીતે છે અથવા મરણ પામ્યું છે, એમ **વ**ને જણાવવાનું તેને સોંપવામાં આવ્યું છે; આ કમભાગ્ય માનવજાત માટે આપણાથી ધારી શકાય એવાં ખરાબ ખબરનાં આવાં બે ખાસ સ્વરૂપો સંભવિ શકે. વળી આ બાબત એમ ધારો, કે વ્હાણો ભાગીને વિનાશ પામ્યાં હતાં અથવા એ નિકટનું સંબંધિ મરણ પામ્યું હતું. અત્રે આપણા તત્ત્વવેત્તા તેમજ આ બનાવની પ્રકૃતિ પણ બિ-

પ્રકારના લાલચો, મોહિનીઓ, આકર્ષણો અને પ્રલોભનોથી ચેતતા રહેજો ! ભૂતો, પ્રેતો, પિશાચો, રાક્ષસો, વેતાલો, સર્વે આકારો અને સ્વરૂપોમાં, નાનાં અને મોટાં, આવીને તમારી દૃષ્ટિ સમક્ષ ઉભરાશે અને તમને સત્યના નિત્ય પથ અને માર્ગમાંથી ભ્રષ્ટ થવાને લલચાવશે. પરતુ જ્યાં સુધી તમારી મનોદૃષ્ટિ વિજયવતી થતી વર્તે છે અને પહોચે છે ત્યા સુધી તમારે જરાપણ ખમવું નહિ, ડગવું નહિ. એમાંથી ભ્રષ્ટ ના થવાય માટે હમેશાં ચેતતા રહો. જેમ જેમ તમે સર્વ પદાર્થોમા, બાબતોમા, વસ્તુઓમાં અને સબધોમાં તમારી મનોદૃષ્ટિને સત્યનાં વધારે ને વધારે દર્શન થાય છે, તમારી સસ્થા અને બંધારણમાં તેનો વધારે ને વધારે સમાવેશ કરતા જાઓ છો તેમ તેમ તમારા ભાવિમાં વધારે ને વધારે એકતા, શાન્તિ, વિજય, આનદ અને સુખનો ઉદય થતો જાય છે તથા નિત્ય સર્વ સત્ય, મોક્ષ અને નિર્વાણના સત્ત્વના હૃદય અને અંતરમાં તમારો વધારે ને વધારે પ્રવેશ થતો જાય છે.

જો અમુક ઉદ્દેશની ખાતર અને અમુક ધારી લીધેલા કલ્યાણ માટે સત્યનો ભોગ આપવામા આવે તોએ સારા અને ખોટાનો નિર્ણય અને નિશ્ચય કરવાનો, સારૂં શું છે અને ખોટુ શુ છે એ જાણવાનો એના વિના આપણું અન્ય કયુ અતિમ વિશ્રામ સ્થાન સભવિ શકે'' આ બધીએ છેવી બાબતો જો તેમના આધારરૂપ વજ્ર સમાન-સત્યનો ખડક ખસેડી લેવામાં આવે તો એ બધાએ નિર્ગંધ અને ધશી જાય એવા ઝાંઝવાં જેવા, રેતિના ઢગલાઓ જેવા અને કચ્છ ભૂમિઓ જેવા હોય છે, તેમને માટે કોઈ દઢ પ્રકારનો આધાર પણ હોતો નથી, તેમજ તેમનું સ્વરૂપ પણ સ્પષ્ટ અને નિશ્ચિત હોતું નથી, તેમને પાદ ટેરવવાનું કોઈ પ્રકારનું સ્થલ પણ રહેતું નથી. જો તેમના ઉભા રહેવાનો આધાર અને જમીન તેમના તળેથી ખસેડી લેવામા આવે તો તેઓ એકદમ પડી જઈને આરપાર ગબડશે, નીચેને નીચે તળીયા વિનાના ગર્તમાં તથા અંત વિનાના અંધકાર અને તિમિરમાં ગબડતા જશે અને બધીએ માનવ જાત ખીલકુલ અવિદ્યાની અને પશુની દશામાં આવી પડશે; માત્ર તમારા સારા અને ખોટાનુ આમ બનશે એમ નથી પરતુ બધીએ અને અન્ય કોઈ પણ બાબતોનું, ભલે તો તે તમારૂં સારૂં અને ખોટું હોય, તમારી ઉપયોગિતા અથવા

અને એક ઉલ્લંઘન વડે ? તેના બાધરૂપ નિયમોનાં બંધનોની તમારી સર્વ પ્રકારની વ્યાખ્યાઓ હોવાં છતાંએ માનવ સત્યવાદિતા ઉપરનો વિશ્વાસની અનિવાર્ય ભ્રષ્ટતા અને નિર્બલતા, એક ખોટો ચાલ અને ટેવનો પ્રચાર, અને પેરિક્લિસના કહેવા પ્રમાણે ચાલ એ કંઇ "નાની સૂની બાબત નથી" આવું ચલાવવાનું વિરૂદ્ધ વર્તન, જીહવા અને વાણિના કણિકાની આવી ભ્રષ્ટતા, આ સર્વ શું પોતાનાં કડુફલો મેળવ્યા વિના રહેશે ?

સર્વ બાબતનો વિચાર કરતાં તમારા 'ભયંકર મંદવાડને' તમારી 'નિશ્ચિત કરેલી હદો' હોતી નથી; તેની કોઇ પ્રકારની નિશ્ચિત સીમાઓ સંભવી શકતી નથી તેમજ હોતી પણ નથી. શું આપણે એમ કહી શકીએ, કે એક ડૉક્તરનો અભિપ્રાયજ સત્ય વસ્તુના માપ સમાન બનશે ? પરંતુ ધારો, કે એક બીજો ડૉક્તર જુદા પ્રકારનો મત ધરાવે છે, અથવા તમારૂં મન અથવા એકાદ પ્રેમી સંબંધિનું મન આ મંદવાડને ભયંકર ધારે છે? ત્યારે શું બધા ડૉક્તરો અને બધાં એ સબંધિઓના એક મતને સત્યના માપ સમાન બનાવી શકાશે ? પરંતુ બધાએ ડૉક્તરો ક્યારે એકમતના બનશે ? અહા ! ક્યારે ? સર્વ પ્રકારના સંભવાનુસાર 'ભયંકર માંદું માનવિ' એ વચનો વિસ્તારીને અથવા મારી મચડીને 'એક મરતું માનવિ' એવોજ અર્થ લગભગ સમજાવવામાં આવશે.

બધીએ બાબતનો વિચાર કરતાં તથા આપણા સર્વ પ્રકારના વાદવિવાદ અને ચર્ચા છતાં એ, ભયંકર પ્રકારે માંદો અથવા મરવા પડેલો પુરૂષ, તમારી પ્રશંસનીય સત્યવાદિતાનો, બાધરૂપ નિયમોવાળી સત્યવાદિતાનો, તમારા નિયમ રહિત નિયમનો, વિશ્વાસહીન વિશ્વાસનો શોભિયો હોવોજ જોઇએ, તે પોતાનાં વ્હાણોના અથવા પોતાના સંબંધિના વિનાશ વિષેના તમારા નકારને માનશેજ નહિ. હજુએ આ વિષે તો તે માત્ર શંકાની દશામાં રહેશે. હવે કદાચ એમ પૂછવામાં આવશે, કે વને માટે પોતાની માલ મિલ્કત અથવા પોતાના મિત્રના વિનાશની ખાત્રી કરતાં આવા પ્રકારની શંકા વધારે નહિ તોએ શું ઉત્તમ પ્રકારની નહિ નિવડે ? પરંતુ આપણે એકપણ પક્ષે કંઈ પણ કહ્યા વિનાનું નહિ રાખવું જોઇએ તેથી, બધાએ પ્રસંગોમાં કંઈ પણ બાબત વિષેની મનની વ્યગ્ર સ્થિતિ અને દશાની, આ બાબત વિષે મનની શાંતિ પ્રવર્તતી હોય તેના કરતાં આરોગ્ય ઉપર વધારે નુકશાન અને ક્ષયકારક અસર થતી નથી, એની કોણ ખાત્રી આપી શકે ? પરંતુ હજુએ એમ દલીલ ચલાવવામાં આવે કે જેમાં અનિશ્ચિતતા અને નિશ્ચિતતાનાં આનુષંગિક પરિણામો વિષે પ્રશ્ન ના હોય, પરંતુ દરદીના પ્રથમ આઘાતોજ સહન કરવા અથવા ધારણ કરવા વિષેનો પ્રશ્ન હોય એવો એક પ્રસંગ ઉપજી આવે તો ! સત્યવાદિતામાં બાધરૂપનિયમો વિષે ઝીણા ઝીણા ભેદો અને વિવેચનોના શોધ માટે, આસપાસના લોકો તરફથી બોલાતાં વચનોની સત્યતામાં શંકા કરવા માટે, દરદી અત્યંત નિર્બલ દેહ અને મનવાળો બની ગયો હોય, એમ પણ વળી કદાચ વધારામાં દલીલ ચલાવવામાં આવે. પરતુ દરદી એવી દશામાં આવી પડ્યો છે, કે કોઇ પણ પ્રકારનાં સાધન વડે તેને માટે થોડીજ આશા રાખી શકાય એમ છે, શું આથી આમ સૂચવાતું નથી ? બાધકારક ઉલ્લંઘનનો આશ્રય શોધવા માટે તથા વિશ્વમાન્ય નિયમનો, વિશ્વના નિયમનો ભંગ કરવા સારૂ અને આ ઉપરાંત વળી મરવા પડેલા કર્ણોને અસત્ય અને જૂઠ શ્રવણ કરાવવા માટે, આતો ઘણુંજ ઓછું વજનદાર કારણ ગણાવું જોઇએ.

આવી આવી બાબતોમાં કોઈ પ્રકારની સહાય થઇ શકતી નથી; તેમની કોઇ પ્રકારે ઉપેક્ષા થઇ શકતી નથી, તેમના પ્રત્યે આંખ મીંચામણાં ચાલી શકતાં નથી. તેમને કોઇ પ્રકારે કપટ જાલમાં ફસાવી શકાતાં નથી. આવાં બધાંએ બલો અનિવાર્ય, સામે ના થઇ શકાય એવી શક્તિયો સમાન છે, સામે થવામાં આવે તો તેથી વધારે વધારે, ત્રાસ, સંતાપ, સંકટ, નુકશાન સહન કરવાં પડે છે. આ સર્વમાંનું છેલ્લું સત્ય, મહાનમાં મહાન શક્તિ અને ઉત્તમોત્તમ બલ સમાન છે, બધાએ નિયમોનાં માતપિતા સમાન છે, અને માનવિ, માત્ર આને અનાધિન રહીને, જાતે મહાન નુકશાન અને ખોટ ખમીને પોતાની સ્વતંત્ર ઈચ્છાનો ઉપયોગ કરે છે, તેનામાં આવી શક્તિનાં દર્શન થાય છે.

ધારો કે અટલ અને ખુલ્લે ખુલ્લું સત્ય, એક અમુક દષ્ટાંતમાં એક નિરપરાધિ જીવનના અથવા બલ્કે તેના કેટલાક કલાક અથવા દિનોના નુકશાન અથવા વિનાશ વિના અન્ય પરિણામ ઉપજાવી શકતુંજ નથી તો ખાત્રીથી આપણે જે અનિવાર્ય હોય તે આનંદથી સહન કરવું જોઇએ, જેનાથી નાશી છટાય એવા એક વજ્ર સમાન ગણીને તેને આવકાર આપવો જોઇએ. જ્યારે સ્વર્ગીય કોપ તમારા ઉપર તૂટી પડે ત્યારે ખાત્રીથી તમારે માટે તેનાથી દૂર કોઇ અવળે રસ્તે જવાનો અથવા તેને છેતરવાનો એક પણ માર્ગ રહેતો નથી; આમ છે તો પછી શું તું સત્ય રૂપી વજ્રને છેતરવાનો માર્ગ શોધવાનાં ફાંફાં મારેછે, તારે માટે આવો એક માર્ગ યોજી કાઢવાની તારી હિમત ચાલે છે? હે માનવો, તમે જમીનના એક તુકડાની ખાતર, અમુક નાના સરખા વ્યાપારી લાભની ખાતર, અભિમાન, અગ્રણીપદ અને પ્રતિષ્ઠાની ખાતર, તલવારો, ભાલા, ગોળીઓ સામે તમારાં ઉરસ્થળો ખુલ્લાં રાખ્યાં છે, તમે કીમતિ અને ઉમદા જીવોના ભોગ આપ્યા છે, અસંખ્ય સાધુ અને મહાપુરૂષો તથા વીરનરોનાં બલિદાન આપ્યાં છે; ભયંકર રણક્ષેત્રમાં પૈસા માટે, સત્તા માટે, લોભ ખાતર, ઉન્નતિ વસ્તે, વક્ષઃસ્થલો ખુલ્લાં રાખીને મરણને ભેટવા તૈયાર બની રહેવાનું તમે તમારાં બાલકોને નાનપણથીજ શિખવ્યું છે; તો શું સત્યના શ્રવણ માટે, સત્યને ધારણ કરવા સારૂ, અથવા જરૂર પડે તો સત્ય માટે મરવા ખાતર, જેવાં શૌર્ય, પવિત્રતા, સદાચાર, ઔદાર્ય, વીરતા, દીનતા, વિવેક જોઇએ તેવાં તમારામાં ના કેળવી શકો? તમારી મરજી શું તમારાં બાલકોને આવું શિક્ષણ આપવાની નહિ થાય? તમારાં બાલકો આવાં બને, એવું શું તમે જોવા માગતા નથી?

---

# । हम्मीर हठावलोकन ।

———XXX———

( લેખક સિહોર નિવાસી કવિ ગોવિન્દ ગિલાભાઇ. )



મુંબઇમાં નિકળતા "गुजराती" નામના વર્તમાન પત્રની સંવત ૧૯૭૦ ના વર્ષની ત્રીશમી ભેટ તરીકે એક "हम्मीर हठ" નામનો ગ્રંથ ગુજરાતીના અધિપતિ સાહેબે છપાવી બહાર પાડેલ છે. અને તે ગ્રંથ ઠક્કર નારાયણ વિશનજીનો લખેલ છે; અને તે ભાઇએ તે ગ્રંથ હિંદી " हम्मीर हठ " અને " हम्मीर रास " નામનાં બે ગ્રંથોની હિંદી ગદ્ય ભૂમિકા પરથી લખેલ છે ને તેમાં કેટલેક ઠેકાણે જે જે ભૂલ્યો કરી છે તે તે વાંચક વૃંદને જાણવા માટે નીચે લખી જણાવું છઉં.

પ્રથમ મુજફ્ફરપુરમાં નીકળતા "साहित्य सुधानिधि" નામક માસિકમાં બાબૂ જગન્નાથદાસ ઉપનામ રત્નાકરે પટિયાળાના મહારાજ શ્રી નરેંદ્રસિંહજીની આજ્ઞાથી ચંદ્રશેખર કવિએ સંવત ૧૯૦૨ માં રચેલ "हम्मीर हठ" નામનો ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરેલ છે. ત્યાર પછી કાશી નાગરી પ્રચારિણી સભા તરફથી "काशी नागरी प्रचारिणी ग्रंथमाला" નામના પુસ્તકની અંક સંખ્યા ૧૯ થી ૨૫ સુધીમાં અને પુસ્તક સંખ્યા ૧૩ મીમાં બાબૂ શ્યામસુંદરદાસે કવિ જોધરાજ કૃત "हम्मीर रासो" છપાવ્યો છે; તેની ભૂમિકામાં हम्मीर रासनो સાર ગદ્યમાં છપાવ્યો છે અને તેની સાથે બીજા સંસ્કૃત "हम्मीर महा काव्य"નો સાર પણ હિંદી ગદ્યમાં સરખાવવા માટે આપ્યો છે, તે પરથી ભાઇ નારાયણે આ ગૂજરાતીની ભેટનો हम्मीर हठ લખી કાઢયો છે; કેમકે તે ભૂમિકામાં બાબૂ શ્યામસુંદરદાસે જે લખ્યું છે તેજ ભાઇ નારાયણે લખ્યું છે તે વાંચક વૃંદની ખાત્રી કરવા માટે કિંચિત નીચે લખી જણાવું છઉં.

(જુઓ શ્યામસુંદરદાસ લિખિત જોધરાજ કૃત हम्मीर रासनी ભૂમિકા પત્ર ૩૭ મે ઓળ ૨૪ થી શરૂ)

यह जोधराज कृत हम्मीर रासेका सारांश हुवा; इसमें दी हुई ऐतिहासिक बातोंपर विचार करनेके पहिले में एक दूसरे कविकी लिखि हुई हम्मीररावकी कथाका सारांश देना चाहता हूं ।

नयनचंद्र सूरि नामक एक जैन कविने "हम्मीर महाकाव्य" नामका एक ग्रंथ संस्कृतमें लिखा है. नयनचंद्र जयसिंह सूरिका पौत्र था, यह ग्रंथ पंद्रहवीं शताब्दीका लिखा हुवा जान पडता है. सन १८७८ में पंडित नीलकंठ जनार्दनने इस काव्यका एक संस्करण छपाया जिसकी भूमिकामें उन्होंने काव्यका सारांश दिया है उससे नीचे लीखा वृत्तान्त में हिंदीमें उद्धृत करता हूं.

× × × × × × ×

चौहान वंशमें वप्तुदेवसें × × × ३६ मे पुरुष वागभट भया. उनका उत्तराधिकारी उनके पूत्र जेतसिंह हुये. उनकी रानीका नाम "हीरादेवी" था; जो बहुत रूपवती और सर्वथा अपने उच्चपदके योग्य थी; कुछ कालमें हीरादेवी गर्भवती हुई, (તેજ ગર્ભે હમ્મીરદેવ જન્મ્યો; એટલે જેતસિંહને પોતાની રાણી હીરાદેવી થકી હમ્મીરદેવ નામે પુત્ર થયો.) × × ×

जेतसिंहके "सुरचाप्त" और "विराम" दो पूत्र और थे, जो वडे योद्धा थे; यह देखके कि: उनके पूत्र अव उनकों राज्यके भारसें मुक्त करने योग्य हो गये. जेत्रसिंहने एक दिन हम्मीरसे उस विषयमें वातचीत की और उन्हें किस रीतिसें चलना चाहियें:इस विषयमें उत्तम उपदेश देनेके उपरान्त उन्होंने राज्य उनके (हम्मीर) के हवाले कर दिया और आप वनवास करने चले गये यह वात संवत १३१३ (ईस्वीसन १२८३) में हुई (એમ કહીને ફૂટ નોટમાં જુવો પત્र ४० मे हम्मीर महाकाव्यनो श्लोक આપ્યો છે તે यथा)

## श्लोक.

ततश्च संवन्नत्रवह्नि वह्नि भूहायने माघवलक्षपक्षे ॥
पौष्यांतिथौ हेलि दिने सपुण्ये दैवज्ञनिर्दिष्टवलेऽलि लग्ने ॥ १ ॥
(हम्मीर महा काव्य सर्ग ८ श्लोक ५६)

ઉપર લખેલ ભૂમિકાનું અક્ષરે અક્ષર ભાષાંતર ગુજરાતી हम्मीहठમાં ભાઇ નારાયણે કરેલ છે તે ગુજરાતી હમ્મીર હઠને પત્ર ૩૪ થી ૩૮ સુધી છડો પરિચ્છ આખો લખ્યો છે તે મેળવી જોશો એટલે ખાત્રી થશે; તેજ પ્રમાણે ગુજરાતી હમીર હઠના ઉપોદ્ઘાતમાં પત્ર ૭ મે હમ્મીર મહાકાવ્યના સર્ગ ૧૩ માના જે બે શ્લોક લખ્યા છે, તે પણ હિંદી ભૂમિકાને પત્ર ૬૪ મેં છાપેલા છે તે પરથીજ લીધેલા છે. પોતે સંસ્કૃત ગ્રંથ જોયો હોય એમ જણાતું નથી તેમ છતાં પોતે સંસ્કૃત ગ્રંથ પરથી લખ્યાનો ડોળ કર્યો છે, તે હડહડતુ ખોટું છે; કેમકે શ્યામસુંદરદાસે જે જે લખ્યું છે તે તેજ ભાઇ નારાયણે લખ્યું છે; તેમાં જે ભૂલ્યો રહી ગઇ છે તે ભૂલ્યો ભાઇ નારાયણે પણ પોતાના ગુજરાતી ભાષાંતરમાં કરી છે તેમાંથી થોડીક અત્રે વાંચક વૃંદને જાણવા માટે લખી જણાવું છઉં તે પરથી સરવેની ખાત્રી થશે.

(શ્યામસુંદરદાસે પોતાની હિંદી ભૂમિકામાં પ્રથમ પત્રની શરૂઆતમાંજ લખ્યુંછે કે):

"यह ऐतिहासिक काव्य कवि जोधराजका वनाया हुया है. निमारण्यके राजा चंद्रभानकी आज्ञासे जोधराजने इस काव्यको संवत १७८५ में रचा. इसमें रणथंभोरके वीर शिरोमणि महाराज हम्मीर देवका चरित्र और विशेष कर अल्लाउद्दीनके साथ उनके विग्रहका वर्णन है. भारत वर्षके इतिहासमें हम्मीरका

नाम प्रसिद्ध है और उनके चरित्र को पढ और सुनकर लोग अबतक मनमुग्ध और उत्साहित होते है. कवियो और लेखकोंने भी उसके चरित्रके गान करनेमें कोई बातकी उन नहीं रखी है. अबतक कवितामें इस विषयके तीन ग्रंथ प्राप्त हुये है. एकतो चंद्रशेखरका "हम्मीर हठ है जा कि छपकर प्रकाशित हो चुका है" दूसरा ग्वाल कविका ग्रंथ है जो अब तक छपा नहीं, परन्तु जिसकी कविता शैली भी एसी उत्तम नहीं है ॥ तीसरा ग्रंथ यह जोधराजका है और भी अनेक ग्रंथ इस विषयके होंगे इसमें कोइ संदेह नहीं है"

(ઉપર લખેલ હિંદી ભૂમિકાપરથી ભાઇ નારાયણે પોતાના ગુજરાતી હમ્મીર હઠના ઉપોદ્ઘાતની શરૂવાતમાં પ્રથમ પત્રની તેરમી પંક્તિથી લખ્યું છે કે )

હિંદીમાં હમ્મીર ગુણદર્શક ત્રણ ગ્રંથ રચાયા છે; અને તે ત્રણે કાવ્યનાજ ગ્રંથો છે પ્રથમ ચંદ્રશેખર કવિકૃત "હમ્મીર હઠ" નામક કાવ્ય છે; એ ચંદ્રશેખર કવિનો મૌઝાબાદ જીલ્લામાં આવેલા ફતેહપૂર નામના સ્થાનમાં વિક્રમાર્ક ૧૮૫૫ ના પોષ માસની શુકલ દશમીને દિવસે જન્મ થયો હતો. અને સંવત ૧૯૩૨ માં દેહાંત થયો હતો ૨૯ વર્ષની વયે તે જોધપૂર ગયો હતો. અને માનસિંહજીની સભામાં સન્માન પામી રાજકવિ નિમાયો હતો ત્યાર પછી કેટલાક કારણોને લીધે જોધપૂર છોડીને પતિયાલાના રાજાને આશ્રયે રહ્યો હતો. પટિયાલાના રાજાના મહાલયમાં હમ્મીર હઠની એક ચિત્રાવળી હતી. તેનું એક દિવસ ચંદ્રશેખર કવિ અવલોકન કરતો બેઠો હતો, એટલામાં રાજા નરેંદ્રસિંહનું ત્યાં આગમન થયું અને તેણે કવિને આજ્ઞા કરી કે હમ્મીરહઠના આ ચિત્રના આધારે તમારી કવિતામાં એનું ચિત્ર આંકી લાવો. એ નૃપ આજ્ઞાને અનુસરીને થોડાજ સમયમાં ચંદ્રશેખર કવિએ પોતના હમ્મીરહઠ કાવ્યની રચના કરી હતી; એ હમ્મીરહઠ કાવ્ય કાશી નાગરી પ્રચારિણી સભાએ પ્રગટ કર્યું છે.

બીજો હમ્મીર વિષયક ગ્રંથ ગ્વાલ કવિનો રચેલો છે કે જે અત્યાર સુધી છપાઇને પ્રગટ થયો નથી અને તેની કવિતા શૈલી પણ કાંઇ એટલી બધી ઉત્તમ અને મનોરંજક નથી.

(શ્યામસુંદરદાસ કૃત હમ્મીરહઠની હિંદી ભૂમીકા અને તે પરથી ભાઇ નારાયણે જે ગુજરાતીમાં લખ્યું છે તે બન્ને ઉપર લખી જણાવેલ છે; હવે તે પર કાંઇક મહારા વિચાર જણાવું છઉં કે ).

ચંદ્રશેખર કવિના જીવન ચરિત્રમાં અને ગ્રંથ રચવાના કારણમાં પણ ભાઇ નારાયણે ભૂલ્યો કરી છે તે જણાવવા માટે ચંદ્રશેખર કૃત હમ્મીર હઠની ભૂમિકા જે બાબૂ જગંનાથ દાસે હિંદીમાં લખી છે તેમાંથી કેટલુંક અત્રે લખું છઉં.

"पंडित चंद्रशेखरजी बाजपेयी मिति पौष शुक्ल १० संवत १८५५ में मौजाबाद जिल्ला फतहपूरमें (असनीके निकट) उत्पन्न हुवे थे. इनके पिता मनिरामजी अच्छे कवि थे × × × × पंडित चंद्रशेखरजी भाषा काव्यमें

असनी निवासी "करनेश महापात्रके शिष्य थे. १० वर्षकी अवस्थामें बैठाये गये, विद्याध्ययन करनेके पश्चात यह महाशय २२ वर्षकी अवस्थामें देशाटन करनेके निमित्त घरसें चले और पहिले दरभंगाकी और गये. उस प्रान्तके राज दरबारोमें यथोचित प्रतिष्टा पाई. सात वर्षतक वहां रहे फिर २९ वर्षकी अवस्थामें जोधपूर गये उस समय यहां महाराज मानसिंहजी सिंहासनपर थे, उनकी सभामें अच्छे अच्छे ५२ कवि उपस्थित थे, यहां बांकीदान, चारन मारफत दरबारमें पहूंचे और कविता देख महाराजने सो रुपैयां पगार कर दिया, वहां छ वर्षतक रहे; तहां महाराज स्वर्गवासी भये; और उनकी जगह महाराज तख्तसिंहजी आये उन्होंने सब कवियोंकी तनखा आधी कर दी, इस लिये चंद्रशेखर जोधपूर छोडके पंजाबकी ओर रणजीतसिंहजी पास जाने लगे. बिचमें पटियाला महाराज कर्मसिंहजीकी पास गये उन्होंने पांच रसइ पक्की प्रतिरोजके लिये कर दी और रख लीये और बहुत रहे पीछे महाराज कर्मसिंहजीका देहांत हुवा और उनका अस्थि संचयन हो रहाथा उस समय ऐसे गुण ग्राहक स्वामीके मरनेके कारण यह बडे विलापसें अश्रुपात कर रहेथे और बडेही उदास और मलीनथे, महाराज नरेंद्रसिंहजीने उनकी यह दशा देखी और दरबार जाकर चोबदारसें बुलवाकर कहा कि तुम उदास मत हो तुम्हारा वैसाही आदर सन्मान होता रहेगा. उस समय महाराज ( नरेंद्रसिंहजी ) हम्मीरहठकी एक चित्रावली देख रहे थे वह कविजीको दे कर आज्ञा की कि तुम इसका वर्णन काव्यमें बांध लाओ; उसी आज्ञानुसार उन्होंने यह "हम्मीरहठ" रचा."

ઉપર મુજબ હમ્મીરહઠની ભૂમિકામાં જગન્નાથે લખેલ છે તેમ છતા ભાઇ નારાયણે પોતાના ગુજરાતી હમ્મીરહઠના ઉપોદ્‌ઘાતમાં પ્રથમ પાને ઓળી ૨૦ મીથી લખ્યુ છે કે.

"પટિયાળાના રાજાના મહાલયમાં હમ્મીરહઠની એક ચિત્રાવળી હતી તેનું એક દિવસ ચંદ્રશેખર કવિ અવલેકન કરતો બેઠો હતો. એટલામાં રાજા નરેદ્રસિંહનું ત્યાં આગમન થયુ અને તેણે કવિને આજ્ઞા કરી કે, હમ્મીરહઠના આ ચિત્રના આધારે તમારી કવિતામાં એવું ચિત્ર માંડી લાવો. એ નૃપ આજ્ઞાને અનુસરીને થોડાજ સમયમાં ચંદ્રશેખર કવિએ પોતાના હમ્મીર હઠ કાવ્યની રચના કરી હતી. એ હમ્મીર હઠ કાવ્ય કાશીનાગરી પ્રચારિણી સભાએ છપાવી પ્રગટ કર્યુ છે."

ઉપર મુજબ હિન્દી ભૂમિકા પરથી લખવામાં ભાઇ નારાયણે શું શું ભૂલો કરી છે તે વાંચકવૃંદ જોઇ મેળવી પોતાની ખાત્રી કરી લેશે, પ્રથમ મોજાબાદ જીલ્લામાં આવેલ ફત્તેહપુર નામનું સ્થાન લખ્યું છે તે ખોટું છે તે ઠેકાણે ફત્તેહપુર જીલ્લામાં આવેલ મોજાબાદ

લખવું જોઇએ અને પટિયાળાના મહારાજ પોતાના સરસ્વતી ભંડારમાંથી હમ્મીરદેવ અને અલાઉદીનની લડાઇનો ચિત્રપટ મંગાવીને જોતા હતા તેજ વખતે ચંદ્રશેખર ત્યાં આવ્યો ત્યારે તેને તે ચિત્રપટ આપી તેનું વર્ણન કરવા કહ્યું એવો ભાવ સ્પષ્ટ સમજાય છે તેમ છતાં તે નહી સમજતાં ભાઇ નારાયણે મહારાજના મહાલયમાં એટલે દિવાલપર ચિત્રેલ ચિત્રાવળી હોય તેમ સમજેલ લાગે છે; વળી મહારાજ ચિત્ર જોતા હતા તેને બદલે કવિ ચંદ્રશેખર જોતો હતો ત્યાં મહારાજ આવ્યા એ કહેવું ઉલટું સમજ્યા વિના લખ્યું છે તેમ મ્હારા જાણવામાં નથી. પણ મ્હારા જાણવા પ્રમાણે તે હમ્મીરહઠ "साहित्यसुधानिधि" નામક માસિક પત્રમાં છપાવી બાબૂ જગન્નાથે ઉર્ફે રત્નાકરે પ્રગટ કર્યો છે અને તે હમ્મીર હઠના "टाइटलपेच" પર પણ તેમજ લખ્યું છે તેમ છતાં કાશી નાગરી પ્રચારિણી સભાએ છપાવ્યાનું શા માટે લખ્યું છે હશે ને કાંઇ સમજાતું નથી.

વળી કેટલેક ઠેકાણે ભાઇ નારાયણે જગન્નાથ કૃત હિન્દી ભૂમિકાનું અક્ષરે અક્ષર ભાષાંતર કર્યું છે તે જુવો નીચે મુજબ.

ચંદ્રશેખર કૃત હમ્મીરહઠની ભૂમિકામાં બાબૂ જગન્નાથદાસે પત્ર ૩ ત્રીજે ઓળ ૭ મીથી લખ્યું છે કે.

"इसमें सन्देह नहीं कि इसी प्रकारका दोषारोप इस ग्रंथके कर्ता कविभी पर भी हो शकता है कि इन्होंने हिन्दु राजाकी कीर्ति बढानेके लिये सच्चे वृत्तान्तोंको बदल कर कुछका कुछ लिख दिया है; परंतु उन्होंने इसकी रचना एक प्राचीन चित्रावलीके अनुसार की है; जिसको कि: मैंने स्वयं पंजाब यात्राके समय महाराजा साहेब बहादुर पटियालाके सरस्वती भवनमें देखा था; यदि चित्र खींचने वालेको यह दोष लगाया जाय तो लग शकता है"

(ઉપર લખેલ હિંદી ભૂમિકાનું ગુજરાતી ભાષાંતર ભાઇ નારાયણે પોતાના ઉપોદ્ઘાતને પત્ર ૯ મે પ્રથમ પંક્તિથીજ કર્યું છે કે,)

"એવાજ પ્રકારનો દોષારોપ હમ્મીર હઠ અને હમ્મીર રાસાના કર્તા હિંદુ કવિઓ પર પણ કરી શકાય છે. એમણે એક હિંદુરાજાની કીર્તિ વધારવાના હેતુથી સત્ય ઘટનાને છુપાવીને બીજુંજ કાંઇ લખ્યું હોય એ પણ સંભવનીય છે. પરંતુ હમ્મીરહઠના રચયિતા કવિ ચંદ્રશેખર બાજપેયીનો તો એ વિષયમાં બચાવ કરી શકાય એમ છે કારણ કે તેણે હમ્મીર હઠની રચના એક ચિત્રના આધારે કરેલી છે કે જે હમ્મીરહઠની ચિત્રાવળી આજથી બાર વર્ષ પહેલાના મ્હારા પંજાબના પ્રવાસ સમયે મેં પોતે પટિયાલાના મહારાજાધિરાજના સરસ્વતી ભવનમાં જોઇ હતી. એટલા માટે પક્ષપાતનો દોષ કદાચિત તે ચિત્રાવળીના ચિત્રકારના મસ્તકે મૂકિયે તો મૂકી શકાય એમ છે; પરંતુ તેમ કરવાનો પણ આપણી પાસે કાંઇ આધાર નથી."

ઉપર લખેલ હિંદી અને ગુજરાતીનો આશય એકજ છે. જ્યારે પટિયાલાના સરસ્વતી ભવનમાં બાબૂ જગન્નાથદાસે જોયેલ ચિત્રાવળી ખરી માનવી કે ભાઇ નારાયણે પોતાના

પ્રવાસમાં જોયેલી માનવી તે વાંચકવૃંદે વિચારી લેવું ? કેમકે ભાઇ નારાયણનો લેખ ચિત્રના સંબંધમાં ભ્રાંતિવાળો છે એટલે તેઓ ચિત્રપટને બદલે દિવાલપરના ચિત્ર સમજ્યા હોય તેમ તેમના લેખથી જણાય છે માટે તેમણે તે જોયેલ નથી પણ જગન્નાથદાસના હિન્દી લેખનું ભાષાંતર છે તો પછી જગન્નાથદાસે જોયેલ છે એમ લખ્યું હોત તો તેમની ન્યૂનતા ગણાત નહી અને ખોટા દંભનો આરોપ આવત નહીં.

કવિ ગ્વાલ કૃત બીજા હમ્મીર હઠ માટે શ્યામસુંદરદાસ પોતાની હિંદી ભૂમિકામાં લખે છે કેઃ—

**दूसरा ग्वाल कविका ग्रंथ है, जो अबतक छपा नहीं, परंतु जिसकी कविता शैली भी एसी उत्तम नहीं है.**

ઉપરના લખેલ હિંદીનું ભાષાંતર ભાઇ નારાયણે પોતાના ઉપોદ્ઘાતમાં પ્રથમ પાને ઓળ ૨૬ મીથી કર્યું છે કે.—

"બીજો હમ્મીર વિષય ગ્રંથ ગ્વાલ કવિનો રચેલો છે કે જે અત્યાર લગી છપાઇને પ્રગટ થયો નથી અને તેની કવિતા શૈલી પણ કાંઇ એટલી બધી ઉત્તમ અને મનોરંજક નથી."

એમ શ્યામસુંદરદાસને પગલે પગલે ચાલી બંધ વાળે છે, કારણ કે તેમને તે વિષે વધારે ખબર ન હોવાથી વિશેષ ક્યાંથી કાઢે.

મ્હારા જાણવા પ્રમાણે મથુરાં નિવાસી ગ્વાલ કવિ જાતે રાવ એટલે ભાટ હતો; અને તે વ્રજ ભાષાનો સર્વોત્તમ ને પેહેલા વર્ગનો કવિ થઇ ગયો છે. તેણે ભાષાના સર્વ મળીને આશરે વીશ ઉપરાંત ગ્રંથો બનાવ્યા છે; તે એક એકથી ચડે તેવા છે તેમાંથી દશ બાર ગ્રંથો મેં માગ પરિશ્રમે મેળવ્યા છે અને મ્હારી પાસે હાલ તૈયાર છે. તેની કવિતા સંપૂર્ણ રસમય અને ચમત્કારીક હોવાથી વિદ્વાનો તે જોવા અથવા સાંભાળવાને નિરંતર આતુર રહ્યા કરે છે. તેજ ગ્વાલનો કરેલો હમ્મીર હઠ પણ મ્હારી પાસે છે ને તે સંવત ૧૯૪૦ માં મથુરાં શિલા પ્રેમમાં છપાયેલો છે, એટલે તેની ઉત્તમ કવિતા હોવાથી પ્રથમ તે ગ્વાલનો ગ્રંથ છપાયો છે; ત્યાર પછી જગન્નાથદાસે ચંદ્રશેખરનો કરેલ છપાવેલ છે; ને ત્યાર પછી ત્રીજો જોધરાજ કૃત હમ્મીર રાસ શ્યામસુંદરદાસે સુધારી કાશી નાગરી પ્રચારિણી સભા દ્વારાએ પ્રગટ કર્યો છે; તેમ છતાં ગ્વાલ કૃત હમ્મીર હઠ છપાયો નથી તેમ શ્યામસુંદરદાસે પોતાને ખબર ન હોવાથી લખ્યું છે તેથી તેનીપર આધાર રાખનાર ભાઇ નારાયણે પણ તેમજ લખ્યું છે. અર્થાત નારાયણે પોતે કાંઇ પ્રયત્ન કરી હમ્મીર વિશે કાંઇ હકીકત મેળવી નથી પણ શ્યામસુંદરદાસના લખવા પરજ સર્વે આધાર રાખી તેના લખવા પ્રમાણે લખ્યું છે.

ગ્વાલ કવિ રજવાડામાં જ્યાં જતો ત્યાં તેમને મળવા રાજાઓ સભામાં ઉભા થઇ સામા ચાલતા હતા અને બેસવા માટે ખુરસી અથવા ચાકળો (ગાદી) આપતા હતા અને વિશેષ સન્માન કરી હજારો રૂપિયા રોકડા અને કિમતી વસ્ત્રાલંકાર ઇનામ આપતા હતા. ઉહીવારે ગ્વાલ કવિ પંજાબના કેશરીસિંહ શ્રી રણજીતસિંહજી પાસે જઇ તેનાં વીરરસમય

અતિ ઓજ ગુણવાળાં કવિતા કરી સંભળાવ્યાં તે સાંભળી રણજીતસિંહજી તેની કવિતાપર મોહ પામી તેને પંજાબમાં કોટ કાંગડા કિંવા સુકેતમંડિની આસપાસમાં ત્રણ ચાર ગામ બક્ષિશ આપ્યાં તેથી તે મથુરાં છોડી ત્યાં જઇ રહ્યો. તે ગ્વાલની રસ ભરિત કવિતા મેળવવા માટે હાલના હજારો વિદ્વાનો ફાંફાં મારે છે તેમ છતાં મળતી નથી એટલે જેની પાસે છે તે અમૂલ્ય રત્ન માની તેને સંતાડી રાખે છે. તે કવિતાની શૈલી સારી નથી એમ શ્યામ સુંદરદાસે શા માટે લખ્યું હશે તે કાંઇ સમઝાતું નથી.

ગ્વાલ કવિની કવિતા ભાષા કવિઓમાં સર્વોત્તમ ગણાય છે તે સર્વને જાણવા માટ તે ગ્વાલ કૃત હમ્મીર હઠમાંથીજ થોડી કવિતા અત્રે લખું છઉં.

જ્યારે મોંઢી બેગમે પોતાના (ખાજા) નાજર સાથે ચીઠી લખી મીર મહિમા મંગોલને ખબર આપ્યા કે બાદશાહના આગ્રહથી મહારે આપણા મેળાપની ખાનગી વાત કાલે કહેવી પડશે માટે આપે જેમ બને તેમ અત્રેથી જ્યાં બચાવ થાય ત્યાં ચાલ્યા જવું; તેથી મીર મોંગલ દિલ્હીથી નીકળી રણથંભોર ગઢમાં આવી हम्मीरदेवने મળી પોતાની સર્વે વીગત વાત કહીને બોલ્યો કે

## हम्मीर देव प्रति मीर मंगोल वाच.

### दोहा.

गहि दीजें मत शाहकों, रखियें पक्की आव ॥
जो कदाच गहि देउ तो, दीजे अभी जवाब ॥ ५५ ॥

## मीर मंगोल प्रति हम्मीरदेव वाच

### कवित्त.

खातिर जमासें तुम रहियो हमारी पास ॥ एक वादशाह कहा लाख क्यों न आवई ॥
जौलों रवि चंद वेद छंद सौ प्रबंध नभ ॥ जौ लौंही गयंद वृंद अश्वनके धावई॥
जौलौंही सुमेर देव मंडल अखंडलहै ॥ यमुना तरंग गंग जो लौंही वहावई॥
ये सब नशाइ तोऊ में ना पकराऊं तोहि॥ मारकें भजाऊं शाह शाके कवि गावई ५६

### पुनर्यथा.

कहत हमीर देव भूपति वलिंद रोसें। महिमा मंगोल वात मेरी सुनि लीजियें।
कूरमजो शेष तजे ताहिकों वराह तजे। ताहिकोसो जैवो होय तोऊ ना डरीजिये॥
पश्चिममें उदं कदि होय जो प्रभाकरको ॥ सागर मृजाद तजि उमडे अलीजिये।
टारि जाय दिग्गज भी दशहू दिशानहीतें। टारे है न तोहु मेरे वैन यों पतीजियें॥५७

## पुनर्यथा.

दुसह दरिघ दल दलि डारौं दौड करि ॥ मलिडारौं शोचके समूह कर राहतें ॥
काटि डारौं कटक काटिले कोटि मुंगलके ॥ चाटि डारौं चकताके रुधिर उछारतें ।
ग्वाल कवि जोपें है हमीरदेव मेरो नाम। महिमा मंगोल बोल पूरौं चित चाहतें॥
आप दुख पाऊं पें न तोहि पकराऊं कभी ॥ भारत मचाऊं औ बचाऊं बादशाहतें।७?

એવી રીતે વચન આપી મહિમા મંગોલને રાખ્યો, ત્યાર પછી બાદશાહ ચઢી આવ્યો, તે સાંભળી હમ્મીરદેવ સામે લડવા ચાલ્યા તે વખતનું સેના પ્રયાણ વખાણવા યોગ્ય છે તેમાંનું એકાદ કવિત અત્રે લખું છું.

## यथा कवित.

कूच किये डेरा महाराज श्री हमीरदेव । घेरा कियो जाय बादशाहकों उमंडकें ॥
छूट गये छक्के छितिपालनके छिति छोर ॥ फूटगये शेष फण भूमि पडी धडके।
ग्वाल कवि वीरनके फरकत भुजदंड ॥ धडके अरिंद हिय चंद्र चक्र लडके ।
कडाके कडकि दांत कोलकी कडाकें भरें ॥ तडकी तडकी पीठ कच्छपकी तडके १८८

હમીરદેવનો સરદાર જાજા વડગૂજર નામનો હતો, તેના યુદ્ધ વિષે.

## यथा कवित.

काढि तेग करितें सुभट जुरे जाजा जब । ज्योतिकी जमातें तहां झलकत झुक्क झुक्क।
ताकत तुरक किते मुरक भचत पीछें । आगेको सिधादेतें बचाये डार टुक्क टुक्क ।
ग्वालकवि कहे माने धार जरबगतर । तुरक शमानें पं अमानें जिति रुक्क रुक्कः ।
शीश गजराजनके गरक गरुर भरेः । फरके धरापें धरा धरकत धुक्क धुक्कः । २०६

નથી પણ તેની એક પ્રતિ જેસલમેરના સરસ્વતી ભંડારમાં છે તેમાં તેના કર્તાનું નામ નરચંદ્રસૂરિ લખ્યું છે પણ તે શકવાળું છે અને પાટણના ભંડારવાળી પ્રતિમાં જયસિંહ સૂરિ લખ્યુ છે તે જેનો ઠીક માને છે "हम्मीरमर्द्दन." ગ્રંથના નામ પરથી અલ્લા-ઉદ્દીને હમ્મીરનો નાશ કર્યો એવા મતલબનું તેમાં વર્ણન હોવું જોઇએ એમ અનુમાન થાય છે અને તેથી હિંદુ કવિયે હિંદુ રાજાની નિંદા અને મુસલમાનની પ્રશંસા કરવાથી તે કવિ લોકોમાં ઘણોજ નિંદાયો હશે તેટલાજ માટે તે દોષ મટાડવાની ખાતર તેના શિષ્ય વર્ગોમાંથી હમ્મીરના વખાણનું હમ્મીર મહા કાવ્ય લખાયું હશે.

૨ બીજું સંસ્કૃતમાં "हम्मीर महाकाव्य" નામનું કાવ્ય આશરે વિક્રમ સંવત ૧૫૦૦ પંદરસોનાં સૈકામાં જયચંદ્રસૂરિના શિષ્ય नयनचंद्रसूरि એ वीरमदेव તુંવરના દરબારમાં બનાવી સંભળાવ્યું હતું તે પરથી અનુમાન થાય છે કે જયસિંહ સૂરિ કૃત हम्मीर मर्दन નામના ગ્રંથથી તેની નિંદા થવાથી તેના શિષ્યવર્ગમાંથી નયનચંદ્રસૂરિયે હમ્મીરના વખાણનો ગ્રંથ "हम्मीर महा काव्य" કરેલ હશે.

૩ ત્રીજો વ્રજ ભાષામાં મહેશ કવિનો કરેલો એક "हम्मीर रास" નામનો ગ્રંથ મહારી પાસે લખેલો છે તેમાં સન સંવત સામેલ નથી પણ રચના પરથી પ્રાચીન જણાય છે અને हम्मीर हठ નો પ્રખ્યાત દોહો જે જગતમાં કહેવાય છે તે તેનો હશે એમ અનુમાન થાય છે; કેમકે બીજા ગ્રંથોમાં તે દોહો લીધેલો છે પણ મથાળે પ્રાચીન દોહો એમ કરીને લખે છે તે આનાં લખ્યું નથી તેથી તેનો હશે એમ અનુમાન થાય છે.

हम्मीर हठनो પ્રખ્યાત દોહો જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે એટલે કાંઇક પાઠ ફેર લખેલ છે પણ જે પ્રમાણે મહેશકૃત હમ્મીર રાસમાં લખ્યો છે તેજ પ્રમાણે અત્રે લખું છઉં.

## यथा दोहो.

सिंह संगम सुपुरुष वचनः ॥ कोरि फरे इक वारः ॥
तिरिया तेल हमीर हठः ॥ चढे न दूजी वारः ॥ ३५२

૪ ચોથો ગ્રંથ ચંદ બરદાઇ વંશી સારંગધર બંદિજન નામના કવિએ ભાષામાં રચ્યો છે; અને તે સારંગધર કવિ સંવત ૧૩૫૭ માં હયાત હતો અને ઉપર લખેલ દોહો તેનો કરેલો છે એમ "शिवसिंह सरोज" નામના ગ્રંથમાં શિવસિંહે લખ્યું છે અને દોહો પણ નીચે મુજબ આપ્યો છે.

## यथा दोहो,

सिंह गमन सुपुरुष वचनः । कदलि फरै इक वारः ॥
तिरिया तेल हमीर हठः । चढे न दूजी वारः ॥ १ ॥

સારંગધર કવિનો શિવસિંહ સરોજમાં આપેલો સંવત જો સાચો હોય તો સર્વથી પહેલો તેજ ગ્રંથ ગણાય તેમાં કંઇ શક નથી; અને દોહો પણ તેનોજ હોવો જોઇએ. કેમકે હમ્મીરદેવ પાસેથી અલાઉદીને આસરે વિક્રમ સંવત ૧૩૫૬ ની લગભગમાં રણથંભોરનો કિલ્લો લીધો હોય તો તેજ સૈકામાં સારંગધર પણ હતો માટે તે ગ્રંથમાં કંઇ સત્યતા હોવી જોઇએ એમ અનુમાન કરી શકાય પણ જ્યાં સુધી તે ગ્રંથ આપણે જોયો નથી ત્યાં સુધી તે વિશે કાંઇ કહી શકાય નહી. કેમકે **शिवसिंह सरोज** ગ્રંથ મ્હારી પાસે છે તે મેં જોયેલ છે તેમાં આપેલ કવિઓના ઘણા ખરા સન સંવત ખોટા છે; તે હું ખાતરી પૂર્વક જાણું છઉં તેથી સારંગધરના સંવત પર વિશેષ વિશ્વાસ રખાય નહી.

૫ પાંચમો ગ્રંથ "**हम्मीर रास**" નામનો છે તે **हम्मीरदेव** ના વંશધર **निमारणा** ના ઠાકોર શ્રી **चंद्रभान** ની આજ્ઞાથી જોધરાજ નામના કવિયે સંવત ૧૮૮૫ ના વૈશાખ શુદ ૩ ને ગુરૂવારે બનાવ્યો છે; તે ગ્રંથ કાશી નાગરી પ્રચારિણી સભા મારફત શ્યામસુંદરદાસે છપાવી પ્રગટ કર્યો છે; ને તેની કવિતા ઘણીજ સારી છે.

૬ છઠ્ઠો ગ્રંથ **हम्मीरहठ** નામનો મથુરાં નિવાસી ચાવજી ગ્વાલ કવિયે સંવત ૧૮૮૩ ના કાર્તક વદી અમાસને દિવસે "**अमृतसर**" માં રચીને પૂરો કર્યો છે તે વિશે મેં આગળ લખેલ છે.

सिहोर કાઠિયાવાડ. (ચાલુ)

કવિ ગોવિન્દ ગિલાભાઇ ચહુવાણ.

---

# —॥ आगामि—मानव—वंश ॥—

अथवा

# ॥ भाविमां आवनारी मानव—जाति ॥

## प्रकरण—१.

ઉત્તર હિંદમાં આવેલા સંયુક્ત પ્રાંતોમાં——નો હું વાસિ છું. શીખ રાજાઓના સમયમાં મારા પૂર્વજો પંજાબમાંથી અત્રે વસવા આવ્યા હતા; સ્વાતંત્ર્યના યુદ્ધમાં મારા દાદાએ કંઇ ઓછી નામના કરી નહતી. આટલા માટે મારૂં કુટુમ્બ વંશપરંપરા ઉતરી આવતા હક પ્રમાણે ઉચ્ચ પ્રકારનો સામાજીક દરજ્જો ભોગવતું હતું; વળી તે સુસમૃદ્ધ હોવાથી તેના કુટુમ્બીઓને રાજ્યદ્વારી સેવા માટે અયોગ્ય ગણવામાં આવતા. એકવાર મારા પિતા કોન્ગ્રેસ માટે ધાંધલ મચાવી રહ્યા હતા પરંતુ તેમના હરીફે તેમને જાણવા જેવી હાર ખવરાવી હતી. આ બનાવ પછી તે રાજ્યદ્વારી બાબતોમાં, ઘણું થોડુંજ માથું મારતા અને પોતાની પુસ્તકશાલામાં ઘણો સમય ગાળતા. ત્રણ પુત્રોમાં હું વડિલ હતો; કેટલેક ભાગે મારી સાહિત્યની કેળવણી પૂરી કરવા માટે તથા કેટલેક ભાગે કાનપુરની એક વેપારી પેઢીમાં મારી વ્યાપારી કેળવણી શરૂ કરવા માટે મને સોળ વર્ષની ઉમરે જૂના દેશમાં મોકલવામાં આવ્યો. મારી એકવીશ વર્ષની ઉમર થયા પછી થોડા સમયમાંજ મારા પિતાનું મૃત્યુ થયું. સુસમૃદ્ધ દશામાં હોવાથી તથા મુસાફરી અને સાહસનો મને એક પ્રકારનો શોખ હોવાથી અમુક સમય માટે હું સર્વ સમર્થ રૂપૈયા મેળવવાની સર્વ પ્રકારની માયાકૂટ દૂર કરીને પૃથ્વીતલ ઉપરનો એક ઢંગધડા વગરનો ભટકનારો બન્યો.

૧૮——ના વર્ષમાં, આશરે * * * માસમાં, મારા ઓળખાણવાળા એક ધંધાધારી ઇજનેરે, જ્યાં તે નોકરી હતો, તે * * * ખાણનાં પોલાણોની મૂલાકાત લેવા મને બોલાવ્યો.

જે પ્રાંત વિષે હું લખું છું તેની સર્વ પ્રકાની બાતમી છૂપી રાખવાનું મારૂં કારણ આ કથા પૂરી થતા પહેલાં વાચકના સમજવામાં આવશે; તેનો શોધ લાગે એવું કોઈપણ પ્રકારનું વર્ણન નહિ આપવા માટે કદાચ તે મારો આભાર માનશે.

જેમ બને તેમ ટૂંકામાં મને કહેવા દો, કે ઇજનેરની સાથે હું ખાણના અંદરના ભાગમાં ઉતર્યો અને તેનાં અંધકારમય કૌતુકોની મને એટલી બધી અદ્દ્ભૂત મોહની લાગી, મારા મિત્રની શોધોમાં મને એટલો બધો રસ પડયો કે પડોશમાં મારો વાસ લંબાવીને પૃથ્વીના તલ તળે કુદરત અને કલાએ કોતરી કાઢેલી કમાનો અને સાંકડી ચાલીઓમાં કેટલાક અઠવાડીયાં સુધી દરરોજ નીચે ઉતરવા લાગ્યો. પોતાની યોજનાઓ અનુસાર શરૂ

કરેલા એક નવીન કુવા જેવા પોલાણમાં અત્યાર સુધીમાં જડી આવતા હતા તેના કરતાં ખનિજ સંપત્તિના વધારે કીમતિ જથ્થાઓ મળી આવશે એવુ ઇજનેરનું ખાત્રીથી માનવું હતું. આ પોલાણને ઉંડુ ખોદાવતાં એક દિને, જાણે કે અમુક પૂર્વના સમયમાં જ્વાલામુખીના અગ્નિવડે આરપાર ભાગીને બન્યો હોય એવો, દેખીતી રીતે બાજુઓમાં કોલસા જેવો બની ગયલો, કાકર પડેલો એક ચીરો અમારી નજરે ચઢયો. આરંભમાં રક્ષક–દીપ વડે વાતાવરણની પરિક્ષા કરી જોઇને મારા મિત્રે જાતે એક "પિંજરામાં" બેસીને આ ફાટમાં નીચે ઉતરવાનો સંકલ્પ કર્યો. આ ખાડામાં તે આશરે એકાદ કલાક રહ્યો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેનું લોહી ઉડી ગયું હતું, તેના મુખની આકૃતિ સાધારણ રીતે દરરોજની પ્રફુલ્લ, આનંદી નિર્ભય પ્રકારની કરતાં તદ્દન ભિન્ન પ્રકારની ચિંતાતુર, ગંભિર બની ગઇ હતી.

તેણે ટૂંકમાં કહ્યું, કે તેને અવતરણ અરક્ષિત અને કંઇ પણ પરિણામ વિનાનું લાગ્યું; આ ખાડામાંની વિશેષ યોજનાઓને રહેવા દઇને ખાણના વધારે જાણીના વિભાગો તરફ અમે વળ્યા.

બાકીનો બધોએ દિવસ ઇજનેર અમુક તલ્લિન કરી દેતા વિચારમાં એકતાર બની ગયલો જણાયો. તે અસાધારણ રીતે અલ્પભાષિ બની ગયો; જાણે કે ભૂતનાં દર્શન થયલા એક માનવિની પેઠે તેનાં ચક્ષુઓમાં એક પ્રકારનો ચમકાટનો, ગભરાટનો દેખાવ જણાઇ આવતો હતો. રાત્રે ખાણના મુખદ્વા નજીકના અમારા સહવાસવાળા ગૃહમાં અમે બંને એકલાજ બેઠા હતા તેવામાં મેં મારા મિત્રને કહ્યું,—

"તમે એ ફાટમાં જે જોયું તે મને ખુલ્લે ખુલ્લું કહો; તે કંઇક અદ્ભૂત અને ભયંકર હોવું જોઇએ, એવો મારો નિશ્ચય છે. તે ગમે તે હોય છતાંએ તેથી તમારૂં મન શંકાશીલ બની ગયું છે. આવી બાબતમાં એક કરતાં બે મસ્તક વધારે ઉપયોગનાં છે. મારા ઉપર વિશ્વાસ રાખો."

ઘણા સમય સુધી ઇજનેરે મારી પૃચ્છાઓને ઉડાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ જે અરસામાં તે બોલતો હતો તેવામાં તેણે ભાન વિના પોતાની મેળે એક દારૂના શીશામાંથી એટલું બધું ઢાંમવા માંડ્યું, કે આટલી બધી હદ સુધી વધી જવાની તો તેને બીલકુલ ટેવ હતી; તે એક ઘણોજ મિનાહારિ માનવિ હોવાથી તેની ચૂપકીદીમાં ધીમે ધીમે ભંગ થવા લાગ્યો. જેને પોતાનું બધું પોતાની જાતમાંજ ભરી રાખવું હોય તેણે મુગાં પ્રાણીઓનું અનુકરણ કરીને પાણી પીવું જોઇએ; આખરે તે બોલી ઉઠયો, "હું તમને બધુંએ કહીશ. પિંજરૂં ઉભુ રહ્યું ત્યારે હું મારી જાતે ખડકની એક હાર ઉપર આવ્યો હોઉ એમ લાગ્યું; મારી નીચેના ભાગમાં કરાડ એક ઢોળાવ પડતી દિશામાં વધીને ઘણીજ ઉંડાઇ સુધી લંબાતી હતી, તેના અંધકારને મારો દીપ પ્રકાશ ભેદી શકત નહિ. પરંતુ એ પોલાણ મારફતે મને ઘણોજ અચંબો પમાડતો એક પ્રકારનો સ્થિર ઝગઝગીત પ્રકાશ ઉપરના ભાગમાં પ્રકાશી નીકળતો હતો. શું આ કોઇ પ્રકારનો જ્વાલામુખીનો પ્રકાશ હશે? જો એમ હોય તો ખત્રીથી મને ગરમીની લાગણી થઇ હોવી જોઇએ. હજુએ જો કે આ બાબત વિષે શંકા હતી છતાંએ તેના નિરાકરણની બાબત આપણા સામાન્ય રક્ષણ માટે અત્યંત ઉપયોગની હતી. મેં અવતરણની બાજુઓ તપાસવા માંડી, વિશેષ નહિ તો થોડેક સુધી

ખડકના અસ્તવ્યસ્ત અગ્ર વિભાગો અથવા કોરો ઉપર હું મારી જાતને વિશ્વાસ સહિત સાહસમાં ઝોકાવી શકું એમ જણાઇ આવ્યું. હું પિંજરૂં છોડીને નીચે ઉતરવા લાગ્યો. જેમ જેમ હું પ્રકાશના નજીકમાંને નજીકમાં આવતો ગયો તેમ તેમ કરાડ વધારેને વધારે વિસ્તારવાળી બનતી ચાલી અને આખરે મને અવર્ણ્ય અચંબો પમાડતો એક વિશાલ સપાટ માર્ગ કરાડના તળીએ મારી નજરે પડ્યો; એકાદ નગરના મોટા માર્ગોની પેઠે બરોબર અંતરે ગોઠવેલા કૃત્રિમ ગેસ-લાઇટના દીવાઓ જેવા જણાતા કશાકથી નજર પહોંચે ત્યાં સુધી આ માર્ગ પ્રકાશિત બન્યો હતો. માનવ અવાજોના જેવો એક પ્રકારનો ગણુગણાટ દૂરથી મિશ્રિત બનેલો મારા સાંભળવામાં આવ્યો. આ પ્રાંતમાં કોઇ પણ હરિફ ખાણ ખણનારાઓ કામે લાગેલા નથી એટલું હું ખાત્રીથી જાણતો હતો. આવા અવાજો કોના હોવા જોઇએ ? કયા માનવ હાથોએ આ માર્ગને સપાટ બનાવ્યો હશે અને આવા દીપકોની વ્યવસ્થા કરી હશે !

" પૃથ્વીનાં આંતરડાંમાં પિશાચો અથવા વેતાલોનો વાસ હોય છે, એવી ખાણ ખણનારાઓમાં સામાન્ય થઇ પડેલી વ્હેમી માન્યતાએ મારા મનમાં વાસ કરવા માંડ્યો. વધારે નીચે ઉતરવાના અને આ પૃથ્વી તલ નીચેની ખીણના વાસિઓના સામે થવાના વિચાર માત્રથી હું કંપવા લાગ્યો. તેમજ દોરડાં વિના મારાથી આમ થઇ શકત પણ નહિ, કારણ કે કરાડને તળીએ હું જે સ્થળે પહોંચ્યો હતો ત્યાંથી ખડકની બાજુઓ નીચેના ભાગમાં ઉભી, લીસી અને બારીક બનતી જતી હતી. કેટલીક મુશ્કેલી સહિત મેં મારાં પગલાં પાછાં ફેરવ્યાં. હવે હું તમને બધુંએ કહી ચૂક્યો છું. "

" તમે ફરીથી ઉતરશો ? "

"મારે ઉતરવું જોઇએ, છતાં એ જાણે મારી હિમત ના ચાલતી હોય એમ મને લાગે છે."

" એક વિશ્વાસુ સાથી મુસાફરીનો ભાર અડધો કરે છે અને હિમતને બેવડી વધારે છે. હું તમારી સાથે આવીશ. આપણે આપણી સાથે બંધ બેસતી થઇ પડે એવી લંબાઇનાં અને બલવાળાં-દોરડાં લઇ જઇશું. અને—મને ક્ષમા કરજો—આજે રાત્રે તમારે વધારે ટીચવું જોઇએ નહિ. કાલે સવારે આપણા હાથ અને પગ સ્થિર અને દૃઢ હોવા જોઇએ."

---

## પ્રકરણ ૨.

---

પ્રભાતમાં મારા મિત્રનાં જ્ઞાનતંતુઓ પુનઃ તાજાં બન્યાં; જીજ્ઞાસા વડે તે મારા કરતાં જરા પણ ઓછો ઉશ્કેરાયો નહતો. કદાચ મારા કરતાં તે વધારે આવેશમાં આવી ગયો હતો; કારણ કે તે તેની પોતાની વાતને સ્પષ્ટ રીતે માનતો હતો અને મને એ બાબતમાં ઘણીજ શંકા આવતી; તે ખુશીથી જાુઠું બોલે એવો નહોતો, પરંતુ મને એમ લાગી આવ્યું, કે એકાંત, અવડ સ્થલોમાં આપણી કલ્પના અથવા જ્ઞાન તંતુઓને પોતાને આધિન કરી લેતા ચિત્તભ્રમનો તે ભોગ બન્યો હોવો જોઇએ; આત્રિ દશામાં આપણે આકાર વિનાનાને આકારવાળું, વાચા વિનાને વાચાવાળું બનાવીએ છીએ.

અમારી ઉતરવાની બાબતની તપાસ રાખવા માટે અમે વૃદ્ધ ખાણ ખણનારાઓને પસંદ કર્યા; પિંજરામાં એક વખતે એક જણ બેસી શકે એમ હોવાથી ઇજનેર પ્રથમ

નીચે ઉતર્યા. તે પ્રથમ જ્યાં આગળ પહોચ્યા હતા ત્યાં આગળ ખડકની કોર ઉપર પહોંચતાં પિંજરૂ ફરિથી મારે માટે ઉપર આવ્યું. હું પણ થોડાક સમયમાંજ તેમની પાસે જઇ લાગ્યો. અમે જાડા દોરનું એક ગુંચળું અમારી સાથે રાખ્યું હતું.

પૂર્વ દિને મારા મિત્રને બન્યું હતું તેમ પ્રકાશ મારી નજરે પડ્યો. જે ખાડામાંથી આવો પ્રકાશ આવતો હતો તે ત્રિકોણાકારે ઢોળાવવાળું જણાતું હતું; આ પ્રકાશ મને એક પ્રકારે ફેલાયલી આકાશી પ્રભા જેવો લાગ્યો; આવી ધુતિ અગ્નિમાંથી આવતી હોય એવી ન હતી પરંતુ જાણે કે એકાદ ઉત્તર દિશાના તારકમાંથી આવતી હોય તેવી કોમલ અને

ત ...રૂપેરી હતી. પિંજરાને રહેવા દઇને પૂર્વે મારો મિત્ર જે સ્થલે જઇને અટક્યો હતો ત્યાં
દરરોજની ...ગળ પહોચતા સુધી, આજુ બાજુમાં ખાંચા ખચકા હોવાથી ઘણીજ સહેલાઇથી અમે
બની ગઇ હતી.'ની પાછળ નીચે ઉતર્યા; આ સ્થલ અમારાથી ટટાર ઉભા રહેવાય એટલા પહોળા
...ગળ પડતા એક ભાગ રૂપ હતું આ સ્થલેથી એક પ્હોળા મ્હોંવાળી
તેણે ટૂંકમાં કહ્યું, ...ી હેડે મેદાન માર્ગ અને દીપકો સ્પષ્ટરીતે મારી દૃષ્ટિએ ચઢ્યાં. તેણે
આ ખાડામાંની વિશેષ યોગ્ય ...ી ન હતી. જાણે કે બોલતા અવાજોના અને ચાલતા પદોના
અમે વળ્યા.
...મિશ્ર બનેલા અસ્પષ્ટ ધ્વનિ જેવા—તેના સાંભળવામાં આવેલા
બાકીનો બધોએ દિવસ ધ...ડાયા. મારી નજરને ખેંચીને દૂર નીચે જોતાં થોડેક દૂર કોઇક
ગયલો જણાયો. તે અસાધારણ રીત ...ીતે જણાયો. આ કંઇ માત્ર કુદરતી ખડક હોવો જોઇએ
એક માનવિની પેઠે તેનાં ચક્ષુઓમાં અ...તરકામ વાળા મોટા ભારે સ્તંભોવાળું અને જાણે કે
આવતો હતો. રાત્રે ખાણુના મુખડા ન...રહી હોય-એવું ભવન લાગતું હતું. મારો પાસે એક
એકલાજ બેઠા હતા તેવામાં મેં મારા મિ...વડે મેં ઉપર વર્ણવેલા ભવન આગળ માનવના જેવા
"તમે એ ફાટમાં જે જોયું તે મને ...વ્યા, જો કે આ બાબતની મારી ખાત્રી થઇ ન
ભયંકર હોવું જોઇએ, એવો મારો નિશ્ચય છે...હતાં કારણ કે તેઓ ચાલતાં હતાં અને ઉભયે
શંકાશીલ બની ગયું છે. આવી બાબનમાં ...ગયાં ચાપડા અને સ્ક્રુવાળા પકડ જેવા આંકડાઓ
ઉપર વિશ્વાસ રાખો." ...થે રાખ્યાં હતાં તેની સહાય વડે અમે જે ખડકની

ઘણા સમય સુધી ઇજનેરે મારી પૃચ્છાએ જોડે આણેલા દોરના છેડાને સજડ જડી લેવાના
...મામાં તે બોલતો હતો તેવામાં તેણે ભાન વિના
એટલું બધું હાંસવા માંડ્યું, કે આટલી બધી હ... ચૂપકીજ જાળવી હતી. એક બીજા સાથે
હતી; તે એક ઘણોજ મિતાહારિ માનવિ હોવાથી ...ી આ પ્રમાણે ખુલ્લી રીતે દોરનો એક
લાગ્યો. જેને પોતાનું બધું પોતાની જાતમાંજ ભરી રાખવુ...પથ્થરનો ટૂકડો બાંધેલો બીજો છેડો
અનુકરણ કરીને પાણી પીવું જોઇએ; આખરે તે બોલી ઉઠ્યો... હતો. હું મારા સાથી કરતાં
પિંજરૂં ઉભુ રહ્યું ત્યારે હું મારી જાતે ખડકની એક હાર ઉપ... ...ઉપર કામ કરેલ હોવાથી આવા

આ કમનસિબ માનવ તળીએ સીધે સીધો ટૂટી પડયો, બરોબર મારા પગ પાસે આવી લાગ્યો; તેના પડવા સાથે ખડકના ટૂકડાઓ પણ નીચે પડવા લાગ્યા, તેમાંનો એક સદ્ભાગ્યે નાનો સરખો મને જોરમાં વાગ્યો, તેટલો સમય તો મને મુર્છિત બનાવી દીધો. હું ભાનમાં આવ્યો ત્યારે મારો સાથી મારી નજીકમાં પ્રાણ વિનાનો એક ઢગલો થઇને પડયો હતો, તેના પ્રાણ બીલકુલ અટકી પડયા હતા. શોક અને ભયથી હું વાંકો વળીને તેના શબને તપાસતો હતો તેવામાં ઘણાજ નજીકના ભાગમાંથી ફુંફવાડા અને સુસવાટાના વચલા પ્રકારનો એક વિચિત્ર અવાજ મારે કાને અથડાયો. જે દિશામાંથી આવો અવાજ આવતો હતો તેમાં સ્વાભાવિક રીતે વળતાં ખડકમાં આવેલી એક કાળી ફાટમાંથી, ખુલ્લાં જડબાં વાળું, નિસ્તેજ, વિકાળ, ક્ષુધાતુર આંખોવાળું એક મોટું અને ભયંકર મસ્તક બહાર નિકળતું મારા જોવામાં આવ્યું; મગરના માથાને મળતું આવતું એક વિકાળ અજગરના જેવું આ મસ્તક હતું; મેં મારી મુસાફરીમાં આવા પ્રકારનું પ્રાણી જોયું હશે તે સર્વ કરતાં આ બહુજ મોટું હતું. હું એકદમ ઉભો થઇ જઇને મારાથી બનતી ઝડપે મેદાન તરફ નાસવા લાગ્યો. મારા ભય અને નાઠી છુટવાથી શરમાઇ જઇને આખરે હું અટકીને જ્યાં આગળ મેં મારા મિત્રનો દેહ પડતો મૂકયો હતો ત્યાં આગળ આવ્યો. એ દેહ જતો રહ્યો હતો; ખાત્રીથી આ ભયંકર રાક્ષસ ક્યારનોએ તેને પોતાના દરમાં લઇ જઇને ખાઇ ગયો હશે. દોર અને સ્ક્રુવાળા આંકડાઓ જ્યાં આગળ પડયા હતા ત્યાંને ત્યાંજ હતા પરંતુ તેમની સહાયથી મને પાછા ચઢવાનો કોઇ પણ પ્રકારનો લાગ મળી શકયો નહિ તેમ તે ખડકના ઉપરના ભાગ સાથે ફરીથી જડી લેવાની બાબત બીલકુલ અસંભવિત હતી; ખડકની બાજુઓ પણ માનવપાદને ચઢવા માટે ઘણીજ ઉભી અને લીસી હતી, દુનિયાનાં આંતરડાંમાં આવા પ્રકારની અદ્ભુત સૃષ્ટિમાં હું એકલો આવી પડયો.

## પ્રકરણ ૩.

ઉપર વર્ણવેલા વિશાલભવન તરફ દોરી જતા, દીપ પ્રભાથી પ્રકાશિત માર્ગ તરફ ધીમે ધીમે, સંભાળપૂર્વક મેં એકલાએ ફરતો માપવા માંડયો. ખડકવાળા પર્વતોની આસપાસ થઇને મહાન્ હિમાલયમાં થઇને જતા એકાદ માર્ગના જેવો આ માર્ગ લાગતો હતો; જે પર્વતના પોલાણમાંથી હું નીચે ઉતર્યો હતો તે આવી પર્વત માલાના અનુસંધાન રૂપ હોય એમ લાગતું હતું. નીચે ઉંડાણમાં ડાબી બાજુએ એક વિશાલ મેદાન આવેલું હતું. તેમાં મારા અચંબામાં ગરક બનેલાં ચક્ષુઓને કલા અને શિક્ષણના અચૂક પૂરાવાઓ જણાઈ આવતા હતા. ત્યાં વિચિત્ર પ્રકારની વનસ્પતિથી ભરેલાં ખેતરો જોવામાં આવતાં હતાં; પૃથ્વી તલ ઉપર જોવામાં આવતાં કોઇપણ પ્રકારનાં ખેતર સાથે તે મળતાં આવતાં ન હતાં; આમાંની વનસ્પતિનો રંગ લીલો ન હતો પરંતુ લગભગ આછો સીસાના જેવો અથવા એક પ્રકારનો રતાશ પડતો સોનેરી રંગ હતો.

ત્યાં આગળ સરોવરો અને નાના વ્હેળીઆં પણ જોવામાં આવતાં હતાં; તેમની આસપાસ કોતરી કાઢેલા કૃત્રિમ કિનારાઓ આવેલા હતા. આમાંના કેટલાં ચોખ્ખા

પાણીમાં હતાં અને બીજાં કેટલાંક નખતેલનાં ખાબોચીયાં જેવાં પ્રકાશતાં હતાં. ગોરા જમણા હાથ તરફ ખડકો, કોતરો અને સાંકડા રસ્તાઓ આવેલા હતા, સ્પષ્ટ રીતે કલાએ યોજી કાઢેલા માર્ગો તેમના મધ્યમાં થઇને જતા હતા. તેમની બંને બાજુએ ઘણે મોટે ભાગે રાક્ષસિ વટવૃક્ષને મળતાં આવતાં વૃક્ષો આવેલાં હતાં, તેમની પીછાં જેવી પત્ર ઘટાની બારીક પ્રકારની વિવિધતાઓ જોવામાં આવતી અને તેમનાં થડ ચોપાસીના વૃક્ષ જેવાં લાગતાં હતાં. બીજાં કેટલાંક વેતસ વૃક્ષને મળતાં આવતાં હતાં, પરંતુ પુષ્પના ભારે ગુચ્છાઓવાળાં અને વધારે ઉંચાં હતાં. વળી બીજાં કેટલાંકનો આકાર મોટી કુતનતી ટોપીઓ જેવો હતો, તેમનાં ટુંકાં જાડાં થડીઆં ઉપર એક વિશાલ ઘૂમટના જેવો છાપરાનો આકાર આવ્યો હતો, તેમાંથી લાંબી અને પાતળી ડાળીઓ ગમે તો ઉપર વળતી અથવા નીચની બાજુ પથરતી હતી. જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધીનો મારો આગળ અને આજુબાજુનો પાછળનો દેખાવ અસંખ્ય દીપકોથી ઝગઝગી રહ્યો હતો એક સૂર્ય વિનાની સૃષ્ટિ મધ્યાહન સમયે રજપુતાનાના એક પ્રદેશની માફક પ્રકાશિત અને ગરમ બનેલી હતી, પરંતુ વાતાવરણ થોડું ગમદાયક હતું, ગરમી નરમ પ્રકારની હતી. તેમજ મારા આગળનો દેખાવ વસતિની નિશાનીઓ વિનાનો ન હતો. થોડેક દૂર ગમે તો સરોવર અથવા ઝરાના કીનારાઓ ઉપર અથવા આગળ તરીઆવતા ખડકોના મધ્યભાગ ઉપર લીલોતરીના મધ્યમાં આવેલાં, ખાત્રીથી માનવિનો વાસ ગૃહોહોવાંજ જોઇએ એવાં ભાગનો મારા જોવામાં આવ્યાં. જો કે ઘણે દૂર છતાએ દૃષ્ટિપ્રદેશમાં ફરતા, અને માનવ જેવા જણાતા આકારો પણ મારી નજરે ચડ્યા, હું અવલોકન કરવાને અટક્યો તેવામાં મારી જમણી બાજુએ પાંખો જેવા આકારના સઢો વડે ચાલતો એક નાની હોડી જેવું જણાતું કંઇક વાતાવરણમાંથી જલદીથી પસાર થતુ મારા જોવામાં આવ્યું. તે ઝપાટાબંધ દૃષ્ટિ મર્યાદાની પાર ચાલી ગયું, એકાદ જંગલની ઘટામાં ઉતરી પડ્યું. મારા માથા ઉપર સીધે કોઈ પ્રકારનું આકાશ આવેલું ન હતું પરંતુ ગુફાને મળતું પોકળ એક છાપરૂં આવેલું હતું. આરપારના ભૂમિ ભાગો જેટલે છેટે આ છાપરૂં ઉંચું ને ઉંચું બનતું જતું હતું, તેની નીચે ધુમસવાળું વાતાવરણ સ્વતઃ બનતું હોવાથી આખરે તે અદૃશ્ય બનતું હતું.

આગળ ચાલતાં ચાલતાં હું ચમકીને અટક્યો; કુવાર અથવા કાંટાવાળી જામફળીના જેવા આકારનાં લાંબાં પાંદડાંવાળા બીનારાની જગામાં થતા રોપા જેવા ઉંડ અને રોપાઓ વચમાં વચમાં આવેલા એવી, દરીયાઈ રોપાઓના એક મોટા સમૂહને મળતી આવતી એક ઝાડીમાંથી—લગભગ એક હરણના આકારનું એક વિચિત્ર પ્રાણી મારા જોવામાં આવ્યું. પરંતુ તે થોડાંક ડગલાં દૂર કુદી ગયા પછી પાછું ફરીને મારા સામે તપાસ કરતું હોય તેમ તાકી રહ્યું; તેવામાં મારાથી સમજાયું કે વર્તમાનકાલે દુનિયા ઉપર મળી આવતી હરણોની કોઈ પણ જાતિ સાથે તે મળતું આવતું ન હતું; આને જોતાં પ્રલય પહેલાંના કાળમાં અસ્તિત્વ ધરાવતી કહેવાતી મોટા સાબરના જેવા હરણની એક જાતિનું એકાદ સંગ્રહસ્થાનમાં મારા જોવામાં આવેલું પત્થરનું બનાવેલું એક પૂતળું તર્તજ મને યાદ આવ્યું. આ પ્રાણી પુરતા સહવાસવાળુ હોય એમ જણાયુ; એકાદ બે ક્ષણ સુધી મને તપાસ્યા પછી તે ભીતિવિના, ચિંતા વિના આસપાસની નવીન પ્રકારની લીલોતરી ચરવા મંડ્યું.

REGISTERED No B 761.

# સુદર્શન.

(ધર્મ-ગૃહ રાજ્ય સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૮ ] ( માસિક ) [નવેમ્બર—૧૯૧૪.

વિષય અનુક્રમણિકા



અમદાવાદ—ટંકશાળ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ સાભજીભાઇએ છાપ્યું.

REGISTERED No B. 761.

આખા ડાક—

સ્વ. સાક્ષરશિરોમણિ
પ્રસ્થાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી અને પ્રકાશક,
ગોપાળદાસ નથુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઑફિસ, ઑકીરાવાડી નડીઆદ

(ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૨ ] ( માસિક ) [નવેમ્બર—૧૯૧૪.

## વિષય અનુક્રમણિકા.



---

અમદાવાદ—ધી ડયાળ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ રામજીભાએ છાપ્યું.

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ .અગાઉથી લેવાનો રીવાજ છે એતું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

પ્ર. નિ. મ. ન. દ્વિવેદી યોજીત.

# શ્રીમદભગવદ્ગીતા.

આવૃત્તિ ( બીજી)

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્તાની છબી પણ મુકવામાં આવી છે, ટપાલ ત્રિ. જુદુ

## સિદ્ધાન્તસાર
બીજી આવૃતિ.

મોટા ટાઈપ સરા કાગળ પાકું પુઠ.

(કીંમત રૂ ૩-૦-૦)

## નારીપ્રતિષ્ઠા.
બીજી આવૃતિ.

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

( કીંમત રૂ. ૦-૮-૦ )

લખો—મેનેજર.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

REGISTERED No B 764

આદ્ય દ્રષ્ટા—
સ્વ. અભેદમાર્ગપ્રવાસી.
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વીવેદી.
સુદર્શન-ઓફિસ,સાઠોદરાવાડા-નડીઆદ.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यपरधीमहि"—भागवत

પુસ્તક ૨૯—અંક ૨ ] ( માસિક ) [ નવેમ્બર—૧૯૧૪.

## अदूर आशा.



થાતી અદૂર જ આશા,
મીઠી હવે થાતી અદૂર જ આશા:
ઓહો ક્રૂર દૂર થઈ જ દુરાશા ! મીઠી૦—

ચિરતૃપિત, પીડિત હૃદયની
પરિતૃપ્ત થશે આકાંક્ષા'
અહો ! પરિતૃપ્ત થશે આકાંક્ષા ! મીઠી૦—

મૂર્તિવિહોણે મન્દિરીએ આ–
પ્રેમમૂર્તિની થાશે પ્રતિષ્ઠા !
પ્રિયા–પ્રેમમૂર્તિની થાશે પ્રતિષ્ઠા ! મીઠી૦—

થાતી અદૂર સુઆશા,
મીઠી હવે થાતી અદૂર સુઆશા !
અહો વિરહી ઉરની પ્રણયાશા !–
મીઠી હવે થાતી અદૂર સુઆશા !

ચિત્રાલ, તા– પાદરા.
તા ૨૦: ૫: ૧૯૧૧.

કુસુમ.

# साइक्लोन.

( અનુસંધાન ગતાંકથી. )

### અનુષ્ટુભ્-છંદ.

૬૧ ડોલાવ્યા ડુંગરો ડોલા, વૃક્ષો કંપ કર્યો કરી,
અધુના સર્વથા શાંતિ, નિર્વેદા ગતિ પામતી.

### શિખરિણી-વૃત્ત

૬૨ પતિ પત્નિ જાણે અતિશ રમતાં રંગ રતિમાં,
વિનોદે-વાર્તાએ, કથન કરતાં કેલિ ગતિમાં;
રમે ન્હાતાં ન્હાતાં રસભર બન્યાં અંગ દૂપનાં,
ઢળ્યાં શું' શાંતિમાં-પરવશ બન્યાં છે સરવ ત્યાં.

### શાર્દૂલવિક્રીડિત-વૃત્ત.

૬૩ ભાસે છે ક્રમ એક આજ મુજને-વિચારતાં દષ્ટિએ,
શાંતિ છેવટમાં સદાય વસતી-દીઠી અમે સૃષ્ટિએ;
ઉછાળા મનના તરંગ સઘળા કે રંગ આપ્યા પછી,
શાંતિના સદને સુહાય સરવે, ઉભા ન થાતા કદિ.

૬૪ પૂર્ણું તેજ પ્રદીપ જેમ પ્રકટ્યો, અન્ધાર ઓછું થયું,
કિન્તુ દીપ-સમીપ આડુ ધરતાં અંધારૂં આવી જતું;
તેવી રીત થકી ઉપાધિ જગમાં સો ફેરફારો કરે,
સર્વે તે શમી જાય શાંતિ જગમાં ફેલાઈ પાછી રહે.

### અનુષ્ટુભ્-છંદ.

૬૫ ગાઢ નિદ્રા પ્રશાંતિમાં, સર્વને સુવરાવતી;
અર્પતી બળ પોતાનું, તાજાં સર્વે બનાવતી.

### શિખરિણી-વૃત્ત.

૬૬ પ્રભાતે જાગીને જન નજર જ્યાં જ્યાં ફરી વળે,
બધે તે તે સ્થાને, નવિન કંઈ દેખાવ નિરખે;
ઘરો નદેલાં છે. ઝરૂખા વળી આખાં કંઈક છે,
ભરાયાં છે દ્વારો,-અત્યારે ઘરી નહીં બ્હાર નીકળે.

### અનુષ્ટુભ્-છંદ.

૬૭ ગામ બ્હાર જવું થતાં, દેખાવો નજરે પડે,
શોકની સાથ આલ્હાદ, ચિત્તમાં બેય આથડે.

### શિખરિણી.

૬૮ સરિતામાં પાણી ખળ ખળ વહ્યું જાય સ્વરથી,
કિનારાનાં વૃક્ષો ઉથલી પડિયાં મૂળ જડથી;
અને બીજાં ઝાડો તણી કઇક ડાળ્યો ફસી પડી,
જ્હાં જોઇએ ત્હાં, ત્હાં અસલ રૂપ ક્યાંએ રહ્યુ નથી.

### શાર્દૂલવિક્રીડિત-વૃત્ત.

૬૯ વાળ્યો ધાણુ જનાવરો અતિશયી એ તો બહુ આકરો,
માંદાં ને અતિ વૃદ્ધ જે ડગમગ્યાં ઢોરો હતાં તે તણો;
પખીની વિખરાઈ પાખ ગઈ છે ઉંધા પડ્યા છે અહો!
કૈં તો કાદવમાં લપેટ થઇને દેખાય આ તો જુઓ.

### અનુષ્ટુભ્-છંદ

૭૦ એક સારી સ્થીતિ રહેવી, સર્વદા મુશ્કેલ છે,
જીન્દગીમા ફર્યા જાએ, બનાવો નિરખેલ છે.

### વસતતિલકા-વૃત્ત.

૭૧ આશ્ચર્યમા ચકિત એહ બનાવ જોતા,
સૃષ્ટિતણા પ્રવહમાં વળી જીવ પ્રોતાં;
શક્તિ અગાધ-મહિમા પ્રભુનો બધે છે,
ને માત્ર એક પળમાં પ્રભુ ન્હાય તે છે.

### શાર્દૂલવિક્રીડિત-વૃત્ત

૭૨ જોતાં વિકૃતિ સામગી જગતની જે ફેરફારો કરે,
માયાવી મનુજો તણાં પ્રતિ પળે તે ચિત્ત જોને હરે;
ને જેણે પ્રભુની સદા કૃતિ ભણી દષ્ટિ કરેલી હશે,
તે લીલા પ્રભુની સદા સમજતાં મોહાન્ધ ના એ થશે.

### શિખરિણી-વૃત્ત

૭૩ અશાંતિમાં શાંતિ ગ્રહણ કરવી તે કઠિણ છે,
પુરા અભ્યાસીને સહન કરવું તે સરલ છે;

# साइक्लोन.

—•※•—

( અનુસંધાન ગતાંકથી. )

### અનુષ્ટુભ્-છંદ.

૬૧ ડોલાવ્યા ડુંગરો ડોલ્યા, વૃક્ષો કંપ કર્યાં કરી,
અધુના સર્વથા શાંતિ, નિર્વેદા ગતિ પામતી.

### શિખરિણી-વૃત્ત

૬૨ પતિ પત્નિ જાણે અતિશ રમતાં રંગ રતિમાં,
વિનોદે-વાર્તાએ, કથન કરતાં કેલિ ગતિમાં;
રસે ન્હાતાં ન્હાતાં રસભર બન્યાં અંગ દ્રયનાં,
દ્રવ્યાં શું' શાંતિમાં-પરવશ બન્યાં છે સરવ ત્યાં.

### શાર્દૂલવિક્રીડિત-વૃત્ત.

૬૩ ભાસે છે ક્રમ એક આજ સુજને-વિચારતાં દષ્ટિએ,
શાંતિ છેવટમાં સદાય વસતી-દીઠી અમે સૃષ્ટિએ;
ઉછાળા મનના તરંગ સઘળા કે રંગ આપ્યા પછી,
શાંતિના સદને સુહાય સરવે, ઉભા ન થાતા કદિ.

૬૪ પૂર્યું તેલ પ્રદીપ જેમ પ્રકટ્યો, અન્ધાર ઓછુ થયું,
કિન્તુ દીપ-સમીપ આડુ ધરતાં અંધારૂં આવી જતું;
તેવી રીત થકી ઉપાધિ જગમાં સો ફેરફારો કરે,
સર્વે તે શમી જાય શાંતિ જગમાં ફેલાઈ પાછી રહે.

### અનુષ્ટુભ્-છંદ.

૬૫ ગાઢ નિદ્રા પ્રશાંતિમાં, સર્વને સુવરાવતી;
અર્પતી બળ પોતાનું, તાજાં સર્વ બનાવતી.

### શિખરિણી-વૃત્ત.

૬૬ પ્રભાતે જાગીને જન નજર જ્યાં જ્યાં ફરી વળે,
બધે તે તે સ્થાને, નવિન કંઈ દેખાવ નિરખે;
ઘરો તૂટેલાં-છે. 'અરધ' વળી આખાં કંઈક છે,
ભરાયાં છે ઢોરો,-ભય થકી નહીં બ્હાર નીકળે.

નામ चद्रकला લખેલ છે પણ બાદશાહની બેગમનું નામ કાંઇ લખ્યું નથી, માત્ર हुरम એટલુંજ લખ્યું છે.

ત્રીજું. જોધરાજ કૃત हम्मीर रासમાં માતાનું નામ નથી; રાણીનું નામ 'आसुमति' કુંવરીનું નામ देवलदेवी કુંવરનું નામ रतनसेन નાયકાનું નામ चंद्रकला અને બાદશાહની બેગમનું નામ "रूपविचित्रा" લખ્યું છે.

ચોથા. ગ્વાલ કવિકૃત ગ્રંથમાં માતા રાણી કુંવરી કુમારનાં નામ નથી. પણ धाद અને धाद નામની બે નાયકાઓનાં નામ આપ્યાં છે; અને નાચનાર નાયકાને બાણ મારનાર મીર મંગોલનો ભાઇ उड्डानबेग જે બાદશાહની સાથે હતો તેનું નામ આપ્યું છે; તેમજ हम्मीरदेव લડવા ગયો ત્યારે રણથંભોરના કિલ્લાની રક્ષા કરવા મીર મંગોલને મૂકી ગયો હતો, તે જમૌર થયા પછી કુવામાં પડીને મરી ગયો એમ લખ્યું છે

પાંચમા ચંદ્રશેખર કૃત हम्मीरहठ માં કુંવરીનું નામ देवलदेवी નાયકાનું નામ નથી પણ નાચનાર નાયકાને ઉડાનબેગે બાણ મારી હરકત કરી હતી અને બાદશાહની બેગમનું નામ મરહઠી લખ્યું છે. એ શિવાય સરદારોનાં નામોમાં ઘણો ફેરફાર છે; પણ તે વિસ્તારના ભયથી અત્રે લખેલ નથી

ઉપર પ્રમાણે નામોની વ્યવસ્થા હોવા છતાં ભાઇ નારાયણે પોતાના ગુજરાતી હમીર હઠના વીશમા પરીચ્છેદમાં પત્ર ૧૧૮ મે ઓળ ૧૧ થીથી ૨૪ સુધીમાં જે પોતે સમજ્યા વિના પોતાના ઘરનું દોઢ ડહાપણ વાપરી રાણીનું નામ भानुमती અને કુવરીનું નામ चंद्रावली કલ્પ્યાં છે અને તેની ફૂટનોટમાં લખ્યું છે કે—જોધરાજ કૃત हम्मीर रास માં રાણીનું નામ देवल આપેલું છે તે હડહડતું ખોટું છે કેમકે તેજ हम्मीर रास મા કુવરીનું નામ देवलदेवी છે, અને રાણીનું નામ आसुमती લખ્યું છે તે પરથી જણાય છે અને સિદ્ધ થાય છે કે પોતે કવિતા વાંચી નથી, પણ શ્યામસુંદરદાસના હિંદી ગદ્ય ભાષાંતર પરથી ગુજરાતી ભાષાંતર કર્યું છે તેથી જ્યાં શ્યામસુંદરદાસે ભૂલ્યો કરી છે ત્યાં તેણે પણ ભુલ્યો કરી છે તે સર્વને જાણવા માટે નીચે લખુ છઉં.

કવિ જોધરાજ કૃત हम्मीर रास નું શ્યામસુંદરદાસનું કરેલ હિંદી ભાષાંતર પત્ર ૨૫ મેં ઓળ ૧૫ મી તથા ૧૬ મી જુવો.

यह सुनकर अल्लाउद्दीननें हम्मीरके यहां कहला भेजा कि—वह अपनी देवल "रानीकी वेटी चंद्रकलाकों मुझे देकर मुझसें क्षमा मांगी हों तो में उनपर दया कर शकता हूं."

ઉપરનું ભાષાંતર જે કવિતાનું શ્યામસુંદરદાસે કર્યું છે, તે સમજ્યા વિના તદન ખોટું કર્યું છે તે માટે તે જોધરાજ કૃત અસલ કવિતા અત્રે લખું છઉં.

यथा दोहा.

चंद्रकला देवलकुंवरिः पारस महिमा शाहिः ॥
मांगत शाह अलावदीः अब ले मिलियो आहिः * ६६१

---

* જોધરાજ કૃત અને મહેશ કૃત કવિતા કેટલી મળતી છે; તેપરથી સિદ્ધ થાય છે છે કે જોધરાજે મહેશ કૃત हम्मीर रास પરથીજ પોતાનો રાસો બનાવ્યો છે કેમકે તેની ઘણીખરી કવિતાનો ભાવ મહેશકૃતમાંથી લીધેલ જણાય છે. પણ તે બતાવવાનો અત્રે પ્રસંગ ન હોવાથી લખ્યું નથી. પણ કોઈ બીજે પ્રસંગે તે વિશે લખીશ.

કાંઇ ભૂલ કરીશ નહી અને ભૂલીશ તો લખઇ આપીશ નહી; તેથી લેખકે મૂળ પ્રમાણે તે ગ્રંથની નકલ લખવા માંડી પણ વચમાં એક ઓળમાં એક અક્ષર પર માંખી ચોંટી ગયેલી હોવાથી અક્ષર રેળાઈ જવાથી સાફ દેખાતો નહતો તેથી લેખકે પણ તે ઠેકાણે શાહનું ટીપું મૂકી માંખી મારી ચોટાડી દીધી, ત્યારથી ઉપલી કહેવત ચાલી છે; તેમભાઇ નારાયણે પણ સંવત ૧૭૮૫ માં એ કાવ્ય ગ્રંથની રચના કરી હતી. સંવત ૧૮૮૫ ના ચૈત્ર શુક્લ તૃતિયા બૃહસ્પતિ વારે પુર્ણાહુતિ કરી એમ જે લખ્યું છે, તે ભાષાંતર તો બરાબર છે; પણ તેમાં શું ભૂલ છે, તે વિશે કાંઇ વિચાર કર્યો નથી. તેથી તે જણાવું છઉંકે:

સંવત ૧૭૮૫ માં કદાચિત ગ્રંથનો આરંભ કરયો હોયને સંવત ૧૮૮૫ માં પૂરો કર્યો માનિયે તો તે ગ્રંથ **સો વર્ષ** સુધી રચાયો એમ અર્થ થય છે, તો તે યોગ્ય કે અયોગ્ય છે તેનો ભાઇ નારાયણે કાંઇ વિચાર કરયો હોય એમ જણાતું નથી. પણ જ્યાં જેમ લખ્યું છે, ત્યાં તેમ લખી કાઢ્યું છે; તેથી મૂળ કવિતામાં જોતાં સંવત ૧૭૮૫ ક્યાંઇ છેજ નહી પણ સંવત ૧૮૮૫ માં પૂરો કર્યાનું લખ્યું છે તે નીચે મુજબ:

**ग्रंथ संवत्सर मूल ग्रंथमांथी पत्र १९५ में.**

**दोहा.**

**चंद्र नाग वसु पंच गिनिः संवत माधव मासः ॥**
**शुक्लसु तृतिया जीव जुतः ता दिन ग्रंथ प्रकाशः ॥९७८॥**

**अर्थः**

ચંદ્ર એટલે એક, નાગ એટલે દિગ્ગજ અર્થાત આઠ; વસુ એટલે આઠ; અને પાંચ મળીને સંવત ૧૮૮૫ વર્ષ થયાં અને માધવનો અર્થ ચૈત્ર લખ્યો છે; તે ખોટો છે; કેમકે: ચૈત્ર માસનું નામ તો **મધુ માસ** છે અને **માધવ** તો વૈશાખ માસનું નામ છે માટે સંવત ૧૮૮૫ ના વૈશાખ શુદિ ૩ ને છત્ર એટલે ગુરવારને દિવસે ગ્રંથ પૂરો કર્યો છે.

ઉપર મુજબ જોધરાજ કવિયે ગ્રંથના અંતમાં સંવત લખ્યો છે, પણ પ્રારંભમાં તેમજ બીજે કોઇ ઠેકાણે સંવત ૧૭૮૫ લખેલ નથી; તેમ છતાં સ્યામસુંદરદાસે હિંદીમાં કેમ અને ક્યાંથી લખ્યો હશે તે વિચાર કરતાં કાંઇ સમઝાતું નથી. કદાચિત ૧૮ ના ૧૭ ભૂલથી થઇ ગયા હોય તો બનવા સંભવ છે.

ભાઇ નારાયણે પોતાના ઉપોદ્ઘાતમાં પ્રથમ પાને ઓળ ૩૦ મીમાં ચંદ્રભાનના ગામનું નામ સ્યામસુંદરદાસે **निम्बारण** લખ્યું છે તેને સુધારીને, ભાઇ નારાણે **निम्बारण्य** લખી મોટી ભૂલ કરી છે; કેમકે **अरण्य** તો વનનું નામ છે, માટે તેની આંહી જરૂર નહોતી; તે ગામનુ ખરૂં નામ "**निम्बारणा**" છે અને તે જયપૂર અને અલવરની વચ્ચેના પ્રદેશને "**राठ**" દેશ કહે છે તેમાં તે નામનુ હમીર વંશી ચહુવાણ ઠાકોરનુ આસરે ૨૪ ગામનું સ્વસ્થાન અદ્યાપિ પર્યંત મોજુદ છે; ને ચંદ્રભાનથી દશકે અગ્યારમી પેઢિયે **कनकसिंहजी** નામના રાજા હાલ રાજ્ય કરે છે; અને પ્રથમ તે નિંમારણા સ્વસ્થાનની દિવાની ફોજદારી અલવર રાજ્યને તાબે હતી પણ હાલ પોતાને મળવાથી તે સ્વતંત્ર થયેલ છે.

( ભાઇ નારાયણે ઉપોદ્ઘાતમાં પત્ર ૨ જે ઓળ ૮ મીથી લખ્યું છે.કે, )

" પરંતુ એક " हम्मीर महाकाव्य " ને અપવાદરૂપ ગણીને બાકીના લેખો વિશે ખેદપૂર્વક જણાવવું પડે છે કે એ લેખોમાં ઐતિહાસિક શોધનો પૂર્ણ અભાવ છે. અથવા કેટલાંક કાવ્યોમાં ઇતિહાસ સાથે પૌરાણિક કલ્પનાનું પણ નિશ્રણ કરી દેવામાં આવ્યુંછે."

ઉપરના લેખથી જણાય છે કે—" हम्मीर महाकाव्य " ઇતિહાસને માટે પ્રમાણિક અને સારૂં છે; પણ તે તદ્દન ખોટું છે કેમકે પુરાણોની કથા જેવાંજ ગપથી ભરેલ છે, તેની ખાત્રી કરવી હોય તો જુવો ઉપોદ્ઘાત પત્ર ૭ મે हम्मीर महाकाव्य ના સર્ગ ૧૩ માં ના બે શ્લોક લખ્યા છે. જેમાં અલ્લાઉદીને પોતે " रतिपाल " ને જનાનામાં લઇ જઇ પોતાની બેહેન પાસે એકાંતમાં ( વ્યભિચાર કરવા ) મુકી જાય છે તે શ્લોક નીચે આપુંછઉં.

यथा श्लोक.

अंतरंतःपुरं नीत्वा एकेशस्तमभोजयत् ।
अपीप्यत्त स्वाग्निन्याच प्रतीत्यै मदिरामपि ॥८१॥
प्रतिश्रुत्य शके शोकं ततः सर्वस दुर्मतिः ॥
विरोधेदृग्धिनिर्वाचो गत्वाराज्ञेन्यरूपयत्॥८२॥

વળી રતિપાલની સ્ત્રી " वसुमती " બાદશાહની સેનામાં જઇ બે પુરૂષો હાજર છતાં પોતાના ધણી રતિપાલનું માથું કાપી લાવે છે; એવું આખું ગપ્પ છે ? ઇત્યાદિ ઠેકાણે ઠેકાણે ગપથી ભરેલ છે.

શ્યામસુંદરદાસે પોતાની હિંદી ભૂમિકામાં પ્રથમ પાને પંક્તિ ૧૬ મીથી લખ્યુ છે કે.

राजपूतानेमें दो हम्मीर हो गये हैं एक उदयपूरके और दूसरे रणथंभोरके लोकांने मायः दोनोंके चरित्रोंकों मिलकर एक कर डाला है ॥

ઉપર લખેલ હિંદીનું ભાઈ નારાયણે ગુજરાતી કરેલ છે તે નીચે પ્રમાણે ઉપોદ્ઘાતને પત્ર ૨ જે ઓળ ૧ મીથી જુવો.

" રાજસ્થાન અથવા રાજપૂતાનામાં બે હમ્મીર થઇ ગયા છે; એક મેવાડ મુકુટ ચીતોડનો હમ્મીર અને બીજો રણથંભોરનો હમ્મીર. અજ્ઞાન લેખકોએ બહુધા આધુનિક લેખકોએ એ ઉભયનાં ચરિત્રોને સંમિશ્રિત કરીને તેમની એકતા કરી નાખી છે; " ઇત્યાદિક જેમ શ્યામસુંદરદાસે લખ્યું છે તેમ ભાઇ નારાયણે લખ્યું છે પણ પોતે જાતે કાંઇ વિચાર કર્યો નથી તેથી મ્હારે પોતાને જણાવવું જોઇએ કે—

हम्मीर નામના અનેક રાજાઓ થઇ ગયા હશે ;તેમાં મુસલમાનો સાથે લડાઈ કરનાર મહા પ્રતાપી અને વીરમૂર્તિ એવા ત્રણ हम्मीर થઇ ગયા છે. તેમાં પ્રથમ हम्मीर કાઠિયાવાડ सोमैया ની રખાતે જનાર એટલે महमुद गिजनवी પાટણમાં सोमनाथ પર ચડી આવ્યો ત્યારે सोमनाथ ની સહાય કરવા જઇ મહા ભયંકર યુદ્ધ કરી મુસલમાનોને તોબા પોકરાવી મરાણો તે હાલ લાઠી અને પૂર્વે અડીસાના રાજા ભીમસિંહજીનો

લઘુ પુત્ર **हम्मीर गोहिल** થઇ ગયો છે; ત્યારપછી રણથંભોરનો ચહુવાણ હમ્મીર થયો જે **हम्मीर हठ** ના નામથી પ્રખ્યાત છે, જેના વિષે આ ગ્રંથમાં લખવામાં આવ્યુ છે તે અને ત્રીજો ચિતોડનો શિશોદિયો **हम्मीर राणो** જેણે અલ્લાઉદ્દીન પાસેથી ચિતોડ પાછું મેળવ્યું હતું તે; એમ ત્રણ **हम्मीर** નામાંકિત અને મહા પ્રતાપી થઇ ગયા છે.

એ શિવાય ગૂજરાતી હમ્મીર હઠમાં જે ફુટનોટો આપેલી છે તે સર્વે જોધરાજ કૃત હમ્મીર રાસની ભૂમિકામાં અને ચંદ્રશેખર કૃત હમ્મીર હઠમાં જે ફુટનોટો આપેલી છે તેનાજ તરજુમા કરીને આપેલ છે, તે અસલ હિંદીમાં જોયેથી ખાત્રી થશે; પણ તેમણે મૂલ ગ્રંથની કવિતા જોઇ હોય એમ જણાતું નથી.

ઉપર મુજબ ભાઇ નારાયણે હિંદી પરથી કરેલ ગુજરાતી હમ્મીર હઠના ભાષાંતરને વાંચક વૃંદની સેવામાં રજુ કરી હવે પછી આપણે કાંઇક ઇતિહાસિક વૃત્તાન્તપર દ્રષ્ટિ કરિયે.

**रतनमोर** અથવા **रणथमोर** નો કિલ્લો કોણે વસાવ્યો અને ક્યારે વસ્યો તે કાંઇ નિશ્ચયપૂર્વક જણાતું નથી* પણ પૃથ્વીરાજની વખતમાં રણથંભોરનો કિલ્લો ચહુવાણોના તાબામાં હતો અને તે ગુલામવંશના બાદશાહ શમશુદ્દીન અલ્તમશે ઇસ્વીસન ૧૨૨૬ માં ચહુવાણો પાસેથી જીતી લીધો હતો પણ જંગલ અને પહાડોમાં હોવાથી પાછું કોઇ સંભાળવા ગયું નહી તેથી ચહુવાણોએ પાછો પોતાને કબજે કર્યો હતો, તે **हम्मीरदेव** સુધી તેના તાબામાં રહ્યો અને **हम्मीरदेव** પાસેથી ખિલજીવંશના બાદશાહ અલાઉદ્દીને ઇસ્વીસન ૧૩૦૦ ના સૈકામાં લીધો હતો પણ હાલ તે જયપુરના રાજ્યના તાબામાં વિદ્યમાન છે અને તેનુ **सवाई माधवपुर** નામ પાડયુ હોવાથી તે નામથી ઓળખાય છે ને તે **नागदा मथुरा** રેલવે લાઇનમાં આવે છે ને તેનું સ્ટેશન પણ છે.

રણથંભોરનો કીલ્લો હમ્મીરદેવ પાસેથી અલ્લાઉદ્દીને શા માટે લીધો અને તે લેવામાં તેને કેટલી મુશીબત પડી હતી તે ટુંકામાં નીચે લખી જણાવું છઉં

અલ્લાઉદ્દીન ખીલજી તેના કાકને મારીને ઇસ્વીસન ૧૨૯૫ માં ગાદીએ બેઠો. ત્યાર પછી ગૂજરાતના રાજા કરણ વાઘેલાના પ્રધાન માધવના સમઝાવ થી પોતાના ભાઇ અલીફખાન અને વજીર નુસરતખાનને એક લાખ ફોજ આપી ગૂજરાત જીતવા મોકલ્યા હતા. તેણે ગૂજરાતનાં અંત્રી કરણ વાઘેલાનો પરાજય કરી દક્ષિણમાં ભાગલાણ તરફ નસાડી મુકયો; અને આખુ ગૂજરાત લૂંટી અનંત દ્રવ્ય મેળવ્યું તે દ્રવ્ય તથા કરણ વાઘેલાની રાણી કમળા દેવી અને ખંભાતના ગુલામ મલેક કાફુરને લઇ લશ્કર પાછું દિલ્હી તરફ જતું હતું ત્યાં રસ્તામાં વજીર અને અલીફખાએ એવો હુકમ જાહેર કર્યો કેઃ જેઓએ જે જે લૂંટયો મેળવી હોય તે તે સર્વે બાદશાહની પાસે રજુ

---

* પૃથ્વીરાજ રાસામાં છત્રીશમાં સમય (અધ્યાય) માં રણથંભોરના યાદવ રાજા ભાનુરાયની પુત્રી **हंसावती** ને પરાણે પરણવા ચંદેરી નો રાજા ચઢી આવ્યો હતો. તેની સાથે લડાઇ કરી તેને હરાવીને પૃથ્વીરાજ પરણ્યાની હકીકત લખી છે; પણ તે હકીકતી ખોટી છે. કેમકે પૃથ્વીરાજના ભાઇ હરિરાજનો પુત્ર ગોવિંદસિંહજી તે વખતે રણથંભોરમાં રાજધાની કરીને રહ્યો હતો અને તેનાજ વંશમાં હમ્મીરદેવ થયો છે

કરવી. તે હુકમ સાંભળી લશ્કર માંહેના કેટલાક સરદારો અને સિપાઇઓ બદલી ગયા, અને બલવો થયો; તેમાં બાદશાહનો એક ભત્રીજો મારયો ગયો; અને સરદારો તથા સિપાઇઓ કેટલાક પોતાની મેળવેલ લૂંટ લઇ જુદા પડયા. તે રણથંભોર જઇ હમીરદેવને શરણે રહ્યો; ત્યારપછી લશ્કર જ્યારે દિલ્લીએ પહોચ્યું ત્યારે સર્વે વાત બાદશાહને નિવેદન કરી સર્વે માલ અને રાણી કમળાદેવી તથા મલેક કાફુરને રજુ કરયાં તે જોઇ બાદશાહે રાણી કમળાદેવીને પોતાની બેગમ બનાવી અને મલેક કાફુરને હજૂરમાં રાખ્યો. તથા દ્રવ્ય સર્વે ખજાનામાં મોકલાવ્યું; અને ગૂજરાતની લૂંટનું દ્રવ્ય લઇ ભાગીજનાર સરદારોને સકત શિક્ષા કરવાનો નિશ્ચય કરી રણથંભોરના રાજા હમ્મીર દેવપર પત્ર લખાવ્યો કે: અમારાં કેટલાંક માણસો લૂંટનો માલ લઇ ત્યાં આવ્યાં છે, તેને માલ સાથે કેદ કરી અમારી તરફ જેમ બને તેમ જલદી મોકલી આપો. પણ હમ્મીર દેવે શરણ આવેલાને સોંપવાની ના કહેવાથી તેનીપર પોતાના ભાઇ અલીફખાનને તથા વજીર નુસરતખાનને રણથંભોરનો કિલ્લો ફતેહ કરવા મોકલ્યા પણ તેમની હાર થવાથી બાદશાહ પોતે ચડયો અને ત્રણ વર્ષ સુધી લડાઇ કરી મહા મુસીબતે રણથંભોરનો કિલ્લો લીધો; ત્યાર પછી પોતાના લશ્કરમાંથી ગૂજરાતની લૂંટ લઇ ભાગેલ સરદારોમાંના જે હાથ આવ્યા તેને સહકુટુંબ મરાવી નાખ્યા.

અલ્લાઉદ્દીન જેવા મહા પરાક્રમી અને બળવાન બાદશાહને રણથંભોર જેવો એક કિલ્લો લેવામાં ત્રણ વર્ષ લાગ્યાં, તેનું કારણ એવું હતું કે–તે વખતે બાદશાહપર જુદે જુદે ઠેકાણેથી અનેક આપતિઓ આવી પડી હતી. તે સર્વેનું નિવારણ કરવામાં તેને રોકાવું પડયુ હતું, તે એવી રીતે કે:

જ્યારે બાદશાહ રણથંભોરના કિલ્લાને ઘેરો ઘાલી પડયો હતો, ત્યારે પોતાની છાવણીમાંથી શિકારે ગયો હતો: ત્યાં પછવાડે તેના ભત્રીજા સુલેમાને કેટલાક મુગલ સિપાઇઓને લોભમાં નાખી ફૂટવીને બાદશાહની પછવાડે તેને મારી નાખવા મોકલ્યા હતા; તે એવા મતલબથી કે: જેમ મહારે કાકે તેના કાકાને મારીને રાજ મેળવ્યું છે, તેમ હુ મહારા કાકાને મારીને રાજ્ય મેળવું. તેથી મુગલોએ જંગલમાં સંતાઇને અલ્લાઉદીન પર બાણ મારયાં: ને તે ઘાયલ થઇને ઘોડાપરથી નીચે પડી ગયો. તેને મરી ગયેલો માની મોગલ સિપાઇઓએ સુલેમાને તે છાવણીમાં આવી બાદશાહ મરી ગયાની ખબર આપ્યા તેથી પોતે બાદશાહ થઇ બેઠો: ત્યાર પછી બે ત્રણ કલાકે બાદશાહને શુદ્ધિ આવી ત્યારે ઉભો થઈ માંડમાંડ લથડતો પડતો છાવણી તરફ આવતો હતો ત્યાં તેને કેટલાક પોતાની છાવણીના સિપાઇઓ સામાન લેવા જતા હતા, તે સામા મલ્યા તેણે બાદશાહને જીવતો જોઈ તેની પાસે દોડી ગયા, ને બાદશાહના ભત્રીજાની સરવે વાત કહી, તેથી અલ્લાઉદીન પ્રથમતો મનમાં ડરયો, પણ બીજા કેટલાક માણસોના ઉસ્કેરવાથી તેને ઘોડાપર બેસારી એકદમ છાવણીમાં લાવ્યા. તેને જોઈ સર્વે અમલદારો જે નવા બાદશાહનો મુજરો કરતા હતા, તે સર્વે અલ્લાઉદ્દીનપાસે દોડી આવ્યા. તે જાણી બાદશાહનો ભત્રીજો ભય પામી ભાગી ગયો: તેની પછવાડે માણસો મોકલી પકડી મંગાવ્યો, ને તેને તથા પોતાને બાણ મારનારાઓને જીવથી મરી નાખ્યા, ને પોતે દવા દારૂ તથા પાટાપીંડ કરાવી થોડીક મુદતમાં સારો થયો.

બીજી તેજ લડાઇમાં તેનો વઝીર નુસરતખાંનને પથ્થર વાગવાથી તે મરણ પામ્યો હતો, એ શિવાય મારી નાખેલ ભત્રીજા સુલેમાનના બે ભાઇઓ જે બદાયતમાં હતા, તે-મણે પોતાના ભાઇને મારી નાખ્યાના સમાચાર જાણી બંડ કર્યું હતું, તેથી બાદશાહે તેમનીપર ફોજ મોકલી તેને પણ પકડી મંગાવ્યા ને પ્રથમ આંખ્યો ફોડી પછી શિરછેદ કરાવી મારી નાખ્યા.

તેજ સમયમાં હાજી મૌસ્લા નામના એક ગુલામે દિલ્લીમાં લોક એકઠાં કરી બંદી-વાન છોડી મુકવાનો અને ખજાનો લૂંટી વેહેંચી લેવાનો તથા બાદશાહી કુટુંબના કોઇ શાહજાદાને ગાદીએ બેસારવાનો પ્રારંભ કર્યો હતો; તે બંડ બાદશાહના કામદારે મહા મુસીબતે હાજી મૌલાને મારી નાખીને સમાવ્યું હતું.

ઇત્યાદિક કેટલાક નાનાં મોટાં કારણોને લઇને બાદશાહને રણથંભોરનો કિલ્લો લેવામાં મહા મુશીબત અને લાંબી મુદત થઇ હતી. કારણકે: રણથંભોરના કિલ્લાના ઘેરા પેહેલાં પણ માવરૂલહર પ્રાંતના બાદશાહ દાઊદખાનના પુત્ર કુતબુખખાનના આશ્રય નીચે મોંગ-લોની મ્હોટી સ્વારી સાથે લડાઇ કરી બાદશાહનું મૈન બળભંગ થયું હતું- એ પણ મુખ્ય કારણ હતુ.

રણથંભોરનો કિલ્લો લેવાનું કારણ કેટલાક ઇતિહાસવેત્તા ગુજરાતની લુંટ લઇ ભા-ગીજનાર સરદારોને શિક્ષા કરવા માટે લખે છે, અને કોઈ કોઇ કવિઓ **हम्मीरदेव**ના ગુણગાનારા બાદશાહની બેગમ સાથે વ્યભિચાર કરનાર મીર મંગોલ માટે લખે છે. તે બેમાં કયું ખરૂં હશે તે નિશ્ચયપૂર્વક કહી શકાય નહી; તોપણ અલ્લાઉદ્દીન વાત વાતમાં માણસોને મરાવી નાખતો હતો, તેથી કેટલાક તેને અલ્લાઉદ્દીન ખૂની કહેતા હતા. અર્થાત લોકોનો તેનાપર તિરસ્કાર હતો. તે પરથી કવિઓએ તેને વગોવવાની ખાતર તે વાત જોડી કાઢી હોય તો માનવા જેવી છે; કેમકે ઔરંગઝેબની શાહજાદી રોશનઆરા પર પણ શિવાજીનું કલંક લગાડવા માટે હિંદીમાં એક " **मरेंठासरदार** " નામનું પુસ્તક લખાયું છે. ને તે મુંબઇમાં વેંકટેશ્વર પ્રેસમાં છપાયેલ છે, તે મહારા ધારવા પ્રમાણે હડહડતું ખોટું છે. તેમજ મીર મંગોલ અને બેગમની વાત કોઇએ જોડી કાઢી હોયતો તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે બાદશાહો જનાનાની સ્ત્રીઓ એકદમ એકલી છુટી પડી જાય, અને અજાણ્યા પુરૂષને હાથ પડે તે વાતજ અસંભવિત છે; કેમકે: હાલમાં નાનામાં નાના રાજ્યો હોય તેને ઠાકોર કહે છે. તેના અંતઃપૂરની સ્ત્રીઓ બહાર જાય છે, ત્યારે તે માટે ચૌકી પેહે-રાનો કેટલો બધો બંદોબસ્ત હોય છે; તો આ આખા હિંદના ચક્રવર્તિ બાદશાહ અલ્લાઉ-દીનના જનાના માટે વિશેષ બંદોબસ્ત હોય એ સ્વભાવિક છે.

સિહોર—કાઠિયાવાડ.
સંવત ૧૯૭૦ ના વૈશાખ સુદી ૧૫ ને શનીવારે } કવિ ગોવિન્દ ગિલ્લાભાઇ ચહુવાણ.

# —॥ आगामि—मानव—वंश ॥—

अथवा

# ॥ भाविमां आवनारी मानव—जाति ॥

( અનુસંધાન ગતાંકથી )

## प्रकरण—४.

હવે એ વિશાલ ભવન સંપૂર્ણ રીતે મારી દૃષ્ટિએ પડયું. ખરેખર એ હાથવડેજ બનેલું લાગે છે, કેટલેક ભાગે એક મોટા ખડકમાંથી કોતરી કાઢેલું જણાય છે. પ્રથમ દૃષ્ટિપાતે તો મેં તેને અતિપ્રાચીન કાલની શિલ્પકલાના નમુના રૂપ ધારી લીધેલું હોવું જોઇએ; તેના આગળના ભાગમાં મોટા મોટા ગોળ સ્તંભો આવેલા હતા, તે મોટી મોટી કુંભીઓમાંથી ગોળાકાર બનતા ઉપર વધ્યાં જતા હતા, તેમના ઉપરનાં મથાળાંનો આકાર મને જેમ જેમ હું વધારે પાસે આવતો ગયો તેમ તેમ પ્રાચીન કોતર કામમાં મળી આવે તેના કરતાં વધારે શણગારવાળો, તરંગી સૌંદર્યવાળો જણાયો. જેમ કેટલાંક પ્રાચીન મંદિરોના આગળના ભાગના ગોળ થાંભલાઓના મથાળા ઉપરના ભાગનું કોતર કામ કુદરતિ વેલોનાં પાંદડને હસિ કાઢે છે તેમ આ ગોળ થાંભલા ઉપરનાં મથાળાંમાં આસપાસ આવેલી વનસ્પતિનાં પલ્લવોનું અનુકરણ કરવામાં આવ્યું હતું, કેટલાંકનો આકાર કુંવારનાં પાડાં જેવો હતો, બીજાં કેટલાંકનો આકાર વેલીઓનાં ઝીણાં પાતરાં જેવો હતો. આ સમયે આભવનમાંથી માનવિના જેવી એક આકૃતિ બહાર આવી—શું આ માનવ જેવી આકૃતિ હશે ? તે પ્હોળા માર્ગ આગળ અટકી, ચારે તરફ જોવા લાગી અને મને જોઇને મારા તરફ વધી આવી. ને મારાથી થોડાક ફુટને છેટે આવી લાગી, તેના દેખાવ અને હાજરીથી મારાપાદને ભૂમિ સાથે જડી લે એવા પ્રકારનો ભય અને થથરાટ મારા અંગમાં વ્યાપી ગયો. કાશીના લોટાઓ ઉપર જોવામાં આવતી અથવા દક્ષિણનાં પુરાતન મંદિરોની ભિંતો ઉપર ચુના વડે જડી લીધેલી દેવ અને અસુરોની કાલ્પનિક મૂર્તિઓના જેવો આકાર તેને જોઇને મારી સ્મરણ શક્તિમાં તરવા લાગ્યો; આવી જાતની મૂર્તિઓમાં માનવિનો આકાર ઉછીનો લીધેલો હોય છે, છતાંએ તે બીજીજ જાતિની હોય છે. તે ઉંચી હતી પરંતુ રાક્ષસી કદની નહતી; રાક્ષસોના કરતાં ઓછી ઉંચાઇવાળા માનવિઓમાં મળી આવતી ઉંચાઇમાં તે વધારેમાં વધારે ઉંચી હતી. તેનો મુખ્ય ઓવરકોટ તેનાં ઘુંટણ સુધી પહોચતી, છાતી ઉપર બીડેલી બે મોટી પાંખોનો બનેલો હોય એવો મને જણાયો; તેનો બાકીનો પોશાક એક અંદર પહેરેલા પહેરણનો અને અમુક ઝીણા જંતુવાળા પદાર્થનાં બનાવેલાં પગનાં મોજાંનો બનેલો લાગતો હતો. તેણે માથા ઉપર ઝવાહીરોથી ઝગઝમતો એક પ્રકારનો મુકુટ ધારણ કર્યો હતો અને તેના જમણા હાથમાં ઝગઝગતા પોલાદના જેવો અમુક પ્રકારની ચકચકતી ધાતુનો નાજુકદંડ શોભતો હતો. તેની મુખાકૃતિ

મારા ઉરમાં ભય અને ત્રાસ ઉપજાવે એવી હતી. તેનો આકાર માનવિના મ્હોંને મળતો આવતો હતો, પરતુ આપણી જાણીતી વર્તમાન જાતિઓના કરતાં એક ભિન્ન પ્રકારની માનવજાતિને મળતો આવતો હતો. ચાત, માનસિક ગૂઢ સૌંદર્યને આટલી બધી વ્યવસ્થિત રીતે દર્શાવતી બુદ્ધ દેવની કોરી કાઢેલી મુખાકૃતિની રૂપરેખાઓ અને દેખાવ સાથે તે લગભગ મળતો આવતો હતો. આપણી જાતિના બીજા કોઇપણ પ્રકાર કરતાં શાતા માનવિ સાથે વધારે મળતો આવે એવા અમુક ખાસ પ્રકારનો તેનો વર્ણ હતો, છતાં એ તેનાથી તે ભિન્ન પડી આવતો હતો—આ વર્ણ વિશેષ મનોહર અને સૌમ્ય પ્રકારનો હતો; તેમાં ઉંડાં, તેજસ્વી, વિશાલ, કાળા ચક્ષુઓ ગોઠવી રહ્યાં હતાં, તેના ઉપર એક અર્ધગોળની માફક ભમ્મરોની કમાનો આવી હતી. આવી મુખાકૃતિ દાઢી વિનાની હતી, જો કે તેનો દેખાવ શાંત જણાતો હતો અને તેની અવયવ ઘટના સૌંદર્યવાળી હતી છતાંએ તેના સ્વરૂપમાં એવું કઇંક અવર્ણ્ય જણાતું હતું કે જેથી એક વાઘ અથવા સર્પને જોતાં થઇ આવે છે તેવા પ્રકારની ભયની લાગણી ઉભરાઇ આવતી હતી. આ માનવિને મળતી આવતી મૂર્તિને માનવના વિરોધિ શક્તિયોની બક્ષિસ મળેલી°હોવી જોઇએ, એમ મને લાગ્યું જેમ જેમ તે આકૃતિ મારી પાસે આવતી ગઇ તેમ તેમ મારા દેહમાં એક પ્રકારે શીત ઉપજાવતો થથગાટ વ્યાપી ગયો. હું ઘુંટણીએ પડ્યો અને મારા હાથવડે મારૂં મુખ ઢાંકી દીધું.

---

## प्रकरण–९.

—xx—

એક અવાજે મને પ્રથમ બોલાવ્યો—આ ધ્વનિ અત્યત મૃદુ અને સંગીતમય હતો; આવી ભાષાનો એક શબ્દ પણ હું સમજી શકતો નહતો પરંતુ તેથી મારો ભય દૂર કરવામાં સહાય મળી. મેં મારૂં મુખ ખુલ્લું કરીને ઉંચે જોયું આ અજાણી આકૃતિએ (હું તો મારી જાતે તેને ભાગ્યેજ માનવિ કહી શકું) જાણે કે ગાત્ર હૃદયના ઉંડાણમાં ઉંડા ભાગને ઉકેલતી હોય એવી દૃષ્ટિથી મારૂં અવલોકન ચલાવ્યુ. પછીથી તેણે તેનો ડાબો હાથ મારા કપાળ ઉપર મુકયો અને જમણા હાથમાંના દંડ વડે મારા ખભાને સ્પર્શ કર્યો. આવા પ્રકારના બેવડા સ્પર્શની જાદુઇ અસર થઇ, મારા પૂર્વના ભયને સ્થાને મારા ઉરમાં સંતોષનું, આનંદનું, મારી જાતમાં અને મારા સમક્ષ આવેલી વ્યક્તિમાં વિશ્વાસનું ભાન ઉભરાઇ આવ્યું. હું ઉભો થઇને મારી પોતાની ભાષામાં બોલવા લાગ્યો. દેખીતા ધ્યાન સહિત તે મને સાંભળવા લાગ્યો પરંતુ તેના દેખાવમાં સહેજસાજ અચંબો જણાઇ આવતો હતો. જાણે કે એ મને ના સમજ્યો હોય એ સુચવતો હોય તેમ તે માથું ધુણાવવા લાગ્યો; પછીથી તેણે મારો હાથ પકડ્યો અને ચૂપકીથી મને ભવન તરફ દોરી ગયો. પ્રવેશદ્વાર ખુલ્લુંજ હતું-ખરેખર તેને કોઇ પ્રકારનાં બારણાં નહતાં. અમે એક વિશાલખંડમાં પ્રવેશ કર્યો, બાહ્ય પ્રદેશમાં જેવા પ્રકારની હતી તેવાજ પ્રકારની દ્યુતિથી તે પ્રકાશિત બન્યો હતો, પરંતુ ચારે પાસા એક પ્રકારની સુગંધિત વાસ પસરી રહી હતી. કીમતિ ધાતુઓની મોટી ચટાપટાવાળી શિલાઓની આ ભૂમિ બનાવવામાં આવી હતી, તેના થોડાક ભાગમાં એક પ્રકારની સાદી જેવા ગાલિચા બીછાવવામાં આવ્યા હતા જાણે કે

અદૃશ્ય વાદ્યોમાંથી આવતો હોય તેવો મંદ સંગીતનો એક દીર્ઘસ્વર ઉપરના ભાગમાં અને આસપાસ વ્યાપિ રહ્યો હતો; જેમ ખળખળ કરતાં પાણીનો અવાજ એકાદ ખડકમય પ્રદેશમાંથી આવતો હોય છે, પક્ષિઓનો કિલકિલાટ વાસંતિ ઘટાઓમાંથી આવતો હોય છે તેમ સ્વાભાવિક રીતે આ સૂર આ સ્થલમાંથીજ આવતો લાગતો હતો.

મારા ભોમીયા કરતાં ઘણાજ સાદા પ્રકારનાં પરંતુ તેને મળતી જાતનાં લૂગડાં પ્હેરેલી એક આકૃતિ ઉમ્મર આગળ નિશ્ચેષ્ટ ઉભી હતી. મારા ભોમીઆએ પોતાના દંડ વડે તેને બે વાર સ્પર્શ કર્યો અને તે ઉતાવળથી સરકતી ગતિમાં આવી જઇને જમીન ઉપર અવાજ વિના ભટકવા લાગી. તેને તાકી તાકીને જોતાં પછીથી મારા સમજવામાં આવ્યું, કે તે જીવંતો આકાર ન હતો પરંતુ આપો આપ ગતિમાન થતી યાંત્રિક રચનાની આકૃતિ હતી. ખંડને બીજે છેડે આવેલા પડદાઓથી અરધા ઢંકાયલા એક બારણાં વિનાના દરવાજામાં તે અદૃશ્ય થયાને ભાગ્યેજ બે મિનિટ થઇ હશે એટલામાં તેજ દરવાજામાંથી એક બારેક વર્ષની વયનો યુવક બહાર આવ્યો. તેનાં અવયવોની ઘટના મારા ભોમીયા સાથે ઘણીજ મળતી આવતી હતી તેથી તેઓ સ્પષ્ટ રીતે પિતા અને પુત્ર હોય એમ મને લાગ્યું. મને જોતાંજ આ બાલક એક ચીસ પાડી ઉઠયું અને જાણે કે ધમકી આપતું હોય તેમ મારા ભોમીયાએ ઝાલ્યો હતો તેના જેવો દંડ ઉગામવા લાગ્યું. વડિલનો એક શબ્દ માત્ર સાંભળતાં તે તેણે પડતો મુકયો. એ બંનેએ થોડીક પળો સુધી વાતચીત ચલાવી, એ દરમીઆન તેઓ મારી બારીક તપાસ ચલાવતા હતા. આ યુવક મારાં વસ્ત્રોને સ્પર્શ કરીને દેખીતી જીજ્ઞાસાથી મારો ચ્હેરો પંપાળવા લાગ્યો અને એક પ્રકારના હાસ્ય જેવો અવાજ કરવા લાગ્યો પરંતુ આપણા હાસ્ય પ્રકારની મઝા કરતાં આવી મઝા ઘણીજ મંદ પ્રકારની હતી આ ક્ષણેજ આ ખંડનું છાપરૂં ઉઘડયું અને એક નાના મંડપ જેવું કંઇક નીચે ઉતર્યું; એક માળથી બીજે માળ જવા આવવા સારૂ વીશીઓ અને વંખારોમાં વાપરવામાં આવે છે તેવા "લિફ્ટસ" જેવાજ સિદ્ધાન્તના આધારે દેખીતી રીતે આ યોજના યોજવામાં આવી હતી.

અણજાણ્યો પુરૂષ જાતે અને યુવક નાના મંડપમાં ગોઠવાયા અને મને પણ તેમ કરવા સૂચના કરી; હું પણ તે પ્રમાણે વર્ત્યો. અમે ઝડપથી અને સુરક્ષિત રીતે ઉપર ચઢવા લાગ્યા અને બંને બાજુએ દરવાજા વાળી એક ચાલીના મધ્યમાં ઉતર્યા.

આમાંના એક દરવાજામાંથી પૂર્વે દેશના બપકાથી દીપી રહેલી એક કોટડીમાં મને લઇ જવામાં આવ્યો; સાગના ટૂકડાઓ, ધાતુઓ અને ઓપ્યા વિનાના જવાહીરોના અટાપટાઓથી ભીંતો શણગારવામાં આવી હતી; ગાદી તકીયા અને ફેરવી શકાય એવા કોચોનો પાર પણ ન હતો; જાણે કે બારીઓ માટે હોય તેવાં બાકાં કોટડીમાં બનાવવામાં આવ્યા હતાં તેમાં કાચ બેસાડેલા ન હતાં અને તે જમીન પાસે ખુલતાં હતાં. હું જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ મારા જોવામાં આવ્યું, કે આવાં બાકાંમાંથી વિશાલ ઝરૂખામાં જવાતું હતું, ત્યાંથી બહારના પ્રકાશિત પ્રદેશનો ચિતાર નજરે આવતો હતો. છત માંથી લટકાવેલાં પિંજરાંમાં વિચિત્ર આકારનાં અને ચકચકીત પીછાંવાળાં પક્ષિઓએ ત્યાં આગળ અમારો પ્રવેશ થતાંમાંજ એકે સામટું એક ગીત લલકારવા માંડયું, તેના સૂરની મીઠાશ પણ આપણા વાંસળી વગાડનારાઓની પેઠે એકતાલ મળતી આવતી હતી. ઉત્તમ પ્રકારે કોતર કામ કરેલી સુવર્ણની ધૂપદાનીઓમાંથી એક પ્રકારનો મધુર સુવાસ વાતા-

વરણમાં પસરી રહ્યો હતો. મેં પ્રથમ જોઇ હતી તેના જેવી અનેક યાંત્રિક આકૃતિઓ દિવાલો પાસે સુગી અને ગતિ વિનાની ઉભી હતી. અજાણ્યા પુરૂષે મને તેની પાસે એક કોચ ઉપર બેસાડયો, ફરીથી મારી સાથે વાતચીત કરવા માંડી, મેં પણ ફરીથી બોલવા માંડયું, પરંતુ અમે એક બીજાને ભાગ્યેજ જરાપણ સમજી શકતા હતા.

પેલા પોલાણમાંથી મારા ઉપર ટૂટી પડેલા ખડકના ટૂકડાઓના ઘાની અસર રૂપે પ્રથમના કરતાં હવે મને વધારે તીવ્ર વેદના થવા લાગી

મસ્તક અને બોચીમાં થતી તીવ્ર, ચીરી નાંખે એવી વેદનાને લીધે હું ધીમે ધીમે એક પ્રકારની માંદાના જેવી મૂર્છામાં પડી ગયો. હું કોચ ઉપર પાછળથી અઢેલીને પડયો અને દુઃખની હાય હાયની બૂમને ગુંગળાવી મારવાનો વૃથા પ્રયત્ન કરવા લાગ્યો આમ થતાં અત્યાર સુધી મને અવિશ્વાસ અથવા અણગમાની દષ્ટિથી જોનાર યુવક મને ટેકો આપવા માટે મારી પાસે ધુંટણીએ પડયો; મારો એક હાથ તેના બે હાથમાં પકડીને, તેણે તેના ઓષ્ટ મારા કપાલ પાસે લાવીને તેના ઉપર ધીમે ધીમે ફુંકવા માંડયું. થોડીક પળોમાંજ મારૂં દુઃખ શાંત થઇ ગયું; હું એક પ્રકારની મંદ, સુખી શાંત દશામાં આવી ગયો; હું નિદ્રાવશ થયો.

હું આવી દશામાં કયાં સુધી રહ્યો એ મારા જાણવામાં નથી પરંતુ હું ફરીથી જાગ્યો ત્યારે મને મારી સંપૂર્ણ આરોગ્ય દશા પુનઃ પ્રાપ્ત થઈ હતી. પૂર્વ દેશ વાસિઓ જેવાં ગાંભિર્ય અને શાંતિથી મારી આસપાસ બેઠેલા ચૂપાચૂપ આકારોના એક ટોળા ઉપર મારી નજર પડી—આ બધાએ થોડા અથવા વધારે પ્રથમ અણજાણ્યા પુરૂષના જેવાજ હતા; તેના જેવીજ ફેલાયલી પાંખો, તેના જેવીજ ઢબનાં વસ્ત્રો, રાતા માનવિનો વર્ણ અને કાળી હડી આંખો વાળી તેના જેવીજ ગરૂડના જેવી મુખાકૃતિઓ જોવામાં આવતી હતી; આ સર્વ ઉપરાંત તેના તેજ પ્રકારની જાતિ જોવામાં આવતી હતી—આ જાતિ માનવ જાતિને મળતી આવતી પની પરંતુ તેના દેખાવનો દમદબો અને આકાર અત્યંત બલવાળાં જણાતાં હતાં, અને તેના જેવીજ અવર્ણ્ય ભયની લાગણી ઉપજાવતાં. છતાં એ દરેક ચ્હેરો નમ્ર અને શાંત જણાતો હતો, એટલુંજ નહિ પરંતુ તેનો દેખાવ માયાળુ પણ લાગતો હતો. બીલકુલ વિચિત્ર પ્રકારે મને એમ લાગી આવ્યું, કે આવા પ્રકારના શાંત અને દયામય આકારમાંજ, એ ચ્હેરાઓથી ઉપજી આવતા ભયના રહસ્યનો સમાવેશ હોવો જોઇએ. કોતરી કાઢેલા દેવોની મુખાકૃતિઓ જેવો અથવા તત્ત્વદશાની દષ્ટિને જણાતી મૃત માનવિની શાંતિસૂચક મુખાકૃતિ જેવો તેમનો આકાર માનવિના ચ્હેરાઓ ઉપર જણાઇ આવતી ચિંતા અને શોકની વિકાર અને પાપની કરચલીઓ અને છાયાઓ વિનાનો જોવામાં આવતો હતો

મારા ખભા ઉપર એક ઉષ્ણ હસ્તનો સ્પર્શ થયો; તે પેલા યુવકનો હતો. એક દુઃખી પક્ષી અથવા પ્રાણી તરફ આપણે જેવી રીતે તાકીને જોઈ રહીએ તેવા એક ઉચ્ચ પ્રકારની દયા અને કોમળતા તેની દષ્ટિમાં તરી આવતી હતી. આવા સ્પર્શથી હું ધ્રુજતો હતો; આવા દષ્ટિપાતથી હું થથરતો હતો. મારા મનમાં એક એવા પ્રકારની ગોળ ગોળ સમજ ઠસી ગઇ હતી, કે જો આ યુવકની નજરમાં આવ્યું હોત તો તેણે એક માનવી જેટલી સહેલાઇથી એક પક્ષિ અથવા ફુદાને મારી નાખે તેટલીજ સહેલાઇથી મને પણ રામ શરણ કરી નાખ્યો હત. માત્ર અણગમાથી આ યુવકને ખોટું લાગ્યુ હોય એમ જણાયું કારણ

કે મારી પાસેથી ઉઠીને એકાદ બારી પાસે જઈને બેઠો. બીજા બધાંએ ધીમા અવાજે એક બીજા સાથે વાતચીત કરવાનું ચાલુ રાખ્યું; તેમના મારા તરફ થતા દૃષ્ટિપાત વડે મારાથી સમજી શકાયું, કે તેમની વાતચીતનો વિષય હુંજ બન્યો હતો. એમનામાંનો એક જણ ખાસ કરીને મારા વિષેની કંઇક બાબત હું જે પુરૂષને પ્રથમ મળ્યો હતો તેને આગ્રહ કરીને દસાવતો હોય એમ જણાયું અને એ પુરૂષ પણ તેમાં હકાર ભણતો હોય એમ તેના ચાળા ઉપરથી લાગ્યું; આ અરસામાંજ યુવક બારી પાસેના પોતાના સ્થાનનો એકદમ ત્યાગ કરીને મારી અને બીજી આકૃતિઓના વચમાં આવીને જાણે મારૂં રક્ષણ કરતો હોય તેમ બેઠો અને ઉતાવળે ઉતાવળે આતુરતાથી બોલવા લાગ્યો. અમુક પ્રકારના આંતર જ્ઞાન અથવા પ્રેરણા વડે મને લાગી આવ્યું, કે પ્રથમથી મારા ભયના સ્થાનરૂપ બનેલું બાલક મારા બચાવની દલીલો ચલાવતું હતું. તે બંધ થતા પૂર્વે એક બીજો અણજાણ્યો પુરૂષ આ કોટડીમાં આવ્યો. જો કે તે વૃદ્ધ ન હતો છતાંએ બીજાઓના કરતાં મોટો જણાતો હતો. તેનો ચ્હેરો જો કે આકૃતિમાં સમાન રીતે મળતો આવતો હતો, છતાં તેમના કરતાં ઓછી નરમાશ ભર્યો શાંત હતો; તેનો આકાર મને મારી માનવ-જાતિને વિશેષ મળતો આવતો હોય એવો જણાયો. પ્રથમ મારા બોમીયા તરફનાં, પછીથી ટોળામાંના બીજા બે તરફનાં અને આખરે યુવક તરફના તેને ઉદ્દેશીને કહેવાયલાં વાકયોને તે શાંતિથી ધ્યાનપૂર્વક સાભળી રહ્યો, પછીથી તે મારા તરફ વળીને શબ્દોવડે નહિ પરંતુ નીશનીઓ અનેહાથના ચાળાવડે મારી સાથે વાતચીત કરવા લાગ્યો. મારા ધારવાપ્રમાણે આવી નીશાનીઓ હું પૂરેપૂરી સમજી શકયો હતો; આમ ધારવામાં મારી ભૂલ થતી નહતી. મને એમ લાગ્યું કે હું કયાંથી આવ્યો એ વિષે તે શોધ ચલાવતો હતો. મેં મારો હાથ લંબાવીને પર્વતમાંના પોલાણમાંથી જે માર્ગે થઇને હું આવ્યો હતો તે તરફ નીશાની કરી. મેં મારી પોકેટ નોટબુક કાઢીને તેમાંના એક કોરા પાના ઉપર, ખડકની કોરની, દોરની, મારા તેનાવડે લટકવાની, પછીથી નીચેના ચુરા જેવા ખડકની, અજગરના મસ્તકની, મારા મિત્રની જીવહીન આકૃતિની, ભાગી તૂટી આકૃતિઓ ચિતરી કાઢી. આવી અસલી પ્રકારની ચિત્ર-ભાષાને મેં મારા પ્રશ્ન કર્તાને આપી, તેણે તેને ગંભીરે સહિત તપાસીને પોતાની પાસે બેઠેલાને આપી અને આ પ્રમાણે તે આખા ટોળામાં ફરી વળી. પ્રથમવાર મને મળેલો પુરૂષ પછીથી થોડાક શબ્દો બોલ્યો અને પાસે આવીને ચિત્રાકૃતિઓને તપાસનાર યુવક જાણે તેનો અર્થ સમજતો હોય તેમ મસ્તક હલાવવા લાગ્યો; તે ફરીથી બારી પાસે ગયો પોતાના દેહ ઉપરની પાંખોને વિસ્તારી, એક બેવાર તેમને ફફડાવી અને પછીથી તેણે જાતે બહારના આકાશમાં ઝીંકાવ્યું. હું અચંબામાં એકદમ ઉભો થઇને બારી પાસે દોડી ગયો. યુવક કયારનોએ વાતાવરણમાં પહોંચીને પોતાની પાંખોવડે તરવા લાગ્યો હતો, તે તેમને એક પક્ષિની માફક આમ તેમ ફફડાવતો નહતો પરંતુ તેમને તે પોતાના મસ્તક ઉપર ઉંચે રાખતો અને જાણે તે પોતાના પ્રયત્ન વિનાજ ઉડતો હોય એમ જણાતું હતું. કોઇ પણ ગરૂડ પક્ષિના જેટલીજ તેની ઉડવાની ઝડપ જણાતી હતી; મારા જોવામાં આવ્યું કે હું જે ખડકમાંથી ઉતર્યો હતો તે તરફ તે ઝડપથી વધ્યો જતો હતો; ઝગઝગતા વાતાવરણમાં એ સ્થલનો ઝાંખો આકાર દેખાતો હતો. થોડીક ક્ષણમાંજ તે પાછો આવ્યો, જે બારીએથી તે ગયો હતો તેમાં તે સરતો સરતો આવી પહોંચ્યો, અને પોલાણમાંથી ઉતર્યો પછી મેં રહેવા દીધેલા દોર અને સ્કુવાળા આંકડાઓ તેણે જમીન ઉપર નાંખ્યા. હાજર રહેલી વ્યક્તિઓમાં પરસ્પર ધીમા અવાજે થોડીક વાતચીત ચાલી. એ

ટોળામાંના એક જણે યાંત્રિક પુતળાને સ્પર્શ કર્યો, તે એકદમ આગળ આવીને આ કોટડીમાંથી બહાર ચાલ્યું ગયું. પછી મારી સાથે નીશાનીઓ વડે વાત કરનાર છેલ્લો આવનાર પુરૂષ ઉભો થઇને મારો હાથ ઝાલીને મને ચાલીમાં દોરી ગયો. ત્યાં આગળ હું જે વડે ઉપર આવ્યો હતો તે વાટ જોઇ રહ્યું હતું; અમે અમારી જાતે તેમાં ગોઠવાયા અને અમને નીચેના ખંડમાં નીચે ઉતારવામાં આવ્યા. મારા નવીન સાથીએ હજુએ મારો હાથ પકડી રાખ્યો હતો; તે મને ભવનમાંથી તેની પાર લાંબે સુધી લંબાતી ( કહેવા માગીએ તો ) એક ગલીમાં દોરી ગયે; તેની બંને બાજુએ મકાનો આવેલાં હતાં, તે એક બીજાથી ચકચકતા વર્ણવાળી લીલોતરી અને વિચિત્ર પ્રકારનાં પુષ્પોવાળા બાગોવડે ભિન્ન પડી આવતાં હતાં. નાની નાની દીવાલોવડે એક બીજાથી છૂટા પડતા આવા બાગોના મધ્યમાં રૂધણે માર્ગમાં ધીમે ધીમે ચલતી મેં ક્યારનીએ જોઇ હતી તેવી અનેક આકૃતિઓ મારા જોવામા આવી. કેટલાક રસ્તે થઇને જનારાઓ મને જોઇને મારા નવીન ભોમીયા પાસે આવ્યા; તેમના સ્વર, દેખાવ અને નીશાનીઓથી એટલું સ્પષ્ટ થતું હતું, કે તેઓ તેને મારા વિષેનીજ પૂછપરછ ચલાવતા હતા. થોડીક વારમાં તો અમારી આસપાસ એક મોટું ટોળું વિંટાઇ વળ્યું, જાણે કે હું કોઇક કાળેજ જોવામા આવતું અમુક જંગલી પ્રણી હોઉં તેમ મને અત્યંત રસ સહિત તપાસવા લાગ્યા. છતાંએ તેમની જીજ્ઞાસાને તૃપ્ત કરવામાં પણ તેઓ ગાંભીર્ય ભરી વિનયશીલ વર્તણુક ચલાવતા હતા. મારા ધારવા પ્રમાણે અમારા માર્ગમાના આવા અટકાવ પ્રત્યે તિરસ્કાર વૃત્તિ ધરાવનાર મારા નવીન ભોમીઆએ તેમને થોડાંક શબ્દો કહ્યા પછી તેઓ દબદબાભરીરીતે મસ્તક નમાવીને પાછા વળીને શાંત બેદરકારીથી પોતપોતાને માર્ગે ચાલવા લાગ્યા. આ માર્ગના મધ્યમાં અમે અત્યાર સુધી જેવા પ્રકારનાં મકાનો પાસે થઇને પસાર થતા તેના કરતાં જુદા પ્રકારના ભવન આગળ અમે અટક્યા; બીજાં મકાનો કરતાં આમાં એટલી વિશેષતા હતી કે એક વિશાલ ચોકની ત્રણ બાજુઓ રૂપ તે બન્યું હતું. તેના ખૂણાઓ ઉપર ઉંચા ત્રિકોણાકાર બુરજો બાંધવામાં આવ્યા હતા; ભીંતો વચ્ચેની ખુલ્લી જગ્યામાં રાક્ષસી કદનો એક ગોળ ફુવારો આવ્યો હતો તેમાંથી મને અગ્નિ જેવા લાગતા કંઇકની ઝાંખવી નાખતી ધારાઓ ઉડી રહી હતી. એક ઉઘાડા દરવાજામાંથી અમે આ ભવનમાં પ્રવેશ કર્યો અને અમે એક વિશાલ ખંડમાં આવી લાગ્યા જેમાં બાલકોનાં અનેક ટોળાં જોવામાં આવતા હતાં, કોઇ મોટા કારખાનામાં કામે લાગ્યા હોય તેમ તે બધાંએ કામે લાગેલાં જણાતાં હતાં. ત્યાં આગળ ભીંતમાં મોટાં પઇડાંવાળું, સીસીંડરોવાળું, આપણાં વરાળથી ચાલતાં એન્જીનોને મળતું આવતુ એક મોટું એન્જીન પરિપૂર્ણ રીતે કાર્ય કરી રહ્યું હતું; માત્ર આમાં એટલોજ ફેર હતો કે આને કીમતિજવાહીર અને ધાતુવડે શ્રેષ્ઠ પ્રકારે શણગારવામાં આવ્યું હતુ, અને તેમાંથી બદલાતા જતો પ્રકાશનું એક પ્રકારનું ઝાંખું ફોસફરસની ધુતિના જેવું વાતાવરણ પસરી રહ્યું હતું. બાલકોમાંના અનેક આવા યંત્ર ઉપર કોઇ ગૂઢ પ્રકારનું કાર્ય કરી રહ્યાં હતાં, બીજાં કેટલાંક ટેબલો પાસે બેઠાં હતાં. તેમના કાર્યનો પ્રકાર તપાસવા જેટલી પુરતીવાર મને અત્રે રસળવા દેવામાં આવ્યો નહિ. એક પણ યુવાન સ્વર સંભળાયો નહિ, એક પણ યુવાન ચ્હેરો અમારા તરફ તાકીને જોવા માટે ફર્યો નહિ તે બધાંએ ભૂતાવળના જેટલાંજ ગૂપચૂપ અને બેદરકાર જણાતાં હતાં, જેમના મધ્યમાંથી ઉતરતાં મનનેોના આકારો લક્ષમાં લેવાયા વિનાજ પસાર થતા જોવામાં આવતા હતા. ( ચાલુ )



# ॥ द्वादश पंजरीकास्तोत्रम् ॥



આત્મા નિત્ય છે અને અનાત્મા અનિત્ય છે, એવું ભાન થવું તે વિવેક; આ લોક તથા પરલોકના ભોગમાંથી ઇચ્છાનો ત્યાગ થવો તે વૈરાગ્ય; મનને વિષયોથી રોકવું તે શમ, ઇન્દ્રિયોનો પોતપોતાના વિષયમાંથી નિરોધ કરવો તે દમ, શીત ઉષ્ણ વગેરે દ્વંદ્વને સહન કરવાં તે તિતીક્ષા; સંન્યાસ કે બુદ્ધિની નિશ્ચલતા રૂપ ઉપરતિ; ગુરૂ તથા વેદાન્ત વાક્યમાં વિશ્વાસ તે શ્રદ્ધા, શ્રવણ અને શ્રવણના ઉપયોગી વિષયમાં મનને રોકવું તે સમાધાન; મલ અને અજ્ઞાનની નિવૃત્તિ રૂપ શમાદિ ષટ સંપત્તિ તથા બ્રહ્મતત્વ મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા તે મુમુક્ષુતા આ ચાર સાધન સંપન્ન અધિકારી બ્રહ્માત્મૈક્ય રૂપ વિષય, જીવ અને ઇશ્વરના સ્વરૂપનું લક્ષણ તેમ પ્રમાણથી નિરૂપણ કરવા રૂપ અવાંતર વિષય, મોક્ષરૂપ પ્રયોજન અને તેનાં સાધન તેમ બ્રહ્મજ્ઞાન રૂપ અવાંતર પ્રયોજન, અને અધિકાર વિષયનો પરસ્પર સંબંધ, એ ચાર અનુબંધ યુક્ત વેદાંતનું ભાષ્યકાર સંક્ષેપમાં નિરૂપણ કરે છે કે;—

मूढजहीहि धनागम तृष्णां कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम् ।
यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥ १ ॥

"હે મૂઢ (અજ્ઞાની) ધન મેળવવાની ઇચ્છાનો ત્યાગ કર, પરમાત્મા પ્રત્યે બુદ્ધિને દોર, મનમાં પરમાત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છા કર, ને પોતાના કર્મથી મેળવેલા ધનને ગ્રહણ કરે છે, તેથી ચિત્તને વિનોદ આપ."

ભાવાર્થ કે મોક્ષની પ્રાપ્તિમાં ધન વિગેરેની ઇચ્છા પ્રતિબંધક છે. વેદમાં કહ્યું છે કે, પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાનો ત્યાગ કરવો. આ પુત્ર આ ધન વગેરેની ઇચ્છાનું કારણ અજ્ઞાન છે, તેથી અજ્ઞાનને ઉદ્દેશી ઉપદેશ કરે છે, એટલે કે અજ્ઞાનથી ધન વિગેરે અનાત્મ વસ્તુની ઇચ્છા થાય છે, પરંતુ તે મિથ્યા હોવાથી તેની ઇચ્છા કરવી નહિ; સત્ય વસ્તુ ચેતન તરફ જ બુદ્ધિની પ્રેરણા કરવી. આથી એ સમજવાનું છે કે, ચેતન અને અચેતન એ ઉભય પદાર્થ શાસ્ત્ર તથા લોકમાં પ્રસિદ્ધ છે. આમાં સોપાધિક નિરૂપાધિક અથવા સગુણ નિર્ગુણ ભેદથી ચેતન બે પ્રકારનું છે. નિરૂપાધિક શુદ્ધ ચેતન મોક્ષ દશામાંજ ભાસે છે તો પણ તે અસ્તિ ભાતિ પ્રિય રૂપે સર્વત્ર સર્વની સાથે વ્યવહાર દશામાં પણ ભાસે છે. જેમકે "ઘટ છે," "ઘટ ભાસે છે," "ઘટ મને પ્રિય છે" ઇત્યાદિ. સોપાધિક ચેતન જીવ ઇશ્વર ભેદથી બે પ્રકારનું છે. આમાં અવિદ્યામાં પ્રતિબિંબ પામેલું ચેતન જીવ છે, અથવા અંતઃકરણમાં પ્રતિબિંબ પામેલું ચેતન જીવ છે. પ્રતિબિંબનું બિંબભૂત ચેતન ઇશ્વર છે અથવા માયામાં પ્રતિબિંબ પામેલું ચેતન તે ઇશ્વર છે; આ ચેતનનાં ઉપાધિ, અવિદ્યા કે માયા અનાદિ હોવાથી, તે જીવ ઇશ્વરના ભેદ પણ અનાદિ છે. આ ભેદની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે, તેથી અજ્ઞાનીને જ્ઞાન રૂપ ચેતનની પ્રાપ્તિ અર્થે ઇચ્છા કર્તવ્ય છે. આમ હોવાથી મોક્ષની ઇચ્છાવાળો અધિકારી અજ્ઞાની છે. તેમાં સાધન—આત્મા અનાત્માનો વિવેક, વિવેકથી

થતો વૈરાગ્ય, વૈરાગ્યથી થતાં શમાદિ ષટસંપત્તિ અને તેથી થતી મુમુક્ષુતાઃ પણ સિદ્ધ થાય છે. "હવે અજ્ઞાનના કાર્યનું નિરૂપણ કરાય છે. જેમકે ત્રિગુણાત્મક અજ્ઞાનની સત્વગુણ પ્રધાન વિક્ષેપ શક્તિ અને તમો ગુણ પ્રધાન આવરણ શક્તિ અથવા ત્રિગુણાત્મક અનાદિ અજ્ઞાનનું તુલા જ્ઞાન કિંવા અવસ્થા જ્ઞાન એ નામે સાદિ અજ્ઞાન છે. તેમાં અનાદિ અજ્ઞાન અથવા વિક્ષેપ શક્તિ રૂપ અજ્ઞાનના પરિણામે ત્રિગુણાત્મક આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વિ એ નામનાં આ પંચિકૃત પંચ મહાભૂત જેનું નામ પંચ તન્માત્રા કે સૂક્ષ્મ ભૂત છે, તે ઉત્પન્ન થયાં. આકાશાદિ સૂક્ષ્મ ભૂતના દરેકના સત્વગુણમાંથી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, ઘ્રાણ એ નામની પંચ જ્ઞાનેન્દ્રિયો અનુક્રમે ઉત્પન્ન થઇ, પંચ ભૂતના સમુદાયના સત્વ ગુણમાંથી, મન,–ચિત્ત,–બુદ્ધિ–ને અહંકાર રૂપ અંતઃકરણ ઉત્પન્ન થયાં. પંચ ભૂતના પ્રત્યેકના રજોગુણથી અનુક્રમે વાક, પાણિ, પાદ, પાયુ, અને ઉપસ્થ એ પંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થઇ. સમુદાય રૂપ રજોગુણથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન નામના પંચ પ્રાણ ઉત્પન્ન થયા. તમોગુણ રૂપ પંચભૂતનું પંચીકરણ કરીને જરાયુજ મનુષ્ય વગેરે, અંડજ પક્ષિ સર્પ વગેરે, સ્વેદજ જુ માંકડ વગેરે, ઉદ્‌ભિજ વૃક્ષ વગેરે, એમ ચાર પ્રકારનાં પ્રાણીઓનાં શરીર અને ચૌદ લોક ઉત્પન્ન કર્યાં. અહીં શરીરને અન્નમય કોશ, પંચપ્રાણ તથા પંચકર્મેન્દ્રિયને પ્રાણમય કોશ, પંચજ્ઞાનેન્દ્રિય તથા મનને મનોમય કોશ, પંચજ્ઞાનેન્દ્રિય તથા બુદ્ધિને વિજ્ઞાનમયકોશ, અજ્ઞાન વિશિષ્ટ ચિદાભાસ રૂપ જીવને આનંદમયકોશ કહે છે. વળી જીવની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છે, અથવા જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ મૂર્છા અને મરણ આ પાંચ અવસ્થા છે ઇન્દ્રિયથી વિષયનું પ્રત્યક્ષ વગેરે જ્ઞાન થાય છે તેનું નામ જાગ્રત અવસ્થા છે, ઇન્દ્રિય વિના વિષયનું જે પ્રત્યક્ષ જ્ઞાન થાય તેનું નામ સ્વપ્નાવસ્થા, અજ્ઞાન વિશિષ્ટ ચેતનમાં સર્વે કાર્યનો લય તે સુષુપ્તિ અવસ્થા અને મરણ અને સુષુપ્તિની મધ્ય કાલની અવસ્થા તે મૂર્છા અવસ્થા છે; આ સ્થૂલ શરીરથી જ્ઞાનેન્દ્રિય પંચક, કર્મેન્દ્રિય પંચક પ્રાણપંચક, સૂક્ષ્મભૂત પચક, અંતઃકરણ ચતુષ્ટય, અવિદ્યા, કામ અને કર્મ, એ અષ્ટપુરીનું પરલોકમાં જવાનું નામ મરણ છે. દક્ષિણ માર્ગ અને ઉત્તર માર્ગ નામના પરલોકમાં જનાર માટે બે માર્ગ છે. કેવલ વૈદિક કર્મ કરનારને કર્મના ફલનો ભોગ કરાવવા માટે આ પ્રાણ વગેરે ધર્માભિમાની દેવતાને પામે છે; તે દેવતા એને કૃષ્ણપક્ષાભિમાની દેવને આપે છે, તે દક્ષિણાયનાભિમાની દેવતાને આપે છે, તે પિતૃલોકાભિમાની દેવતાને આપે છે, તે આકાશાભિમાની દેવતાને આપે છે અને તે સ્વર્ગમાં પહોંચાડે છે દક્ષિણ માર્ગ આવા પ્રકારનો છે. આ દક્ષિણ માર્ગ દ્વારા સ્વર્ગમાં જઇ પુણ્ય કર્મનું ફલ ભોગવ્યા પછી, તે આકાશ, વાયુ, ધૂમ, અભ્ર ( ધોળાં વાદળ ) મેઘ, વૃષ્ટિ અન્ન ઓષધિ, પુરૂષ અને સ્ત્રી દ્વારા આલોકમાં પુનરાવૃત્તિને પામે છે. આ ગતિ કર્મ કરનાર પુરૂષોની છે. ઉપાસના કરનાર પુરૂષો જ્યારે મરણને પામે છે, ત્યારે સુષુમ્ના નાડિદ્વારા અર્ચિ અભિમાની દેવતાને પામે છે. તે દેવતા એને દિવસાભિમાની દેવતાને આપે છે, તે ઉતરાયણાભિમાની દેવતાને આપે છે, તે પ્રજાપતિરૂપ સંવત્સરાભિમાની દેવતાને આપે છે, તે એને આદિત્યાભિમાની દેવતાને આપે છે છે, તે ચંદ્રમાભિમાની દેવતાને આપે છે, તે વિદ્યુદાભિમાની દેવતાને આપે છે, અને તે પછી વિદ્યુત્ લોકમાં બ્રહ્મલોકથી આવેલા અમાનવ પુરૂષો ઉપાસક પુરૂષને બ્રહ્મલોકમાં લેઈ જાય છે. ત્યાં જ્ઞાન પામીને તે ઉપાસકો બ્રહ્માના પ્રલયની સાથેજ મોક્ષને પામે છે. બ્રહ્મલોકમાં

જવાનો આ માર્ગ તે ઉત્તરમાર્ગ કહેવાય છે. આ લોકમાં જ્ઞાન પામેલા પુરૂષોના મરણ કાલમાં તેમના પ્રાણ, ઇન્દ્રિય, મન વગેરે પોતપોતાના કારણમાં લય પામે છે. આથી જ્ઞાની પુરૂષને લોકાંતરગમન નથી; પણ કર્મોપાસના રહિત અજ્ઞાની પુરૂષ તો વારંવાર જન્મ મરણને પામે છે. આવી રીતે મરણાવસ્થા છે, ઇશ્વરને પણ સૃષ્ટિ, સ્થિતિ અને લય એ ત્રણ અવસ્થા છે. પૂર્વોક્ત સૂક્ષ્મ ભૂતોના ઉપાદાન કારણ અજ્ઞાનને વિષય કરવાવાળું અપરોક્ષ જ્ઞાન તથા તાદશ ઇચ્છા અને પ્રયત્ન દ્વારા પંચભૂત વગેરેને ઉત્પન્ન કરવાં તેનું નામ સૃષ્ટિ; સરજાયલી વસ્તુના રક્ષણ માટે થતા જ્ઞાન ઇચ્છા દ્વારા તે વસ્તુનું રક્ષણ કરવાનું નામ સ્થિતિ છે; પ્રલય નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃત અને તુરિયભેદથી ચાર પ્રકારનો છે. જીવની સુષુપ્તિનું નામ નિત્ય પ્રલય છે, દર ચાર હજાર યુગે હિરણ્ય ગર્ભની સુષુપ્તિનું નામ નૈમિત્તિક પ્રલય છે, હિરણ્યગર્ભનો મોક્ષ થતાં અજ્ઞાનિલોકનું પ્રકૃતિ રૂપ અજ્ઞાનમાં લય થવું તેનું નામ પ્રાકૃત પ્રલય છે; અને મોક્ષાવસ્થાનું નામ તુરિય પ્રલય છે. આ પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અન લયના કર્તા, અથવા જગતના અભિન્નનિમિત્તોપાદાન કારણ, કિંવા અજ્ઞાન તેમજ અજ્ઞાનના કાર્યના અધિષ્ઠાન તેજ ઇશ્વર છે. ચેતન અને અચેતન પદાર્થોનો વિવેક આ પ્રમાણે છે. તેમાં અચેતન પદાર્થ જડ અને દ્રશ્ય હોવાથી મિથ્યા છે એવા જ્ઞાનવડે વૈરાગ્ય પ્રાપ્ત કરવો, અને અનાદિ સિદ્ધ વાસના અનુસાર થતા કર્મથી જે પ્રાપ્ત થાય તેનાથી સંતોષ માનવો. સંતોષને પ્રાપ્ત કરવા અર્થે પ્રયત્ન કરવા રૂપ શમાદિ ષટ સંપત્તિ પ્રાપ્ત કરવી, અને તેનાથી મોક્ષની ઇચ્છા થવી. આમ બ્રહ્માનંદમાં ચિત્તને વિનોદ કરાવાય છે. ॥ ૧ ॥

**अर्थमनर्थं भावयनित्यंनास्तिततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजांभीतिः सर्वत्रैषाविहिता नीतिः ॥ २ ॥**

હે શિષ્ય, તું નિત્ય અર્થને અનર્થ સમજીને તેવિ પ્રભાવના કર, ધનથી લેશ પણ સત્ય સુખ નથી, પુત્રથી પણ ધનવાળાને અધિક ભય હોય છે. એ નિયમ સર્વત્ર જોઇએ છીએ. આનો ભાવ એ છે કે આ જગત મિથ્યા છે, તેમ नेहनानास्तिकिंचन ॥ બ્રહ્મમાં જગતનો અત્યંતાભાવ છે. બ્રહ્મરૂપ અધિકરણમાં રહેવાવાળા પ્રપંચના અત્યંતાભાવના પ્રતિયોગી પ્રપંચ મિથ્યા છે. આવી રીતે શ્રુતિનો અર્થ છે. જગત મિથ્યા છે; દ્રશ્ય હોવાથી, સ્વપ્નનિ પેઠે ઇત્યાદિ અનુમાન છે. પ્રપંચ સત્ય હોય તો બાધ ન થાય, પણ સુષુપ્તિ વગેરેમાં બાધ થાય છે, આથી પ્રપંચ મિથ્યા છે ઇત્યાદિ અર્થાપત્તિ છે. આ સર્વ નહિ જાણવાથી લોકો જગતને સત્ય માને છે! વિચારવાન પુરૂષોજ આજ દ્રશ્યમાન થતી વસ્તુને કાલે નાશ પામેલી જોવાથી અનિત્ય માને છે. વાચક, આ અનિત્યતાનેજ તું મિથ્યા રૂપે સમજજે. આ સમજવાનું તારામાં સામર્થ્ય ન હોય તો, વેદ વાક્યમાં શ્રદ્ધા રાખીને પણ જગત મિથ્યા છે, એવી ભાવના કરજે. આવી રીતે નિત્ય ચિંતન કરવાથી ધનથી સત્ય સુખ નથી જ એ વાત દૃઢ થશે. પુરૂષો ધનને મેળવવા અર્થે ગૃહ સ્ત્રી આદિને ત્યજી દેશાન્તર જઇ શીતોષ્ણ અને ક્ષુધા-તૃષાદિને સહન કરી અનેક પ્રકારનાં કષ્ટ વડી ધનનો સંગ્રહ કરે છે, અને એ મેળવેલી ધનના રક્ષણ માટે અત્યંત દુઃખ સહન કરીને પણ યત્ન કરે છે. આટલો યત્ન કરવા છતાં પણ ધનનો નાશ થતાં તેઓ ઘણા દુઃખી થાય છે. જો ધનમાં સુખ હોય તો

તેની પ્રાપ્તિ દુખને માટે ન જ થાત આથી સિદ્ધ થાય છે કે ધનમા સુખ નથી વળી પુત્રને રેગાદિ દુખ થાય ત્યારે ધનને વ્યય કરીને તેને દુખથી મુક્ત કરી શકાય છે, તેથી ધન વાનને પુત્ર વધારે પ્રિય હોય, તો પણ ધનને નાશ કરાવનાર પુત્રનો પિતા ત્યાગ કરે છે ધનવાનને આથી અધિક ભય રહે છે એ જાણીતી વાત છે આ વાત ઉપનિ. માં પણ પ્રસિદ્ધ છે —

कातेकान्ताकस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्यत्वंकः कुतःआयातस्तत्त्वं चिन्तय यदिदंभ्रातः ॥ ३ ॥

હે બંધુ, તમારી સ્ત્રી કોણ અને પુત્ર કોણ ? આ સંસાર અતિ વિચિત્ર છે, તમે કોના છો, ક્યાંથી આવ્યા છો, એનો ખરી રીતે વિચાર કરો, તાત્પર્ય કે સ્ત્રી પુત્ર વગેરેના શરીર ઇન્દ્રિય, મન અને પ્રાણ વગેરે અનાત્મ પદાર્થ આત્મામા કલ્પિત હોવાથી મિથ્યા છે અર્થાત્ પુત્ર છે, પુત્ર ભાસે છે, પુત્ર પ્રિય છે, એવી રીતે પુત્રાદિમાના અસ્તિ, ભાતિ, પ્રિય રૂપ ચેતન આત્મા તો સર્વત્ર એકજ છે, તેમ નામ અને રૂપ ચેતનમા કલ્પિત હોવાથી તે સદ્રૂપ વસ્તુ નથી કિંતુ નામ રૂપ વ્યવહાર માટેજ છે આવી રીતે અસ્તિ, ભાતિ પ્રિયરૂપ આત્મામા નામ રૂપ કલ્પિત છે, તે કલ્પિત નામ રૂપ અનાત્મા તે મિથ્યા છે. યદ્યપિ અજ્ઞાનિઓ સંસારને સત્ય માને છે અને શાસ્ત્રને મિથ્યા કહે છે, તોપણ જ્ઞાનિયોતો સદા જગતને નરના શિંગડાની પેઠે તુચ્છજ માને છે આવી રીતે કેટલાકની દ્રષ્ટિએ જગત સત્ય છે, કેટલાકની દ્રષ્ટિએ તે મિથ્યા છે ત્યારે જ્ઞાનીની દ્રષ્ટિએ તે અસત્ છે, આથી આ સંસાર વિચિત્ર છે ત્વ પદાર્થ જીવના સ્વરૂપનો વિચાર કરીએ તો તે અવિદ્યા કે અંતકરણ ઉપાધિને લઈ ચેતનમા પ્રતિત હોવાથી, જીવ પણ વાસ્તવિક રીતે કોઇ વસ્તુ નથી, ચેતન રૂપજ છે ઉપાધિના ભેદથી મનુષ્યમા પિતા પુત્ર પાચક પાઠક આદિ ઉપાધિક ભેદથી જેમ પૃથક પૃથક વ્યવહાર થાય છે, તેમ ચેતનમા માયા, અવિદ્યા વગેરે ઉપાધિઓ લીધે જીવ ઇશ્વરાદિ પૃથક પૃથક વ્યવહાર થાય છે માટે ભેદ સત્ય નથી કિંતુ મિથ્યા છે આ પ્રમાણે ચેતનમા કલ્પિત જીવ પદાર્થ કોઈ વસ્તુ નથી કારણ કે કલ્પિત વસ્તુની સત્તા અધિષ્ઠાનની સત્તાથી ભિન્ન ન હોવાથી જીવ રૂપ કલ્પિત પદાર્થ કોઇનો નથી એટલે કે જે મતમા ચેતનની ઉપાધિ, અવિદ્યા એક જ છે તે મતમા જીવ પણ એક હોવાથી કોઈનો થઇ શકતો નથી અને જે મતમા ચેતનની ઉપાધિ અંતકરણ છે, તે મતમા ઔપાધિક જીવ મિથ્યા હોવાથી, આ મારો પુત્ર છે ઈત્યાદિ વ્યવહાર મિથ્યા છે એટલે કે એક જીવવાદમા કે અનેક જીવવાદમા "હું , મ્હારો છે' ઇત્યાદિ સર્વ વ્યવહાર કલ્પિત છે આ પ્રમાણે કોઈ કોઇનું નથી આ અનાદિ સિદ્ધ સંસારમાં અનાદિ કર્મ વાસનાથી પ્રાણિયો જન્મ મરણને પામતા હોવાથી આ શરીર પૂર્વે કરેલા કર્મથી મળેલુ છે, એવુ તમે વારંવાર ચિંતન કરો ॥૩॥

मा कुरु धन जन यौवनगर्वं हरति निमेषात्कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविशाशु विदित्वा ॥४॥

હે શિષ્ય, જન ધન અને યૌવનમાં ગર્વ કરીશ નહિ. આંખ મીંચાઇને ઉઘડે એટલામાં જ કાલ સર્વનો નાશ કરે છે. આ સઘળાં માયાનાં કાર્ય ત્યજીને બ્રહ્મસ્વરૂપને જાણી બ્રહ્મમાં પ્રવેશ કર. તાત્પર્ય કે, પુત્ર, સ્ત્રી ભૃત્ય વગેરેની પ્રાપ્તિથી હું પુત્રવાળો છું, હું સ્ત્રીવાળો છું, મ્હારે ઘણા નોકર ચાકર છે, હું ધનાઢ્ય છું, આવું આવું હોવાને લીધે સર્વ મનુષ્યો મ્હારો સત્કાર કરે છે, એવું અભિમાન મા કર. હું યુવાન હોવાથી બલવાન છું, મ્હારા બલને લીધે શત્રુઓ નમ્ર રહે છે, એવું પણ અભિમાન ના કર. એ સર્વ વસ્તુઓનો ક્ષણ માત્રમાં નાશ થાય છે. વળી પરદેશમાં પુત્ર સ્ત્રી ધન વગેરે નહિ જેવાં હોય છે, સર્વ વસ્તુઓ હોવા છતાં પણ સ્વપ્નમાં તેનો અભાવ જોવાથી દુઃખી થવાય છે. સુષુપ્તિમાં પડેલાની દૃષ્ટિએ સર્વ વસ્તુનો લય હોવા છતાં પણ એ અવસ્થામાં સુખી થવાય છે. એટલે કે ગાઢ નિંદ્રામાં સ્ત્રી આદિ કોઈ પણ વિષયની પ્રાપ્તિ નથી, તો પણ હું સુખે સુતો હતો એવો સુષુપ્તિકાલના સુખનો અનુભવ જાગ્રત થતાં થતો હોવાથી વિષયથી થતું સુખ માત્ર મિથ્યા છે, એ વાત સિદ્ધ થાય છે. આથી વિષય સુખની ઈચ્છાનો ત્યાગ કર, અને નિત્ય અવિનાશી માયાના સંબંધથી રહિત તત્વમસ્યાદિ મહાવાક્યના લક્ષ્યાર્થ એવા બ્રહ્મ ચેતનને જાણી, બ્રહ્મનિષ્ઠ થા. ॥૪॥

कामंक्रोधंमोहंलोभं त्यक्त्वात्मानं भावयकोऽहम् ।
आत्मज्ञानविहीना मूढास्तेपच्यन्ते नरकनिगूढाः ॥ ५ ॥

હે શિષ્ય, કામ, ક્રોધ, મોહ અને લોભને ત્યજીને હું કોણ છું એનો વિચાર કરીને પોતાના સ્વરૂપનો અનુભવ કર. જેઓ આત્મજ્ઞાનથી વિહીન છે તેઓ નરકમાં જઈ દુઃખ ભોગવે છે. તાત્પર્ય કે, પોતાનાં દેહ, ઇન્દ્રિય, પ્રાણ વગેરે જેમ આત્મા નથી તેમ સ્ત્રી પુત્ર વગેરેનાં શરિર, ઇન્દ્રિય, મન, પ્રાણ વગેરે પણ અનાત્મા છે. આત્માતો માળાના મણિકામાં સૂત્રની પેઠે સર્વ શરિરમાં અનુગત એકજ છે. માટે અનાત્મા એવા સ્ત્રી પુત્ર વગેરેના શરિરાદિની પ્રાપ્તિથી સુખ થાય છે, એ ભાવનાનો ત્યાગ કર. સ્ત્રી આદિ વાંછિત પદાર્થની પ્રાપ્તિ ન હોવાથી તે પ્રાપ્તિને અટકાવનારની સાથે પણ દ્વેષ નહિ કર. આ સર્વ વસ્તુ સત્ય છે એવું માનીને તેને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં મોહ ન પામ. મોહથી લોભને,વશ ના થતો, હું દેહ નથી, હું ઇન્દ્રિય નથી, મન નથી, પ્રાણ નથી, અને દેહાદિનો સમુદાય પણ નથી, કિંતુ અજ્ઞાન તથા તેનાં સર્વ કાર્યોને જાણવાવાળો નિત્ય, શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વરૂપ છું. આ પ્રમાણે ત્હારા સ્વરૂપનું ચિંતન કર. જે મનુષ્યો આવા આત્માના સ્વરૂપને જાણતા નથી તેઓ આ નરકના પિંડ રૂપ દેહને જ આત્મા માનીને દેહના દુઃખથી પોતાને દુઃખી માને છે, અને કષ્ટ પામે છે વળી તેઓ દેહાદિના નાશથી આત્માનું મરણ વગેરે થયલું માને છે, માટે અજ્ઞાન જ દુઃખનું કારણ છે. ॥૫॥

( ચાલુ. )

॥ स्वामी शान्त्यानन्द सरस्वति ॥

# ॥ श्री राम गीता भाष्य ॥

(અનુસંધાન ગત વર્ષ–પૃષ્ઠ–૩૭૪ થી)

———✻✻✻———

इच्छादि रागादि सुखादि धर्मकाः
सदाधियः संसृति हेतवः परे ॥
यस्मात् प्रसुप्तौ तदभावतः परः
सुख स्वरूपेण विभाव्यते हि नः ॥ ३९ ॥

ભાવાર્થઃ—પરમાત્માને વિષે સર્વદા[200] ઇચ્છા,[201] ઉપેક્ષા,[202] રાગ,[203] દ્વેષ, સુખ દુઃખ ઇત્યાદિ જે કાંઇ ધર્મો પ્રતીત થાય છે તે સઘળા બુદ્ધિના હોવાથી બુદ્ધિ જ સંસારની પ્રતીતિના કારણરૂપ છે, કારણ કે સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિની વૃત્તિયો ન હોવાથી આત્મામાં સંસારની પ્રતીતિ થતી નથી, તેથી નિશ્ચય કહી શકાય છે કે, આત્મ સુખરૂપ છે.

વિવેચનઃ—આત્મા કેવલ અદ્વૈત શુદ્ધ સ્વરૂપ તથા દ્વૈત કલ્પનાથી રહિત છે, પણ તેમાં અન્યોન્યાધ્યાસથી[204] ઇચ્છાદિક, રાગાદિક, તથા સુખાદિક બુદ્ધિના કલ્પિત ધર્મો આરોપિત થઇને તે તાદાત્મ્ય[204] સ્વરૂપે ભાસે છે. આ સર્વ આત્માનાજ ધર્મો છે, એવું જ્યાં સુધી જણાય છે ત્યાં સુધી જીવાત્માને સંસૃતિ જન્મ—મરણનાં કારણ રૂપ થાય છે. સિવાય કાંઇ પણ બીજું આત્માને જન્મ મરણનું કારણ નથી, માટે તે રાગાદિક વિકારોનો ત્યાગ કરવો. કેમકે તે સર્વ ધર્મો બુદ્ધિના છે, આત્માના નથી આ સર્વ ધર્મો અજ્ઞાની અજ્ઞાનને લીધે પોતાના ધર્મોમાં આરોપણ કરે છે તે વિષે ભગવાન શંકર કહેછે કે—

अज्ञानान्मानसोपाधेः कर्तृत्वादिनिचात्मनि ।
कल्प्यंतेऽम्बुगतेचंद्रे चलनादिर्यथांभसः ॥

અર્થઃ—જેમ પુરૂષ પાણીના હાલવા રૂપ ધર્મને પાણીમાં પડેલા ચંદ્રના પડછાયાને વિષે કલ્પે છે, તેમજ અજ્ઞાની જન પોતાના અજ્ઞાનને લીધે કર્તાપણું, ભોક્તાપણું, સુખ, દુઃખ આદિ મન રૂપ ઉપાધિના ધર્મોને આત્માને વિષે આરોપે છે.

---

૨૦૦ હમેશાં. ૨૦૧ મરજી, મન, ચાહના, આશા. ૨૦૨ બેતમા, નિષ્કાળજી. ૨૦૩ ભગવાન પતંજલી રાગ તથા દ્વેષનુ સ્વરૂપ યોગદર્શનના સાધન પાદના સુત્ર ૭–૮ માં કહે છે કે, सुखानुशयी रागः કોઇપણ પ્રકારના સુખનો અનુભવ થયા પછી તે અનુભવ કરનાર મનુષ્યને તેની સ્મૃતિ થઇ તે સુખના જેવાં અન્ય સુખોમાં કિંવા તેના સાધનોમાં જે અભિલાષા થાય છે તે રાગ કહેવાય છે, અને दुःखानुशयी द्वेषः કોઇપણ પ્રકારના દુઃખનો અનુભવ થયા પછી તે અનુભવવાળા મનુષ્યને તે દુઃખની સ્મૃતિ થઇ તે દુઃખના જેવાં અન્ય દુઃખોપર અથવા તેના હેતુઓપર જે ક્રોધ થાય છે તે દ્વેષ કહેવાય છે. ૨૦૪ ભેદ અને અગ્નિની પેઠે આત્મા વિષે અનાત્માનો અધ્યાસ (ભ્રાંતિ) તેને વિદ્વાનો અન્યોન્યાધ્યાસ કહે છે. ૨૦૪ એકતા, ભેદ સહિત અભેદ.

રાગાદિક વિકારો આત્મા નથી પણ બુદ્ધિના છે તેમાં પ્રમાણ શું! એવી કોઇ તરફથી શંકા લાવવામાં આવે તો તેનો ઉત્તર એમ છે કે,—જ્યારે સુષુપ્તિ અવસ્થા થાય છે, ત્યારે તે અવસ્થામાં બુદ્ધિનો અભાવ થાય છે. પરંતુ આત્મા તો અવસ્થાને વિષે પણ પ્રકાશમાનજ રહે છે; અને તે સમયે આત્મામાં બીજા કોઇ પણ ધર્મો પ્રતીત થતા નથી, તેથી સ્પષ્ટ માલુમ પડે છે કે એ રાગાદિક ધર્મો આત્માના નથી, પણ બુદ્ધિના છે; કેમકે બીજી અવસ્થાઓમાં બુદ્ધિ રહે છે ત્યારે તે ધર્મો પ્રતીત થાય છે પણ સુષુપ્તિમાંતો આત્મા કેવલ સુખરૂપ જ ભાસે છે. અને અન્ય કોઇ પણ ધર્મો તે વખત તેમાં પ્રતીત થતા નથી. સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિ અને તેના ધર્મો પ્રતીત થતા નથી તે વિષે ભગવાન્ શંકર કહેછેકે;–

रागेच्छा सुखदुःखादि बुद्धौसत्यां प्रवर्तते ।
सुषुप्तौनास्तितन्नाशे तस्माद्बुद्धेस्तुनात्मनः ॥

જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં બુદ્ધિ છે તો રાગ, ઇચ્છા, સુખ, દુઃખ આદિ ધર્મો વર્તે છે, અને સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિનો અજ્ઞાનમાં લય થઇ ગયો હોય છે, તેથી રાગાદિ ધર્મો પ્રતીત થતા નથી; માટે રાગાદિ ધર્મો બુદ્ધિના છે આત્માના નથી. જો આત્માના હોય તો ત્રણે અવસ્થામાં પ્રતીત થવા જોઇએ, કારણ કે ત્રણે અવસ્થામાં આત્મા તો હોય છે જ.

ઉપરના શ્લોકમાં આ મિથ્યાપ્રતીત થતો સંસાર, બુદ્ધિએ જેને ભ્રમથી સ્વીકાર્યો છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન આપી હવે નીચેના શ્લોક ૪૦ ચાળીશમા વડે તત્પદાર્થ—જીવ અને ત્વં પદાર્થ—ઇશ્વરના સ્વરૂપનો વિચાર પ્રથમ શ્લોક ૨૫ મા કહેવામાં આવ્યો છે છતાં પણ તે વિષયને વધારે સ્ફુટ કરવા પુનઃ પ્રતિપાદન કરે છે.

अनाद्य विद्योद्भव बुद्धिबिंबितो
जीवः प्रकाशोय इतीर्यते चितः ॥
आत्माधियः साक्षितया पृथक् स्थितो
बुद्ध्या परिच्छिन्न परः सएवहि ॥ ४० ॥

ભાવાર્થઃ—અનાદિ અવિદ્યા[૨૦૫] થી ઉત્પન્ન થયેલી બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા પરમાત્માના પ્રકાશને જીવ [૨૦૬] કહે છે. બુદ્ધિના ધર્મથી રહિત તથા સર્વથી પર તો પરમાત્માજ છે, અને તે બુદ્ધિના સાક્ષીરૂપે હોવાથી તેનાથી ભિન્ન સ્થિતછે.

વિવેચનઃ—અનાદિ અવિદ્યાથી ઉત્પન્ન થયેલો જીવાત્મા સત્વ રાજસ, અને તમો ગુણ રૂપ કહેવાય છે; અને તે અવિદ્યાના સાત્વિક-ભાગમાંથી બુદ્ધિ, રાજસ ભાગમાંથી ઇન્દ્રિયો, તમો ભાગ (તમો ગુણ) માંથી પંચભૂતો ઉત્પન્ન થય છે. તેમાં બુદ્ધિ સત્વગુણથી પ્રકટ થયેલી હોવાથી નિર્મલ છે. એ બુદ્ધિમાં અંદર ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તેને જીવ કહે છે શ્રુતિ તે વિષે કહે છે કે,

૨૦૫–દુઃખને વિષે સુખ બુદ્ધ, અનાત્માને વિષે આત્મબુદ્ધિ—અનિત્ય વિષે નિત્ય બુદ્ધિ, અશુચિ વિષે સુચિ બુદ્ધિ એને અવિદ્યા કહે છે.

'तत्त्वमसि' એ મહા વાક્યમાં तत्, त्वं, असि, એવાં ત્રણ પદો છે. તેમાં तत् અને त्वं પદના વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એમ દરેકના બબ્બે પ્રકારો છે. ને ત્રીજું અસિપદ તે બંનેની એકતા કરનાર છે.

ભગવાન્ શંકર तत् અને त्वं પદના લક્ષ્યાર્થ તથા વાચ્યાર્થ વિષે સ્વાત્મનિરૂપણમાં કથન કરે છે કે;

त्वं પદનો વાચ્યાર્થ.

देहेन्द्रियादि धर्मानात्मन्यारोपयन्नभेदेन ।
कर्तृत्वाद्यभिमानीबोधः स्यात्त्वं पदस्य वाच्योऽर्थः

હું જાડો છું, પાતળો છું એમ શરીરના ધર્મોને, હું કાણો છું. બહેરો છું એમ ઇંદ્રિયોના ધર્મને તથા સુખદુઃખઆદિ અંતઃકરણના ધર્મોને આત્માને વિષે અભેદરૂપે આરોપી કર્તાપણાઆદિના અભિમાનરૂપ ઉપાધિસહિત જે બોધ અર્થાત સોપાધિ ચૈતન્ય છે, તે त्वं પદનો વાચ્યાર્થ છે.

त्वं પદનો લક્ષ્યાર્થ.

देहाहन्तेन्द्रियाणीसाक्षीतेभ्यो विलक्षणत्वेन।
प्रतिभातियोऽत्र बोधःप्रोक्तोऽसौत्वंपदस्यलक्ष्योऽर्थः ॥

જે શરીરનો, અહંકારનો તથા ઇંદ્રિયોનો સાક્ષી છે. તથા શરીર અહંકાર તથા ઇન્દ્રિયોથી જે અત્યંત વિલક્ષણ છે, તે નિરૂપાધિ બોધ (નિરૂપાધિ ચૈતન્ય) त्वं પદનો લક્ષ્ય અર્થ છે;

तत् પદનો વાચ્યાર્થ.

वेदावसान वाचासंवेद्यं सकलजगदुपादानम् ।
सर्वज्ञताद्युपेतंचैतन्यं तत्पदस्य वाच्योर्थः ॥

ઉપનિષદનાં વાક્યોવડે જે જણાય છે, જે સંપૂર્ણ જગતનું ઉપાદાન કારણ છે તથા જેમાં સર્વજ્ઞતા આદિધર્મો રહ્યા છે તે સર્વજ્ઞત્વ આદિ ઉપાધિયુક્તચૈતન્ય तत् પદનો વાચ્યાર્થ છે.

तत् પદનો લક્ષ્યાર્થ

विविधोपाधिविमुक्तंविश्वातीतं विशुद्धमद्वैतम्।
अक्षरमनुभववेद्यंचैतन्यंतत्पदस्य लक्ष्योऽर्थः ॥

સર્વજ્ઞપણું, જગત-કર્તાપણું ઇત્યાદિ ઉપાધિરહિત, સર્વ પ્રપંચરહિત, અજ્ઞાનરહિત, એજ કારણથી દ્વૈતરહિત, નાશરહિત તથા અનુભવરૂપ જે ચૈતન્ય એટલે આત્મસ્વરૂપ છે તે तत् પદનો લક્ષ્ય અર્થ છે.

આ મહા વાક્યમાં ત્રણ સંબંધો એવી રીતે છે કે;—

तत् પદનો અને त्वं પદનો સામાનાધિકરણ્ય સંબંધ[૨૧૩] છે કારણ કે બંને પ્રથમા વિભક્તિમાં હોઇને તાત્પર્ય વડે એક ચૈતન્ય અર્થને જણાવે છે.

तत् પદાર્થનો તથા त्वं પદાર્થનો પરસ્પર વિશેષણવિશેષ્યભાવ[૨૧૪] સંબંધ છે. 'तत्, त्वं, असि,' (તે તું છે) એમ કહેવાથી तत् પદાર્થ त्वं પદાર્થનું વિશેષણ થાય છે. અને 'त्वं, तत् असि' (તું તે છે) એમ બોલવાથી त्वं પદાર્થ तत् પદાર્થનું વિશેષણ થાય છે. આ વિશેષણવિશેષ્યભાવ સંબધ બંને પદાર્થનો અભેદ જણાવે છે.

तत् પદનો અને त्वं પદનો આત્મા સાથે લક્ષ્યલક્ષક[૨૧૫] ભાવ સંબંધ છે એટલે तत् પદ તથા त्वं પદ લક્ષક છે તથા આત્મા લક્ષ્ય છે.

'तत्त्वमसि' પોતાનાં तत् પદ અને त्वं પદથી કહેવાતા ઇશ્વર અને જીવની એકતાનું વારંવાર સારી રીતે પ્રતિપાદન કરે છે. તે એઓની શુદ્ધરૂપે એકતાનું પ્રતિપાદન કરે છે. ઇશ્વર અને જીવની લક્ષ્યરૂપે એકતા છે પણ વાચ્ય રૂપે નથી. કારણ કે વાચ્યરૂપમાં તો સૂર્ય તથા પતંગીયાની પેઠે, રાજા તથા રાજાના નોકરની પેઠે, સમુદ્ર તથા કુવાની પેઠે અને મેરૂ તથા પરમાણુંની પેઠે એઓના ધર્મ પરસ્પર વિરૂદ્ધ છે. તેઓનો આ વિરોધ ઉપાધિથી કલ્પાએલો છે. અને તે ઉપાધિ કોઇવાસ્તવિક નથી. મહતત્વ આદિની કારણરૂપ

૨૧૩ બે પદના જુદા જુદા ભાવને એકત્ર ભાવમાં લાવવું તે સામાનાધિકરણ્ય સંબંધ કહેવાય છે જેમ 'તે આ દેવદત્ત છે' એ વાકયમાં 'તે' શબ્દ ભૂતકાલ દર્શક છે; અને 'આ' શબ્દ વર્તમાનકાલ દર્શક છે; પરતુ બંને શબ્દ પરિણામે એકજ દેવદત્તમાં સંબંધ રાખે છે; તે પ્રમાણે 'तत्त्वमसि' મહાવાકયમાં પણ तत् પદ પરોક્ષ ચૈતન્ય દર્શક છે, અને त्वं પદ અપરોક્ષ ચૈતન્ય દર્શક છે; પરંતુ તે બંનેનો તાત્પર્ય સંબંધ માત્ર એકજ ચૈતન્યમાં છે. આ સંબધને સામાનાધિકરણ્ય સંબંધ કહે છે. ૨૧૪ બે પદાર્થમાં એક વ્યાવર્તક અને બીજા વ્યાવર્ત્ય છે; તે સંબંધને વિશેષણ વિશેષ્યભાવ સંબંધ કહે છે 'તે આ દેવદત્ત છે' એ વાકયમાં 'તે' શબ્દથી ભૂતકાલ દષ્ટ દેવદત્ત અને 'આ' શબ્દથી વર્તમાનકાલ દષ્ટ દેવદત્ત વચ્ચે કાલની ઉપાધિ દૂર કરવાથી અન્યોન્ય ભેદ દૂર થાય છે. તે બે પદાર્થો વચ્ચે વિશેષણ વિશેષ્ય ભાવનો સંબંધ છે તેજ પ્રમાણે 'तत्त्वमसि' વાકયમાં तत् પદાર્થ દષ્ટ પરોક્ષ ચૈતન્ય અને त्वम् પદાર્થ દષ્ટ અપરોક્ષ ચૈતન્ય વચ્ચે અન્યોન્ય ભેદ દૂર કરાય છે; તેથી વિશેષણવિશેષ્યભાવનો સંબંધ છે. ૨૧૫ પ્રત્યગાત્મા અને બે પદના અર્થ વચ્ચે પ્રત્યગાત્મા લક્ષ્ય છે, અને બે પદોના અર્થો લક્ષણ છે; એ સંબંધને લક્ષ્યલક્ષણ ભાવ સંબંધ કહે છે. કહ્યું છે કે 'तत्त्वम्' પદાર્થો અને પ્રત્યગાત્મા વચ્ચે સામાનાધિકરણ્ય, વિશેષણ વિશેષ્ય ભાવ તથા લક્ષ્યલક્ષણનો સંબંધ છે, 'તે આ દેવદત્ત છે' એ વાકયમાં 'તે' શબ્દથી દષ્ટ ભૂતકાલ, અને 'આ' શબ્દથી દષ્ટ વર્તમાનકાલમા જે વિરોધ છે, તેનો ત્યાગ કરવાથી 'તે' અને 'આ' શબ્દો, અથવા તેઓના અર્થ અને દેવદત્ત વચ્ચે લક્ષ્યલક્ષણ ભાવનો સંબંધ છે. તે પ્રમાણે 'तत्त्वमसि' મહાવાકયમાં तत् પદ દષ્ટ પરોક્ષત્વ અને त्वं પદ દષ્ટ અપરોક્ષત્વ એ વિરૂદ્ધાંશનો ત્યાગ કરવાથી 'तत्त्वम्' પદોનો, અથવા તેઓના અર્થનો અવિરૂદ્ધ ચૈતન્ય સાથે લક્ષ્યલક્ષણ ભાવનો સંબંધ, તેને ભાગલક્ષણા કહે છે.

માયા ઇશ્વરની ઉપાધ છે અને માયાના કાર્ય રૂપ પંચકોશ જીવની ઉપાધિ છે. ઇશ્વર અને જીવની આ બે ઉપાધિયોનો સારી રીતે ત્યાગ કરીએ એટલે ઇશ્વર રહેતો નથી અને જીવ પણ રહેતો નથી, જેમકે રાજ્યરૂપ ઉપાધિને લઇને રાજા કહેવાય છે અને તરવાર રૂપ ઉપાધિને લઇને સિપાઇ કહેવાય છે. તો પછી એ બંને ઉપાધિઓનો ત્યાગ કરતાં રાજા રહેતો નથી, સીપાઇ પણ રહેતો નથી. ભગવાન્ શંકર પુનઃ પણ આ વિષે કયે છે કે,—

त्वमहमिदमितीयं कल्पनाबुद्धि दोषा
त्प्रभवतीपरामात्मन्यद्वयेनिर्विशेषे ।
प्रविलसति समाधावस्य सर्वोविकल्पो
विलयनमुपगच्छेद्वस्तु तत्त्वावधृत्या ॥

ભાવાર્થઃ—પરમાત્મા કે જે અદ્વય અને નિર્વિશેષ છે તેમાં બુદ્ધિના દોષને લીધે 'તું હું અને આ' એ કલ્પના ઉત્પન્ન થાય છે; જ્યારે સમાધિ થાય ત્યારે વસ્તુનું તત્ત્વ યથાર્થ જાણવામાં આવવાથી સઘળો વિકલ્પ ક્ષય પામે છે'

ઉપરના શ્લોકમાં જીવ અને ઇશ્વરના સ્વરૂપનો વિચાર પુનઃ પ્રતિપાદન કરી, હવે બુદ્ધિ તથા પરમાત્માના પરસ્પર ભ્રમે કરી બુદ્ધિના લયનિક્ષેપાદિ ધર્મ આત્માને વિષે પ્રતીત થાય છે, અને પરમાત્માના ચેતનઆદિક સ્વભાવસિદ્ધ ગુણો જે બુદ્ધિમાં પ્રતીત થાય છે, તેની દૃઢતા કરાવવા માટે નીચેના શ્લોકવડે કરી તેનું પુનઃપ્રતિપાદન કરી બતાવે છે.

चिद्बिंबसाक्ष्यात्मधियां प्रसंगतः
त्वेकत्रवासादनलाक्तलोहवत् ॥
अन्योन्यमध्यासवशात् प्रतीयते
जडाजडत्वंच चिदात्मचेतसोः ॥ ४१ ॥

ભાવાર્થ—લોહના ગોળાને અગ્નિમાં તપાવી લાલકરવાથી તેમાં અગ્નિના ગુણ દાહકતા વિગેરે જણાય છે; અને લોહના ગોળાના ગુણ ગોળાકારઆદિ અગ્નિમાં ભાસે છે (લોકો જેને અગ્નિના લાલગોળા કહે છે તે) આ રીતે અગ્નિ અને ગોળાના એકત્રપણાને લીધે અગ્નિના દાહકપણાનો ગોળામાં; અને ગોળાના વર્તુળપણાનો અગ્નિમાં અધ્યાસ[૨૧૬] થાયછે આજરીતે ચૈતન્યના પ્રતિબિંબ (જીવ) ને ઇન્દ્રિયો સહિત મનના નિકટ સંબંધને લીધે ચિદાત્મા[૨૧૭] અને મનનો પરસ્પરનો અધ્યાસ થાય છે, જેથી આત્માનો ધર્મચેતનપણું મનમાં, અને મનનો ધર્મ જડપણું આત્મામાં જણાય છે;

(ચાલુ)

શ્યામચંદ્ર ગોરધનદાસ.

૨૧૬ वपुरिन्द्रियादि विषयाहंबुद्धिर्येन्महत्यभ्रान्तिः अतस्मिंस्तद्बुद्धि रित्यध्यासेन शास्यमानत्वात् ॥ શરીર ઇન્દ્રિયાદિક હું છું. એવી બુદ્ધિ જે થાય તો તે બુદ્ધિ ભ્રાંતિ અથવા અધ્યાસરૂપ રહે છે; કારણ કે, જે વસ્તુ જે પદાર્થરૂપે નથી તેમાં વિષે તે પદાર્થની બુદ્ધિ તે અધ્યાસ (ભ્રમ) કહેવાય. તે બે પ્રકારનો છે ૧, જ્ઞાનાધ્યાસ ૨ અર્થાધ્યાસ. ૨૧૭ જ્ઞાનસ્વરૂપ હોય તે

REGISTERED No B, 761

આદ્ય સ્થાપક—
એક અભેદમાર્ગપ્રવાસી.
[illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઑફિસ આંટોદરાવાડા નડીઆદ.

( ધર્મ-શુદ્ધ રાજ્ય સાહિત્ય-એ ગનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૩ ] ( માસિક ) [ડીસેમ્બર—૧૯૧૪.

વિષય અનુક્રમણિકા.



---

અમદાવાદ—ટંકશાળ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મેનીજર શામળદાસે છાપ્યુ.

આદ્ય દ્રષ્ટા—
એક આત્મમાર્ગપ્રવાસિ.
અગ્નિજ મણિલાલ નભુભાઈ. દ્વિ..

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વીવેદી.
સુદર્શન-ઓફિસ, સાઠોદરાવાડા-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં ગણ્ય અને સ્વરૂપનો વિચાર.)

"सत्यपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૨૮—અંક ૩ ] ( માસિક ) [ ડીસેમ્બર—૧૯૧૪.

## हृदयने छे रोवावानुं !

( ગઝલ. )

રડી રડી આંસુડાં ખૂટ્યાં ! મદા યે છે છતાં રોવું !
નગીને આ લખાવેલું-હૃદયને છે રોવાવાનું !
ઉગે આનન્દના તારા : ખરી જાતાં વહે ધારા !
ધરી આકાશમાં આશા—હૃદયને છે રોવાવાનું !
દિસે બંધાય કિલ્લા હૈં : દિવાલો તૂટતી તેની !
છતાં ઉડી મીઠી આશા-હૃદયને છે રોવાવાનું !
અહો ! જે ભાસતું પાસે નથી મૃગતૃષ્ણિકા તે છે !
છતાં પાસે ફરે ન્હાસે ! અરેરે છે રોવાવાનું !
બધે વરસાદ આવે છે : અને તૃપ્તિ થતી સૌને :
તૃષાથી તોય ચાતકના હૃદયને છે રોવાવાનું !
અરેરે, છે રોવાવાનું ! છતાં મોંઘું મદા સ્હેવું !
મગર, આ ખાલી છે હૈયું ! નીચોવી એ છતાં રોવું !

સરખેજ,
તા. ૨૧ : ૫ : ૧૯૧૧.

કુંજ.

ગુરૂ કહો છો, કે દેહમાં રહેલા જીવને ગુરૂ કહો છો કે સચ્ચિદાનંદ રૂપ અદ્વિતીય બ્રહ્મને ગુરૂ કહો છો? જો પહેલા પક્ષ પ્રમાણે દેહને ગુરૂ કહેતા હો, તો કહો કે અસત્કાર્યવાદ માનનાર નૈયાયિકોના મત પ્રમાણે તે દેહનો આરંભ તેના અવયવોથી માંડીને કરવામાં આવે છે, એમ કહો છો, કે સાંખ્ય મતવાળાઓના × સત્કાર્યવાદ પ્રમાણે એમ માનો છો કે પ્રથમ પ્રધાન નામે જે તત્વ હતું, તેમાંથી મહત્ નામતત્વ થયું, અને એમ અનુક્રમે એકમાંથી બીજું તત્વ થયું તેથી પંચ મહાભૂતો થયાં અને છેવટે પ્રધાન તત્વનો દેહરૂપ પરિણામ થયો? અથવા જો વેદાંત મતાનુસાર એમ માનતા હો કે અદ્વિતીય બ્રહ્મનો જ દેહરૂપ વિવર્ત § થાય છે, તો તેમ કહો." આગળ આસ્તિક તથા નાસ્તિકોનાં જે બાર દર્શનો (શાસ્ત્રો) કહેવાશે તેમાં આ ત્રણ મત—**સત્કાર્યવાદ, અસત્કાર્યવાદ અને વિવર્તવાદ** કરતાં અધિક મત નથી માટે અહીં ઉપર પ્રમાણે ત્રણજ પ્રશ્ન પુછ્યા છે. આ ત્રણમાંનો પેહેલો અસત્કાર્યવાદ ઠીક નથી, કારણ કે તે મતના લાભમાં સારી યુક્તિ નથી. વળી તે મત શ્રુતિ વિરૂદ્ધ છે. આ વાત સમજાવવાને અમે અસત્કાર્યવાદીને પૂછીયે છીએ કે "તમે 'અસત્કાર્ય' શબ્દવડે શો અર્થ સમજો છો?" તે વાદી એમ કહે કે "પ્રથમ બે પરમાણુઓ હતા તે વખતે "દ્વ્યણુક" એ પરમાણુઓનો સમૂહ-વિગેરે તેમનું કાર્ય નહોતું અને પછી તે બે પરમાણુઓમાંથી દ્વ્યણુકઆદિ કાર્ય ઉત્પન્ન થયું; એ માટે પોતાની ઉત્પત્તિ થતા અગાઉ પરમાણુરૂપ કારણમાં દ્વ્યણુકરૂપી કાર્ય "અસત્" હતુ-અર્થાત્ હયાત નહોતું અને પછીથી ઉત્પન્ન થયું. આ અમારો 'અસત્કાર્ય" શબ્દનો અર્થ છે." જો વાદી આમ કહે તો તેનો પક્ષ ઠીક નથી, કારણ કે તે પક્ષમાં જે દ્વ્યણુકઆદિ પ્રથમ અસત્ છે તેનું બે પરમાણુઓ સમવાયિ + કારણ છે, અને જેમ દ્વ્યણુક અસત્ છે તેમ "શશશૃંગ" (સસલાનુ શીંગડું) આદિ વસ્તુઓ પણ અસત્ છે, માટે એ બંને-દ્વ્યણુક અને શશશૃંગમાં અસત્પણું સમાન હોવાથી દ્વ્યણુકનું કારણ જેમ બે પરમાણુઓ છે તેમ શશશૃંગ આદિનું કારણ પણ બે પરમાણુ ઠરે, પણ આ વાત અનુભવથી ઉલટી છે કારણ કે બે પરમાણુ સત્ છે માટે તેમનો અને શશશૃંગ જેવા અસત્ પદાર્થોનો સમવાય નિત્ય સંબંધ-ન સંભવે અર્થાત્ પરમાણુ શશશૃંગનું સમવાયિ કારણ ન બને, આમ હોવાથી અસત્કાર્યવાદ વાંધાવાળો જાણવો. આ વાંધા સામે વાદી કહે કે જે વસ્તુ પ્રાગભાવ પ્રતિયોગી હોય, અર્થાત્ જે વસ્તુ પોતે પ્રથમથી હયાત ન હોય, અને પછી ઉત્પન્ન થાય, તેને અમે અસત્ કહીએ છીએ, પણ ત્રણે કાલ વાયુમાં રૂપ ન હોવાથી જેમ વાયુમાં રૂપ અસત્ છે, તેમ ત્રણે કાળ હયાત ન હોય તે કાર્ય અસત્ છે એમ અમે નથી કહેતા" આમ જો વાદી કહે તો અમે એને કહીએ છીએ કે ભાઈ એમ કહેવામાં તમારી ભૂલ છે. "જે વસ્તુ પ્રાગભાવ પ્રતિયોગી હોય તે અસત્ કહેવાય" એવું જે તમારૂં કથન છે, તેનો શો અર્થ છે તે કહો

× સાંખ્ય અને વેદાન્ત ઉભયે સત્કાર્યવાદિ કહેવાય છે, પણ તેમની પ્રક્રિયામાં ભેદ છે. સાંખ્ય પરિણામવાદી છે અને વેદાન્ત વિવર્તવાદી છે નૈયાયિક આરંભવાદી છે.

§ મૂળવસ્તુ ભ્રાંતિથી બીજી વસ્તુ જેવી જણાય તો તે મૂલવસ્તુનો વિવર્ત થયો કહેવાય, જેમકે દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય તે. તે દોરડાનો સર્પરૂપે વિવર્ત થયો

+ જે પદાર્થની કોઇ વસ્તુ બને તે પદાર્થ એ વસ્તુનું સમવાયિ કારણ કહેવાય, જેમકે માટી ઘડાનું સમવાયિ કારણ છે.

# ॥ अद्वैतब्रह्मसिद्धि ॥

( કાશ્મીરનિવાસિ શ્રીસદાનંદ યતિ વિરચિત. )

( ગુજરાતી ભાષાંતર. )

—પ્રથમ મુદ્ગર પ્રહાર.—

नमामि सद्‌गुरुं शान्तं ब्रह्मानंदं मुनीश्वरम् ।
यत्कृपालवलेशेन सत्तर्क स्फुरणंमम ॥ १ ॥

श्रीमन्नारायणाचार्य सनातन शिवं सदा ।
वन्देहं वाङ्मनःकायैर्द्वैतध्वान्त निवृत्तये ॥ २ ॥

श्रुति सिद्धंचयद् ब्रह्म सच्चिदानंदमद्वय ।
तदत्र चिन्त्यते तर्कैर्मनोमल निवृत्तये ॥ ३ ॥

( ભાવાર્થ:—જે ગુરુની જરા પણ કૃપાના પ્રતાપે મને સત્તર્ક સુઝે છે, તે શાંત સદ્‌ગુરૂ, બ્રહ્માનંદ નામે મુનીશ્વરને હું નમસ્કાર કરું છું. ૧ દ્વૈતરૂપી અંધારૂ મટાડવાને મનવાણી તથા કાયા વડે અવિનાશિ શિવરૂપ તથા શ્રીયુક્ત નારાયણાચાર્યને હું વંદું છું. ૨ શ્રુતિ વેદ-વાક્ય-થી સિદ્ધ થયેલું જે અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે, તે વિષે આ ગ્રંથમાં મનનો રાગદ્વેષરૂપ મેલ શમાવવાને વિચાર કરવામાં આવે છે. )

આ સંસારમાં શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણ આદિરૂપ જણાતી સર્વ પ્રકારની વાણીથી અદ્વિતીય બ્રહ્મ સાબિત થયું છે, તોપણ કેટલાક મંદમતિવાળા જનો તેમનાં પૂર્વજન્મનાં પાપના બલને લીધે "દ્વૈત-જીવ ઇશ્વર અને જગતનો ભેદ-સત્ય છે;" એવો દૃઢ વિશ્વાસ રાખે છે, અને શ્રુતિનું ખરું તાત્પર્ય સમજતા નથી, માટે અદ્વૈતમત-બ્રહ્મજ સત્ય છે અને બીજુ બધું મિથ્યા છે એ મત-ને ખોટો ઠરાવવાને તે જનો "ગુરૂએ રચેલું શાસ્ત્ર મિથ્યા છે કે સાચું?" ઇત્યાદિ નરકમાં નાંખે એવા બહુ અસત્ય તર્કો ઉઠાવે છે. તે તર્કોને લીધે કાચા જ્ઞાનવાળા જનોનાં મનમાં અદ્વૈત મત અસંભવિત છે વિગેરે અનેક બુશો ઉત્પન્ન થાય છે, અને તેટલા માટે મોક્ષને ઇચ્છતા જનોની અદ્વૈતની અસંભાવના આદિ બુશોનો નાશ કરવાને તથા ખોટે રસ્તે ચઢેલા વાદીનું મુખ ભાંગવાને મુદ્‌ગરના પ્રહાર જેવા ‡ સત્તર્કો મુખ્યત્વે કરીને અહીં બતાવવામાં આવે છે. તે આ પ્રમાણે:—'ગુરૂ અને શાસ્ત્ર મિથ્યા છે કે સત્ય છે?" એમ બોલનાર વાદીને પુછવું જોઇએ કે "તમે દેહને

‡ તર્ક બે પ્રકારના છે. ૧ સત્તર્ક; ૨ અસત્તર્ક. સૂત્ર ભાષ્ય અધ્યાય બીજાના પ્રથમ પાદના ૧૧ મા સૂત્રમાં तर्का प्रतिष्ठानात् । અસત્તર્કનો ભગવાન ભાષ્યકારે નિષેધ કર્યો છે. વિચારરત્ન ગ્રંથે પણ કહ્યું છે કે श्रुतियुक्त्यनुसारेणतर्क्यतां माकुतर्क्यताम् । શ્રુતયુક્ત તર્ક કરવો, કુતર્ક ન કરવો.

# શ્રી ગંગાલહરી.[1]



( પંડિતરાજ જગન્નાથ વિરચિત સંસ્કૃત કાવ્યનો ગુજરાતી અનુવાદ. )

અનુવાદક —
( રા. રા. કૃષ્ણદાસ યમુનાદાસ ગાંધી બી. એ. એલ્. એલ્. બી મુમ્બાઈ. )

( શીખરિણી. )

મહા સૌભાગ્યે શો અખિલ મહિમા વૃદ્ધિ કરતું,
પ્રભુત્વે ક્રીડામા જગત રચનારા હર તણું;
પરતત્ત્વે બ્રાહ્મ શ્રુત[2] ચરિત સાક્ષાત્ દ્વિવિજનું,[3]
સુધાકલ્પે ત્હારૂં જલ અમ હરો પાપ સઘળું. ૧

દરિદ્રોનું દૈન્ય ક્ષતચરિતના[4] દુર્ગુણ તથા
કરે અસ્તવ્યસ્ત પ્રથમ જ જવે નેત્ર પથમાં.
કરે ચૂર્ણ 'જ્ઞાન ક્ષય તરૂ યથા જે વ્રત[5] ધરી;
જલસ્રોતસ્ ત્હારો અમ વિતરજો સંપદ અતી. ૨

પ્રકાશે સૂર્યે ત્યાં કપટ ફૂટતાં વક્ર નયને
ગણેશાંબા જોતાં ક્ષણભર થતા ક્ષુબ્ધ પણ જે;[6]
હરે પાપ ભ્રાન્તિ પ્રમથ પતિ[7] શીર્ષોદ્ભવ તમ
તરગો ગંગાના તનુજ[8] અતી સોચ્છ્રાય કુટિલ. ૩

ગ્રહી મા ! તારો આ-શ્રય અતી મદોન્મત્ મમથી,
ગણાયા દેવો તે અખિલ તૃણ માત્ર ક્ષણ મહિં;
હવે ગંગે ભાગી-રથિ ! બન ઉદાસી ન કદી હા !
કરૂં કો પાસે હું રૂદન વદ આધાર વિણ આ ? ૪

---

૧ સંપાદક રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી કલકત્તા.

૨ પ્રખ્યાત. ૩ દેવોનું. ૪ સ્વધર્મથી પ્રચલિત થએલ લોકોના. ૫, જ્ઞાનક્ષય=અજ્ઞાન. જ્યાં જ્યાં અજ્ઞાનરૂપી વૃક્ષો તારા પ્રવાહની દૃષ્ટિએ પડે છે ત્યાં ત્યાં જાણે અજ્ઞાનનો નાશ કરવાનું વ્રત લીધું હોય તેવી રીતે તે અજ્ઞાનરૂપી વૃક્ષને છેદી નાંખે છે, એવો ભાવાર્થ છે. ૬ ભાવાર્થ આ પ્રમાણે છે.—જ્યાં સુધી સૂર્યોદય નહોતો થયો ત્યાં સુધી પાર્વતીને શિવે ગંગાને જટામાં સંતાડેલ છે તે કપટની ખબર પડી શકી નહિ, પણ સૂર્યોદય થતાં જ ગંગા પાર્વતીની દૃષ્ટિએ પડયાં એટલે કપટ ફૂટી ગયું તેથી પાર્વતીએ ઇર્ષાસહ કટાક્ષ કરવાથી ગંગાના તરગો ક્ષુબ્ધ થઇ ગયા. ૭ પ્રમથપતિ=શિવ. ૮ તરગોને ગંગાના પુત્રો કલ્પ્યા છે.

અપુણ્યાત્માના જો સ્મૃતિપથ વિષે જાય કદિ આ
હરે ચિત્તે તંદ્રા વિધુકર[1] તમિસ્રાકર[2] યથા;
ભજે પાણી જેનું અમર[3] બર[4] તે મૂર્તિ તવ આ.
હરે અંતઃતાપો ત્રિવિધ અપરાધો મમ તથા. ૫

વળી રાજ્ય શ્રેષ્ઠ જ્યમ તૃણ ગણી ત્યાગ કરતા,
ધુણે વેત્રો[5] જ્યાં તે જનનિ! તવ તીરે જ વસતા;
નિવારે તૃષ્ણા પી જલ અમૃતથી જે વધુ મીઠું,
જનોનો તે હર્ષે પ્રહસન કરે મોક્ષપદનું. ૬

પ્રભાતેસ્નાનોમાં નૃપતિરમણીનાં રતન તટે
દ્રવો કસ્તુરીના તવ સલિલનો સ્પર્શ જ થવે.
સહસ્રો સ્વર્યાને[6] પરિરત[7] મૃગો તેજ પલમાં,
પ્રવેશે સ્વચ્છાંગો સહ સુરવને સ્વૈર કરતા. ૭

પહેલેજે ધ્યાને ઝટ પણ કરે શાન્તિ મનમાં,
ક્ષણે ગાતાં વારે ત્યમ કલુષ[8]ને તાપ ભવના,
ધરે "ગંગા" આતે શ્રુતિ મધુર મંત્રાક્ષર પદ,
રમે પ્રાણાન્તે તે મમ મુખસરોજે જ સુખદ. ૮

કરી ક્રીડા જેમાં અતિ વિપુલ સંતોષ ધરતા,
ગણી તુચ્છ સ્વર્ગે વસતિ ન ચહે કાગ તજવા,[9]
નિવાસેજે જ્યાં મા! જન મરણશોક ક્ષય કરે,
નિવારે તેવા આ તટ તવ અમારો શ્રમ ખરે. ૯

સ્વયં વેદો ભેદે ત્યજી અવધિ જેની નહિ ગયા,
અને જે જીવોનાં મન વચનનો છે વિષય ના;
અરૂપે સ્વૈશ્વર્યે તમ અપહરે નિત્ય વિશદ,
પ્રશંસે જે તત્ત્વે ત્રિદિવ નહિ તે તુંજ નિપત. ૧૦

---

૧ વિધુ=ચંદ્ર. કર=કિરણો=ચંદ્રનાં કિરણો. ૨-તમિસ્ર=અંધકાર. આકર=ખાણ=અંધકારનો સમૂહ. ૩ દેવ. ૪ સમૂહ, ગણ. ૫ નેતર, બરૂ. ૬ વિમાનોથી. ૭ વિંટળાએલ. ૮. પાપ ૯. ભાવાર્થઃ-તારા તટોનો પ્રભાવ પણ એવો છે કે ત્યાં ક્રીડા કરનાર કાગ પણ સંતુષ્ટ થઇ જાય છે, અને તેને તજીને સ્વર્ગમાં વસવાની પણ ઇચ્છા કરતા નથી.

હરે થાતાં ઝાંખી પણ ભવભયો સર્વ જનના,
કયે તારી અત્રે પ્રતિકૃતિ[1] તણો તેજ મહિમા;
અસૂયા ખિન્ન[2]ક્ષ્માધર-વર-સુતાનો[3] અવગણી,
મહાસ્નેહે સ્થાપી શિરપર હરે જે દઢ થઇ. ૧૨

પ્રમત્તોના નિંદ્ય ત્યમ અધમનાં ત્યાજ્ય સઘળાં,
અવદ્યે ભ્રષ્ટોનાં વિમુખ કરતાં ભીષ્મ ખલનાં;
હરે આ રીતે જે સકલ જનનાં પાપ સતત,
અનાયાસે મા ! તે ત્રિભુવન જયી તું, ન અવર. ૧૩

પડી જે સ્વર્ગેથી વિપદ હરવાને ક્ષિતિતલે,
જટા જૂટે તેને અધર ધરી બાંધી ત્રિનયને;
કરે તેવી તું નિઃસ્પૃહ મન વિષે લોભ લલુતા,
ગુણો તે આ રૂપાંતર થઈ બને છિદ્ર તવ મા[4] ! ૧૪

જડો અંધા વ્યંગ શ્રુતિ વિકલ મૂક પ્રસવમાં,
અહોથી જે ત્રસ્ત પ્લવ[5] રહિત પાપાબ્ધિ તરવા;
ત્યજે દેવો જેને ત્યમ પતન કરતાં પુણ્ય ખપતાં,
બચાવા ત્હેવાને પણ જનનિ ! તું ઔષધ મહા. ૧૫

અહો ! મૂલે સ્વચ્છા ત્યમ શિશિર આ વારિ તવ જે,
મહિમાં તેનો મા ! અચલ મહિમા શો જય કરે ?
કરે હર્ષે તેનું સ્તવન સુરલોકે પણ હજી,
અવર્ણ્યે શ્રીધારી સગરસુત રોમાંચિત થઇ. ૧૬

કરી પાપો અલ્પ વ્યથિત મન જેનાં ઝટ થતાં,
ત્રિલોકે છે તીર્થો વિપુલ જન તે પૂત કરવા;
ત્યજી પ્રાયશ્ચિત્તે ક્રમ બહિર આચાર કરતા,
નરોને તે મા ! તું પણ વિતરવા મોક્ષ સબલા. ૧૭

(ચાલુ.)

---

૧. મૂર્તિ. ૨. ઇર્ષ્યાને લીધે જેને ખેદ થયો છે એવી. ૩. ક્ષ્મા=પૃથ્વી ક્ષ્માધર પર્વત. ક્ષ્માધર-વર=પર્વતોમાં શ્રેષ્ઠ=હિમાચલ તેની સુતા પાર્વતી તેના ઘણા પ્રેમને પણ નહિ ગણકારતાં. ૪. ભાવાર્થઃ—પૃથ્વીના ઉપકાર સારૂ તું સ્વર્ગેથી નીચે આવી પણ અધરથીજ નીલકંઠ જેવા નિઃસ્પૃહદેવે તને ઝાલીને પોતાની જટામાં બાંધી લીધી. આ પ્રમાણે શિવને પણ તેં લોભી બનાવી દીધા એટલે તારી ઉપકાર કરવાની ઇચ્છા ગુણ મટીને દોષના રૂપમાં ફેરવાઇ ગઇ. ૫ હોડી.

# ॥ अद्वैतब्रह्मसिद्धि ॥

( કાશ્મીરનિવાસિ શ્રીસદાનંદ યતિ વિરચિત. )

( ગુજરાતી ભાષાંતર. )

—પ્રથમ મુદ્‌ગર પ્રહાર.—

नमामि सद्‌गुरुं शान्तं ब्रह्मानंदं मुनीश्वरम् ।
यत्कृपालवलेशेन सत्तर्के स्फुरणंमम ॥ १ ॥

श्रीमन्नारायणाचार्यं सनातन शिवं सदा ।
वन्देहं वाङ्‌मनःकायैर्द्वैतध्वान्त निवृत्तये ॥ २ ॥

श्रुति सिद्धंचयद् ब्रह्म सच्चिदानंदमद्वय ।
तदत्र चिन्त्यते तर्कैर्मनोमल निवृत्तये ॥ ३ ॥

( ભાવાર્થઃ—જે ગુરુની જરા પણ કૃપાના પ્રતાપે મને સત્તર્ક સુઝે છે, તે શાંત સદ્‌ગુરુ બ્રહ્માનંદ નામે મુનીશ્વરને હું નમસ્કાર કરૂં છું. ૧ દ્વૈતરૂપી અંધારૂ મટાડવાને મનવાણી તથા કાયા વડે અવિનાશિ શિવરૂપ તથા શ્રીયુક્ત નારાયણાચાર્યને હું વંદું છું. ૨ શ્રુતિ વેદવાક્ય–થી સિદ્ધ થયેલું જે અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે, તે વિષે આ ગ્રંથમાં મનનો રાગદ્વેષરૂપ મેલ શમાવવાને વિચાર કરવામાં આવે છે. )

આ સંસારમાં શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણ આદિરૂપ જણાતી સર્વ પ્રકારની વાણીથી અદ્વિતીય બ્રહ્મ સાબિત થયું છે, તોપણ કેટલાક મંદમતિવાળા જનો તેમનાં પૂર્વજન્મનાં પાપના બલને લીધે "દ્વૈત–જીવ ઇશ્વર અને જગતનો ભેદ-સત્ય છે;" એવો દૃઢ વિશ્વાસ રાખે છે, અને શ્રુતિનું ખરૂં તાત્પર્ય સમજતા નથી, માટે અદ્વૈતમત–બ્રહ્મજ સત્ય છે અને બાકી બધું મિથ્યા છે એ મત–ને ખોટો ઠરાવવાને તે જનો "ગુરૂએ રચેલું શાસ્ત્ર મિથ્યા છે કે સાચું ?" ઇત્યાદિ નરકમાં નાંખે એવા બહુ અસત્ય તર્કો ઉઠાવે છે. તે તર્કોને લીધે કાચા જ્ઞાનવાળા જનોનાં મનમાં અદ્વૈત મત અસંભવિત છે વિગેરે અનેક ભુલો ઉત્પન્ન થાય છે, અને તેટલા માટે મોક્ષને ઇચ્છતા જનોની અદ્વૈતની અસંભાવના આદિ ભુલોનો નાશ કરવાને તથા ખોટે રસ્તે ચડેલા વાદીનું મુખ ભાંગવાને મુદ્‌ગરના પ્રહાર જેવા ‡ સત્તર્કો મુખ્યત્વે કરીને અહીં બતાવવામાં આવે છે. તે આ પ્રમાણેઃ—"ગુરૂ અને શાસ્ત્ર મિથ્યા છે કે સત્ય છે ?" એમ બોલનાર વાદીને પુછવું જોઇએ કે "તમે દેહને

‡ તર્ક બે પ્રકારના છે. ૧ સત્તર્ક; ૨ અસત્તર્ક. સૂત્ર ભાષ્ય અધ્યાય બીજાના પ્રથમ પાદના ૧૧ મા સૂત્રમાં तर्का प्रतिष्ठानात् । અસત્તર્કનો ભગવાન ભાષ્યકારે નિષેધ કર્યો છે. વિચારરૂપ ગ્રંથે પણ કહ્યું છે કે श्रुतियुक्त्यनुसारिणतर्क्यतां माकुतर्क्यताम् । શ્રુતિયુક્ત તર્ક કરવો, કુતર્ક ન કરવો.

ગુરૂ કહો છો, કે દેહમાં રહેલા જીવને ગુરૂ કહો છો કે સચ્ચિદાનંદ રૂપ અદ્વિતીય બ્રહ્મને ગુરૂ કહો છો ? જો પહેલા પક્ષ પ્રમાણે દેહને ગુરૂ કહેતા હો, તો કહો કે અસત્કાર્યવાદ માનનાર નૈયાયિકોના મત પ્રમાણે તે દેહનો આરંભ તેના અવયવોથી માંડીને કરવામાં આવે છે, એમ કહો છો, કે સાંખ્ય મતવાળાઓના × સત્કાર્યવાદ પ્રમાણે એમ માનો છો કે પ્રથમ પ્રધાન નામે જે તત્વ હતું, તેમાંથી મહત્ નામતત્વ થયું, અને એમ અનુક્રમે એકમાંથી બીજું તત્વ થયું તેથી પંચ મહાભૂતો થયાં અને છેવટે પ્રધાન તત્વનો દેહરૂપ પરિણામ થયો ? અથવા જો વેદાંત મતાનુસાર એમ માનતા હોય કે અદ્વિતીય બ્રહ્મનો જ દેહરૂપ વિવર્ત § થાય છે, તો તેમ કહો." આગળ આસ્તિક તથા નાસ્તિકોનાં જે બાર દર્શનો (શાસ્ત્રો) કહેવાશે તેમાં આ ત્રણ મત—સત્કાર્યવાદ, અસત્કાર્યવાદ અને વિવર્તવાદ કરતાં અધિક મત નથી માટે અહીં ઉપર પ્રમાણે ત્રણજ પ્રશ્ન પુછ્યા છે. આ ત્રણમાંનો પેહેલો અસત્કાર્યવાદ ઠીક નથી, કારણ કે તે મતના લાભમાં સારી યુક્તિ નથી. વળી તે મત શ્રુતિ વિરૂદ્ધ છે. આ વાત સમજાવવાને અમે અસત્કાર્યવાદીને પૂછીયે છીએ કે "તમે 'અસત્કાર્ય' શબ્દવડે શો અર્થ સમજો છો ?" તે વાદી એમ કહે કે "પ્રથમ બે પરમાણુઓ હતા તે વખતે "દ્વયણુક" એ પરમાણુઓનો સમૂહ-વિગેરે તેમનું કાર્ય નહોતું અને પછી તે બે પરમાણુઓમાંથી દ્વયણુકઆદિ કાર્ય ઉત્પન્ન થયું; એ માટે પોતાની ઉત્પત્તિ થતા અગાઉ પરમાણુરૂપ કારણમાં દ્વયણુકરૂપી કાર્ય "અસત્" હતું-અર્થાત્ હયાત નહોતું અને પછીથી ઉત્પન્ન થયું. આ અમારો ' અસત્કાર્ય" શબ્દનો અર્થ છે. "જો વાદી આમ કહે તો તેનો પક્ષ ઠીક નથી, કારણ કે તે પક્ષમાં જે દ્વયણુકઆદિ પ્રથમ અસત્ છે તેનું બે પરમાણુઓ સમવાયિ + કારણ", અને જેમ દ્વયણુક અસત્ છે તેમ "શશશૃંગ" (સસલાનું શીંગડું) આદિ વસ્તુઓ પણ અસત્ છે, માટે એ બંને-દ્વયણુક અને શશશૃંગમાં અસત્પણું સમાન હોવાથી દ્વયણુકનું કારણ જેમ બે પરમાણુઓ છે તેમ શશશૃંગ આદિનું કારણ પણ બે પરમાણુ ઠરે, પણ આ વાત અનુભવથી ઉલટી છે કારણ કે બે પરમાણુ સત્ છે માટે તેમનો અને શશશૃંગ જેવા અસત્ પદાર્થોનો સમવાય નિત્ય સંબંધ-ન સંભવે અર્થાત્ પરમાણુ શશશૃંગનું સમવાયિ કારણ ન બને, આમ હોવાથી અસત્કાર્યવાદ વાંધાવાળો જાણવો. આ વાંધા સામે વાદી કહે કે જે વસ્તુ પ્રાગભાવ પ્રતિયોગી હોય, અર્થાત્ જે વસ્તુ પોતે પ્રથમથી હયાત ન હોય, અને પછી ઉત્પન્ન થાય, તેને અમે અસત્ કહીએ છીએ, પણ ત્રણે કાળ વાયુમાં રૂપ ન હોવાથી જેમ વાયુમા રૂપ અસત્ છે, તેમ ત્રણે કાળ હયાત ન હોય તે કાર્ય અસત્ છે એમ અમે નથી કહેતા" આમ જો વાદી કહે તો અમે એને કહીએ છીએ કે ભાઈ એમ કહેવામાં તમારી ભૂલ છે. "જે વસ્તુ પ્રાગભાવ પ્રતિયોગી હોય તે અસત્ કહેવાય" એવું જે તમારૂં કથન છે, તેનો શો અર્થ છે તે કહો

વસ્તુ પ્રાગભાવ પ્રતિયોગી છે માટે તે અસત્ છે એમ તમે એ કથનનો અર્થ માનો છો કે તે અસત્ છે માટે પ્રાગભાવ પ્રતિયોગી છે એમ માનો છો ? આ બેમાંની પેકે એ વાત ન ઘટે; કારણ કે સર્વ કાર્યરૂપ અર્થાત્ ઉત્પન્ન થયેલી વસ્તુઓ પોતાની ઉત્પત્તિ થઈ તે પેહેલાં પ્રાગભાવવાળી હતી અર્થાત્ તે હયાત નહોતી, માટે તે બધી સરખી રીતે પ્રાગભાવ પ્રતિયોગી થઈ, અને તેથી તે સૌનું સરખુંજ અસત્પણું ઠર્યું; એટલે જે ખપુષ્પ-આકાશમાં કલ્પેલું ફુલ-આદિ વસ્તુઓ ખરૂં જોતાં કદી પણ હયાત નથી, અર્થાત્ સદા અસત્ છે; તે પ્રાગભાવ પ્રતિયોગી નથી માટે તેમને સત્ કહેવી પડશે, શાથી કે એવો નિયમ છે કે જેટલી કાર્યરૂપ વસ્તુઓ હોય તેજ પ્રાગભાવ પ્રતિયોગી હોય અને એથી આકાશમાં ભાસતું ફુલ ( ખપુષ્પ ) કાર્ય નથી માટે તે સત્ ઠરશે. અને જો વાદી કહે કે ખપુષ્પ આદિભલે સત્ ઠરે કારણ કે એ વાત અમને ગમતી છે, તો તે ન ચાલે કારણ કે તેમ ઠરવાથી તો કાર્યરૂપ અસત્ પદાર્થોમાં રહેલા ગુણ જાતિ વિગેરે અસત્ ઠરે અને તેમના વિનાશનો સંભવ આવે, પણ વાદીએ તો એના મતમાં ગુણ વિગેરેને ભાવરૂપ જે પૂર્વે નહતા અને પછી થયા તેવા પદાર્થ માન્યા છે, માટે એણે એ વાત પોતાને ઇષ્ટ ન કહેવાય અને એમ પણ વાદીએ ન કહેવું જોઇએ કે અમે જે પ્રાગભાવ પ્રતિયોગીરૂપ પૂર્વે ન હોય ને પછી હયાતીમાં આવનાર-અસત્ વસ્તુ કહીએ છીએ તે વસ્તુ શશવિષાણ ( સસલાનું શીંગડું ) અને કાચબાનાં રૂવાડાં વિગેરે અસત્ વસ્તુઓ કરતાં જુદી જાતનો અસત્ પદાર્થ છે એમ અમે માનીયે છીએ; કારણ કે એક પ્રકારના ખપુષ્પ આદિ અસત્ પદાર્થનો બીજી જાતના પ્રાગભાવ પ્રતિયોગીરૂપ અસત્ પદાર્થથી ભેદ પાડનાર કોઇ ગુણ કે જાતિ વિગેરે ( જેમ ભાવરૂપ કાર્યમાં છે તેમ ) કોઇ ધર્મ નથી, તેથી એ બેનો ભેદ સમજવાનું સાધન નથી, એટલે શશશૃંગ આદિને અસદ્વિશેષ-અમુક અસત્ વસ્તુ-કહીએ છીએ. બીજો પક્ષ પણ ઠીક નથી જો કોઈ વસ્તુ અસત્ હોવાથી પ્રાગભાવ પ્રતિયોગિ હોય, તો નરશૃંગ ( નરનું શીંગડું ) જેવી કલ્પિત વસ્તુ પણ પ્રાગભાવ પ્રતિયોગિ ઠરે, શાથી કે તે અસત્-છતમાંજ નહીં એવી વસ્તુ છે, અને પ્રાગભાવ પોતાના પ્રતિયોગીને ઉત્પન્ન કરનાર હોય એ નિયમ હોવાથી નરશૃંગ જેવી અસત્ વસ્તુ સત્ થાય એમ માનવું પડે. આ વાત અમને ગમે છે એમ પણ વાદીએ ન કહેવાય, કારણ કે તે એમ માને ત્યારે તો સત્ વસ્તુ અને અસત્ વસ્તુ એવા બે વિભાગને તિલાંજલિ દેવી પડે × વાદી આ વાંધાના ઉત્તરમાં કહે કે—વાયુમાં જેમ રૂપ આદિનો અત્યંતાભાવ છે અને તેથી તેનો વાયુમાં પ્રાગભાવ નથી, તેમ પરમાણુઓમાં શશશૃંગ આદિનો અત્યંતાભાવ છે માટેજ શશશૃંગાદિનો પરમાણુઓમાં પ્રાગભાવ નથી. વાયુમાં રૂપ નથી એવું જે જણાય છે, તે ઉપરથી ત્યાં સમજાતા અત્યંતાભાવનોજ સ્વીકાર છે, અને પ્રાગભાવ તથા અત્યંતાભાવનો પરસ્પરવિરોધ છે; તેમજ શશશૃંગ આદિનો પરમાણુઓમાં અત્યંતાભાવ હોવાથી તેનો પરમાણુઓમાં પ્રાગભાવ ન હોય, તો પછી શશશૃંગાદિ

---

× જો મરી જાય છે, તેના ઉપર તલ અને જળનો જે ખોબો નાંખીયે છીએ, તે તિલાંજલિ કહેવાય ! માટે કોઇને તિલાંજલિ ( તલનો અંજલિ-ખોબો ) આપી એમ કહેવાનો અર્થ એ કે તેનો નાશ થયો. તેમજ અહીં સત્ એવા વિભાગને તિલાંજલિ દેવી પડે એનો અર્થ એજ થાય કે એ વિભાગનો નાશ થાય.

તર પ્રલયમાં પરમાણુઓ બદ્ધ કંપતા રહે છે એમ અમારો સ્વીકાર છે, સૃષ્ટિનો ક્રમ તો એવો છે કે જગતનો નાશ થયા પછી પરમેશ્વરની જ્યારે જગત્ સરજવાની ઇચ્છા થાય છે ત્યારે પ્રાણીઓના કર્મના બળથી નિશ્ચળ પરમાણુઓમાં પ્રથમ ક્રિયા ઉત્પન્ન થાય છે તે ક્રિયાને લીધે એક પરમાણુ બીજા પરમાણુ સાથે સંયોગ પામે છે, અને તે સંયોગથી દ્વયણુકનો આરંભ થાય છે તેવા ત્રણ દ્વયણુકમાંથી ત્ર્યણુક થાય છે અને એવા અનુક્રમે સંયોગ થવાથી વાયુ આદિ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે અને જેવા તંતુઓના રૂપ આદિ હોય છે, તેવા પટના રૂપ વિગેરે હોય છે, તેમ પરમાણુઓના રૂપ આદિ ગુણોમાંથી દ્વયણુક આદિના રૂપ વિગેરે સંભવે છે, તો આ દ્વયણુક આદિથી જગતની ઉત્પત્તિ માનવામાં શું અયોગ્ય છે?'–

જો આમ વાદી કહે તો તેનું એ કહેવું યોગ્ય નથી એ આ પ્રમાણે સમજાવીએ છીએ —પરમાણુઓના સંયોગને અનુકૂલ આદ્યક્રિયા, અને તેમના વિભાગને અનુકૂલ અંત્ય ક્રિયાનું નિમિત્ત છે કે નથી? એવું નિમિત્ત નથી એ વાત ન બને, કારણ કે ત્યારે તો એ ક્રિયા અકસ્માત અને--અણધારી થાય જો એવું નિમિત્ત હોય તો કહો કે એ નિમિત્ત દેખાય છે કે નથી દેખાતું? જો એ દેખાતું હોય, તો શરીરની હિલચાલમાં યત્ન કરીએ છીએ તેમ એ યત્ન રૂપ છે? કે અભિઘાત રૂપ છે? જે વસ્તુપર ક્રિયા કરવાની છે તે વસ્તુનો બીજી વસ્તુ સાથે સંયોગ જે થાય તેનું નામ અભિઘાત છે અભિઘાતનું દૃષ્ટાંત એ છે કે ઉંચા કરેલા મુસળનો ખાણીયા સાથે જે સંયોગ થાય છે તે અભિઘાત કહેવાય, અથવા વૃક્ષોમાં પવન અથડાય છે ત્યારે પવનનો વૃક્ષ સાથે થતો અથડાટ અભિઘાત કહેવાય

જો તે દેખાતું નિમિત્ત યત્નરૂપ કે અભિઘાત રૂપ ન હોય તો શું નોદન રૂપ છે? પોતાની સાથે સંયોગ પામેલી વસ્તુને ખાસ રીતે કોઇ માણસ દૂર ફેંકે તો તે વખતે વસ્તુને ફેંકવાને અનુકૂલ યત્નની દરકારથી તયાર થયેલા તે માણસના હાથના બાણનો જે સંયોગ છે તે સંયોગનું નામ "નોદન"--(=વસ્તુને દૂર પ્રેરવી–ફેંકવી ) કહે છે જો તે દેખાતું નિમિત્ત નોદનરૂપ ન હોય તો શું તે નોદન સરખી અસર કરનાર વેગ કે સ્થિતિસ્થાપક સંસ્કાર અગર ગુરુત્વ છે? આ બધા પક્ષોમાંથી પહેલો પક્ષ–કે તે નિમિત્ત યત્નરૂપ છે એ–ન બને કારણ કે યત્ન કરવામાં આત્મા અને મનનો જે સંયોગ જરૂરનો છે તે એ વખતે જાણવો અશક્ય છે વાદીએ એમ ન કહેવાય કે આત્મા અને મનનો સંયોગ નિત્ય હોવાથી તેમના સંયોગથી થતો પ્રયત્ન તે વખતે બને છે કારણ કે આત્મા અને મન શરીરમાં રહ્યા હોય ત્યારેજ તેમના સંયોગથી આત્માના પ્રયત્ન આદિ ગુણ પ્રગટ હોય એમ વાદી સ્વીકારે છે અને પ્રલય વખતે શરીરાદિ ન હોવાથી આત્મા અને મનનો પ્રયત્ન ઉત્પન્ન કરનાર સંયોગ ન હોય, નહીં તો એ સંયોગ સદા હોવાથી મુક્તિની અવસ્થામાં પણ બુદ્ધિ આદિ વિશેષ–અમુક–ગુણો ઉત્પન્ન થાય અને સંસાર પ્રાપ્તિ અટકાવવી કઠણ પડે. બીજા અભિઘાત નોદન વિગેરે રૂપે પણ દેખાતું નિમિત્ત ન હોય કારણ કે પરમાણુથી ભિન્ન બીજા કોઇના પ્રયત્ન ઉપર એ બધાં રૂપ આધાર રાખે છે જો વાદી કહે કે—એ નિમિત્ત અદૃષ્ટરૂપ–ન દેખાતું–છે એમ માનો, તો તે વાત ન ટકે કારણ કે તે પક્ષમાં એ સવાલ થાય છે કે તે

અદષ્ટ નિમિત્ત આત્મા સાથે નિત્ય સંબંધવાળુ છે કે પરમાણુઓ સાથે ? આમાંનો ત્રીજો પક્ષ—કે પરમાણુઓ સાથે અદષ્ટ નિમિત્ત સંબંધવાળુ છે એ–ન બને; કારણ કે પરમાણુઓ અચેતન છે અને તેમાં રહેલુ અદષ્ટ નિમિત્ત પણ જડ છે તેથી જડ વસ્તુ ક્રિયાને ઉત્પન્ન ન કરે. લોહના આકર્ષણની ક્રિયાનું નિમિત્ત જેમ ચુંબક પથર છે, તેમ અચેતન નિમિત્તજ ભલે પરમાણુઓમાં આદ્ય ક્રિયાનુ કારણ હોય, એમ પણ વાદીએ ન કહેવાય, કેમકે ચેતન જેમાં અધિષ્ઠાતા નથી એવા પરમાણુનું અદષ્ટ નિમિત્ત નિત્ય પાસે છે માટે જગતના પ્રલય આદિનો અભાવ થાય–અર્થાત્ જગતનો પ્રલયજ ન થાય–જો અદષ્ટ નિમિત્ત પાસે નહીં હોય તો સૃષ્ટિ કદી પણ ઉત્પન્ન ન થાય એવો પ્રસંગ આવે. જો વાદી એમ કહે કે અદષ્ટ નિમિત્ત ચેતનને આધીનજ છે અને ચેતનની ઇચ્છા પ્રમાણે પરમાણુમાં આદ્ય ક્રિયા ઉપજાવે છે, તો એવો સવાલ ઉઠે છે કે તે નિમિત્ત જીવ રૂપ ચેતનને આધીન છે કે ઇશ્વરને આધીન છે. પેહેલો પક્ષ વાદીએ ન લેવાય, કારણ કે એ નૈયાયિક વાદીના મતમાં પ્રલય કાલે જીવોમાં ચૈતન્ય નથી. બીજો પક્ષ પણ ન ટકે, કારણ કે ઇશ્વર નિત્ય તે નિમિત્તની પાસે છે, તથાપિ તેની જગત્ રચવાને કોઇ વખતજ પ્રવૃત્તિ થાય એમ બનવાને કોઇ હેતુ જણાતો નથી. અને વાદીને ઇશ્વરની પ્રવૃત્તિજ સંભવતી નથી; કારણ કે પ્રવૃત્તિ સુખ મેળવવા ને દુઃખ દૂર કરવાને અને એ કામના સાધન માટે હોય છે. પણ ઇશ્વરની સર્વ ઇચ્છા તૃપ્ત છે માટે સ્વાભાવિક રીતેજ તે દુઃખ રહિત છે, તથા +आत्मकामस्यकास्पृहा (ભાવાર્થ—આત્મ સ્વરૂપથીજ તૃપ્ત છે તેને શું જોઇએ·) એ શ્રુતિ પરથીજ આત્મા સદા સુખી છે એ સિદ્ધ છે

(આગળ ચાલુ.)

કૃષ્ણશંકર હિરાશંકર પંડ્યા બી. એ.

---

+ आत्मकामस्य ને બદલે आप्तकामस्य એ વધારે સારો પાઠ જણાય છે.

# —॥ आगामि–मानव–वंश ॥—

अथवा

# ॥ भाविमां आवनारी मानव–जाति ॥

( અનુસંધાન ગતાંકથી. )

આ ખંડ છોડીને મને મારો નવીન ભોમીયો વિવિધ ભાગોમાં ઉત્તમ પ્રકારે ચિતરેલી એક ચાલીમાં દોરી ગયો, પૂરાતનકાલના લોક ચિત્રોને દીપાવવાને કરે તેમ આ ચિત્રોમાં સોનેરી રગનું જંગલી મિશ્રણ કરવામાં આવ્યું હતું. આ ભીંતો ઉપર ચિતરવામાં આવેલા વિષય મારી નજરે મને જે જાતિમાં પેસવા દેવામાં આવ્યો હતો તેના ઐતિહાસિક બનાવોનાં દૃષ્ટાંત પૂરાં પાડવાના હેતુથી દોરવામા આવ્યા હોય એવા જણાતા હતા. આ ચરિત્રોમાં એવા પ્રકારની આકૃતિઓ હતી કે જેમાંની ઘણીખરીનો આકાર મેં જોયલાં માનવ જેવાં પ્રાણીઓ સાથે મળતો આવતો હતો, પરંતુ એ બધાંનાં વસ્ત્રોનો આકાર એક જાતનો નહતો તેમ જ બધાંને પાંખો ન હતી. મને બીલકુલ અજાણ્યાં એવાં અનેક પ્રકારના પ્રાણીઓ અને પક્ષિઓના આકાર ચિતરવામાં આવ્યા હતા તેમના પાછળના ભાગમાં ભૂભાગના અથવા ભવનોના ચિતાર આપવામાં આવ્યા હતા. ચિત્રકલાના મારા અપૂર્ણ જ્ઞાનવડે મારાથી જેટલો અભિપ્રાય બાંધી શકાય ત્યાં સુધી આવાં ચિત્રોની કલ્પના અચૂક પ્રકારની લાગતી હતી, તેમનું રંગ કામ ઘણું જ ઉમદા પ્રકારનું હતું, તેમજ દૂર દૃશ્ય ચિત્રકલાનું જ્ઞાન સંપૂર્ણ પ્રકારનુ જોવામાં આવતું હતું, પરંતુ આપણા કલાવિદોએ સ્વીકારેલા મિશ્રણના નિયમો પ્રમાણે તેમની વીગતો ગોઠવાયલી ન હતી— જાણે કે તેમાં એક મધ્યબિંદુની ખામી લાગતી હતી; તેથી એ આખાનું પરિણામ ઢંગધડા વિનાનું, વેરાયલું, ઘાટ વિનાનું, ગૂંચવણ ભરેલું આવતું હતું; આ સર્વકલાના એક સ્વપ્નના વિરોધિ ટુકડાઓના અનુસંધાન જેવું હતું

અમે હવે એક નાના કદની ઓરડીમાં આવી પહોંચ્યા, ત્યાં આગળ પછીથી મારા સમજવામાં આવેલું મારા નવીન ભોમીયાનું કુટુમ્બ એકઠું થઇને એક નારતા માટે ગોઠવેલું હોય તેવા ટેબલ આગળ બેઠું હતું. આ પ્રમાણે એકઠી થયેલી આકૃતિઓમાં મારા નવ ભોમીયાની પત્ની, તેની પુત્રી અને પુત્રોનો સમાવેશ થતો હતો. જો કે બંને સ્ત્રીઓ મરદના કરતાં વધારે ઉંચા કદની અને ભરાવદાર અવયવોવાળી હતી છતાંએ હું બને જાતિ વચ્ચેના ભેદને એકદમ પીછાની શક્યો. તેમની મુખાકૃતિઓ જો કે આકાર અને રૂપરેખાની બાબતમાં વિશેષ મળતી હતી છતાંએ ઉપરની દુનિયામાં જોવામાં આવે છે

તેમ સ્ત્રીના ચહેરાને મોહક બનાવતી આકારની નરમાશ અને બીરૂતા તેમાં જોવામાં આવતી નહતી. પત્નીએ કોઇ પ્રકારની પાંખો ધારણ કરી નહતી; પુત્રીએ પુરૂષોના કરતાં પણ વધારે લાંબી પાંખો ધારણ કરી હતી.

મારો ભોમીઓ થોડાક શબ્દો બોલ્યો, તે ઉપરથી બધાંએ બેઠેલાં માનવિઓ ઉભાં થયાં અને પૂર્વે મારા લક્ષમાં આવેલી દેખાવ અને રીતભાતની ખાસ કોમળતા, કે જે ખરૂં કહેવા માગીએ તો આવી ભયંકર જાતિના એક ખાસ ગુણ સમાન છે તે સહિત તેમણે તેમની રીત પ્રમાણે મને પ્રણામ કર્યા; તેમની પ્રણામ કરવાની રીત જમણો હાથ ઘણોજ ધીમેથી માથા ઉપર મૂકીને આવકારવાચક ઉષ્માસ્થાનીય એકાક્ષર "સી" બોલવાની હોય છે.

આ ભવનની ગૃહિણીએ પછીથી મને તેમની પાસે બેસાર્યો અને મોટા ટારામાંના એકમાંથી એક સુવર્ણ રકાબી તેમણે મારા આગળ મુકી.

આવાનીઓ બધીએ મારે મન તો નવીન પ્રકારની હતી છતાંએ તેમના સ્વાદના અજાણપણા કરતાં તેનાં માધુર્યથી મને ઘણીજ નવાઇ લાગી આવી. હું જમતો હતો તેવામાં મારા સાથીઓ શાંતિથી વાતચીત ચલાવતા હતા; મારાથી જેટલું બારીકીથી અવલોકન થઈ શક્યું તે પ્રમાણે મારા સંબંધી સીધેસીધી વાતચીત કરવાનું તો તેઓ વિનય સહિત દૂર જ રાખતાં હતાં તેમ જ મારા દેખાવ વિષે ધ્યાન ખેંચે એવી કોઈ પ્રકારની ચર્ચા કરવામાં આવતી નહતી. આમ છતાં જે માનવજાતની અનેક પ્રકારની વિવિધતાઓમાંના એકમાંનો હું છું એવા પ્રકારનું પ્રાણી તેમની નજરે કોઇ કાલે ચઢયું હોય તો આ પ્રથમવાર જ હતું અને તેથી તેઓ મારા તરફ એક અતિ અદ્દભુત અને અલૌકિક ચમત્કાર તરીકે જોતાં હતાં. આ લોક સર્વ પ્રકારના અવિનયથી અજાણ્યા જ છે એટલું જ નહિ પરંતુ નાનામાં નાના બાલકને પણ કોઇ પણ પ્રકારના ઉર્મિના તીવ્ર આવેગ પ્રત્યે તિરસ્કારની નજરથી જોવાનું શિખવવામાં આવે છે. ભોજન સમાપ્તિ થતાં મારો ભોમીયો મને ફરીથી મારો હાથ પકડીને વળી ચાલીમાં લઇ ગયો, અને વિચિત્ર આકૃતિઓ કોતરેલા ધાતુના એક પત્રાને તેણે સ્પર્શ કર્યો. જે મારા ધારવા પ્રમાણે યથાર્થ રીતે આપણાં તારયંત્રોની વ્યવસ્થા જેવું કંઇક લાગ્યું; એક નાનું મંદિર નીચે આવ્યું, પરંતુ પ્રથમના ભવનના કરતાં આ સમયે અમે ઘણે જ ઉંચે સુધી ચઢયા અને સાધારણ કદની એક કોટડીમાં આવી લાગ્યા; તેનો સાધારણ દેખાવ, ઉપરિલોકની સૃષ્ટિમાંથી આવનાર એક મુસાફરનાં સ્મરણોમાં પરિચિત હોય એવો ઘણો જણાતો હતો. ભીંત સાથે પુસ્તકો જેવું કંઇક ગોઠવેલી છાજલીઓ આવી રહી હતી, ખરેખર તે પુસ્તકો જ હતાં; આમાંના ઘણાખરા ગ્રંથો ઘણાજ નાના કદના હતા, તે આપણાં નાનાં ટાઇપવાળાં દ્વાદશપત્રી પુસ્તકોને મળતાં આવતાં; આપણા ગ્રંથોની ઢબનો જ તેમનો આકાર હતો, ધાતુનાં પાતળાં પત્રાંવડે બાંધવામાં આવતાં હતાં. જુદા જુદા પ્રકારની વિચિત્ર યંત્ર રચનાઓ ત્યાં ચારે પાસા વેરાયલી પડી હતી; ધંધાધારી માંત્રિકના અભ્યાસભવનમાં જોવામાં આવે તેવા

સર્વ જુદી જુદી જાતના નમુનાઓ હતા. ભીંતમાં દરેક ખૂણે ભૂતના જેવાં આપોઆપ ચાલતાં ચાર પુતળાં આવેલાં હતાં; ( આ લોકમાં આવા પ્રકારની યાંત્રિક ઘટનાઓ યોજવામાં આવે છે; તેમની મારફતે ગૃહ સેવાનાં સાધારણ કાર્યો કરાવવામાં આવે છે.) એક ખાખમાં એક નીચા કોચ ઉપર તકીઆઓ સાથે ગાદી ગોઠવવામાં આવી હતી; અમુક પ્રકારના રેષાઓવાળા કપડાના બનાવેલા, બાજુએ ખેંચી રાખેલા પડદાઓવાળી એક બારી એક વિશાલ છજામાં પડતી હતી. મારો ભોમીઓ બહાર છજામાં કુદી ગયો; હું પણ તેની પાછળ ગયો. કોણાત્મક પિરામિડોના જેવા આકારોમાંના એકના ઉંચામાં ઉંચા માલ ઉપર અમે ઉભા હતા; તેની પાર ક્ષિત જ પર્વતનો દેખાવ, એક પ્રકારના અવર્ણ્ય આરણ્યક અને મોહક સૌંદર્યમાં ગરકાવ બન્યો હતો,—દૂરની પ્રાન્ત ભૂમિરૂપ બનેલી ઉભા ઢોળાવવાળા ખડકોની વિશાલ પરંપરા; ગૂઢ પ્રકારના અનેક વર્ણોવાળી વનસ્પતિથી છવાયલી વચમાં વચમાં આવેલી ખીણો; ઝરાઓનો ચકચકાર, તેમાંના ઘણાક તો ગુલાબી જ્યોતિના પ્રવાહો જેવા લાગતા હતા; આ સર્વ ઉપર પસરી રહેલી અસંખ્ય દીપકોની શાંતપ્રભા એક એવા સમગ્ર આકારમાં મિશ્રિત બનતી હતી કે મારાથી કોઇ પણ પ્રકારની વાણીવડે તેનું વર્ણન કરી શકાય એમ નથી,—આ સર્વ એટલું બધું તેજસ્વી હતું, છતાંએ ઝાંખું લાગતું હતું; ઘણું જ મનોહર, છતાંએ અત્યત ભયંકર લાગતું હતું.

પરંતુ ભૂગર્ભમાં આવેલા આવા દેખાવોમાંથી મારૂં ધ્યાન એકદમ બીજી બાજુ દોરાયું. એકાએક ત્યાં આગળ જાણે કે નીચેની ગલીઓમાંથી આવતો હોય તેમ આનંદી સંગીતનો એક સામટો અવાજ સાંભળવામાં આવ્યો: પછીથી ખાલી અવકાશમાં એક પાંખોવાળો આકાર ઉંચે ઉડી આવ્યો; પ્રથમને જાણે કે પકડવાને પાછળ પડ્યો હોય તેમ બીજો આકાર જણાયો, પછી વળી બીજો અને ત્રીજો; ઉપરાઉપરિ એક પછી એક આકારોની સંખ્યા વધવા લાગી, આખરે એક મોટું ટોળું એકઠું થયું અને તેમની સંખ્યા ગણનામાં ભૂલાવો ખવરાવે એવી થઇ પડી. પરતુ હીંચકા ખાવા જેવી હીલચાલોમાં જણાઇ આવતા આવા આકારોના તરંગી સૌંદર્યનું હુ કેવી રીતે વર્ણન આપી શકું ! તેઓ અમુક પ્રકારની રમત અથવા ગમતમાં લાગેલા હોય એમ લાગતું હતું, હમણાં તેઓ સામસામે આવેલી ચારચારની ટુકડીઓમાં વ્હેંચાઇ ગયવા જણાય છે; હમણાં તેઓ વીખગઇ જતા લાગે છે; હવે વળી દરેક ટોળું અન્યના અનુસંધાનમાં ઉંચે ઉડતું, નીચે ઉતરતું, વચમાં ફરતું, જુદુ પડતું જોવામાં આવે છે—દંતકથાઓની પરીઓના નાચની પેઠે આ સર્વ નીચેના પ્રદેશમાં ચાલતા સંગીતના તાલના માપ પ્રમાણે ગતિમાન થાય છે.

એક પ્રકારની બેચેનો ભરેલી નવાઇથી મેં મારી દષ્ટિને મારા ભોમીયા તરફ ફેરવી. તેની છાતી ઉપર વળેલી પડેલી વિશાલ પાંખો ઉપર મેં મારો હાથ અડકાડવાની હિંમત ચલાવી, તેમ કરતાં જાણે કે વિદ્યુતનો હોય તેવો એક સહજ આંચકો મારા શરીરમાંથી પસાર થયો. હું ભયથી પાછો હઠી ગયો; મારા યજમાન હસ્યા અને જાણે કે મારી જીજ્ઞાસા તૃપ્ત કરતા હોય તેમ ધીમેધીમે તેમની પાંખો પસારવા લાગ્યા. મારા અવલોકનમાં આવ્યું કે આ પછી તેનું તેની નીચેનું વસ્ત્ર એક પવનથી ભરેલી* કોથળીની પેઠે ફુલના લાગ્યું. હાથ જાણે કે પાંખોમાં ભરાઇ જતા હોય એમ લાગ્યું અને બીજી જ ક્ષણે તેઓ

પ્રકાશીત વાતાવરણમાં કુદી પડ્યા અને સૂર્ય તાપમાં તપતા ગરૂડપક્ષિની પેઠે પાંખો પસારીને, શાંતિથી ત્યાં આગળ આમતેમ ભટકવા લાગ્યા. પછીથી એક ગરૂડપક્ષિની ઝડપના જેટલી ઝડપથી તે એક ટોળાના મધ્યમાં નીચે ધસી ગયો, ધુમસની સપાટીપર સરવા માંડયું અને તેટલીજ ઝડપથી ફરીથી વળી ઉંચે ઉડવા માંડયું. આ ઉપરથી ત્રણ આકારો, જેમાંનો એક મને મારા ભોમીયાની પુત્રીરૂપે ઓળખાયો તે બાકીનાથી જુદા પડ્યા અને એક પક્ષી રમતમાં બીજાની પાછળ અનુસરે તેમ તેની પાછળ જવા લાગ્યા. દીપકોથી ઝંખવાયલાં અને ટોળાંઓથી ગભરાયલાં મારાં ચક્ષુઓ આ પાંખોવાળા રમતીઆળ સાથીઓની આમતેમ ફરવાની ગતિઓમાં ભેદ શોધી શકતાં નહતાં; આખરે હમણાંજ મારો ભોમીયો ટોળામાંથી પાછો છૂટો પડીને મારી પાસે ઉતર્યો.

મેં જે જે સર્વ જોયું હતું તેનું વૈચિત્ર્ય હવે મારી ઇન્દ્રિયો ઉપર શીઘ્ર અસર કરવા લાગ્યું; મારૂં મનજ આપોઆપ ભટકવા માંડયું. જો કે વ્હેમી બનવાનું મારૂં વલન ન હતું, તેમજ માનવિ સદેહે ભૂતપ્રેતાદિની સાથે સંબંધમાં આવી શકે એવું નહિ માનવા છતાં એકાદ પ્રાચીન ઝમાનાનો મુસાફર ભૂતપ્રેતની મેજમાની જોવાનું પોતાની જાતને એળેએળે મનાવે તેમ મને પણ ભય લાગ્યો અને હું જંગલી આવેશમાં ઉશ્કેરાવા લાગ્યો. બળવાન અંગચેષ્ટાઓ અને ભૂત કાઢવાની આકૃતિઓ તથા સંબંધ વિનાના મોટેથી બોલાયલા શબ્દોવડે મારા વિનમી અને માયાળુ ભોમીયાને પાછા હઠાવવાની માથાફોડ કર્યાનું ઝાંખું ઝાંખું ચિત્ર મારી સ્મૃતિમાં ચિતરાઇ રહ્યું છે. મને શાંત પાડી સુખી બનાવવાના તેના મૃદુ પ્રયત્નો ઝાંખા ઝાંખા મારી સ્મૃતિમાં તરી આવે છે. અમારા ઉભય વચ્ચેના આકાર અને ગતિના વિરોધને લીધે મારો ભય અને ગભરાટ ઉપજી આવ્યો હતો, અને તેમાં મારી નવાઇ પામતી જીજ્ઞાસાને ઉશ્કેરનાર ગતિવાળી પાંખોએ મને બહુજ આગળ પડતી રીતે એકદમ પકડાઇ જઉં એવો ઉશ્કેરાયલો બનાવી મુકયો હતો, એ વિષે તેણે ચલાવેલા બુદ્ધિ ભરેલા અનુમાનનું મને ઝાંખું સ્મરણ છે. પાંખો ભૂમિ ઉપર ફેંકી દઇને, તેઓ માત્ર એક પ્રકારની યાંત્રિક રચના છે એવું મને બતાવવાનો પ્રયત્ન કરીને મારો ભય દૂર કરવાનું શોધતું તેમનું મૃદુહાસ્ય મારી નજર આગળ ઝાંખું ઝાંખું તરી રહ્યું છે. આવા એકાએકના ફેરફારથી તો માત્ર મારી ભીતિમાં વૃદ્ધિ થઇ આવી અને વારંવાર હદ પારનો ભય આપોઆપ હદપારના સાહસમાં જણાઇ આવે છે તેમ મેં એક જંગલી પશુની માફક તેના ગળા ઉપર છલંગ મારી. જાણે કે વિદ્યુતના એક ધક્કાથી હોય તેમ ક્ષણમાં હું ભૂમિ ઉપર ગબડી પડયો અને બીલકુલ ભાન વિનાનો બની ગયો તે પહેલાં મારી નજર આગળ ગૂંચવાડાભરી રીતે છેલ્લી વખતે તરતી મૂર્તિઓ, એક હાથ મારા કપોલ ઉપર રાખીને મારી આગળ ઘુંટણીએ પડેલા ભોમીયાના આકારની અને તેની સુંદિર, શાંત ચ્હેરાવાળી પુત્રીની બનેલી હતી; તેનાં વિશાળ, ઉંડાં, ગૂઢચક્ષુઓ મારાં ચક્ષુઓ તરફ ઇરાદાપૂર્વક તાકી રહ્યાં હતાં.

---

## પ્રકરણ—૬.



પછી મારા જાણવામા આવ્યુ તેમ હુ આવી ભાન વિનાની દશામા સમયની આપણી ગણતી પ્રમાણે અનેક દિવસો સુધી, અરે કેટલાંક અઠવાડીઆ સુધી પડી રહ્યા હુ ભાનમા આવ્યો ત્યારે હુ એક વિચિત્ર ઓરડીમા આવી લાગ્યો હતો, મારો ઓમીઓ અને તેનું બધુએ કુટુમ્બ મારી આસપાસ વીંટાઇને બેઠુ હતું; મને બીલકુલ અચબો પમાડે એવી રીતે મારા ઓમીઆની પુત્રીએ માત્ર થોડા ઘણા વિદેશી ઉચ્ચાર સહિત મને મારી પોતાની ભાષામા બોલાવ્યો

'તમારૂ આરોગ્ય કેમ છે?" તેણે પુછ્યુ.

"તમે મારી ભાષા જાણોછો? કેવી રીતે? તમે કોણ અને કેવા છો?"

આટલું બેબોલે બોલતા પૂર્વ મારા અવબાને સંપૂર્ણ હાની દેતા થોડીક ક્ષણ પસાર થઈ ગઈ.

મારો ઓમીઓ હસ્યો, પોતાના એક પુત્રને નીશાની કરી, તે એક ટેબલ ઉપરથી એક સંખ્યાબંધ પાતળા ધાતુના પતરા લઇ આવ્યો તેના ઉપર જુદી જુદી આકૃતિઓના ચિત્રો પાડવામા આવ્યા હતા—એક ઘર, એક વૃક્ષ, એક પક્ષિ, એક મનુષ્ય, ઇત્યાદિ

આવી આકૃતિઓમા મારી પોતાની ચીતરવાની પદ્ધતિ માત્ર જેવામા આવી દરેક આકૃતિ નીચે મારી ભાષામા અને મારા હસ્તાક્ષરમા તેનું નામ લખવામા આવ્યુ હતું; બીજા પ્રકારના હસ્તાક્ષરમા તેની નીચે મને અજાણ્યો શબ્દ લખવામા આવ્યો હતો

ઓમીયાએ ચલાવ્યુ, "અમે આ પ્રમાણે આરભ કર્યો અને ઋષિઓની પાઠશાલા સાથે સબધ ધરાવનારી મારી પુત્રી વિદ્યુલ્લતા તમારી તેમજ અમારી શીક્ષિકા બની છે"

વિદ્યુલ્લતાએ પછીથી મારા આગળ બીજા ધાતુના પતરાં ધર્યા, જેના ઉપર મારા હસ્તાક્ષરમા, પ્રથમ શબ્દ અને પછી વાકયો લખવામા આવ્યા હતા, દરેક શબ્દ અને દરેક વાકયની નીચે, બીજી જાતના હસ્તાક્ષરમાં અજાણ્યા અક્ષરો જેવામા આવતા હતા. મારી ઇન્દ્રિયોને મૂળ સ્થિતિમા ઠેકાણે લાવતાં મારા સમજવામાં આવ્યું છે કે આ પ્રમાણે એક પુસ્તકો કોશ થોડો કાઢવામા આવ્યો હતો. શુ મને સ્વપ્નનો અનુભવ થતો હતો તે સમયમા આ કરવામા આવ્યુ હશે? "હાલતો એટલુંજ પુરતુ છે," આ દેશના આદમાં વિદ્યુલ્લતાએ કહ્યુ "શાન્તિ લ્યો અને થોડુ ખાઓ."

(ચાલુ)

# નવીનનાટ્ય-શાસ્ત્ર-કળા

(ગત વર્ષ અંક ૧૧ થી ચાલુ)

## મૃચ્છકટિક અને શાકુંતલની સાપેક્ષ યોગ્યતા.

કથાનો વિચાર કરતાં આપણે ઉદાહરણ તરીકે બાણકૃત કાદંબરીને લીધી હતી. આ ગ્રંથનું કથાત્મક વાઙ્મયમાં જે મહત્વ છે, તેજ શૂદ્રકના મૃચ્છકટિક નાટકની નાટક સૃષ્ટિમાં છે. આપણે અહીં એક પછી એક નવનવાં નાટક ઉભરાઇ જાય છે, છતાં ઘણા પ્રાચીન સમયમાં તેમજ વર્તમાનથી તદ્દન ભિન્ન સમાજ સ્થિતિને અનુલક્ષી લખાયલા મૃચ્છકટિક નાટકે જેવી લોકપ્રિયતા સંપાદન કરી છે, તેવી લોકપ્રિયતા એ નવીનનાટકોમાંના કોઇએ પણ મેળવી નથી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આવા એક મહત્વ પૂર્ણ નાટકનું પૃથક્કરણ કરવામાં આવે તો ઉત્તમ નાટકના અંગે કેવા કેવા ગુણ હોવા જોઇએ, એની સપ્રમાણ મીમાંસા કરવાનું બની શકશે. આ પૃથક્કરણ ચાલુ કરતાં વિષયને વિશેષ સ્પષ્ટ કરવા અર્થે શાકુંતલ નાટકમાંથી પણ દ્રષ્ટાંત—પ્રમાણ લેવામાં આવશે. એ ઉભય નાટક પાશ્ચાત્યોમાંના અનુક્રમે વૈચિત્ર્ય વાદી (Romantic) અને કૈવલ્યવાદી (Classical) એ બે સંપ્રદાયને અનુસરીને લખાય, તેવાં લખાયલાં છે. પહેલા સંપ્રદાયના મતે નાટકમાંના કરણોમાં જેટલું વૈચિત્ર્ય આવે એટલું ઉત્તમ એમ છે, ત્યારે અન્ય મતે તેમાં જેટલી સાદાઇ હોય એટલું તે ઉત્તમ છે. કાલ, સ્થલ, રસ ઇત્યાદિ સંબંધમાં બીજા સંપ્રદાયમાં ઘણા સખત નિર્બંધ છે, ત્યારે પહેલા સંપ્રદાયમાં ઘણુંજ શૈથિલ્ય જણાય છે. કોર્નેલ, રેસીન નામના ફ્રેંચ ગ્રંથકાર બીજા સંપ્રદાય પૈકીના અને શેકસપીયર એ પહેલા પૈકીના છે. પૂર્વોક્ત ગ્રંથકારોના નાટકોમાંના સંવિધાનક, રસ વગેરેનો વિચાર કરતાં એનું શાકુન્તલ નાટક સાથે ઘણું સામ્ય છે એમ જણાઇ આવશે. એજ પ્રમાણે શેકસપિયરનાં નાટકોમાંના વૈચિત્ર્ય આદિ ગુણોનું નિરીક્ષણ કરતાં એ નાટકોનું મૃચ્છકટિક નાટક સાથે મળતાપણું છે એ લક્ષ્યમાં આવ્યા વિના રહેશે નહિ. શ્રાવ્ય કાવ્યની દ્રષ્ટિથી જોતાં શાકુન્તલ નાટક મૃચ્છકટિક નાટકના કરતાં શ્રેષ્ઠ છે એ ખરૂં; પરંતુ દ્રશ્ય કાવ્યની દ્રષ્ટિથી તો તે એના કરતાં પણ ઉતરતું છે, એ વાત પણ એટલીજ સત્ય છે. એ બંને નાટકોના પ્રયોગોની તુલના કરતાં એ વાત સ્પષ્ટ રીતે લક્ષ્યમાં આવશે.

વારૂ, હવે આપણે મૃચ્છકટિક નાટકનું પૃથક્કરણ કરીએ.

### મૃચ્છકટિકનું પૃથક્કરણ.

### કથા દ્રષ્ટયા વિચાર.

### સાધ્ય.

ચારુદત્ત અને વસંતસેના એમના પરસ્પર પ્રેમ મૂલક યોગદ્વારા થનાર આત્યંતિક સુખ. તે ઉત્કર્ષ અપકર્ષ-મિશ્ર છે.

### સાધ્યનાં ઉપાદાન કારણો.

૧ ચારુદત્ત, ૨ વસંતસેના, ૩ ચારુદત્તનો વસંતસેના પર પ્રેમ. ૪ વસંતસેનાનો ચારુદત્ત ઉપર પ્રેમ, ૫ તેમનો યોગ, અને ૬ તેમને તે દ્વારા મળનાર આત્યંતિક સુખ.

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કારણો. | સ્પષ્ટ કરણાર્થે કારણો. | | દૃઢ મૂલ કરણાર્થે કારણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | ચતુર. | અનુરૂપ વસ્તુ દ્વારા. | ગુણ—ચાતુર્ય. | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા | પાત્ર—વિદુષક, શકાર. | | |
| | | સ્વતંત્રપણે. | વિટ મુખેશ્રુત; અને કુંભીલકના પ્રશ્નોના ઉત્તર, ચતુર ભાષણો એ ઉપરથી અનુમિત. | ” | |
| | પ્રામાણિક. | અનુરૂપ વસ્તુ દ્વારા. | ગુણ—રસિકતા. પાત્ર— ધૂતા, વસંતસેના. | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા. | પાત્ર—વિદૂષક, શકાર. | | |
| | | સ્વતંત્રપણે | વસંતસેના, એની મા, ન્યાયાધીશ, વિદૂષકના મુખથી શ્રુત; ચોરાઇ ગયલા અલંકારને બદલે રત્નમાળા મોકલવી, એ પરથી અનુમિત. | ” | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા. | ગુણ—ઔદાર્ય પાત્ર—વસંતસના, ધૂતા | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા. | પાત્ર—વિદૂષક, શકાર, શર્વિલક. | | |

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કરણો | સ્પષ્ટ કરણાર્થ કરણો. | | દઢ મૂલ કરણાર્થ કરણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | ઉદાર અને દયાળુ. | સ્વતંત્ર રીતે. | વસંતસેના, વિટ, સંવાહક, મૈત્રેય, ચંદનક, કર્ણપૂરક, વસંતસેનાની માતા, ચાંડાળ, એમના મુખેશ્રુત; કર્ણપૂરક, ચેટ, ચેટી, એમણે કરેલાદ્રવ્ય દાન કિંવા દાન કરવાની ઇચ્છા, આર્યકને આપેલુંઅભય દાન અને અંતે શકારને આપેલું ક્ષમાદાન, એ પરથી અનુમિત | નાટકારંભે સ્વતઃસિદ્ધ. | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા | ગુણ--પ્રામાણિકપણું. પાત્ર--વસંતસેના, ધુતા. | | |
| | | વિરોધી વસ્તુદ્વારા | મૈત્રેય, શકાર. | | |
| | સભ્ય અને વિનીત. | સ્વતંત્રપણે. | વિટાદિમુખે શ્રુત; વસંતસેના, એની મા, આર્યક એગની સાથે ચલાવેલા વર્તનથી અનુમિત. | " | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા. | ગુણ--ઔદાર્યાદિ. પાત્ર--વસંતમેના, ધુતા. | | |
| | | વિરોધીવસ્તુદ્વારા | પાત્ર--શકાર. | | |

| ઉપાદાન કારણો. | વ્યક્તાકોક કરનાર કરણો. | સ્પષ્ટિકરણાર્થ કરણો. | | ૬૬ મૂલ કરણાર્થ કરણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | સ્ત્રી વત્સલ,પુત્ર વત્સલ, મિત્રવત્સલ, કિંકરવત્સલ. | સ્વતંત્રપણે | મૈત્રેય, વર્ધમાનક, રદનિકા એમના મુખથી સુત;ધૂતા, રોહસેન, મૈત્રેય અને વર્ધમાનક એમની સાથે કરેલા વર્તનથી અનુમિત. | ,, | |
| | તેજસ્વી. | સ્વતંત્રપણે | ચારૂદત્તના ગતવૈભવ વિષયક ઉદ્ગારોમાંથી અને પાલકને આપેલા શાપ પરથી અનુમિત. | ,, | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા. | પાત્ર—વસંતસેના, ધૂતા. | | |
| | | વિરોધીવસ્તુદ્વારા | પાત્ર સંવાહક. | | |
| | ધર્મનિષ્ટ | સ્વતંત્રપણે | પહેલા અંકમાંના બલિદાન ઉપરથી તેમ અનેક ઉદ્ગારોપરથી અનુમિત. | ,, | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા | પાત્ર—ધૂતા. | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા. | પાત્ર—મૈત્રેય | | |

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કરણો. | સ્પષ્ટ કરણાર્થે કરણો. | દઢ મૂલ કરણાર્થે કરણો. | |
|---|---|---|---|---|
| | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | આગંતુક મહત્વ આપનારી પરિસ્થિતિ. | | | |
| | સત્કીર્તિ. | સ્વતંત્રપણે } અનેકોના મુખથી શ્રુત; અને શ્રેષ્ઠ ઉપપદ પરથી અનુમિત. | | |
| | | અનુરૂપ વસ્તુદ્વારા } વસંતસેનાની સત્કીર્તિ | | |
| | | વિરોધીવસ્તુદ્વારા } શકારની દુષ્કીર્તિ. | | |
| | દારિદ્ર અને તન્મૂલક દૈન્યાવસ્થા | સ્વતંત્રપણે.. } ચારૂદત્ત, વસંતસેના, રોહસેન, વિદૂષક, વિટ, શકાર, વર્ધમાનક વગેરેનામુખથીશ્રુત; શર્વિલક કૃત ઘરના વર્ણન પરથી, દાન સંબંધી અસમર્થતાપરથી, રોહસેનની હઠ પરથી તેમજ રોહસેનને કેવળ યજ્ઞોપવિત દેવા પરથી અનુમિત. | નાટકારંભે સ્વતઃ સિદ્ધ અને ચારૂદત્તે કરેલું વ્યદાન. | |
| | | અનુરૂપ વસ્તુદ્વારા } સંવાહક. | | |
| | | વિરોધી વસ્તુદ્વારા } વસંતસેના, શકાર. | | |

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કરણો. | સ્પષ્ટ કરણાર્થ કરણો. | | દૃઢ મૂલ કરણાર્થ કરણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | વસંતસેનાના ખુનનો આરોપ અને મરણની શિક્ષા | સ્વતંત્ર પણે | પ્રત્યક્ષ. | પોતાના પર આરોપ ન આવે એવી શકારની ઇચ્છા, શકારે પહેલા અંકમાં ચારૂદત્તને મોકલેલો સંદેશો, વિટ મૂર્છિત થતાં ચેટનું "મેં જ વસંતસેનાને પર્યાયથી મારી" એવું બોલવું; આઠમા અંકમાં વિટને વસંતસેનાના વધનો આરોપ મૂકવાની આપેલી ધમકી અને ચારૂદત્તનું દારિદ્રય, એ ઉપરથી શકારને મળેલી કલ્પના; વસંતસેનાની માતાની પોતાની છોકરી ચારૂદત્તને ઘેર ગઇ હતી એવી જુબાની; ચારૂદત્તને ખુલાસો કરવાનો હોવા છતાં એનું લાજથી નીચું જોવું અને ચિંતન કરવા છતાં ધારણ કરેલી સ્તબ્ધતા. | વસંતસેના મૃતવત્ પડેલી હોવાથી એનું વખતસર ન્યાય સભામાં હાજર ન થવું, વસંતસેનાના અવયવ શૂન્ય હોવાથી ફરીથી પુરૂષે વસંતસેનાનો વધ કર્યો એવું સમર્થન કરવાનું શકારને સ્ફુરી આવવું અને તેથી એનાપર સંશય ન આવવો. |
| | | અનુરૂપ વસ્તુ-દ્વારા. | રોહસેનને મારવા માટે શકારની ચાંડાલોને સૂચના | | |
| | | વિરોધી વસ્તુ-દ્વારા | શકાર ખરો અપરાધી હોવા છતાં પણ એનું અલગ રહેવું અને ઉલટા ફરીયાદી તરીકે આગળ આવવું. | | |

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કારણો. | સ્પષ્ટ કરણાર્થ કારણો. | | ૬૯ મૂલ કરણાર્થ કારણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| | | | | "વસંતસેના પાછી એને ઘેર ગઇ, પણ મ્હારી સમક્ષ ગઇ નથી." એવો ચારૂદત્તનો ઉત્તર; વિટકની ફર્યાદીમાં "વસંતસેના ગાડીમાંથી ચારૂદત્ત પાસે ગઇ" એવું આવેલું વિધાન; એને શકારના બાગમાં સ્ત્રીનું શરીર મળી આવવું; વસંતસેનાએ રોહસેનની ગાડી માટે આપેલા અંગપરના દાગીનાનું મૈત્રેય હસ્તે ન્યાય સભામાં પ્રકટ થવું, ચારૂદત્તે નિરાશાથી આપેલો કબુલ જવાબ. | |
| | તન્મૂલક દૈન્યાવસ્થા. | સ્વતંત્રપણે | પ્રત્યક્ષ દ્રષ્ટ; અને ન્યાયાધીશે ચારૂદત્તને આસનપરથી ઉઠાડી મૂકવો; મારની બીતિ બતાવવી; ચારૂદત્તે પુત્રને જોવાની ઇચ્છા મૈત્રેયને પ્રદર્શીત કરવી; દાંડી પીટાતી સાંભળી થનાર | આરોપ અને વધની શિક્ષા. | ચેટે દશમા અંકમાં કરેલો ચારૂદત્ત મુક્તતાનો પ્રયત્ન શકારે ભાગી પાડવો. |

| ઉપાદાન કારણો. | ચિત્તાકર્ષક કરનાર કરણો. | સ્પષ્ટિ કરણાર્થ કરણો. | | દઢમૂલ કરણાર્થ કરણો. | |
|---|---|---|---|---|---|
| | | | | પ્રત્યક્ષ. | અપ્રત્યક્ષ. |
| વસંતસેના. | અંતર્ગત ગુણ:— સુંદર રૂપ. | | ખેદ; ચાંડાળો પાસે પુત્ર મુખદર્શનેચ્છા પ્રકટ કરવી, એ પરથી તેમ અનેક ભાષણો પરથી અનુમિત. | | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા. | ઉપર પ્રમાણે. | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા. | " | | |
| | | સ્વતંત્રપણે | પ્રત્યક્ષ દ્રષ્ટ, ચારૂદત્ત, વિટ શકારવગેરેના મુખથી શ્રુત અને ચારૂદત્ત તેમ શકારના પ્રેમપરથી અનુમિત. | નાટકારંભે સ્વત:સિદ્ધ | |
| | | અનુરૂપ વસ્તુ દ્વારા | સત્ય, સદ્ગુણ, મદનિકાનું રૂપ. | | |
| | | વિરોધી વસ્તુ દ્વારા. | વસંતસેનાની મા. | | |

ફુલચંદ બાપુજી શાહ.

અંદરના વાયુને બહાર કહાડવાનું નામ રેચક છે, અને શરીરમાં વાયુને સ્થિર કરવાનું નામ કુંભક છે, તે ત્રણે બાહ્ય અને આંતર ભેદથી બે પ્રકારનાં છે. આ પ્રમાણે પ્રાણાયામ કરવાથી શરીર અને શરીરના અવયવો સ્વાધિન રહી શકે છે. વળી પ્રાણ એ પરમાત્માનું નામ છે, એનું ધ્યાન ધરવું તે પણ પ્રાણાયામ છે. આ કથન બીજા સ્તોત્રમાં સ્પષ્ટ કરેલું છે. મનનીજ પેઠે ઇન્દ્રિયોને સ્થિર કરવી તેને પ્રત્યાહાર કહે છે. ચેતન આત્મા નિત્ય છે અને અનાત્મા જડ વસ્તુ અનિત્ય છે, એવો શાસ્ત્ર દ્વારા વિચાર કરવો, વળી "સોહ" એ મંત્રમાં સ, અ, ઉ, હ, મ્ એ પાંચ અક્ષર છે, તેના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, ઇશ્વર અને સદાશીવ દેવતા છે; એ દેવોનો પ્રત્યેક શ્વાસમાં ધ્યાનપૂર્વક જપ કરવો. આથી ત્રિપુટી રહીત સમાધિ પ્રાપ્ત થશે. અથવા 'સોહં' ના પંચ અક્ષરોમાંથી સ અને હ નો ત્યાગ કરીએ તો ૐકાર થાય છે. અ-ઉ-મ એમાં અકારથી જાગ્રત અવસ્થાભિમાની જીવ અને વિશ્વ અને સ્થુલ પ્રપંચ વિકાર શરીરના અભિમાની વૈશ્વાનર, એ ઉભયનો અભેદ છે. ઉકારથી સૂક્ષ્મ શરીર તથા સ્વપ્નાભિમાની જીવ અને તૈજસ તેમ હિરણ્યગર્ભરૂપ સૂક્ષ્મ પ્રપંચના અભિમાની સૂત્રાત્મા એ બંનેનો અભેદ છે, મકારથી કારણ શરીર અને સુષુપ્તિ અવસ્થાના અભિમાની જીવ, તેમ પ્રાજ્ઞ તથા માયા જે જગતનું કારણ છે તેના અભિમાની ઇશ્વર એ બંનેનું અભેદ છે. આમ અભેદના ચિંતનપૂર્વક સ્થુલ પ્રપંચનો સુક્ષ્મ પ્રપંચમાં, અકારનો ઉકારમા, સુક્ષ્મ પ્રપંચનો કારણમાં, ઉકારનો મકારમાં, કારણનો શુદ્ધમાં, મકારનો અમાત્રામાં આમ સોહમના જપપૂર્વક લય ચિંતન કરવાથી સમાધિ પ્રાપ્ત થાય છે. માટે પ્રાણાયામાદિ સાધન પ્રાપ્ત કરવાં. ૯

नलिनीदलगतसलिलं तरलंतद्वज्जीवितमतिशयचपलम् ।
विद्धिव्याध्यभिमानग्रस्तंलोकं शोकहतंच समस्तम् ॥

જેમ કમળના પત્ર પર પડેલું જલ ચંચલ છે, તેમ પ્રાણિયોનું જીવન પણ અતિ ચંચલ છે. વ્યાધિ અને અભિમાનથી ગ્રસાયલા સર્વજનો શોકથી હણાયલા છે. તાત્પર્ય કે, अभ्यासेनकौन्तेय वैराग्येणचगृह्यते હે કુંતા પુત્ર! અભ્યાસ અને વૈરાગ્ય વડેજ પરમપદ પ્રતીત થાય છે, પમાય છે. આ ભગવદ્‌વાક્યથી પણ અભ્યાસ અને વૈરાગ્ય એ બ્રહ્મજ્ઞાનનાં કારણ છે એમ જણાય છે. પ્રાણાયામ, પ્રત્યાહાર, વિવેક, જપ, ધ્યાન અને સમાધિ એ સર્વનો અભ્યાસમાં સમાવેશ થાય છે, એ વાત પૂર્વ શ્લોકમાં કહેવામાં આવી. હવે આ શ્લોકમા વૈરાગ્યનું સ્વરૂપ દર્શાવેલું છે. ધનાદિ સર્વ વસ્તુ માત્ર જલના પરપોટાની માફક ક્ષણિક છે. સ્વ અને પરનાં શરીર વ્યાધિ વગેરેથી ગ્રસાયલાં હોવાથી દુઃખરૂપ છે. વળી હું ને મારૂં ઇત્યાદિ અભિમાન, હું બાળક છું, હું યુવાન છું, હું વૃદ્ધ છું, હું બ્રાહ્મણ છું, હું બ્રહ્મચારિ છું, વગેરે અવસ્થા, વર્ણ અને આશ્રમનાં અભિમાન ઇત્યાદિથી માનવો ગ્રસાયલા છે. માટે અનાત્મ પદાર્થમાં રાગ કરવો નહિ.

कातेऽष्टादशदेशेचिन्ता वातुलतवकिंनास्तिनियन्ता ।
यस्त्वांहस्तेगृह्य निबद्धंबोधयति प्रभवादिविरुद्धम् ॥

હે મન! પંચ જ્ઞાનેન્દ્રિયના વિષય, પંચ કર્મેન્દ્રિયના વિષય, પંચપ્રાણના વિષય અને ચીત બુદ્ધિ ને અહંકારના વિષય રૂપ અષ્ટાદશ દેશમાં તારે શાની ચિંતા છે? હે મન! તું પવન જેવું ચંચળ છે, તારો કોઇ નિયન્તા નથી જે તને વિષયમાંથી સુદ્રઢતાથી અટકાવીને જન્માદિ ષટવિકારથી રહીત આત્માને જણાવે છે, અર્થાત બ્રહ્માકાર વૃતિ કરાવે છે તેજ બ્રહ્મ તારા નિયન્તા છે. ૧૧

गुरुचरणाम्बुजनिर्भर भक्तः संसारादचिराद्भवमुक्तः ।
सेन्द्रियमानसनियमादेवं द्रक्ष्यसिनिजहृदयस्थं देवम् ॥

હે મન! ગુરૂના ચરણાર્વિન્દમાં શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરીશ તો તું સંસારથી તરતજ મુક્ત થઇશ અને નિયમથી ઇન્દ્રિય અને મનના વિષયમાં અસ્તિ, ભાતિ પ્રિયરૂપે રહેનાર અંતર્યામિ પરમાત્માનો તું અનુભવ કરીશ. ૧૨

द्वादशपञ्जरिकामयएषः शिष्याणांकथितोह्युपदेशः ।
येषांचित्तेनैवविवेकस्ते पच्यन्तेनरकमनेकम् ॥

આ દ્વાદશ પંજરિકા સ્તોત્ર શિષ્યને માટે કહેલું છે. એને જે વીવેકી ગ્રહણ કરશે તે પરંપદને પામશે. જેની બુદ્ધિમાં વીવેક નથી તે અનેક નરકને પામશે અને એનાં દુઃખ ભોગવશે. આથી વિવેકને પ્રાપ્ત કરી પરંપદનો અનુભવ કરવો એજ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે. ૧૩

ઇતિ દ્વાદશ પંજરિકા સ્તોત્ર સમાપ્તમ્.

स्वामी शान्त्यानन्द सरस्वति.

---

# ॥ श्री रामगीता भाष्य. ॥

( અનુસંધાન પૃષ્ટ ૬૪ થી ).

વિવેચન—અંતઃકરણ અને આત્માના પરસ્પર સંયોગથી જે જડાજડત્વભાવ[૨૧૮] ઉત્પન્ન થાય છે; તે ફક્ત અન્યોન્યાધ્યાસ[૨૧૯] ને લીધે બને છે જેમ અગ્નિ અને લોહનો પરસ્પર

---

૨૧૮ જડ વિષે ચેતનની ભાવના અને ચેતન વિષે જડની ભાવના.. ૨૧૯ જડનું ચેતન રૂપે ભાસવું અને ચેતનનું જડ રૂપે ભાસવું તેનું નામ અન્યોન્યાધ્યાસ કહેવાય છે.

અધ્યાસ થવાથી અગ્નિ લોહની આકૃતિ જેવો ભાસે છે; અને લોહ અગ્નિ જેવો દાહકરૂપ ભાસે છે, ત્હેવીજ રીતે જડરૂપ અંતઃકરણ ચૈતન્યરૂપ આત્માના જેવું પ્રતીત થાય છે, અને ચેતન્ય સ્વરૂપ આત્મા, સુખ દુઃખ, ઇચ્છા, દ્વેષ અને ધર્મ અધર્મ રૂપ અંતઃકરણના ધર્મો જેવો પ્રતીત થાય છે. અન્યોન્યાધ્યાસને લીધે આત્મામાં અંતઃકરણના ધર્મોનું આરોપણ થાય છે; અને અંતઃકરણમાં આત્માના ચૈતન્યત્વાદિ ધર્મોનું આરોપણ થાય છે, તેથી અંતઃકરણ દેહાદિક પદાર્થોને સત્ય માની સત્ય રૂપ આત્મ ચૈતન્યના જેવી ચેષ્ટા કરવા લાગે છે. જ્યાં સુધી છીપનો લીલા રંગનો પૃષ્ટ ભાગ તથા તેની ત્રિકોણ આકૃતિનું યથાર્થ જ્ઞાન નથી થયું ત્યાં સુધી તે રૂપું ભાસે છે, તેમ નામરૂપાત્મક સકલ પ્રપંચના અધિષ્ઠાન ભૂત અદ્વિતીય શુદ્ધ બ્રહ્મનો જ્યાં સુધી સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી આ જગત્ સત્ય હોય તેવું ભાસે છે. જેથી અન્યોન્યાધ્યાસ વડે અંતઃકરણ તથા આત્મામાં પરસ્પર થતા ધર્મોનું આરોપણ કેવલ અજ્ઞાન કલ્પિતજ છે. તેનો યથાર્થ વિવેક ન થવાથી જ આત્મામાં ઉપાધિના ધર્મોનું આરોપણ થાય છે, શંકર ભગવાન્ કથે છે કે;— .

आत्मनः सच्चिदंशश्चबुद्धेर्वृत्तिरिति द्वयम् ।
संयोज्यचा विवेकेनजानामीति मवर्तते ॥

જેમ અગ્નિમાં તપાવેલો લોઢાનો ગોળો અને અગ્નિ બંને એક રૂપ થઇને રહેલ હોય છે તેમજ આત્માનો સત્ અંશ,—ચિત અંશ, તથા બુદ્ધિનીવૃત્તિ એ સર્વે પરસ્પર એક રૂપ થઇને રહેલ હોય છે; તેથી તેમનો યથાર્થ વિવેક ન થઇ શકવાથી, હું જાણું છું, સુખી છું, એ પ્રકારની અહંકારવાળી વૃત્તિ ઉદય પામે છે. ગયા શ્લોકમાં અન્યોન્યાધ્યાસ વડે અંતઃકરણ તથા આત્મામાં પરસ્પર થતા ધર્મોના આરોપણ વિષે નિરૂપણ કરવામાં આવ્યું, હવે તે આરોપિત થયેલી ઉપાધિનો ગુરૂ અને વેદ વાકયો વડે ત્યાગ કરવો તેનું પ્રતિપાદન નીચેના શ્લોક વડે કરી બતાવે છે.

गुरोः सकाशादपि वेदवाक्यतः
संजातविद्यानुभवो निरीक्ष्यते ॥
स्वात्मानमात्मस्थ मुपाधिवर्जितं
त्यजेदशेषंजडमात्मगोचरम् ॥ ४२ ॥

ભાવાર્થઃ—ગુરૂની પાસેથી વેદવાકયો સાંભળવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાન વડે કરીને અનુભવી થયેલા પુરૂષે, પોતાના શરીરને વિષે રહેલો આત્મા ઉપાધિ રહિત છે એમ જાણી પોતાની દૃષ્ટિએ પડતા જડ સ્વરૂપ વાળા જગતનો ત્યાગ કરવો.

વિવેચનઃ—શ્રી સદ્ગુરૂના મુખથી વેદનાં મહા વાકયોના અર્થનું શ્રવણ કરવું; અને પછી તેના મનના પ્રભાવવડે જેને જ્ઞાનરૂપ આત્માનો અનુભવ (નિદિધ્યાસ) થયો હોય એવા જ્ઞાની પુરૂષે જગતના સંપુર્ણ ઉપધિ રૂપ પદાર્થનો ત્યાગ કરવો; અને પોતાને વિષે પોતાને

જોતા રહેવું, એટલે પોતેજ સ્વયંપ્રકાશ આત્મા છે, એમ અનુભવ કરતા રહેવું—સદ્‌ગુરૂના મુખથી જ્ઞાન ગ્રહણ કરવા વિષે શ્રુતિ પણ આગ્રહપૂર્વક કથન કરે છે કે.

"परीक्ष्यलोकान् कर्मचितान् ब्राह्मणोनिर्वेद मायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थंस गुरुमेवाभिगच्छेत समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्"

અથર્વ વેદ મુંડક ઉપનિષદ્.

તથા

ગુરૂનું ઇશ્વર બુદ્ધિથી ચિંતન કરવું એ જ્ઞાન પ્રાપ્તિનું મુખ્ય સાધન છે તે વિષે પણ શ્રુતિ કહે છે કે—

यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैतेकथिताह्यर्थाः प्रकाशंते महात्मनः ॥

જેને ઇશ્વર વિષે અત્યંત ભક્તિ છે તથા જેવી ઇશ્વર વિષે છે તેવીજ ભક્તિ ગુરૂને વિષે પણ છે તે મહાત્માના હૃદયમાં જ આ કહેલા અર્થો પ્રકાશ પામે છે આ પ્રકારે ગુરૂ ઉપદિષ્ટ જ્ઞાનની શ્રેષ્ટતા હોવાના કારણે આ શ્લોકમાં પ્રારંભમાંજ સદ્‌ગુરૂના મુખથી શ્રવણ કરવાનું કહેવામાં આવેલ છે. કોઇ એમ કહે કે, સદ્‌ગુરૂની કાંઇ પણ જરૂર નથી પણ વિધિ વાક્યોથી વિલક્ષણ तत्त्वमसि આદિ મહાવાક્યોએ કરી જ્ઞાનનો સાક્ષાત્કાર થાય છે. એ વાત પણ યથાર્થ નથી, કેમકે જેમની ઉપર સદ્‌ગુરૂની કૃપા નથી તેમને કોઇ પણ કાળે આત્મસાક્ષાત્કાર થતો નથી, એ વિષે ભગવાન શંકરાચાર્યશ્રી સ્વાત્મનિરૂપણમાં કહ્યે છે કે,

ऐक्यपरैः श्रुतिवाक्यैरात्माशश्वत्प्रकाशमानोऽपि ।
दैशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥

આત્મા સ્વયંપ્રકાશ હોવાથી સર્વત્ર ભાસમાન છતાં પણ જેઓશ્રી સદ્‌ગુરૂના કૃપાપાત્ર નથી તે પુરૂષો, ગમે તેવા પંડિત હોય તો પણ કેવળ પોતાની વ્યુત્પત્તિના બળથી, અખંડ અર્થને પ્રતિપાદન કરનારાં મહાવાક્યોવડે આત્માનો સાક્ષાત્કાર સંપાદન કરી શકતા નથીજ.

આ શ્લોકના મથાળા પરની અવતરણિકામાં ઉપાધિનો ગુરૂ અને વેદ વાક્યોવડે ત્યાગ કરવો એમ કહેવામાં આવેલ છે, તેમાં સદ્‌ગુરૂની કેટલી આવશ્યકતા છે તે આપણે ઉપર જણાવી ગયા, હવે વેદાંત વાક્યોની સિદ્ધિ શ્રવણ, મનનાદિકવડે થઈ શકે છે. તેમાં શ્રવણ એટલે ષડ્‌લિંગોએ કરીને સર્વ વેદાન્ત વાક્યોનો અદ્વિતીય બ્રહ્મવિષે તાત્પર્ય સમજી નિશ્ચય ધરવો તે. પંચદશીના તૃપ્તિદીપ પ્રકરણના શ્લોક ૧૦૧ માં શ્રીવિદ્યારણ્ય મુનિ શ્રવણ વિષે કહે છે કે,

वेदान्तानामशेषाणामादि मध्यावसानतः ।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत् ।

સર્વ વેદાંત વાક્યોનું આદિ આધ્ય અને અવસાનથી કેવલ બ્રહ્મ ભિન્ન જે પ્રત્યગાત્મા તેને વિષે જ તાત્પર્ય એવી જે બુદ્ધિ તે શ્રવણ, તેને વેદાંત વિચાર પણ કહે છે, મનન એટલે જીવ બ્રહ્મની એકતાનો નિશ્ચય કરી આપનાર અને જીવબ્રહ્મનું જુદાપણું ખોટું સિદ્ધ કરનાર જે વિવિધ-યુક્તિયો, તે યુક્તિયોવડે અદ્વિતીય બ્રહ્મનુ વારંવાર ચિંતન કરવું તે, આ મનનથી જીવ બ્રહ્મનો અભેદ સિદ્ધ છે કે ભેદ જ સત્ય છે, એવો સંદેહ દૂર થાય છે. ત્યાં અંતઃકરણમાં સૂક્ષ્મ વાસનાના સદ્‌ભાવકાલે સ્ફુરતાં અને સ્ફુરણોને રોકીને માત્ર જીવ બ્રહ્મના એ ભેદની સાધક અને ભેદની બાધક યુક્તિયોવડે વસ્તુચિંતન કરવું. આ મનને કરી પ્રમેયગત અસંભાવના દૂર થાય છે; અને નિદિધ્યાસન એટલે વિરૂદ્ધ દેહાદિ જડ પદાર્થોનો ત્યાગ કરી, અવિરૂદ્ધ અદ્વિતીય વસ્તુનો પ્રવાહ ગ્રહણ કરવો તેને નિદિધ્યાસન કહે છે; અથવા निरन्तरं विचारोयः श्रुतार्थस्य गुरोर्मुखात् । तन्निदिध्यासन प्रोक्तंतच्चैकाग्रयेण लभ्यते એ નિદિધ્યાસન સાધનકોટીનુ છે. તેનો પરિપાક થઇ ફલભૂત સાધ્ય જે સાક્ષાત્કાર છે, જે સપ્તભૂમિકા માહેની 'સત્વાપત્તિ' નામની ચતુર્થ ભૂમિકા પણ ગણાય છે, તેનો પણ નિદિધ્યાસન શબ્દે વ્યવહાર થાય છે. તેનું લક્ષણ આ પ્રકારે છે કે, દેહાદિ વિજાતિય પ્રત્યય (વૃત્તિ)ના તિરસ્કારપૂર્વક બ્રહ્માત્મૈકત્વાકાર સજાતિય પ્રવાહે કરી ધ્યાન ધ્યેયાકાર વૃતિ રહિત બ્રહ્માકાર માત્રતાએ કરી સ્ફુરણ આને સમાધિ પણ કહે છે. વાર્તિકકાર નિદિધ્યાસનનું લક્ષણ આ પ્રકારે કથે છે, अपरायत्तबोधाहिनिदिध्यासन मुच्यते । અપરાધીન બોધ, વા બોધ્ય વિષય રહિત સ્વતંત્ર બોધ વા અનાત્મ વૃતિ નિરસનજ નિદિધ્યાસન કહેવાય છે. નિદિધ્યાસને કરી વિપરિત ભાવના નિવૃત્ત થાય છે. આપ્રકારે સદગુરૂ દ્વારા શ્રવણ મનનવડે નિદિધ્યાસની સ્થિતિપ્રાપ્ત કરવાથી સ્વરૂપ વિષે કલ્પાએલી ઉપાધીયોની નીવૃતિ કરી શકાય છે. પોતાને વિષે પોતાને જોવું એ નિદિધ્યાસનનીજ સ્થિતિ છે.; અને એ સ્વરૂપ વિષે આવા. [૨૨૦]અમનસગોચર તથા લક્ષ્ય રૂપે કરી તે [૨૨૧]પ્રત્યક ચૈતન્ય બુદ્ધિનું સાક્ષીરૂપ છે; તથા સર્વ ઉપાધિથી રહિત અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ છે; તેને જ્ઞાનિ પુરૂપ સ્થિર મને કરી નિરતર પોતાને વિષે દેખતો રહે. અર્થાત્ કે પોતે તેજ સ્વરૂપ છે એમ નિશ્ચય કરતો રહે

(ચાલુ)

શ્યામચંદ્ર ગોરધનદાસ.

---

૨૨૦ મન વાણીથી પર ૨૨૧ प्रति अंचतातिप्रत्यक्‌ અન્નમયથી આરંભીને આનંદમય પર્યંત પાચે કોષોથી જે આન્તર રહેનાર તે સાક્ષી આત્મા.

આપ દશે —

એક અભેદ માર્ગ પ્રવાસિ.
મહાનિશ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઑફિસ, સાઠોદરાપાડા નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्यपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૭—અંક ૪ ] ( માસિક ) [ જાનેવારી—૧૯૧૫.

વિષય અનુક્રમણિકા.



---

અમદાવાદ—ટંકશાળ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળજીએ છાપ્યું.

## લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ એવું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી હશે તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુદર્શન આફિસ—નડીઆદ.

---

સ્વ. નિ. મ. ન. દ્વિવેદી યોજીત.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

(આવૃત્તિ બીજી)

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના ૨ . . વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઈ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉ છપાઈ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ.૪-૦-૦ જ રાખવામાં આવી છે કર્તાની છબી પણ મુકવામાં આવી છે, ટપાલ વિ

**સિદ્ધાન્તસાર.**
બીજી આવૃત્તિ.
મોટા ટાઈપ સરા કાગળ પાકું પુઠું.
(કીંમત રૂ. ૩-૦-૦)

**નારીપ્રતિષ્ઠા.**
બીજી આવૃત્તિ.
બાળબોધ ટાઇપમાં સારા
(કીંમત રૂ. ૦-૮-૦)

લખો—મેનેજર.
સુદર્શન ઑફિસ—નડી

REGISTERED No B. 764.

આંક ૪૩૪—
લે॰ ક્ષેમંકરભારતી.
મુદ્રક મણિલાલ ચતુરભાઈ મિસ્ત્રી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
ઓધવજીભાઈ નથુભાઈ ટોલકી.
સુદર્શન-ઓફિસ,ગાંડીવાવાપાળ-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એ ગનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૪ ] ( માસિક ) [જાનેવારી—૧૯૧૫.

## भारत वर्षने वन्दन.

અમારી અંતર વ્હાલી માત !
કરીએ બહુ પ્રણિપાત
પ્રિય અમ ભરત ભૂમિ !
બાલ્ય ધરે વિશ્વાસ અતુલિત માતપિતાપર વિશ્વે;
ધરી એવો વિશ્વાસ માત તુજ અંકે પડીએ આજ;
કૃપાના હો અમિ દૃષ્ટિપાત—
કરીએ॰ પ્રિય॰ ૧

શુદ્ધ થઇ કર્તવ્યપરાયણ સ્વાર્થ વૃત્તિનો કરી ત્યાગ,
ત્હારી શાશ્વત કીર્તિ પ્રભાને અખિલ જગે વિખ્યાત
કરીશું પ્રેમથી અહો માત !
કરીએ॰ પ્રિય॰ ૨

ચર વિલક્ષણ વિદ્ધદ્રત્નો કાંઇ સ્વરૂપ તુજ ખાસ;
સાધન સૌ ધન ધાન્ય ખનિજદ્ય, કલ્પદ્રુમ સાક્ષાત.
ભક્તિએ ચૂમીને તુજ પાદ
કરીએ॰ પ્રિય॰ ૩

વસ્તુ વૃત્તિ ને શક્તિ ત્રણની ત્રિપુટીનો જે યોગ,
પ્રવૃત્તિ નિવૃત્તિ સાધક મૅંત્ર અમોને જ્ઞાત.
કરીએ૦ પ્રિય૦ ૪

સુન્દર મંગલ મૂર્તિ દયાની શાન્તિદાયક રમ્યરમા !
સહુ શુભ ગુણોની વિભૂતિથી વિશિષ્ટ રહી સોહાય !
નવ જીવન રસધાર
અમો પર સદાય વરસો માત !
કરીએ૦ પ્રિય૦ ૫

વિમલ.

---

## ॥ श्री गंगा लहरि ॥

( પંડિતરાજ જગન્નાથ વિરચિતનો અનુવાદ ).

( અનુસંધાન ગતાંકથી. )

વસે ધર્મો જેમાં અકલ વિતરે હર્ષ નવ જે,
ગણાયું તીર્થાગ્ર્ય ત્રિભુવન તણું વસ્ત્ર શુભ જે,
મનીષાની શુદ્ધિ પ્રદ વળી હરે બુદ્ધિ તમ[૧] જે,
કરે શ્રી સ્થાને જ્યાં વપુ તવ હરે તાપ અમ તે. ૧૮

સુરાથી લક્ષ્મીની વિકલ નયન ક્ષ્માપતિની હું,
પુનઃ દોડી દોડી શ્રમથી વિવિધ કલાન્ત સઘળું,
કરું શ્રેય ધ્વંસ ક્ષતમતિ વિયોગે તવ જરા,
ક્ષમા યાચું આવે કર સહન મા ! તે ધરી દયા. ૧૦

સમીરે[૨] ક્ષુબ્ધોર્મિ ક્રમથી હિલતાં અબ્જ દલથી,
ચ્યુત ક્ષોદ[૩] શ્રેણિ દ્યુતિથી ધરતું કેસર રૂચી,
સ્તનોથી દેવીના સુત અગર શૈવાલ મિલિત,
સપર્કે ત્હારૂં તે જલ મમ કટે જન્મ નિગડ[૪] ૨૦

પ્રરોહ સ્વચ્છ શ્રી રમણ[૫] ચરણાંભોજ નખમાં,
સ્થિતિ પ્રદ્યુમ્નારિ[૬] પ્રજટિલ કચ ગ્રંથિ ગૃહમાં,
પ્રસક્તિ[૭] જ્યાં છે ને હત પતિતનો મોક્ષ કરવા,
ચિરંજીવી વિધિ પ્રમ સુધા ના દોષ તવ મા ! ૨૧

---

૧ અંધકાર. ૨ પવને. ૩ રજ. ૪ બેડી. ૫ શ્રી રમણ=વિષ્ણુ. ૬ પ્રદ્યુમ્ન=કામદેવ તેનો અરિ=મહાદેવ. ૭ આસક્તિ.

મહીધ્રોમાં પામી પ્રભવ સરિતામાં વર કઇ,
ચડી શીર્ષે ગંગે ત્રિનયન જટામાં જઇ વસી,
જલે ધોયા કોણે પદકમલ લક્ષ્મી રમણના,
કરે જે સાથે મા ! કવિકુલ જરી તારી તુલના ? ૨૨

સમાધિ સ્વાસ્થ્યે અક્ષય જે વિધિ ચડાવે સ્થિર બલે,
કરે નિદ્રાશેષે અચલ હરિ, નાચે હર સુખે,
વૃથા પ્રાયશ્ચિતો યજન તપ ને દાન કરવાં,
સ્પૃહાપૂર્ણા જ્યાં તું અવહિત સદા દેવ જગમાં.[૮] ૨૩

નિરાધાર ભ્રષ્ટગતિ, પતિત, વ્યાધિ વિકલ,
પિપાસાથી ચિત્તાકુલ, શરણ આવ્યો શિશુ તવ,
દયાળુ, સ્થાપે તું પરમ ગતિ, ઉદ્ધાર સહુના,
કરે. વિશ્વે વૈદ્યશ્રુત, અમૃતધિ[૧] ન્યાય્ય કર મા ! ૨૪

પ્રશાન્તિ વ્યાપી છે યમપુર વિષે શોર શમીને,
ગયા દૂતો પ્રેત ગ્રહણ કરવા ક્યાંય ભટકે,
થઇ રૂદ્ધ સ્વર્ગે સુગતિ વિમાનાવલી થકી,[૨]
દિગંતોમાં ખ્યાતિ પ્રસરી તવ આ જ્યાં શુભ કરી. ૨૫

સ્ફુરે કામ, ક્રોધ, પ્રબલ વધતા તેમ વિષમ,
જવાગ્નિ જ્વાળે આ દિનદિન તનૂદ્ધુક્ષિત આમ,
હરે તેનો તાપ ત્રિદિવ સરિતા શીકર[૩] રજ,
કરી નૃત્ય ક્ષોભે પવન ચલ કલ્લોલ ભરજ.[૪] ૨૬

ખરે આ બ્રહ્માંડે સ્થિતિ નિખિલ લોકે કરી જહિં,
તરંગોથી ડોલે ટિમરૂં સમ જેમાં ફરી ફરી,
જટા મુંડે ભવ્ય સ્મર રિપુ તણા બદ્ધ વળી જે,
જલૌઘે તારા તે જનનિ ! અમ સંતાપ હરજે. ૨૭

ઝટ ત્રાસે તીર્થો પરમ ગતિ જેને વિતરવા,
ધરે ચિત્તે જેની નહિ વિનતિ દેવો શિવ સમા,
મને તેવાને મા ! પુનિત કરતી સ્નિગ્ધ હૃદયે ![૫]
હરે સર્વે તો તું કલુષ કરવા નષ્ટ મદ જે. ૨૮

ગુણો ચાંડાલોના અગણિત વિતર્કે ત્યાગ કરતા,
હટે જે કૃત્યોથી સકળ અઘ તે પૂર્ણ મમમાં,
કટી બાંધે જ્યાં હે જનનિ ! મમ તું મોક્ષ કરવા,
સમર્થે ક્યાંથી હું નરપશુ નવ સ્તોત્ર[૬] ભજવા ? ૨૯

---

૮ પર્વતોમાં.
૧ ધિન્ભંડાર. ૨ વિમાનોની હાર ઉપર હારોથી સ્વર્ગમાં દેવતાઓને આવજા કરવાનો રસ્તો પણ બંધ થઇ ગયો. ૩ ઝાકળ. ૪ પવનથી દોલાયમાન તરંગોના સમૂહથી ઉત્પન્ન થએલ ક્ષોભ વડે નૃત્ય કરતી. અલકગંગાના ઝાકળના કણો તેનો તાપ હરજો. ૫ સંબોધન વિભક્તિ, ૬ સ્તુતિનાં ગીત.

થયો એવો પ્રાપ્ત ક્ષતચરિત અધાપિ કદી ન,
થતાં જેનો મોક્ષ સ્મય ચકિત થાય ત્રિભુવન,
સ્પૃહા જે તારી આ બહુ સમજ ચિત્તે સ્થિર થઇ,
ઉભો હું આવી તે સફલ કરવા ધર્મ સમજી[1] ૩૦

કરૂં શ્વાનાચાર પ્રતિદિન તથા જલ્પન વૃથા,
કુતર્કે આસક્તિ ત્યમ અવર નિંદા રતિ સદા,
સુણી મ્હારા આવા ફરી ફરી બધા દુર્ગુણ વિષે,
વિના તું હે માતા! વદન નિરખે કોણ મમ તે? ૩૧

થયું સૃષ્ટ વ્યર્થ પ્રફુલિત ખરે નેત્ર યુગલ,
ન જેણે પેખ્યું સરપદ તવ તનૂ રમ્ય અતુલ,
મનુષ્યોના કર્ણદ્વયજ સમ ધિક્કાર જનનિ!
પ્રવેસ્યો જેમાં ના તવ કલ તરંગ ધ્વનિ કદી. ૩૨

વિમાનોમાં સ્વર્ગે જનનિ! વિચરે ધર્મી સુખથી,
અને સર્વે પાપી અવશ નરકે જાય ઝટિતિ,
પ્રદેશે તે નિંદ્ય ત્રિદિવ નરક વ્યક્તિ જડતી,[2]
નહિ ક્રીડે જ્યાં તું સકલજન દુષ્કૃત્ય દલતી. ૩૩

ચહે આચાર્યાની[4] સહ રતિ, કરે વિપ્ર વધ જે,
પિયે હાલા[5] ચોરે કનક, તજી તે તે તવ જલે,
સ્વદેહે સ્વીકારે સહુ સુરથી પાદાર્ચન અને,
પદ પ્રાપ્ત શ્રેષ્ઠ પ્રચુર[6] મખ[7] દાનેશથી કરે. ૩૪

હરે પુષ્પામોદ પ્રતિ પલ અલભ્ય ક્ષણુ વિષે,
વિયોગાસ્રાઘાતે ક્ષત જન તણા પ્રાણુ વળી જે,
પ્રવૃત્ત સ્વચ્છંદે તવ લહરીના સ્પર્શથી પણ,
અહાહા! આ શીઘ્ર ત્રિભુવન કરે પૂત પવન. ૩૫

હશે આ લોકો કો બહુ બહુ પરાર્થે સુનિપુણ,
કરી અન્યસ્વાત્મા શુચિ ગતિ ચહે કોઈ પરમ,
સુખે સેવે નિદ્રા પણ તવ કૃપાથી જનનિ હે!
મદા સોંપી ચિંતા ત્રિભુવન જગન્નાથ તુજને. ૩૬

(ચાલુ)

૧ જગન્નાથ પોતાને ગંગાનો પુત્ર કલ્પે છે એટલે માની ઇચ્છા પૂર્ણ કરવી તે પુત્રનો ધર્મ છે. ૨ જ્યાં સર્વ જનોનાં દુષ્કૃત્ય હરનારી તું ક્રીડા કરતી નથી ત્યાંજ ધર્મીઓને વાસ્તે સ્વર્ગ તથા દુષ્ટોને વાસ્તે નર્ક એવા બે વિભાગ છે. ૪ ગુરુસ્ત્રી. ૫ મદિરા. ૬ ઘણા. ૭ યજ્ઞ.

બે પરમાણુઓના પરસ્પર સંયોગમાં એક પરમાણુ બીજામાં વ્યાપી જઇને-અર્થાત્ અંદર સમાઇ જઇને-રહે છે, કે ભળી ગયા વિના રહે છે ? પ્રથમ પક્ષમાં એક પરમાણુ બીજા સાથે બહાર અને અંદરના ભાગમાં સમાઇ જતું હોય, તો તેથી ફક્ત એક પરમાણુજ થઇ રહે પણ તે પરમાણુ વધીને કાંઇ દ્વયણુંક જેવું બને, કારણ કે નાંખાં નાંખાં સ્થાને રહેનારી જે બે વસ્તુઓ હોય તેનો જ સંયોગ જોવામાં આવે છે; અને બીજુ કારણ એ છે કે કાનની અંદર જે ગુંછળા જેવો પોલો ભાગ છે, તેનો આકાશ સાથે બધે સમાઇને સંયોગ થતો હોય, તો બીજા સ્થાનમાં જે આકાશ છે તેની સંગાથે કાનનો સંયોગ પ્રાપ્ત થવાથી ત્યાંનો શબ્દ સાંભળવાનો પણ પ્રસંગ આવે. બીજો પક્ષ-બે પરમાણુ ભળી ન જતાં નોખા રહીને સંયોગ પામે, અર્થાત્ એ બેના થોડા થોડા ભાગનો જ સંયોગ થાય છે. (આવા સંયોગને અવ્યાપ્ય વૃત્તિ સંયોગ કહે છે) તે-પણ ન ચાલે કારણકે પરમાણુઓ વિભાગ રહિત અને ઇંદ્રિયો આદિથી ન જણાય એવા છે, માટે જે આપણે દેખાયે છીએ તેને અનુસરીને વિચાર કરીએ, તો એમ કહી શકાય કે કોઇ પણ વસ્તુ પોતે જ્યાં સમુલગી નથી ત્યાં તેનો બીજી વસ્તુ સાથે સંયોગ સંભવે જ નહીં. (આ કથનનું તાત્પર્ય એ છે કે પરમાણુ સમુળગો નથી એમ નથી પણ એનો જે સ્થળમાં સંયોગ થઇ શકતો નથી ત્યાં તેનો બીજા પરમાણુ સાથે સંયોગ સંભવે જ નહીં) આટલા માટે બે નાંખાં સ્થાનોમાં રહેલા પરમાણુઓનો સંયોગ ન થાય. અને જો તે પરમાણુઓ અવયવ વાળો હોય તો તે ઉત્પત્તિ વાળા ઠરે, અને તેથી નાશ પામે એવા હોય, કારણ કે જેની ઉત્પત્તિ તેનો નાશ એ અનુભવ સિદ્ધ છે. વળી અમે વાદીએ પૂછીએ છીએ કે દિશા સ્થાન અને કાલવડે તે પરમાણુની હદ છે કે નહીં ? જો તમે એવી હદ પરમાણુની છે એમ કહો તો વાંધો એ છે કે તમે પરમાણુને નિરવયવ-અર્થાત્ દિશા આદિની મર્યાદા રહિત-માનોછો, અને તેને પાછો એવી મર્યાદા વાળા કહો તો તમારા બોલવામાં એક વસ્તુનાજ સંબંધે બે વિરૂદ્ધ વાતો આવી કહેવાય એ ઠીક નથી. અને જો-તેને દિશા આદિની મર્યાદા નથી-એવો બીજો પક્ષ સ્વીકારો, તો પરમાણુ અને આકાશ બંને દેશ પરિચ્છિન્ન નથી-અમુક સ્થાનની મર્યાદામાં ભરાઇ ન રહેવાનો ગુણ એ બંનેમાં સરખો છે-માટે એ બેમાં સરખુ પરિમાણ-કદ-હોવાનો પ્રસંગ આવે છે; અને તેથી આકાશ પરમાણુ જેવડું અને પરમાણુ વ્યાપક આકાશ જેવડો ઠરે. આકાશ અને પરમાણુ અવયવરહિત હોવાથી, તથા તેમનું સમવાયિ× તેમજ અસમવાયિ કારણ ન હોવાથી બંને આકાશ અને પરમાણુ ઉત્પત્તિરહિત છે. એ મતનું આ બધું જે કહ્યું તેથી ખંડન થયું. વાદીએ એમ ન કહેવુંકે *ત્રુટિમાંજ અટકો (અને પરમાણુ સુધી વિચાર ન કરો). આમ એણે ન કહેવું કારણ કે એ ત્રુટિની વાત ગૌતમ કણાદ આદિ મુનિયોએ નથી સ્વીકારી. અને મર્યાદા વાળી વસ્તુને ઉપાદાન કારણ વિના મોટા કદની પ્રાપ્તિ થઇ ન શકે

---

× જે પદાર્થની વસ્તુ બને તે પદાર્થ તે વસ્તુનું સમવાયિ કારણ છે અને તે પદાર્થ અથવા વસ્તુ સાથે બીજી એક સમાન વસ્તુમાં જે નિત્ય સંબંધ વાળુ હોય તે અસમવાયિ કારણ છે. દ્રષ્ટાંત-પટનું સમવાયિ કારણ તંતુઓ છે, અને તંતુઓનો પરસ્પર સંયોગ પટનું અસમવાયિ કારણ છે કારણ કે તે સંયોગ અને પટનો તંતુ સાથે નિત્ય સંબંધ છે.

* સૂર્ય પ્રકાશમાં હવામાં જણાતા વસ્તુના ઝીણા રજકણુ ત્ર્યણુક, કોઇ માને છે કે ત્રુટિ પરમાણુનો પર્યાય જ છે-એ બેનો અર્થ એક છે.

સંયોગ ન થાય તો સૃષ્ટિ થાય નહીં એ અન્યથા અનુપપત્તિ (સંયોગ શિવાય સૃષ્ટિનો અસંભવ) રૂપ અર્થાપત્તિથી સંયોગ સિદ્ધ છે, અને તે માટે ઉત્પત્તિ આદિ સહિત અગર તે રહિત-અર્થાત્-નિત્ય કે અનિત્ય સંયોગ પરમાણુમાં હોઇ શકે. વાદીનું આ કથન ઠીક નથી, કારણકે અન્યથા અનુપપત્તિરૂપ અર્થાપત્તિનો અભાવ છે એટલે એ પ્રમાણ આ સ્થળે ઘટતું નથી. અને કાર્યરૂપ વસ્તુનો આરંભ કરનાર ન હોય તો સંયોગ વ્યર્થ છે એમ નથી; તે આ પ્રમાણે:-તમે વાદી કહો કે સામાન્ય રીતનો સંયોગ પદાર્થનું કારણ છે કે ચોકસ જાતનો સંયોગ કારણ છે? પ્રથમ પક્ષ ન ઘટે. કારણ કે ઘડાનું કારણ જે એક માટીનું કપાલ છે, તેના વિવિધ ભાગોમાં રહેલા સંયોગોથી શરાવ (માટીના વડકા-શકોરાં-રામૈયાં) આદિની ઉત્પત્તિ ન સંભવે અને સામાન્ય રીતનો સંયોગ એક છે, માટે એક ઘટરૂપ કાર્યજ ઉત્પન્ન થઈ શકે. બીજો પક્ષ પણ ન ચલે કારણ કે જો કે ઘડા વિગેરે જગોએ તેમના અવયવોનો અમુક જાતનો સંયોગ કારણરૂપે છે. તથાપિ દુધનો દહીં તથા ઘી રૂપે, અને જળનો બરફરૂપે પરિણામ જ્યાં થાય છે, તે સ્થળે તેમના અવયવોની ક્રિયા વિગેરેજ કારણ મનાય છે. વળી ત્યાં એક પછી એક એમ પરંપરાથી થતા સંયોગ ઉપર આધાર રાખતા અવયવો એક પછી એક એમ અનુક્રમે ઉત્પન્ન થવાથી દ્રવ્યની ઉત્પત્તિ થાય છે એમ માનવામાં "ગૌરવ×" નામે દોષ (પીલુ પાકવાદમાં) આવે છે, અને એવો કોઇનો અનુભવ પણ નથી કારણ કે અમુક જગાએ ફેલાતા દિવાના અજવાળા વિગેરેની ઉત્પત્તિ, તે અજવાળાનો અવયવોની અનુક્રમે ઉત્પત્તિ થવાથી થાય છે એમ કોઇ અનુભવતું નથી. આવા અભિપ્રાયથી જ ભગવાન્ ભાષ્યકારે પણ કહ્યું છે કે "કાર્યરૂપ વસ્તુનો આરંભ પણ માત્ર અવયવોના સંયોગવડે નથી થતો, કારણ કે અવયવોનો બીજો કોઇ સંયોગ થયા વિના પણ દહિં બરફ આદિ કાર્યનો આરંભ જોવામાં આવે છે" આ ભાષ્ય ઉપર આનંદગિરિ સ્વામીની ટીકા આ રીતે છે:-"આદિ શબ્દવડે લવણ, આદિ વસ્તુ પણ સમજવી. દુધ આદિને જોઇએ તેવો તેમના અવયવોનો જે સંયોગ છે, તેથી નોખો સંયોગ જ્યારે દુધ આદિનું દહિં વિગેરે થાય છે ત્યારે બને છે, અને તે દહિં આદિ વસ્તુને અનુકૂલ છે, પણ દુધ અને દહિંના અવયવોમાં સયોગ દ્વિત્વ-એટલે જુદી જુદી વસ્તુઓનો થાય તેવો સંયોગ થતો નથી. એવો એ ભાષ્યનો અર્થ છે, કારણ કે દહિ વિગેરેમાં કાર્યરૂપ વસ્તુઓ છે તો પણ ભિન્નભિન્ન અનેક અણુ દ્રવ્યોથી તેનો આરંભ થયેલો હોય એ વાત ન્યાય પ્રક્રિયાનુસાર સદા સિદ્ધ થતી નથી." વાદીએ કહ્યું હતું કે કાર્યરૂપ વસ્તુ પોતે કાર્ય હોવાથી, પોતાના કદથી વધારે નહાના કદની વસ્તુઓની હોય છે. પણ ભાષ્યકાર તથા તેના ટીકાકારના વચનથી આ વાદીના અનુમાનનું ખંડન થયું.

(ચાલુ)

કૃષ્ણશંકર હિરાશંકર પંડયા. બી. એ.

---

× થોડી વાત સ્વીકારવાથી કામ સરે તે છતાં ઘણી વાત સ્વીકારવી એ ગૌરવદોષ છે.

માટે ત્રુટિનુ ઉપાદાન કારણ ન હોવાથી તે આકાશ પેઠે મોટા-વ્યાપક-કદવાળી ન હોય કે જેથી તે નિત્ય હોય. વળી તે ત્રુટિ મધ્યમ કદવાળી ન મનાય કારણ કે એવી વસ્તુનો નાશ થાય એ નિયમ છે પદાર્થ ખંડન નામે પ્રકરણમા શક્તિવાદમા ચિંતામણિ-શિરોમણિ ગ્રંથકારે કહ્યુ છે કે "પરમાણુની હયાતી વિષે પ્રમાણ ન હોવાથી 'ત્રુટિ'ને મૂળ પદાર્થ માનીને ત્રુટિમાંજ સૌએ અટકવું અને તેનો વધારે ઉંડો વિભાગ કરીને પરમાણુ સુધી જવાની જરૂર નથી યોગિયોને પરમાણુનુ જે પ્રત્યક્ષ જ્ઞાન છે તે પરમાણુની હયાતીનું પ્રમાણ છે એમ કોઇએ ન કહેવું કારણ કે તેમ હોય તો એ વાત યોગિયોને પૂછજો, પણ અમે પરમાણુની હયાતીની વાત સ્વીકારતા નથી." ઇત્યાદિ-તે શિરોમણિ ગ્રંથકારની આવી લવરીનુ અમે જે ઉપર કહ્યુ છે તેથી ખંડન થયુ, કારણ કે ત્રુટિનો-ત્ર્યણુકનો વિભાગ સંભવે માટે તેનુ બોલવું ન્યાયસિદ્ધાંતથી વિરુદ્ધ છે-અસત્ય છે.

વળી અમે વાદીને પૂછીએ છીએ કે પરમાણુઓનો સ્વભાવ કેવો છે? તે પ્રવૃત્તિ વાળા છે કે નિવૃત્તિ વાળા? અગર પ્રવૃત્તિ નિવૃત્તિ બન્ને તેમા છે કે તે બેમાનુ એકે તેમા નથી? પ્રથમ પક્ષ પ્રમાણે પરમાણુનો સ્વભાવ સદા પ્રવૃત્તિ કરવાનો છે એમ વાદી સ્વીકારે તો એ પક્ષમા વાંધો એ છે કે પરમાણુઓની નિરંતર પ્રવૃત્તિ થયા કરે, અને તેથી જગતનો પ્રલય જ ન થવાનો પ્રસંગ આવે. બીજા પક્ષ પ્રમાણે જો પરમાણુઓમાં નિવૃત્તિજ હોય, તો તેમા કદી પણ ક્રિયા ન થવાથી કદી પણ જગતની ઉત્પત્તિ જ ન થાય એ પ્રસંગ આવે. ત્રીજો પક્ષ પણ ન બને કારણકે એક જ વસ્તુમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપ બે વિરુદ્ધ ગુણ એક જ વખતે ભેગા રહે એ વાત સંભવતી નથી ચોથા પક્ષમાં નિમિત્ત હોય તો તેના જોરથી પરમાણુની પ્રવૃત્તિ પણ થાય પણ નિમિત્ત કોઇ પણ પ્રકારનું હોઇ શકે એ વાતનું તો અમે હમણાંજ પાછળ ખંડન કર્યું માટે ચોથોએ પક્ષ ન ટકે. અને પરમાણુઓ અતિ સૂક્ષ્મ, અવયવરહિત, અવિનાશી તથા સ્પર્શ વાળા છે એમ જે વાદી (નૈયાયિક) સ્વીકારે છે, તે મતમા પરમાણુ સ્પર્શગુણવાળા હોવાથી જ તે સ્થૂલ, અવયવયુક્ત, અને નાશ પામે તેવા હોવાનો પ્રસંગ છે, કારણકે તેમનામાં એક સ્પર્શગુણ સ્વીકારવાથી જ સ્થૂલપણું વિગેરે બીજા ગુણોનો પણ તેમા સંભવ પ્રાપ્ત થાય છે. ઘડા વિગેરે વસ્તુઓમા એ વાત જણાય છે કે તે સ્પર્શગુણ વાળા છે માટે તે સ્થૂલ નાશ પામવા લાયક અને અવયવ વાળા છે વાદીએ એમ પણ ન કહેવું કે પરમાણુઓની હયાતી છે, પણ તેમનું કારણ કોઇ નથી માટે પરમાણુઓ અવિનાશી છે, કારણકે તે સ્પર્શવાળા છે માટે કારણવાળા પણ તે હોવા જ જોઇએ એમ ઘટે છે. વાદી એવું અનુમાન બનાવે કે જેમ ઘડો નથી એમ કહીએ છીએ, ત્યારે ઘડાના નામ વાળી વસ્તુનુ આપણને જ્ઞાન હોય છે, તેમ કાંઇમા નિત્યપણુ (અવિનાશિપણુ) નથી એમ કહીએ ત્યારે આપણને નિત્ય વસ્તુનું જ્ઞાન હોવું જોઇએ, માટે કાંઇ નથી તો તેનું કારણ જે પરમાણુઓ છે, તે નિત્ય છે એમ નક્કી થાય છે. પણ એ વાદીએ આમ ન કહેવુ જોઇએ, કારણ કે આત્મા નિત્ય છે માટે તે સિવાય પરમાણુ આદિ સર્વ વસ્તુઓને અનિત્ય કહેવામાં કાંઇ વાંધો નથી. (આત્મા એટલે બ્રહ્મથી જગતની ઉત્પત્તિ વિગેરે શ્રુતિસિદ્ધ છે તો પછી પરમાણુને તેનું કારણ માનવાની જરૂર નથી-એ તાત્પર્ય) એમ પણ વાદી કહે કે "પણ ઘણેક ચણુકને આરંભ કરનાર-જો બનાવવામા ઉપયોગી સાધન-તરીકે માન્યો છે કારણ કે

સંયોગ ન થાય તો સૃષ્ટિ થાય નહીં એ અન્યથા અનુપપત્તિ (સંયોગ શિવાય સૃષ્ટિનો અસંભવ) રૂપ અર્થાપત્તિથી સંયોગ સિદ્ધ છે, અને તે માટે ઉત્પત્તિ આદિ સહિત અગર તે રહિત-અર્થાત્-નિત્ય કે અનિત્ય સંયોગ પરમાણુમાં હોઇ શકે. વાદીનું આ કથન ઠીક નથી. કારણકે અન્યથા અનુપપત્તિરૂપ અર્થાપત્તિનો અભાવ છે એટલે એ પ્રમાણ આ સ્થળે ઘટતું નથી. અને કાર્યરૂપ વસ્તુનો આરંભ કરનાર ન હોય તો સંયોગ વ્યર્થ છે એમ નથી; તે આ પ્રમાણેઃ તમે વાદી કહો કે સામાન્ય રીતનો સંયોગ પદાર્થનું કારણ છે કે ચોકસ જાતનો સંયોગ કારણ છે? પ્રથમ પક્ષ ન ઘટે. કારણ કે ઘડાનું કારણ જે એક માટીનું કપાલ છે, તેના વિવિધ ભાગોમાં રહેલા સંયોગોથી શરાવ (માટીના વડકા-શકોરાં-રામેયાં) આદિની ઉત્પત્તિ ન સંભવે અને સામાન્ય રીતનો સંયોગ એક છે, માટે એક ઘટરૂપ કાર્યજ ઉત્પન્ન થઈ શકે. બીજો પક્ષ પણ ન ચાલે કારણ કે જો કે ઘડા વિગેરેના જગોએ તેમના અવયવોનો અમુક જાતનો સંયોગ કારણરૂપે છે, તથાપિ દુધનો દહીં તથા ઘી રૂપે, અને જળનો બરફરૂપે પરિણામ જ્યાં થાય છે, તે સ્થળે તેમના અવયવોની ક્રિયા વિગેરેજ કારણ મનાય છે. વળી ત્યાં એક પછી એક એમ પરંપરાથી થતા સંયોગ ઉપર આધાર રાખતા અવયવો એક પછી એક એમ અનુક્રમે ઉત્પન્ન થવાથી દ્રવ્યની ઉત્પત્તિ થાય છે એમ માનવામાં "ગૌરવ×" નામે દોષ (પીલુ પાકવાદમાં) આવે છે, અને એવો કોઇનો અનુભવ પણ નથી કારણ કે અમુક જગાએ ફેલાતા દિવાના અજવાળા વિગેરેની ઉત્પત્તિ, તે અજવાળાનાં અવયવોની અનુક્રમે ઉત્પત્તિ થવાથી થાય છે એમ કોઇ અનુભવતું નથી. આવા અભિપ્રાયથી જ ભગવાન્ ભાષ્યકારે પણ કહ્યું છે કે "કાર્યરૂપ વસ્તુનો આરંભ પણ માત્ર અવયવોના સંયોગવડે નથી થતો, કારણ કે અવયવોનો બીજો કોઇ સંયોગ થયા વિના પણ દહિં બરફ આદિ કાર્યનો આરંભ જોવામાં આવે છે" આ ભાષ્ય ઉપર આનંદગિરિ સ્વામીની ટીકા આ રીતે છેઃ-"આદિ શબ્દવડે લવણ,આદિ વસ્તુ પણ સમજવી. દુધ આદિને જોઇએ તેવો તેમના અવયવોનો જે સંયોગ છે, તેથી નોખો સંયોગ જ્યારે દુધ આદિનું દહિં વિગેરે થાય છે ત્યારે બને છે, અને તે દહિં આદિ વસ્તુને અનુકૂલ છે, પણ દુધ અને દહિંના અવયવોમાં સયોગ દ્વિત્વ-એટલે જુદી જુદી વસ્તુઓનો થાય તેવો સંયોગ થતો નથી. એવો એ ભાષ્યનો અર્થ છે, કારણ કે દહિ વિગેરેમાં કાર્યરૂપ વસ્તુઓ છે તો પણ ભિન્નભિન્ન અનેક અણુ દ્રવ્યોથી તેનો આરંભ થયેલો હોય એ વાત ન્યાય પ્રક્રિયાનુસાર સદા. સિદ્ધ થતી નથી." વાદીએ કહ્યું હતું કે કાર્યરૂપ વસ્તુ પોતે કાર્ય હોવાથી, પોતાના કદથી વધારે નહાના કદની વસ્તુઓની હોય છે. પણ ભાષ્યકાર તથા તેના ટીકાકારના વચનથી આ વાદીના અનુમાનનું ખંડન થયું.

(ચાલુ)

કૃષ્ણશંકર હિરાશંકર પંડયા. બી. એ.

---

× થોડી વાત સ્વીકારવાથી કામ સરે તે છતાં ઘણી વાત સ્વીકારવી એ ગૌરવદોષ છે.

# ॥ देवापि अने मरू ॥

( અનુસંધાન પૃષ્ટ થી )

ભગવાન્ વ્યાસ ચારે વેદના પ્રણેતા છે; તેથી તેમને વેદવ્યાસનું નામ આપવામાં આવે છે. સૂક્ષ્મ વૈદિક સિદ્ધાન્તો સાધારણ માનવને પણ સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય થવા માટે તેમણે આ અલંકારિક વાર્તાઓ અને વૃત્તાન્તોના રૂપમાં પુરાણોની યોજના કરી; આવાં વૃત્તાંતોમાં ઉચ્ચ યોગ અને આત્મવિદ્યાનાં રહસ્યોનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. આના પછી થોડા સમયમાં મહર્ષિ શૌનકે એક મહાયજ્ઞ આરંભ્યો, તે સતત બાર વર્ષ પર્યંત પહોંચ્યો; આવા દીર્ઘ સમયના અંતરમાં જ્યાં આ યજ્ઞ ચાલતો હતો ત્યાં નૈમિષારણ્યમાં આ બધાંએ પુરાણો સંભળાવવામાં આવ્યા હતાં. આ પુરાણોની કથા કરનાર લોમહર્ષણના સુવિખ્યાત પુત્ર ઉગ્રશ્રવા સુત હતા: તેઓ જાતિ અને ધંધાએ એક સારથિ હતા, અને વ્યાસના પોતાના પણ એક શિષ્ય હતા; શૌનક અને તેમના સહચારિ ઋષિઓ શ્રોતાઓ હતા.

ધર્મની અવનતિ થતા અને અધર્મની ઉન્નતિ થતા, સ્વર્ગના દેવો બહુવાર ત્રાસ સહન નહિ થવાથી સ્રષ્ટા બ્રહ્માને પોતાના નિયામક અને પ્રેરક તરીકે પસંદ કરીને, પોષક વિષ્ણુના સુખી આવાસમાં પોતાનાં સંકટો દૂર થવા માટે આશ્રય લેવા ગયા.

તેમની પ્રાર્થનાઓ, આજીજીઓ, વિનતિઓથી પ્રસન્ન થઇને વિષ્ણુએ બ્રહ્માદ્વારા દેવોને નીચે પ્રમાણે જણાવ્યું:—

शम्भळे विष्णुयशसो गृहे प्रादुर्भवाम्यहम् ।
सुमत्यां मातरि विभोकन्यायां तन्निदेशतः ॥ ४ ॥
चतुर्भि र्भ्रातृभिर्देव करिष्यामिकलिक्षयम् ।
भवन्तो बान्धवादेवाः स्वांशेनावतरिष्यथ ॥ ५ ॥
इयं मम प्रिया लक्ष्मीः सिंहले संभविष्यति ।
बृहद्रथस्य भूपस्य कौमुद्यां कमलेक्षणा ।
भार्यायां ममभर्यैषा पद्मानाम्नी जनिष्यति ॥ ६ ॥
यातुयूयं भुवंदेवा स्वांशावतरणेरताः ।
राजानौ मरुदेवापी स्थापयिष्याम्यहंभुवि ॥ ७ ॥
पुनः कृतयुगं कृत्वाधर्मान् संस्थाप्य पूर्ववत् ।
कलिव्यालं संनिरस्य मयास्ये स्वालयं विभो ॥ ८ ॥

२-अध्यायः । प्रथमांशः—कल्कि पुराणम् ॥

" તમારી વિનતિથી હું શંભલ નામના ગામમાં જન્મ લેઇશ. વિષ્ણુયશસ નામનો બ્રાહ્મણ મારો પિતા થશે અને તેની પત્ની સુમતિ મારી માતા બનશે. હું મારા ચારે ભ્રાતાઓ સાથે દુરાચાર રૂપી કલિનો ક્ષય કરીશ. તમારે બધુરૂપ દેવોને પણ સ્વાંશવડે અવતાર લેવાનો છે અને મારા સાથમાં જોડાવાનું છે. આ મારી પ્રિયા લક્ષ્મી બૃહદ્રથ ભુપની કમલલોચના પત્નીને પેટે સિંહલ દેશમાં જન્મ લેશે. તે પદ્માના નામથી ખ્યાત બનશે. તમે દેવો પણ પોતપોતાના અંશાવતારો પૃથ્વી ઉપર લ્યો. હું પૃથ્વી ઉપર દેવાપી અને મરુ નામના રાજાઓને તેના શાસકો તરીકે સ્થાપીશ. હું પુનઃ કૃતયુગની સ્થાપના કરીશ અને પૂર્વની પેઠે જ ધર્મોની પણ સ્થાપના કરીશ. કલિ રૂપી વ્યાલનો વિનાશ કરીને હું મારા પોતાના લોકમાં ચાલ્યો આવીશ."

શ્લોક-૪-૮: અ-૨-અંશ-૧-કલ્કિ પુરાણ.

આ પછી કલ્કિ પ્રભુએ શંભલમાં વિષ્ણુયશસ અને લક્ષ્મીના પુત્રરૂપે જન્મ ધારણ કર્યો. તેમણે બૌદ્ધો અને મ્લેચ્છોનો પરાજય કર્યો, સમૃદ્ધિ લઇ લીધી, અને પોતાના લશ્કર સાથે કિકટ નગર છોડીને હરદ્વારની પડોશમાં પડાવ નાખ્યો. અહિંયાં અનેક મુનિયો તેમને વંદન કરવાને આવવા લાગ્યા. તેમ **તેની** તેમજ પૂજ્ય ગંગાજીની યોગ્ય પ્રાર્થના કરી.

इतितेषांवचः श्रुत्वाकल्कि प्राह जगत्पतिः ।
कावेतौ भवतामग्र महामत्वौ तपस्विनौ ॥ १० ॥
कथमत्रागतौस्तुत्वा गंगां मुदित मानसौ ।
कावा स्तुतिस्तु जाह्नव्यः उभयोर्नाम केचके ॥ ११ ॥
३. अध्याय, प्रथम अंशः । कल्कि पुराणम् ।

મુનિઓની સ્તુતિ સાંભળી વિશ્વના પ્રભુ સમાન કલ્કિ બોલ્યા, આ મહા સત્વ રૂપ આપના અગ્રે રહેલા તપસ્વિઓ કોણ છે? પછીથી કલ્કિ ભગવાને તેમને જ સીધેસીધું આ પ્રમાણે પૂછ્યુઃ—

" તમે શામાટે જાહ્નવીની સ્તુતિ કરો છો ? તમે કોણ છો ? તમારાં નામ શાં?"

શ્લોક-૧૦-૧૧. અ-૩-અંશ-૧-કલ્કિ પુરાણ.

આ ઉપરથી, પોતાના મહા સામર્થ્ય માટે સુવિખ્યા મરુ, હાથ જોડીને, શાંત હૃદયે, આવિનતાના ભાવ પૂર્વક આગળ આવ્યા અને પોતાનો વંશ આ પ્રમાણે જણાવ્યોઃ—

મરુએ કહ્યું, "તું સર્વજ્ઞ છે, છતાંએ તારી આજ્ઞાનુસાર માટે મારો અન્વય જણાવવો જોઇએ. કૃપા કરીને સાંભળો. મરુનો સૂર્યવંશ આ પ્રમાણે છે. બ્રહ્માના પુત્ર મરિચિ (સૂર્ય) થયા, તેમના નામાનુસાર વંશનું નામ મળ્યું. મરિચિના પુત્ર મનુ, મનુથી ઇક્ષ્વાકુ થયા. ઇક્ષ્વાકુના પુત્ર યુવનાશ્વ. યુવનાશ્વના પુત્ર માંધાતા. માંધાતાના પુત્ર પુરુકુત્સ.

ભાગવત પુરાણ અને અન્ય કેટલાક શાસ્ત્રાધારો અનુસાર માંધાતાને એક મુચુકુન્દ નામના પુત્ર પણ હતો.

स इक्ष्वाकु कुलेजातः मान्धातृ तनयो महान् ।
मुचुकुन्द इति ख्यातः ब्रह्मण्यो सत्य संगरः ॥

"તે ઇક્ષ્વાકુ વંશના માંધાતાનો પુત્ર છે; તેનું નામ મુચુકુન્દ છે; ધર્માચાર અને સત્યવાદિતા માટે તે વિખ્યાત છે. [પરંતુ મુચુકુન્દે દુનિયાનો ત્યાગ કર્યો, તેમનો કોઇ વંશજ નથી.]

પુરુકુત્સના પુત્ર અનરણ્ય, તેમના પુત્ર પ્રસદશ્યુ; તેમના પુત્ર હર્યશ્વ; તેમના પુત્ર ત્રિઅરૂણ; તેમના પુત્ર ત્રિશંકુથી મહા સમર્થ રાજા હરિશ્ચંદ્રનો જન્મ થયો. હરિશ્ચંદ્રના પુત્ર હારિત તેમના પુત્ર ભસક, તેમના પુત્ર વૃક, તેમના પુત્ર અસમંજ, અસમંજના પુત્ર અંશુમાન, તેમા પુત્ર દીલિપ, તેમના પુત્ર ભગિરથે પવિત્ર ગંગાજીને પૃથ્વી ઉપર આણ્યાં, તે ઉપરથી તેમને ભાગિરથીનું નામ મળ્યું છે. તેમના પુત્ર નભ, તેમના પુત્ર મહા બાહુ સિન્ધુદ્વિપ તેમના પુત્ર અયુતાયુ, તેમના પુત્ર ઋતુપર્ણ જેમણે બાર વર્ષના દેશવટાના સમયમાં નલરાજાને રક્ષણ આપ્યુ હતું. ઋતુ પર્ણના પુત્ર સુદાસ, તેમના પુત્ર સૌદાસ, તેમના પુત્ર પ્રાતઅશ્વક, તેમના પુત્ર મૂલક, મલકના પુત્ર દશરથ, તેમના પુત્ર એડાબીડ, તેમના પુત્ર વિશ્વસહ, તેમના પુત્ર ખાત્રાંગ, તેમના પુત્ર દીર્ઘબાહુ તેમના પુત્ર દીલિપ, તેમના પુત્ર રઘુ, તેમના પુત્ર અજ, તેમના પુત્ર દશરથ, તેમના પુત્ર વિષ્ણુના અવતાર રામ; રામના પુત્ર કુશ, તેમના પુત્ર અતિથિ, તેમના પુત્ર નિષધ, તેમના પુત્ર નાભ, તેમના પુત્ર પુંડરિક, તેમના પુત્ર ક્ષેમધન્વા, તેમના દેવાનિક, તેમના પારિપાત્ર, તેમના બલાહક: બલાહકના પુત્ર અર્ક, અર્કના રજનાભ, તેમના પુત્ર ખગણ. તેમના પુત્ર વિધૃત, તેમના પુત્ર હિરણ્ય નાભ, તેમના પુત્ર પુષ્પ, તેમના પુત્ર ધ્રુવ. તેમના પુત્ર સુદર્શન, તેમના પુત્ર અગ્નિવર્ણ, તેમના પુત્ર શિધ્રુ, આ મહા સમર્થ શિઘ્રરાજા મારા પિતાજી થાય છે. હું શિઘ્રનો પુત્ર છું. મારૂં નામ મરૂ છે; કેટલાક મને બુધ કહે છે, અને કેટલાક મને સુમિત્ર નામથી વ્યવહરે છે."

શ્લોક-૪-અ-૪-અંશ-૩-કલ્કિ પુરાણ

कलाप ग्राममासाद्य विद्धि सतपासि स्थितम् ।
तवावतारं विज्ञाय व्यासात्सत्यवती सुतात् ॥ ५ ॥
प्रतीक्ष्य कालंलक्षाब्दं कलेः प्राप्तस्तवान्तिकम् ॥ ६ ॥

अ-४-३-अंशः । कल्कि पुराणम् ।

ધાતાથી ચોપનમા વંશજ થાય છે; હરિશ્ચંદ્રથી સુડતાલીશમા વંશજ અને ભગિરથથી ચાલિશમા વંશજ થાય છે; રામચંદ્રથી બાવીશમા વંશજ તે છે. આ પ્રમાણે મરુની ઉત્પત્તિ સૂર્યમાંથી મળી આવે છે; તેઓ જાતે શ્રીરામચંદ્રના પોતાના સીધેસીધા અન્વયમાં ઉતરી આવેલા છે.

कल्किरुवाच॥—
ज्ञातस्तवान्वयं त्वाञ्च सूर्यवंश समुद्भवम् ।
द्वितीयः कोऽपरः श्रीमान् महा पुरुष लक्षणः ॥ ७ ॥
अ-९-अंश-३-कल्कि पुराणम् ॥

"હવે મેં તમારા અન્વયનો ક્રમ જાણ્યો છે. તમારો સૂર્યવંશોદ્ભવ પણ મારા સમજવામાં આવ્યો છે. આ ઉપરાંત તમારા સાથમાં એક અન્ય વ્યક્તિ છે. તેમનો ભવ્ય દેખાવજ તેમની મહત્તા દર્શાવી આપે છે. તેમનોમાં મને મહાપુરુષ-મહાત્માનાં લક્ષણો જણાય છે. તે કોણ છે ?"

શ્લોક-૭-અ-૪-અં-૩-કલ્કી પુરાણ.

इति कल्कि वचः श्रुत्वा देवापिर्मधुराक्षरम् ।
वाणीं विनयसम्पन्नः प्रवक्तुमुपचक्रमे ॥ ८ ॥
अ-४-अं-३-कल्कि पुराणम् ।

દેવાપિએ આ પ્રમાણે કલ્કિ ભગવાનની મધુર વાણિ સાંભળીને, વિનયપૂર્વક નીચે પ્રમાણે જણાવ્યું:—

શ્લો-૮-અ-૪-અં-૩-કલ્કિ પુરાણ.

"દેવાપિનો ચંદ્રવંશ નીચે પ્રમાણે છે:—

મહાન પ્રલય પછી તારી નાભિમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા, તેમના પુત્ર અત્રિ, તેમના પુત્ર ચંદ્ર, જેમના નામ ઉપરથી આ વંશને ચંદ્રવંશનું નામ મળ્યું છે. ચંદ્રના પુત્ર બુધ, તેમના પુત્ર પણુંરવા, તેમના પુત્ર આયુ, તેમના નહુષ, તેમના યયાતિ, તેમના પુરુ, તેમના પ્રચિન્વત, તેમના પ્રવિર, તેમના મનસ્યુ, તેમના અભયદ. તેમના પુત્ર સુધન્વા થયા, તેમના સુબાહુ થયા, તેમના સંપાતિ થયા, તેમના રહંપાતિ થયા, તેમના રૈદ્રાશ્વ થયા, તેમના ઋચેયુ થયા, તેમના મતિમાર થયા, તેમના જંસુ થયા તેમના સુરોધ થયા, તેમના દુષ્મન્ત થયા; આ દુષ્મન્ત રાજા સદા-ખ્યાત શકુન્તલાને પરણ્યા. તેમના પુત્ર ભરત થયા જેમના નામ ઉપરથી હિંદને ભારત વર્ષનું નામ આપવામાં આવ્યું છે. ભરતના પુત્ર ભરદ્વાજ, તેમનાથી વિતથ થયા, તેમનાથી સુહોત્ર થયા, તેમનાથી બૃહત્ક્ષેત્ર થયા, તેમનાથી હસ્તિ થયા, આ હસ્તિએ ( વર્તમાન દિલ્હી ) હસ્તિનાપુરની સ્થાપના કરી. હસ્તિના પુત્ર અજમિઢ થયા, તેમનાથી ઋક્ષ થયા. તેમનાથી સંવરણ થયા, તેમનાથી કુરુ થયા, તેમના નામાનુસાર ચંદ્ર વંશને કુરુ વંશનું નામ આપવામાં આવ્યું, મહાન્ યુદ્ધક્ષેત્રને પણ કુરુક્ષેત્રનું

પુણ્યક્ષેત્રનું નામ પ્રાપ્ત થયું, કુરુના પરિક્ષિત થયા, તેમના પુત્ર જનમેજય, તેમના સુરથ થયા, તેમના વિદુરથ થયા, તેમના ઋક્ષ થયા, તેમના દિલિપ થયા (આમને ભીમસેનનું નામ પણ આપવામાં આવે છે.) દિલિપના પુત્ર પ્રતિપ થયા, હે જગત્પ્રભુ! હું પ્રતિપનો પુત્ર થાઉં છું મારૂં નામ દેવાપિ છે."

આ પ્રમાણે આપણે જોઇએ છીએ, કે દેવાપી. ઇશ્વર-નારાયણથી એંતાલીશમા વંશજ છે અને બ્રહ્માથી એકતાલીશમા વંશજ છે; ચંદ્રથી ઓગણચાલીશમા અને મહારાજા યયાતિથી ચોત્રીશમા તથા તેમના પુત્ર પુરુથી તેત્રીશમા, આ દુષ્યન્તથી વીશમા, તથા તેમના પુત્ર ભરતથી ઓગણીશમા, મહા રાજા હસ્તિથી ચૌદમા, વિખ્યાત કુરુથી નવમા વંશજ છે. અત્રે ચંદ્ર વંશનો ક્રમ સમાપ્ત થાય છે.

દેવાપિએ આગળ ચલાવ્યું,—

राज्यं शान्तनवेदत्वातपस्येकाधियाचिरम् ।
कलाप ग्राम मासाद्यत्वां दिदृक्षु,रेहागतः ॥ २० ॥
अ-४-अंश-३-कल्कि पुराणम् ।

"મારૂં રાજ્ય મારા નાના બંધુ શાન્તનુને આપી દેઇને, આ બધીએ સમય થયાં કલાપ નામના ગ્રામમાં હું તપ અને ધ્યાનમાં લાગેલો હતો. અત્રે હું આપનેનમન કરવાને આવ્યોછું."

શ્લો-૨૦-અ-૪-અં-૩-કલ્કિ પુરાણ.

कल्किरुवाच ।—
युवां परमधर्मज्ञौ राजानौ विदितावुभौ ।
मदादेशकरौ भूत्वानिजराज्यं भविष्यथः ॥ २३ ॥
मरोत्वामभिषेक्ष्यामिनिजायोध्यापुरेऽधुना ।
हत्वाम्लेच्छान धर्मिष्ठान् प्रजाभूत विहिंसकान् ॥ २४ ॥
देवापे तव र ज्येत्वां हस्तिनापुर पत्तने ।
अभिषेक्ष्यामि राजर्षेहत्वा पुक्वसकानरणे ॥ २६ ॥
अ-४-अं-३-कल्कि पुराणम् ।

કલ્કિએ કહ્યું,—

"તમે ઉભયે પરમ ધર્મજ્ઞ રાજાઓ છો, એ મારા જાણવામાં છે. હવે મારી આજ્ઞાનુસાર તમારે દરેકે પોતપોતાના રાજ્યમાં રાજા થવાની જરૂર છે. અને, હે મરુ! દુરાચારી અને ત્રાસ કર્તા મ્લેચ્છોનો પરાભવ કર્યા પછી હું તારો તારા રાજ્યની રાજધાની અયોધ્યા નગરમાં રાજ્યાભિષેક કરીશ. ઠીક, હે રાજર્ષિ દેવાપિ પકવસોને રણમાં હણ્યા પછી, તારા રાજ્યની રાજધાની હસ્તનાપુરમાં હું તારો રાજા રૂપે અભિષેક કરીશ"

શ્લો-૨૩-૨૫-અ-૪-અંશ-૩-કલ્કિ પુરાણ.

कल्किरुवाच ।—

विशाखयूप भूपाल स्तनयां विनयान्विताम् ।
विवाहे रुचिरापासो सुन्दरीं तांपदास्यति ॥ २९ ॥
मरो भूपाल लोकानां स्वस्तये कुरु मेवचः ।
रुचिराश्वसुतां शान्तां देवापेत्वं समुद्वह ॥ ३० ॥

કલ્કિએ કહ્યું:—

"હે મરુ! રાજા વિશાખયુપ તને પોતાની અત્યંત સુંદિર અને કુશલ પુત્રિ સાથે પરણાવશે. લોકોના કલ્યાણને માટે હે મરુ, તમારે રાજા બનીને મારી સલાહ અનુસાર વર્તવું જોઇએ. હે દેવાપિ! તમારે પણ રાજા રૂચિરાશ્વની રૂચિર અને પ્રિય પુત્રિ શાન્તાનું પાણિ ગ્રહણ કરવાનું છે"

શ્લો-૨૯-૩૦-અ-૪-અંશ-૩-કલ્કિ પુરાણ.

( ચાલુ )

---

# ॥ भाविमां आवनारी मानवजाति ॥

( અનુસંધાન ગતાંકથી. )

——x—*—x——

## પ્રકરણ ૭.

આ વિશાલ ભવનમાંથી એક કોટડી ખાસ મારા ઉપયોગ માટે જ અલગ કાઢી આપવામાં આવી હતી. આ કોટડીને સૌંદર્ય ભરી અને તરંગી રીતે શણગારવામાં આવી હતી, પરંતુ અત્રે સમાજના વધારે ઉપયોગમાં આવતા ખંડોમાં નજરને આંજી નાખતો ધાતુ કામનો અથવા ઝવાહિરોનો ઝગઝગાટ જોવામાં આવતો નથી. ભીંતો ઉપર રેશાઓના દાંડા અને રેષાઓવડે ગુંથેલા વિવિધ રંગના ચખ લટકાવવામાં આવ્યા હતા; ભૂમિ ઉપર પણ એવાજ પ્રકારની શેતરંજી બીછાવવામાં આવી હતી.

પલંગને મચ્છરદાની જેવા પડદાઓ નાખવામાં આવ્યા નહતા; તેના લોહના પાયા સ્ફટિકના ગોળાઓ ઉપર ગોઠવવામાંઆવ્યા હતા; ચાદરો રૂને મળતા આવતા એક પ્રકારના ઝીણા ધોળા પદાર્થની બનાવેલી લાગતી હતી. ત્યાં આગળ છૂટી છવાઇ પુસ્તકો ગોઠવેલી અભરાઇઓ આવેલી હતી. એક પડદાવાળા ગોખમાંથીગાયક-પક્ષિઓથી ભરેલી એક પક્ષિશાલામાં જવાતું હતું; તેમાંનું એક પણ મેં દુનિયા ઉપર જોયલાં પક્ષિઓ સાથે મળતું આવતું ન હતું; માત્ર કબુતરની એક પ્રકારની સુંદિર જાતિ સહજસાજ ઓળખવામાં આવતી હતી, પરંતુ આ જાતિના મસ્તક ઉપર ભૂરાં પીછાંની એક કલગી આવેલી હતી, એટલી

બાબતમા તે આપણા કણ્ઠતરોથી ભિન્ન પડી આવતી હતી આ બધા પક્ષિઓને કૃત્રિમ રાગે ગાવાની કેળવણી આપવામા આવી હતી, આપણા નાનારા પક્ષિઓ કરતા આમની કુશળતા ઘણીજ વધી ગયેલી લાગતી હતી, આપણા પક્ષિઓ ભાગ્યેજ એક બે કરતા વધારે રાગ ગાઈ શકે છે અને તે પણ મારા માનવા પ્રમાણે એક તાનમા ગાઇ શકતા નથી મારી પક્ષિશાળાના સ્વરો સાભળીને કોઈ પણ પોતે જાણે કે સંગીત-નાટકમા આવ્યો હોય એમજ ધારી લે આમા બેને, ત્રણને, ચારને અને બધાને સામટા ગાવાના ગાયને સાભળવામા આવતા હતા આ સર્વને જાણે કે સગીતના એક એક ટૂકડામા ગોઠવવામા આવ્યા હતા મારે પક્ષિઓને ચૂપ પાડવાની જરૂર છે? મારે માત્ર પક્ષિશાળા ઉપર એક પડદો ઢાકવાનો હતો અને તેઓ અધારમા આવી પડેલા હોવાથી તેમનુ સગીત એકદમ બધ થઇ જતુ એક બીજા ગોખમા બારીની યોજના કરવામા આવી હતી તેમા કાચ જડેલા નહતા પરતુ એક કમાનને સ્પર્શ કરતા જમીન ઉપરથી એક ઢાકણુ ઉચે ચઢતુ, માત્ર રતા આઠા પાર દર્શક પદાર્થનું તે બનાવવામા આવ્યુ હતુ છતાએ બહારના પ્રદેશનો ઝાખોઝાખો દેખાવ જોઇ શકાય એટલા પૂરતુ તે પારદર્શક હતુ આ બારી સાથે એક ઝરૂખો અથવા એક પ્રકારનો લટકતો બાગ જોડવામા આવ્યો હતો તેમા અનેક આર્દ્ર ભરપુર રોપાઓ અને મોહક પુષ્પો ખીલી રહ્યા હતા આ કોટડી અને તેના ઉપસ્કારોનો આ પ્રમાણે એક એવા પ્રકારનો દેખાવહતો કે જે વીગતવાર રીતે નવાઇ પમાડે એવા હતો છતા એ એક સમગ્ર સ્વરૂપે વર્તમાનકાળની ભોગવિલાસની ભાવનાઓને જાણીતો હતો એકાદ ઉમરાવજાદીના અથવા એકાદ ફક્કડ સાક્ષરના ખડ જોડે આવા ઉપસ્કર યોજવામા આવે તો ભાગ્યે જ કોઇને પણ અચબો પમાડવા વિના રહે મારા આવતા પહેલા આ કોટડીમા વિદ્યુલ્લતાનો વાસ હતો તેણે આતિથ્યભાવપૂર્વક તે મારા વાસ માટે મને કાઢી આપી હતી

મા ! ગત પ્રકરણમા વર્ણવેલા જાગ્રત બનવાના થોડાક કલાક પછી હું મારા ખાટમા એકલો પડયો પડયો જે લોકના મધ્યમા હું આવી લાગ્યો હતો તેમની પ્રકૃતિ અને જાતિ વિષે અનુમાન દ્વારા મારા વિચાર નક્કી કરવાની ગડમથલમા મશગૂલ બન્યો હતો તેવામા મારા ગૃહ-પતિ અને તેમની પુત્રી વિદ્યુલ્લતા મારી કોટડીમા આવ્યા હજુ તે મારી માતૃભાષા બોલતા માગ ગૃહ પતિએ અત્યત વિનય સહિત તપાસ કરી કે મને વાત ચીત ચલાવવાનુ રૂચતું આવશે અથવા મારી મરજી માફક એકાતમા મુગા બેસી રહેવાનું ગમશે મે ઉત્તર વાળ્યો કે જ્યા હું એક અણજાણ્યા જેવો છુ એવા એક દેશમા મને મળેલા આતિથ્ય અને આદરભાવ માટે મારો આભાર દર્શાવવાનો મને પ્રસગ આપવા સારૂ હું મારી જાતને અત્યત માન અને કૃપાપાત્ર બનેલી માનું છુ અજ્ઞાનદ્વારા અપમાન ના થવા માટે તમારી જાતિની રૂઢિયો અને રીવાજો પૂરતી રીતે શિખવાનો મને પ્રસગ પ્રાપ્ત થવા માટે પણ તમને ધન્યવાદ આપુ છુ

હું બોલતો હતો તેવામા અનબત મારા ખાટમા બેઠો થયો હતો મારા અસંત ગભરાટ વચ્ચે વિદ્યુલ્લતાએ મને ફરીથી સુઈ જવાની ઇચ્છા અજ્ઞા કરી તેના અવાજ અને ચક્ષુમા, ઉભયે નમભાવવાળા હોવા છતા એવુ કઇક હતું કે જેથી મને આધિન થવાની ફરજ પડી પછીથી તે મારા પલગની નીચે બીલકુલ લક્ષ ના આપતી હોય એવા દેખાવથી બેઠી, થોડાક દૂર છેટે પડેલા એક નાના ખાટ ઉપર તેના પિતાએ સ્થાન લીધુ

"પરંતુ તમે દુનિયાના કયા ભાગમાંથી આવો છો," મારા ગૃહ-પતિએ પૂછયું, "કે અમે તમને અને તમે અમને આટલાં બધાં નવાઇ ભરેલાં લાગીએ છીએ ? અમારાથી જુદી પડી આવતી લગભગ બધીએ જાતિઓના એક એક નમુના મારા જોવામાં આવ્યા છે; ખેડાયા વિનાની પ્રકૃતિનાં અત્યંત ઉજ્જડ અને દૂરનાં પોલાણોમાં વસનારી, જ્વાલામુખીના અગ્નિમાંથી મળી આવતા પ્રકાશ વિના અન્ય પ્રકાશથી અણજાણી, અનેક પેટે ચાલનારી, લચડીને ચાલનારી અને ઉડીને પણ જનારાં પ્રાણી પક્ષિઓની પેઠે અંધારામાં પોતાનો માર્ગ શોધવાની માથાકુટ કરનારી મૂલ ઝમાનાની જંગલી જાતિના નમુનાથીજ હું ઓળખીયે નથી. પરંતુ ખાત્રીથી તમે આવી જંગલી જાતિઓમાંના એક માનવિના હોવા જોઇએ, તેમજ બીજી પાસાથી તમે કોઈ સુધરેલા લોકમાંથી આવતા હો એવાં જણાતા નથી."

આ છેલ્લો વિચાર સાંભળીને થોડા ઘણા ચીડવાઇને મેં ઉત્તર આપ્યો, કે દુનિયાની એક ઘણીજ સુધરેલી પ્રજામાંથી મારૂં ઉતરી આવવું થયું છે; પ્રકાશના સંબંધમાં વિચાર ચલાવતાં, સૂર્ય કીરણોથી નહિ ભેદાયલા પ્રદેશોને પ્રકાશિત બનાવવાને મારા ગૃહ-પતિ અને તેમના સાથી શહરીઓએ બુદ્ધિપૂર્વક અને ખર્ચનો હિસાબ કર્યા વિના યોજેલી યોજનાઓ જોઇને મને અચંબો થઇ આવે છે, છતાંએ આકાશીય ગૃહોને એકવાર પણ જોનાર તેમની પ્રભાને, માનવિની જરૂરીઆતોએ યોજી કાઢેલા કૃત્રિમ દીપકોની પ્રભા સાથે શી રીતે સરખાવી શકશે, એ મારી કલ્પનામાં પણ ઉતરી શકતું નથી. પરંતુ મારા ગૃહ-પતિએ કહ્યું હતું, કે તેમણે તેમનાથી ભિન્ન પડી આવતી લગભગ બધી જાતિઓના નમુના, માત્ર તેમણે દર્શાવેલી ખરાબ જંગલી જાતિના નમુના વિના જોયા છે, હવે, શું એમ સંભવે કે તે કોઇ કાલે પૃથ્વિની સપાટી ઉપરજ નહિ આવ્યા હોય અથવા તેનાં આંતરડાંમાં દટાયલી જાતિઓ વિષેજ માત્ર તેઓ બોલતા હશે ?

મારા કુલ-પતિ થોડીકવાર સુધી ચૂપ ચૂપજ રહ્યા; ગમે તેવો અદ્દભૂત હોય તોપણ કોઇ પણ બનાવ જોઇને આ જાતિના લોક ભાગ્યેજ દર્શાવે છે તેવો અચંબાનો ભાવ તેમના મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવ્યો. પરંતુ વિદ્યુલ્લતા વિશેષ બુદ્ધિશાળી હોવાથી મોટેથી બોલી ઉઠી, "પિતાજી, આ પ્રમાણે તમારા સમજવામાં આવ્યું હશે, કે પ્રાચીન પરંપરાથી ચાલી આવતી કિંવદન્તિમાં સત્યનો સમાવેશ થાય છે; સર્વે જમાનાઓમાં સર્વે જાતિઓથી સામાન્ય રીતે મનાતી દરેક દંતકથામાં હમેશાં સત્યનો સમાવેશ થાય છે."
"વિદ્યુલ્લતા," મારા ગૃહ-પતિએ ધીમેથી કહ્યું, "તું ઋષિ-શાલામાં કાર્ય કરે છે તેથી મારા કરતાં વધારે બુદ્ધિશાળી હોવી જોઇએ; પરંતુ જ્યોતિ-રક્ષક-મંડલના ઉપરિ તરીકે કોઇપણ ચીજ મારી પોતાની ઇન્દ્રિયોના પુરાવા તરીકે સાબીત ના થાય ત્યાં સુધી તે ના કબુલ કરવાનું મારૂં કર્તવ્ય છે." પછીથી તેમણે મારા તરફ ફરીને પૃથ્વિના ઉપરિતલ વિષે અને આકાશીય ગૃહો વિષે મને ઘણા પ્રશ્નો પૂછયા; આ ઉપરથી જો કે મેં મારા ઉત્તમોત્તમ જ્ઞાનાનુસારે તેમને ઉત્તર આપ્યા છતાંએ તેથી તેમને સંતોષ થયો હોય અથવા ખાત્રી થઇ હોય એમ મને લાગ્યું નહિ. તેમણે શાંતિથી મસ્તક ધૂણાવ્યું અને એકાએક વિષ-

યાંતર કરીને, તેમને કહેવાતું ગમતું હતું તેમ એક દુનિયામાંથી બીજી દુનિયામાં હું શી રીતે આવ્યો એ વિષે તેમણે પૃચ્છપરચ્છ ચલાવી. મેં ઉત્તર વાળ્યો કે પૃથ્વીના પડ નીચે સર્વ પ્રકારની કલાઓ અને ધંધાઓમાં તથા અમારી જરૂરીઆતો માટે અતિ અગત્યની ધાતુઓ અને ખનીજ પદાર્થોની ખાણો આવેલી હોય છે; પછીથી મેં ટુંકામાં ખુલાસો કર્યો કે આવી એક ખાણમાં તપાસ ચલાવતા હતા તેવામાં કેવી રીતે મારા અને મારા કમનશીબ મિત્રને અમે જે પ્રદેશમાં ઉતરી આવ્યા હતા તેની ઝાંખી થઇ હતી; ઉતરવામાં તેને કેવી રીતે જીંદગીનો ભોગ આપવો પડયો તે પણ મેં સમજાવ્યું; મારી વાર્તાની સત્યતાના એક પૂરાવા તરીકે મને જે ગૃહમાં પ્રથમ આવકાર આપવામાં આવ્યો હતો ત્યાં આગળ બાળકે આણેલો દોર અને ભેરવવાના સ્ક્રુવાળા આંકડાઓનો મેં આધાર દર્શાવ્યો.

મારા કુલ-પતિએ પછીથી ઉપરિ દુનીયામાં આવેલી જાતિઓની ટેવો અને જીવન વહનની રીતિ વિષે પ્રશ્ન કર્યો; એ સુધારામાં ઘણીજ આગળ વધેલી ગણાતી જાતિઓ વિષે ખાસ કરીને તેમની જાણવાની જીજ્ઞાસા હતી; આનંદપૂર્વક તેમણે સુધારાની વ્યાખ્યા એવી આપી કે "એક સદાચારી અને સુવ્યવસ્થિત કુટુમ્બમાં પ્રવર્તતા શાંતિ ભર્યા સુખને એક જાતિમાં બધે પસરાવવાની કલા." જે દુનિયામાંથી હું આવ્યો હતો તેને ઉત્તમોત્તમ વર્ણમાં ચિતરવાની સ્વાભાવિક ઇચ્છાથી યુરોપ, હિંદ આદિ દેશોની પ્રાચીન અને નાશ પામતી સંસ્થાઓ વિષે મેં સહજસાજ છતાંએ છૂટથી વર્ણન આપ્યું; પેલા વિજયી અમેરીકન પ્રજાસત્તાક રાજ્યની વર્તમાન કાલની જાહોજલાલી અને ભાવિ ઉત્કર્ષ વિષે વિસ્તારથી વર્ણન ચલાવવા માટે મેં ઉપર પ્રમાણે કર્યું; એવા રાજ્યની ભાવિ ભાવનામાં યૂરપ દ્વેષભાવ સહિત પોતાનું એક દૃષ્ટાંત શોધી રહ્યું છે અને ધથરતે ધથરતે તેના વિનાશનું ભાવિ સૂચન આપી રહ્યુ છે. યૂનાઇટેડ સ્ટેટસના સામાજીક જીવનના એક દૃષ્ટાંત રૂપે અતિ શીઘ્ર પ્રગતિ પામનાર પેલા શહરને પસંદ કરીને મેં ન્યૂ-યોર્કની સદાચારી ટેવોનું રસ ભર વર્ણન વિસ્તારથી ચલાવ્યું. મે પ્રથમ ધારી હતી તેવી ધારેલી અસર મારાથી ઉપજાવી શકાઇ નહિ એમ મારા શ્રોતામંડલની મુખાકૃતિઓ જોતાં મને ઘણું લાગી આવવાથી મેં મારા વૃત્તાંતને વિશેષ રસભર બનાવવા માંડયુ; પ્રજા સત્તાક રાજ્ય સંસ્થાઓની શ્રેષ્ઠતા, પાક્ષિક રાજ્ય વ્યવહારને લીધે તેનાથી થતી શાંતિ ભર્યા સુખની વૃદ્ધિ વિષે મેં વર્ણન ચલાવ્યું; સત્તાના ઉપયોગ માટે અને માનની પ્રાપ્તિ સારુ, સમૃદ્ધિ, કેળવણી અને ચારિત્રની બાબતમાં સાધારણ દશાના શહરીઓને પસંદ કરીને સમગ્ર જાતિમાં એ લોક આવા સુખનો શી રીતે પ્રચાર કરે છે તે પણ મેં દર્શાવી આપ્યું. કાયદા ઘડનારી મંડલિના એક છટાદાર વક્તા સભ્યે (આ મંડળમાં આયનો મત મેળવવા માટે જેમાં મારા બંને બંધુઓ છે એવી એ રેલ્વે કંપનીએ હમણાંજ વીશ હજાર મહોરો આપી હતી.) અમેરિકન પ્રજાસત્તાક રાજ્યની શુદ્ધિકર અસરો અને તેમનો દુનિયામાં ભાવિ પ્રચાર, એ વિષે આપેલા એક વ્યાખ્યાનનો છેલો ભાગ સદ્ ભાગ્યે મને યાદ આવવાથી માનવ જાત ઉપર હસિ રહેલા ભભકતા ભાવિ વિષેનાં ચકચકતાં ભાવિ કથનો કહી સંભળાવીને મેં ટૂંકામાંજ પતાવ્યું—જે સમયે સમગ્ર ખંડ ઉપર સ્વાતંત્ર્યનો સૂર્ય ફરકી રહેવોજ જોઇએ

અને નાનપણથીજ રીવોલ્વરોના દરરોજના ઉપયોગથી ટેવાયલા વીશ કરોડ બુદ્ધિશાળી શહરીઓ પગ વાળીને બેસી રહેતી એક દુનિયાને દેશ-વીર મનરોનો સિદ્ધાંત લાગૂ પાડશે.

હું મારૂં વૃત્તાંત પૂરૂં કરી રહ્યો ત્યારે મારા ગૃહ-પતિ ધીમેથી મસ્તક ધૂણાવીને ઉંડા વિચારમાં ઉતરી ગયા હોય એમ જણાયું; પોતે ચિંતવનમાં લાગ્યા હતા તેવામાં મને અને તેમની પુત્રીને તેમણે ચૂપ રહેવાની નીશાની કરી હતી. થોડા સમય પછી તેમણે અતિ આતુર અને ગંભીર અવાજે કહ્યું, "તમો એક અણુજાણ્યા પુરૂષ હોવા છતાં તમારો મારા અને મારાંનાના હાથે સારો આદરસત્કાર થયો છે, એમ તમે જણાવો છો તેમ જો ખરે-ખરૂં ધારતા હોતો, તમે જે દુનિયામાંથી આવો છો એ વિષે અમારા લોકમાંના બીજા-ઓને, હું તમને વિચારીને તેમ કરવાની રજા ના આપું ત્યાં સુધી કંઇ પણ કહેવું નહિ, એ વિષેના હું તમને સોગંદ આપું છું. તમે આટલી વિનતિ સ્વીકારશો ?"

"ખાત્રીથી આપ કહો છો તેમ વર્તવાના હું કસમ લઉં છું," થોડી ઘણી નવાઇ સાથે મેં કહ્યું; મેં મારો દક્ષિણ હસ્ત તેમના હસ્તના ગ્રહણ માટે પસાર્યો. પરંતુ તેમણે મારા હસ્તને ધીમેથી તેમના કપાળ ઉપર અરાડ્યો, અને તેમના દક્ષિણ હસ્તને મારી છાતી ઉપર મૂક્યો; આ જાતિમાં વચન આપવાની અથવા કસમ લેવાની બાબતમાં આવી રૂઢિનો પ્રચાર છે- પછીથી તેમની પુત્રી તરફ ફરીને તેમણે કહ્યું," અને વિદ્યુલ્લતા, અણુજાણ્યા પુરૂષે જે જે કહ્યું છે તે તથા આપણા કરતાં એક બીજી દુનિયા વિષે મને અથવા તને જે જે હવે કહે તે સર્વ બીજા કોઇના પણ આગળ તારે પણ કહી બતાવવાનું નથી. વિદ્યુલ્લતાએ ઉભાં થઇને પિતાને ચુંબન કર્યું અને હસતે હસતે ઉમેર્યું, "મારા જેવી બાળાની જીભ બહુ બોલી હોય છે, પરંતુ પ્રેમ તેને કઠિન બંધનમાં બાંધી શકે છે. આપણી પાર આવેલી દુનિયાની શોધ ચલાવવાની ઇચ્છાથી મારા અથવા તમારા મુખમાંથી નિકળી જતા એકાદ બે આકસ્મિક વાક્યો વડે આપણી જાતિ સંકટમાં સપડાઇ જાય, એવા પ્રકારનો જો પિતાજી તમને ભય લાગતો હોય તો, શું યથાર્થ રીતે યોજવામાં આવેલી સિદ્ધ-શક્તિના એક આંદોલન વડેજ આપણે અણુજાણ્યા પુરૂષને જે જે કહેતાં સાંભળ્યું છે તે સર્વના સ્મરણનો પણ મસ્તકરૂપી ખજાનામાંથી નાશ કરી શકીશું નહિ ?"

"સિદ્ધ-શક્તિ એટલે શું ?" મેં તપાસ ચલાવી.

આ ઉપરથી વિદ્યુલ્લતાએ એક પ્રકારનો ખુલાસો કરવા માંડ્યો, તેથી મારાથી તો ઘણું થોડું સમજી શકાયું, કારણ કે હું જાણુંછું તેવી કોઇ પણ ભાષામાં સિદ્ધ-શક્તિનો એક બરોબર પર્યાય શબ્દ એક પણ મળી આવતો નથી; હું તો આવી શક્તિને વિદ્યુતનું જ નામ આપુ છું, માત્ર એ ઉભયમાં એટલોજ ફેર લાગે છે, કે આ શક્તિની અનેકવિધ શાખાઓમાં પ્રકૃતિની અન્ય શક્તિયોનો સમાવેશ કરી લેવામાં આવે છે; આપણા પદાર્થ વિજ્ઞાનની પરિભાષામાં આ શક્તિને ચુંબકત્તત્વ, વિદ્યુત્તત્વ આદિ જેવાં ભિન્ન ભિન્ન પ્રકારનાં નામ આપવામાં આવે છે. આ લોકનું એવું ધારવું છે, કે આવી શક્તિ પ્રાપ્ત થવાથી

તેઓ પ્રાકૃતિક શક્તિ સંબંધી કારણોની એકતાપર્યંત આવી પહોંચ્યા છે; ઉપરની દુનિયાના અનેક તત્ત્વ વેત્તાઓએ આવા પ્રકારની એકતા વિષે અનુમાન કર્યાં છે; આવી એકતાને ફેરાડે આ પ્રમાણે વિશેષ સંભાળ ભર્યા શબ્દમાં "અનુબંધનું" નામ આપે છે;—

"પ્રાકૃતિક જ્ઞાન માટે અન્ય અનેક પ્રેમ ધરાવનારાઓના સાથમાં સામાન્ય રીતે મારા ધારવા પ્રમાણે લગભગ એક નિશ્ચયપર્યંત પહોંચતો, ઘણા સમયથી હું એક એવો અભિપ્રાય બાંધતો આવ્યો છું કે," એ સુવિખ્યાત પ્રયોગ-વિશારદ કહે છે, "જે જડની શક્તિયો અનેક સ્વરૂપે આવિર્ભાવ પામતી જણાય છે તેમનું એક સાધારણ ઉત્પત્તિસ્થાન છે; અથવા અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો એ સર્વે એટલા બધા સીધેસીધા સંબંધવાળી તથા પરસ્પર આધારવાળી છે, કે તેમને જાણે એક બીજાના સ્વરૂપમાં પલટાવી શકાય છે; તેમના કાર્ય પરત્વે પણ તેમના સત્તાના સમાનઅંશો આવેલા હોય છે."

આ ભૂ-ગર્ભવાસિ તત્ત્વવેત્તાઓ એમ સિદ્ધ કરે છે, કે સિદ્ધ-શક્તિની માત્ર એક પ્રકારની ક્રિયા વડે (જેને કદાચ ફેરાડે "આકાશીય ચુંબક તત્ત્વનું" નામ આપે) તેઓ ઉષ્ણતાની વિવિધતાઓમાં અસર ઉપજાવી શકે છે—સાદા શબ્દોમાં કહીએ તો હવામાનમાં ફેરફાર કરી શકે છે; પ્રાણવિનિમય, વિદ્યુન્માનસ શાસ્ત્ર, પ્રબલ પ્રાણવહન વિદ્યા ઇત્યાદિ વિદ્યાઓની ક્રિયાઓને મળતી આવતી પરંતુ સિદ્ધ શક્તિના ચાલકો દ્વારા શાસ્ત્રીય રીતે ઉપયોગમાં લેવાતી અન્ય પ્રકારની ક્રિયાઓ વડે તેઓ પ્રાણીઓ અને વનસ્પતિના મન અને દેહો ઉપર અસર ઉપજાવી શકે છે, આ પ્રમાણે એટલી બધી હદ સુધી વર્તવામાં આવે છે, કે આપણા સિદ્ધ પુરૂષોનાં વૃત્તાંતો પણ તેમની બરોબરી કરી શકતાં નથી. આવી સર્વ પ્રકારની શક્તિઓને તેઓ "સિદ્ધ-શક્તિના" સામાન્ય નામથી વ્યવહરે છે. મૂર્ચ્છા અથવા વિશ્વદર્શન વડે મનની સર્વ પ્રકારની શક્તિયોને જાગ્રત દશામાં અજ્ઞાત એવી એટલી બધી હદ સુધી ખીલાવી શકાય છે, એ દશામાં એક મસ્તકના વિચારોને અન્ય મસ્તકમાં મોકલી શકાય છે અને આ પ્રમાણે જ્ઞાનનો ઝપાટાબંધ અદલો બદલો કરી શકાય છે, એટલી બાબત મારી દુનિયામાં જાણીતી હતી કે નહિ એ વિષે વિધુલતાએ મને પૂછ્યું. મેં ઉત્તર વાળ્યો, કે આવી મૂર્ચ્છા અથવા દિવ્ય દર્શનની વાર્તાઓ અમારામાં પ્રચલિત છે; પ્રાણ વિનિમયની વિશ્વ-દ્દષ્ટિની પેઠે આવી બાબતો કૃત્રિમવાત શી રીતે થઇ શકે છે એ વિષે મેં થોડુ ઘણું જોયું છે અને ઘણું ઘણુ સાંભળ્યું છે; થોડે ઘણે ભાગે આવિ વિદ્યાઓને ઢોંગ ધતુરાઓમાં ઉતારી પાડવામાં આવી છે તેને લીધે અને થોડે ઘણે ભાગે જ્યાં અપ્રાકૃતિક શરીર બંધારણો ઉપર ખરેખરી અસરો ઉપજાવવામાં આવી છે ત્યાં પણ સ્પષ્ટ રીતે તપાસતાં અને પ્રથક્કરણ કરી જોતાં એ ઘણીજ અસંતોષકારક જણાઇ આવી છે તેને લીધે આવા પ્રકારના અભ્યાસ બીલકુલ ઉપયોગ વિનાના અથવા તિરસ્કાર પાત્ર ગણાવા લાગ્યા છે. કોઇ પણ પ્રકારની યથાસ્થિત સત્યતામાટે અથવા કોઇપણ પ્રકારના વ્યાવહારીક ઉપયોગ માટે આવા પ્રયોગો વિશ્વાસ રાખવા લાયક રહ્યા નથી; તેમનાથી ઉપજી આવતા વ્હેમોને લીધે ભોળા દિલના લોકો માટે તો તે અત્યંત નુકશાનકારક થઇ પડ્યા છે. વિદ્યુલ્લતાએ મમતા ભર્યા ધ્યાનપૂર્વક મારા ઉત્તરો સાંભળ્યા અને કહ્યું કે તેમના જ્ઞાનના બાલ્યકાળમાં,

સિદ્દ—શક્તિના ગુણો બરોબર સમજવામાં આવેલ નહોતા તેવામાં બનતાં આવા પ્રકારના દુરઉપયોગનાં અને ભોળા દિલનાં દ્રષ્ટાંતો તેમના પોતના શાસ્ત્રીય અનુભવને અજાણ્યાં નથી; પરંતુ આ વિષયમાં પ્રવેશ કરવાને હું વધારે યોગ્ય બનતા સુધી તે આ સંબંધી વિશેષ વિચાર આગળ ઉપર માટે મૂલતવી રાખવા માગે છે. મને મૂર્છા દશામાં મૂકવામાં આવ્યો ત્યારે આ સિદ્દ—શક્તિના સાધન વડેજ તેમની ભાષાનાં મૂલ તત્વોથી હું ભોમીયો બન્યો હતો, એટલું ઉમેરીને તેણે સંતોષ માન્યો; વળી એટલું પણ તેણે ઉમેર્યું કે આખા કુટુમ્બમાંથી એકલાં તેણે અને તેના પિતાએ આ પ્રયોગ તપાસવાની મહેનત લીધી હતી; તેમને મારી ભાષાનું જ્ઞાન, મને તેમની ભાષાનું જ્ઞાન થાય તેના કરતાં ઘણુંજ મોટા પ્રમાણમાં થઇ ગયું હતું—આમ થવાનું થોડું ઘણું કારણ એટલું હતું કે મારી ભાષામાં ગૂંચવાડા ભરેલા વિચારોનો ઘણોજ થોડો સમાવેશ થતો હોવાથી તેમના કરતાં તે ઘણીજ સાદી હતી; અને થોડે ઘણે ભાગે તેમનું શરીર બંધારણ વંશપરંપરાની કેલવણીથી મારા કરતાં વિશેષ અસરગ્રાહક અને એકદમ જ્ઞાનગ્રહણ કરી શકે એવું હોવાથી આમ બન્યું હતું.—આ સાંભળીને મારા અંતરમાં આનાકાનીનોભાવ ભરાઇ આવ્યો; કેમકે વ્યાહવારિક જીવનના માર્ગમાં ઘર આગળ અથવા મુસાફરીમાં મારી બુદ્ધિને તીવ્ર બનાવનારાં પ્રસંગો મળેલાહેવાથી, દીપપ્રભામાંજ પોતાનું બધુંએ જીવન ગાળનારા લોકના કરતાં મારૂં મસ્તક:બંધારણ વધારે મંદ પ્રકારનું હોઇ શકે, એ મારાથી માનીશકાતું નથી. આ ગમે તેમહોય પરંતુ હું આપ્રમાણે વિચાર માળા ફેરવતો હતો તેવામાં વિધૂસ્થતાએ પોતાની તર્જનીને મારા કપોલસામે ધરીનાંખી ને મને નીદ્રામાં નાંખીદીધો.

(ચાલુ)

---

# ॥ कर्म–मीमांसा ॥

(વિદુષિ એનીબેસંટના એક લેખને આધારે.)

---

કર્મનો સિદ્ધાન્ત માનવના વિચાર અને ઇચ્છાને સ્વચ્છંદી બનાવોના પ્રદેશમાંથી કાઢીને નિયમના રાજ્યમાં આણે છે, અને એમ કરીને તેના જ્ઞાનના પ્રમાણમાં તેનું ભવિષ્ય તેનાજ હાથમાં સ્થાપે છે.

"જેવું માનવ વાવશે તેવુંજ તે લણશે"—આ કર્મનું મુખ્ય તત્વ સમજવું સહેલું છે. પણ રોજના જીવન વ્યવહારના વિવિધ પ્રસંગોમાં તેને આચારમાં કેમ મુકવું, કર્મ કેવી રીતે અસર કરે છે, અને તેનાં અન્તત કેવાં પરિણામ આવે છે—આ બધું સમજવામાં

મુશ્કેલીઓ આવે છે, અને અભ્યાસકનુ જ્ઞાન જેમ જેમ વધતું જાય છે તેમ તેમ એ મુશ્કેલીઓ તેને વધારે ને વધારે ગભરાવે છે. સાધારણ બુદ્ધિ અને સામાન્ય કેળવણીવાળા જતો—એકાદ ભૌતિક શાસ્ત્રના મૂળ તત્વોને સાધારણ રીતે ઝટ સમજી શકે છે; પણ અભ્યાસક સિદ્ધાંતો મુકીને આચારમાં રૂપરેખામાંથી વિગતમાં ઉતરે છે ત્યારે તેને મુશ્કેલીઓ તેના ઉપર દબાણ કરતી માલુમ પડે છે. તેને ખબર પડે છે કે પોતાના વિષયમાં તેને સંપૂર્ણ કુશળતા મેળવી હોય તો અવશ્ય તેણે સ્પેશ્યલિસ્ટ થવુંજ જોઇએ અને જે મુશ્કેલીઓના કોકડાં તેની સમીપ ઉભાં હોય તે ઉકેલવા લાંબા કાળ ગાળવાજ જોઇએ, તેજ પ્રમાણે આ કર્મ શાસ્ત્ર વિષે પણ સમજવું; અભ્યાસક સામાન્યના પ્રદેશમાં સદા રહી શકે નહિ; તેણે મૂળ સિદ્ધાન્તના વિભાગનો અભ્યાસ કરવો જોઇએ. તે સિદ્ધાન્ત જીવન યાત્રાના સર્વે પ્રસંગોએ આચરવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને એ કર્મનો નિયમ કેટલે દરજ્જે બંધન કરે છે, અને મુક્તિ-મોક્ષ-સ્વતંત્રતા-કેવી રીતે શક્ય છે એ તેણે શીખવું જોઇએ. તેણે કર્મના કુદરત (nature) ના એક સાર્વત્રિક નિયમનું દર્શન કરતાં શિખવું જોઇએ એટલુંજ નહિ પણ, સમસ્ત કુદરતના મુખમાં એક બીજા સત્યનું પણ દર્શન કરતાં શીખવું જોઇએ. એ બીજુ સત્ય એક છે કે કુદરતને વશ વર્તવામાંજ (તેના સામા થવામાં નહિ ) તેના ઉપર વિજય મેળવવાની અને તેના ઉપર સત્તા ચલાવવાની ચાવી છે.

"કર્મ" સમજવા માટે કેટલાક આધારભૂત સિદ્ધાંતોનું વિશદ દર્શન આવશ્યક છે. આ દર્શનના અભાવે ઘણા સતત ગુંચવાયેલા રહે છે અને અનંત સવાલો પુછે છે જેનો સંપૂર્ણ ખુલાસો એવા સિદ્ધાન્તોનો સબળ પાયો નાખ્યા વિના આપી શકાય નહિ. તેથી આ કર્મના અભ્યાસમાં હું એ સિદ્ધાન્તોથી શરૂ કરૂં છું; જો કે મારા પાંઠકો પૈકી ઘણા બીજાઓ તથા મારાં પ્રથમનાં કથનોથી તેમને વિષે માહીતી ધરાવતા હશે.

આધાર ભૂત (પાયારૂપ) સિદ્ધાન્ત—કે જેના ઉપર બાકીનો સઘળો કર્મ સંબંધી સદ્ (right) વિચાર અવલંબી રહ્યો છે—એ છે કે કર્મ એ નિયમ (ધારો) છે—નિત્ય અવિચલ અવ્યભિચારી, અનુબંધનીય નિયમ, વસ્તુ સ્વભાવાન્ત ગતિ—નિયમ કે જે કદી પણ તોડી શકાય નહિ.

કુદરતની કોઇ અવસ્થા ( condition ) આપણને અગવડ કર્તા થઇ પડે છે ત્યારે તે દૂર કરવા આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ, અને તે પ્રતિકુળ અવસ્થા ટાળવા તેની આડે નહિ જવાનું કે તેમાં ફેરફાર નહી કરવાનું કહેવાનું કોઇને સ્વપ્ને પણ સ્ફુરતું નથી. જ્ઞાન હોય તોજ ટાળી શકાય; કારણ કે કોઇ પણ કુદરતી બળનો નાશ થઇ શકતો નથી, તેમજ ક્રિયા કરતું અટકાવી શકાતું નથી. પણ જો આપણી પાસે બીજું પુરતું બળ હોય તો તેને નિષ્ફળ બનાવી શકીએ. તેને બાજુએ વાળી શકીએ; અને તે બળની ગતિનો લેશ પણ અંશ આપણે માટે કદી પણ ઓછો નહિ થાય છતાં તે જે પ્રમાણમાં માનવ બળના સ્વભાવ અને ક્રિયા પદ્ધતિનું જ્ઞાન અને આપણા સ્વાધિનમાં હોય તે બળનું જ્ઞાન આપણને હશે તેજ પ્રમાણમાં બરાબર આપણે તે બળને અદ્ધર રાખી શકીશું, સામા થઇ શકીશુ, અટકાવી શકીશું. બીજા કોઇ નૈસર્ગિક નિયમ કરતાં "કર્મ" કોઇ પણ રીતે વધારે "પવિત્ર" નથી; કુદરતના સર્વે નિયમો દીવ્ય સ્વભાવના આવિર્ભાવો છે. ( expressions ) અને તેમની અંદર આપણે રહીએ છીએ અને ફરીએ છીએ; પણ તે નિયમો આજ્ઞા વાચક નથી; તેઓ શક્તિઓ છે કે જેઓ મર્યાદાઓ ઉત્પન્ન કરેછે, અને જે મર્યાદાઓ વચ્ચે આપણે જીવીએ છીએ; તે એવી શક્તિઓ છે કે જે આપણી અંદર અને બહાર વ્યાપાર કરી રહી છે, જેમ આપણે તેમને સમજતા જઇએ તેમ તેમ વશ વર્તાવી શકીએ જેમ જેમ આપણી બુદ્ધિ ખીલતી જાય છે તેમ તેમ આપણે તેમના ઉપર વધારે ને વધારે સ્વામીત્વ પ્રાપ્ત કરતા જઇએ છીએ—એટલે સુધી કે અન્તે માનવ મહાત્માં ( Superman જીવ શિવ થાય છે ) મહાત્મા બની જાય છે અને પ્રકૃતિ *(Material nature ભૌતિક પ્રકૃતિ) તેની દાસી થઇ રહે છે. પાશ્ચિમાત્ય દેશોમાં "કુદરતી"* નિયમોને માનસિક અને આધ્યાત્મિક નિયમોથી જુદા ગણવામાં આવે છે તેથી આ બાબતમાં ઘણો ગુચવાડો ઉભોથયો છે. ખરીવાત તો એ છે કે વિદ્યુત શાસ્ત્રીના નિયમો જેવા કુદરતી નિયમના ભાગ છે તેવાજ માનસિક અને આધ્યાત્મિક નિયમો પણ કુદરતના નિયમોના ભાગ છે, સઘળા નિયમો ( ધારા ) કુદરતના અનુક્રમના ભાગ છે, ઘણાના મગજમાં કુદરતી નિયમને માનવ કૃત નીયમ સાથે ગુચવી નાખવામાં આવેલો હોય છે અને માનવ કૃત કાયદાઓના સ્વચ્છંદીપણાને કુદરતના નિયમના પ્રદેશમાં પણ ઘુસાડીદેવામાં આવેલું હોય છે. ભૌતિક શાસ્ત્રોસ્થૂલ સૃષ્ટિના બનાવોને આ સ્વચ્છંદીપણામાંથી મુક્ત કર્યા છે, પણ માનસિક અને આધ્યાત્મિક આલમો હજુ પણ અનિયમિતપણાની અવ્યવસ્થામાંજ છે. દીવ્ય આજ્ઞા નહિ પરંતુ દીવ્ય સ્વભાવનો આવિર્ભાવ ( immanence ) આપણા અસ્તિત્વનો પરિચ્છેદ કરે છે. જ્યાં પેગંબરોએ આધ્યાત્મિક નિયમો સ્થાપિત કર્યા છે ત્યાં તેમણે તેમને પોતાને જ્ઞાત અને તેમના શ્રોતાઓને અજ્ઞાત એવા આધ્યાત્મિક દુનિયાના અવશ્ય ભાવીક્રમનો sequence. ઘોષ માત્ર કરેલો છે; સ્થૂળ ભુવન જેટલાજ નિયમવશ પ્રદેશના આધ્યાત્મિક બનાવોની પૂર્વાપૂર્વની વાર્તાનાં કથન માત્ર નહિગણતાં અજ્ઞાનનેલીધે તેમના શ્રોતાઓએ એ પ્રવચનોને તેમની મારફત મોકલેલા કોઇ દીવ્ય નિયમ-દાતાની સ્વચ્છંદી આજ્ઞાઓ તરીકે લેખ્યાં છે.

નિયમનો ગૌણ સામાજિક અર્થ પ્રમાણભૂત ગણાએલી કોઇ સત્તાએ સ્થાપિત કરેલો ધારો છે. તે ધારો કોઇ સ્વતંત્ર રાજાની આજ્ઞા હોય છે અથવા તો ધારા સભાએ પસાર કરેલો

કાયદો હોય છે; બંને રૂમમાં એ ધારાના બળનો આધાર તે કરનાર સત્તાના પ્રામાણ્યના સ્વિકાર ઉપર રહેલો છે માનવકૃત અને નૈસર્ગિક એ બને પ્રકારના નિયમો વિષેના વિચાર હિંદુઓમાં આપણને મળી આવે છે મનુના મત પ્રમાણે એક રાજા સ્વતંત્ર સ્વામી છે અને પ્રજાએ તેનીઆજ્ઞાનું પાલન કરવું જોઇએ; પણ બીજી તરફ રાજાને માથે પણ એક કાયદો છે કે જે સ્વતંત્ર રીતે વ્યાપાર કરી રહ્યો છે અને જે વસ્તુઓના હાર્દમાં સંતાયેલો છે અને જેનું પાલન રાજાએ કરવું જોઇએ પોતે સ્વતંત્ર છતાં એ પરમ નિયમથી મર્યાદિત થયેલો છે અને એ પરમ નિયમ એનો અનાદર કરનારને કચરી નાખે છે અજાને પીડા કરની એ રાજાઓનો કટામાં કટો શત્રુ કહેવાય છે. દીનના અશ્રુ રાજ્યના પાયાને દોહગા કરી નાખે છે, અને પ્રજાનું દુઃખ રાજ્યના કર્તાનો વિનાશ કરે છે. સ્થૂળ તથાસૂક્ષ્મ લોક અરસપરસ ઓતપ્રોત છે, અને એક લોકમા ગતિવાન કરેના કારણો અન્ય લોકના ફલ ધારણ કરે છે

પ્રાચીન આર્યાવર્તમાં રાજા અને તેના મંત્રી મંડળે રાજ્ય વ્યવસ્થા માટે ધારાઓ, નિયમો કર્યા હતા, પણ તે કૃત્રિમ હતા, નૈસર્ગિક નહિજ, પ્રજા તે પાળવા બંધાએલી હતી, અને શિક્ષાઓ કરીને તે નિયમોને અમલમાં મુકવામાં આવતા હતા, પણ આવા નિયમો નૈસર્ગિક નિયમોથી બીલકુલ નિરાળા છે નૈસર્ગિક અને કૃત્રિમ નિયમો જેવી તદન જુદી જુદી ભાવનાઓ માટે એકજ શબ્દ વાપરવામાં આવે એ ભ્રમતોત્પાદક છે, છતા એ બન્ને નિયમો પોતપોતાના લક્ષણોથી સ્પષ્ટ જુદા સમજી શકાય તેવા છે

કૃત્રિમ નિયમોમા ફેરફાર થઇ શકે છે, તેનાકરનારાઓ તેમા ફેરફાર કરી શકે છે અગર તે રદ કરી શકે છે, કુદરતી નિયમો અચલ છે, તેમા કોઈ ફેરફાર કરી શકતું નથી તેમજ કોઈ તે રદ કરી શકેનહિ. તેઓ વસ્તુ સ્વભાવ ભૂત છે કૃત્રિમ નિયમો સ્થનિક હોય છે ત્યારે કુદરતી નિયમો સામાન્ય હોય છે–લુટનો ગુન્હો અટકાવવા ગેઇ પણ દેશમાં કરેલો નિયમ, નિયમ ઘડનારની ઇચ્છા પ્રમાણે ગમેતે શિક્ષા કરી અમલમા મુકાય છે–કેટલીકવાર હાથ કાપીનાખવામાં આવે છે, કેટલીકવાર ચોરને કેદ કરવામા આવે છે, કેટલીક વાર તે નો શિરચ્છેદ કરવામાં આવે છે વળી શિક્ષા કરવાનો આધાર ગુન્હો પકડાવા ઉપર રહેલો છે જે દંડ ચલીત અને કૃત્રિમ છે અને જેમાથી બચી પણ શકાય છે તે જે ગુન્હા બાબત તેશિક્ષા કરે છે ને ગુન્હા સાથે દેખીતીરીતે કાર્ય કારણ ભાવથી સંધાયેલો નથી કુદરતી નિયમ પાસે શિક્ષા નથી પણ અમુક અવસ્થાને બીજી અમુક અવસ્થા અવસ્ય અનુસરે છે જોકોઇ માનવ ચોરીકરે છે તો તેનો સ્વભાવ વધારે ચોટ્ટો થાય છે અપ્રમાણિકતા તરફ તેનું વલણ વૃદ્ધિપામે છે, અને પ્રમાણિક થવાની મુશ્કેલી વધારે બળવાન થાય છે દરેક દાખલામા અને સઘળા દેશોમાં આવુજ પરિણામ આવે છે, અને તે ચોરી સંબધી બીજાને જ્ઞાન હોવાનહો એ પરિણામમા કંઇ પણ ફેર પડતો નથી. કૃત્રિમ નિયમનું એ લક્ષણ છે કે તેનાભંગથી થતો દંડ સ્થાનિક, ફરી શકેએવો, અને નિવારી શકાય તેવો હોય છે, પણ કુદરતી નિયમ તેવો નથી

કુદરતી નિયમ એ અવસ્થાઓનું પૌર્વાપર્ય છે પૂર્વાપરના પહેલા–પછી–પણું—છે, અમુક અવસ્થા અસ્તિત્વમા હોય તો બીજી અમુક અવસ્થા તે પૂર્વની અવસ્થાની પછી

અવસ્ય આવશે. તમારે અવસ્થા નં. ૨ અસ્તિત્વમાં આણવી હોય તો તમારે અવસ્થા નં. ૧ શોધી કાઢવી અથવા ઉત્પન્ન કરવી જોઇએ અને તેમ કરશો તો અવસ્થા નં ૨ અવશ્ય ભાવી પરીણામ તરીકે અવસ્થા નં ૧ ની પછી આવશે. આ નિર્માંત ક્રમ ફરતો નથી પણ જો એકાદ નવીન અવસ્થા ઉમેરવામાં આવશે તો પછીની અવસ્થામાં પણ ફેર ફાર થશે. દૃષ્ટાંત તરીકે ગુરૂત્વાકર્ષણનાબળને અનુસરીને પાણી ઢાળ પડતા કાંસમાં વહે છે, અને કાંસને મથાળે રહી જો તલે પાણી રેડશો તો તે ઢાળેઢાળે અવસ્ય વહેશે; પણ તમે પાણીના પ્રવાહ વચ્ચે કંઇ અડચણ નાખીને રોધી શકશો અને ત્યારે ગુરૂત્વાકર્ષણની ક્રિયાને રોકવા નાખેલી અડચણની પ્રતિ ક્રિયા ગુરૂત્વાકર્ષણના બળને તોળી શકે છે, પણ ગુરૂત્વાકર્ષણનું બળ ક્રિયા કરતુંજ રહે છે અને નાખેલી અડચણ સામે થતા દબાણથી જણાય છે. પૂર્વાવસ્થાને કારણ કહેવામાં આવે છે, અને પરિણામ રૂપ અવસ્થાને કાર્ય કહેવામાં આવે છે, એકજ કારણ સદા એકજ કાર્યને જન્મ આપે છે, બીજું કોઇ કારણ દાખલ કરવામાં આવે તો જે કાંઇ થશે તે બને કારણનું સંયુક્તપરિણામ થશે.

કર્મ એક કુદરતી નિયમ છે. એ વિશ્વ વ્યાપી કાર્ય કારણનો નિયમ છે. સર્વે વિશિષ્ટ નિયમો, સઘળાં કારણો અને કાર્યો એ કર્મના નિયમને અવલંબીને રહેલાં છે. કુદરતી નિયમનાં સર્વે રૂપો અને સર્વે વિભાગો એ કર્મના મહા નિયમમાં સમાય છે. તે નિયમ વિશેષ નથી પણ વિભુ અવસ્થા છે. તે એક એવો અદ્વિતીય નિયમ છે કે જેના આધારે બીજા સઘળા નિયમો રહેલા છે, અને બીજા સઘળા નિયમો જેના અંશતઃ આવિર્ભાવો છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા કહે છે કે કોઈ પણ દેહી તેની સત્તા બહાર જઇ શકે તેમ નથી–દેવ–માનવ–પશુ–વનસ્પતિ–પાષાણ આદિ સર્વે આ વિશ્વ નિયમમાં રહીને વિકાસ પામે છે; બ્રહ્માણ્ડ વિશેષ છે શરીર જેનું એવો બ્રહ્મા (ઇશ્વર) પણ સર્વ આવિર્ભાવના આ નિયમના એક વધારે મોટા ચક્રમાં સમાય છે. જ્યાં સુધી કોઇ પણ વ્યક્તિ પ્રકૃતિના સંબંધમાં હોય છે એટલે કે તેને પ્રકૃતિની ઉપાધિ હોય છે ત્યાં સુધી તે કર્મના નિયમમાંજ વર્તે છે. દેહી, તેના આકે તે રૂપ વિશેષને નિવારે અગર તેની પાર જાય, પણ જ્યાં સુધી તે સૃષ્ટિ–આવિર્ભાવમાં રહે ત્યાં સુધી તે કર્મના નિયમની બહાર જઇજ શકે નહિ.

આ કાર્યકારણભાવનો વિભુનિયમ એક સૃષ્ટિમાં જે જે બને છે તે પ્રત્યેકને સંસગ્ર કરી એક સ્થિત કરે છે, કારણ કે તે સાર્વત્રિક પરસ્પર-સંબંધ છે (inter-relation). જે જે અસ્તિત્વ ધરાવે છે તેનો તેનો એક બીજા સાથેનો સંબંધ એ કર્મ. તેથી તે વિશ્વ વિશેષનું સહ–સત્‌–સમ કાલીન છે. તેથી વિશ્વની પેઠેજ તે અમૃત છે. વસ્તુનો પરસ્પર–સંબંધ સનાતન છે એ સંબંધને આદિયે નથી અન્તયે નથી."

**नासतो विद्यते भावो, ना भावो विद्यते सतः (भ. गी.)**

"અસત્‌નો ભાવ નથી, સત્‌નો અભાવ થતો નથી."

કોઈ પણ ભૂત પૃથક્-એકલું-અસંબદ્ધ અસ્તિત્વ ધરાવતું નથી અને વ્યક્ત થયેલ સર્વેનો પરસ્પર-અન્યોન્ય સંબંધ તેનું નામ કર્મ છે. બ્રહ્માણ્ડ વિશેષના સૃષ્ટિકાળમાં તે આવિર્ભાવ પામે છે; તેની લય અવસ્થામાં તે બ્રહ્માણ્ડ પુરતું તે (કર્મ) અવ્યક્ત થાય છે.

સર્વ સદા સર્વાત્મામાં છે; પ્રથમ થઇ ગયેલું સર્વે, હાલ વ્યક્ત દશામાં છે ને સર્વ, ભવિષ્યમાં જે થશે તે સર્વ, જે થઇ શકે તે સર્વ, સર્વ શકયતાઓ તેમજ સર્વે પ્રાદુર્ભાવો વિશ્વાત્મામાં સદા ભાવ ધરાવે છે. જે બહિર છે, પ્રાકૃત છે, ભાવરૂપ પામેલું છે, અમર્યિત છે, તે વ્યક્ત વિશ્વ છે પણ આન્તરિક અવ્યક્ત છે ;તે પણ બહિર્ વ્યક્ત જેવુંજ સત્ છે- ભૂતોનો પરસ્પર સંબંધ-પછી તેઓ સર્ગાવસ્થ હો કે પ્રલયાવસ્થ હો-એ નિત્યકર્મ છે.

(ચાલુ)

નંદલાલ નાનાલાલ મેહેતા બી. એ.

---

# ॥ શ્રી રામગીતા ભાષ્ય. ॥

(અનુસંધાન ગતાંકથી.)

આ પ્રકારે જેને સારી રીતે જ્ઞાનનો અનુભવ થયો હોય તેણે :મહાવાકયો દ્વારા, સદ્ગુરૂ કૃપા વડે, અખંડ બ્રહ્માકાર[૨૨૨] વૃત્તિ કરીને, મન બુદ્ધિ આદિકના વિષયરૂપ મિથ્યા [૨૨૩]પ્રપંચરૂપ જગતનો ત્યાગ કરવો; અને સ્વસ્વરૂપ વિષે સ્થિત થવું. આ પ્રમાણે વિદ્વાન

સાચાનો અને ખોટાનો વિભાગ કરી પોતાની બોધ દૃષ્ટિથી તત્ત્વનો નિશ્ચય કરી અને પોતાના આત્માને અખંડ બોધરૂપ જાણી મિથ્યા પદાર્થોથી છુટીને પોતાની મેળે જ શાંત થાય છે. યથાર્થ રીતે પદાર્થનું જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ મિથ્યા જ્ઞાનનો નાશ અને વિક્ષેપથી થયેલાં દુઃખોની નિવૃત્તિ એ ત્રણ વાનાં થાય છે; માટે વસ્તુનું યથાર્થ તત્ત્વ જાણવું જોઇએ. ભગવાન્ શંકર કહે છે કે:

एत त्रितयं दृष्टं सम्यग्रज्जु स्वरुपविज्ञानात् ।
तस्माद्वस्तुसतत्वं ज्ञातव्यं बन्ध मुक्तये विदुषा ॥

લોકમાં પણ સાચી રીતે રજ્જુના સ્વરૂપનું જ્ઞાન થવાથી આવરણની નીવૃત્તિ, સર્પ રૂપ મિથ્યા જ્ઞાનનો નાશ, અને સર્પ જાણવાથી થયેલાં દુઃખોની નિવૃત્તિ જોવામાં આવે છે. એટલા માટે બંધથી છુટવા માટે વિદ્વાને વસ્તુનું યથાર્થ તત્ત્વ જાણવું જોઇએ. ઉપરના શ્લોકમાં અંતઃકરણ અને આત્મામાં અન્યોન્યાધ્યાસ વડે પ્રતીત થતી ઉપાધિયોનો, સદ્‌ગુરુ દ્વારા વેદાંત વાક્યોનું નિદિધ્યાસન કરી ત્યાગ કરવો તેનું યથેચ્છ પ્રકારે પ્રતિપાદન કરી હવે નીચેના શ્લોક ૪૩ તથા ૪૪ વડે કરી જેની સર્વે ઉપાધિયો નિવૃત્ત થઇ છે તેની સ્થિતિ કેવી હોય છે તેનું સવિસ્તર નિરૂપણ કરે છે.

प्रकाशरूपोऽहमजोऽहमव्ययोऽ
सकृद्विभातोऽहमतीवनिर्मलः ॥
विशुद्ध विज्ञानघनो निरामयः
संपूर्ण आनंदमयोऽहमक्रियः ॥४३॥

ભાવાર્થ:—હું પ્રકાશરૂપ છું, અજન્મા છું, અદ્વૈત છું, એકછુ તથાપિ અનેક રૂપવડે કરી ભાસમાન થાઉછુ, અને પરિપૂર્ણ ક્રિયાથી રહિત અત્યંત શુદ્ધ ચૈતન્ય ઘનસ્વરૂપ તથા વિકારથી રહિત છું.

વિવેચનઃ—જેને જ્ઞાન રૂપ આત્માનો અનુભવ ( નિદિધ્યાસ ) થયો હોય એવા જ્ઞાની પુરૂષે પોતાના ચિદાનંદ સ્વરૂપ આત્માને ઉપાધિયોના ધર્મોથી રહિત તથા હૃદયમાંજ રહેલો જોઇને, તેમાં મિથ્યા પ્રતીત થતા સઘળા જડ વર્ગમાં ઉદાસીન રહેવું અને અનુસંધાન કર્યા કરવું કે,—प्रकाशोऽति—હું પ્રકાશરૂપ એટલે સ્વપ્રકાશિત છું, અને આ પ્રતીત થતો દૃશ્ય પ્રપંચ જડ રૂપ હોવાથી ઘટાદિકોની પેઠે પરપ્રકાશિત છે; હું અજન્મા કહેતાં જન્મ તથા મરણ રહિત છું, કેમકે જન્મમૃત્યુવાળા સર્વ પ્રાણિ પદાર્થ નાશવંત છે; પણ હું તો નાશ રહિત છું; હું અદ્વય કહેતાં સજાતિય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત છું, કેમકે એ ભેદો તો માયા વિષે હોય છે; હું તો નિરાકાર હોવાથી મારે વિષે કાંઇ પણ ભેદ છે જ નહિ; असकृद् विभातः કહેતાં હું સર્વ જગતનો પ્રકાશનાર છું, કેમકે સૂર્યાદિક મને પ્રકાશી

શકતા નથી પણ હુંજ સર્વેને પ્રકાશિત કરૂં છું; अतीव निर्मलः કહેતાં હું માયાકૃત આવરણ વિક્ષેપરૂપ મલથી રહિત છું; અને વિશુદ્ધ વિજ્ઞાન એટલે શુદ્ધ ચૈતન્ય રૂપ એક રસ સર્વે કાલ વિષે સ્થિત્ છું; निरामयः કહેતાં કર્તા ભોક્તાપણાના અભિમાન રૂપ રોગથી રહિત છું, અને સંપૂર્ણ દેશકાલ વસ્તુ પરિચ્છેદોથી રહિત એવો આનંદ સ્વરૂપ છું; તથા અક્રિય કહેતાં સર્વે વિકાર રૂપ પરિણામ જે અનિત્ય છે તે કર્તા,: ક્રિયા અને કર્મ રૂપ ત્રિપુટીથી રહિત છુ, કારણ કે હું નિરાકાર નિર્લિપ્ત છું; ક્રિયા તો રૂપવાલાને વિષે હોઈ શકે છે, માટે અક્રિય છું.

ઉપરના શ્લોક પ્રમાણેજ આ નિચેના શ્લોકમાં પણ જ્ઞાનિએ કેવા વિચારો રાખવા જોઇએ તેનું નિરૂપણ કરે છે. એ આપણે ગયા શ્લોકની અવતરણિકામાં જણાવી ગયા છતાં પણ પુનઃ અવતરણિકાપરથી શ્લોકમાં કયો વિષય આવેલો છે. તે જાણવાનું ત્રુટક ન ન રહે તેટલા માટે આ શ્લોકપર પણ અવતરણિકા લખવામાં આવી છે.

सदैव युक्तोहमचिन्त्य शक्तिमा
नतीन्द्रियज्ञानमविक्रियात्मकः ॥
अनन्तपारोऽहमहर्निशं बुधै
र्विभावितोऽहं हृदि वेदवादिभिः ॥ ४४ ॥

ભાવાર્થઃ—હું નિરંતર મુક્ત છું; અચિન્ત્ય શક્તિમાન છું; જેનો અંત નથી તેવો છું, ઇન્દ્રિયોના વિષયથી પર જ્ઞાન સ્વરૂપ છું, વિકારથી રહિત છું, અને વેદાંતવાદિ જ્ઞાનવાન્ પંડિતો[૨૨૪] જેનું અંતઃકરણમાં અહર્નિશ ચિંતન કરે છે તે હું છું.

વિવેચનઃ—सदैवेति એટલે હું ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાલાદિક સર્વેકાલમાં મુક્ત છું, અર્થાત કે સર્વે ધર્મથી રહિત ( દ્રશ્ય પ્રપંચના ધર્મો ) એક રસ સ્થિત છું; તથા હું અચિંત્ય શક્તિવાલો એટલે ઇન્દ્રિય... વૃત્તિ મન વાણીથી પર જ્ઞાન સ્વરૂપે સ્થિત છુ. શ્રુતિ પણ આત્મ સ્વરૂપ ...ાગ કરવો; અને સ્વસ્વરૂપમજ ઉદ્દ્યોષ કરી કહે છે. તાત્પર્ય કે આત્મ સ્વરૂપ મન વાણીએ... વિષે સૂર્યની અભેદતા છે. ... પ્રમાણુ—"यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सहेति... ન થયે, બ્રહ્માંડ વર્તિ સૂર્યને... દ્રય એટલે કોઇ પણ ઇન્દ્રિયે કરી પ્રાપ્ત થઇ શકતો નથી, અર્થાત... ...ની પેઠે મન વિષય કરવાની શક્તિ નથી; કારણ કે મારૂં જ્ઞાન... :કરણની વૃત્તિએ બ્રહ્માંડ...થી, તથા હું અક્રિય એટલે પરિણામ રહિત છું; અને હું અનંત... ...ત્મા વિષે બ્રહ્મની અભે... વસ્તુ પરિચ્છેદથી રહિત છું; આ પ્રકારના પરમાત્માના સ્વરૂપનું મુમુક્ષુ... ...રણે કરી ... દિવસ ચિંતવન કરવું કે આવા લક્ષણવાલા પરમાત્મા તેજ હું છું. ( अहं ब्रह्मास्मि ) ...અન્ત.

૨૨૪ સર્વત્ર ચૈતન્ય બ્રહ્મનોજ વિષય કરનાર જે અંતઃકરણની વૃત્તિ તેનું નામ પંડા, અને તેવી ... જે પુરૂષને વિષે ઉત્પન્ન થાય તે પંડિત કહેવાય, અથવા સમ્યક્ ...

શ્લોક ૪૩ તથા ૪૪ માં જ્ઞાનીના વિચારો કેવા હોવા જોઇએ તેનું વર્ણન કરી, હવે નીચેના શ્લોક ૪૫ વડે કરી, શ્લોક ૪૩-તથા ૪૪ માં પ્રતિપાદન કર્યા પ્રમાણે ભાવના રાખનારાઓનું શું ફલ થાય છે, તેનું નિરૂપણ કરે છે.

एवं सदात्मानमखंडितंमना
विचारमाणस्य विशुद्ध भावना ॥
हन्यादविद्यामचिरेण कारके
रसायनं यद्वदुपासितं रुजः ॥ ४५ ॥

ભાવાર્થઃ—અધ્યાસની નિવૃતિ થયે જ્ઞાનીની જે સ્થિતિ થાય છે, તેનું વર્ણન કરી હવે કહે છે કે; આવી રીતે સર્વદા વિષયોથી નહિ ખેંચાએલા અંતઃકરણ વડે આત્મ સ્વરૂપનો વિચાર કરનાર મુમુક્ષુમાં વિશુદ્ધભાવના (બ્રહ્માકારવૃતિ) નો ઉદય થાય છે; અને તેનો ઉદય થવાથી જેમ વિધિસહ સેવન કરેલી ઔષધી રોગનો નાશ કરે છે, તેમ વિશુદ્ધ ભાવના દેહાંતરને પ્રાપ્ત કરાવનારી અવિદ્યાનો કર્મ સહિત નાશ કરે છે.

વિવેચનઃ—આત્મ જ્ઞાનની જીજ્ઞાસાવાળો પુરૂષ જ્યારે પોતાના અંતઃકરણમાં આત્મા અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ છે, એવો દૃઢનિશ્ચય કરી રાત્રિ દિવસ આત્મસ્વરૂપનીજ ભાવના કરતો રહે છે, ત્યારે તેની શુદ્ધભાવના (બ્રહ્માકાર વૃતિ) થાય છે. અને તેથી તેની અવિદ્યા કર્મ સહિત નષ્ટ પામે છે. જેમ રસાયન ઔષધના સેવન કરવાથી વિષમ રોગોથી કરીને જેટલા જેટલા રોગો છે, તે સર્વને તે નષ્ટ કરે છે, તેવીજ રીતે બ્રહ્મજ્ઞાનાભ્યાસરૂપ રસાયન ઔષધ વડે અવિદ્યાદિક રોગો નષ્ટ થાય છે. વિષમ રોગ જેમ રસાયન ઔષધીથીજ નષ્ટ થાય છે, તેમ અવિદ્યા બ્રહ્મજ્ઞાનાભ્યાસથીજ નષ્ટ થાય છે. તેનાવિના અન્ય [૨૨૫]બીજું કાંઇ અવિદ્યાને નષ્ટકરવા સમર્થ નથી; કેમકે બ્રહ્મજ્ઞાનાભ્યાસથી રાગદ્વેષાદિક દુર્ભાવનાઓ નષ્ટ થાય છે, અને એ દુર્ભાવનાઓ નષ્ટ થવાથી નિર્મલ થયેલા અંતઃકરણમાં આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે. द्दश्यानुरक्तंतदृष्ट्र दृश्यं दृष्ट्र नुरजितम् । अहं वृत्योमयं रक्तं तन्नाशेऽद्वैततात्मनः ॥ (નૈષ્કર્મ્ય સિદ્ધિ) દૃષ્ટાદ્રશ્યથી અનુરક્ત થાય છે; દૃશ્યદૃષ્ટાથી અનુરક્ત થાય છે; અહંવૃતિથી ઉભયે રંજિત થાય છે, માટે અહંવૃતિનો નાશ થતાં આત્માની અદ્વૈતતા અનુભવાય છે.

આત્મા સદાસર્વદા પ્રકાશરૂપજ છે, પરંતુ ઉપાધિની મલિનતાથી અપ્રકાશવાન જણાય છે. જેમ માટીની હાંડી વિષે રાખેલો દિપક બહાર પ્રકાશ આપતો નથી, પણ કાચની હાંડીમાં રાખેલો દિપક યથાવત પ્રકાશ આપે છે, ભગવાનશંકર કહે છે કે;

---

૨૨૫-અદ્વિતીય બ્રહ્મનું વારંવાર ચિંતન કથન બોધન તથા એકબ્રહ્મ પરતા તેને બ્રહ્મ જ્ઞાનાભ્યાસ કહે છે.

सदा सर्व गतोऽप्यात्मानसर्वत्राव भासते
बुद्धावेवावभासेत स्वच्छेषु प्रतिबिंबवत् ॥

જેમ ઘડો, ભીંત, કાચ એબધાં માટીનાજ કાર્યછે, તથાપિ ઘટ અથવા ભીંતમાં પ્રતિબિંબ રૂપે સૂર્ય પ્રકાશતો નથી; કારણ કે તેઓ મલીન હોવાથી પ્રતિબિંબ ગ્રહણ કરવાને અયોગ્ય છે. માત્ર કાચાદિજ સ્વચ્છ હોવાથી તેમાં તેનું પ્રતિબિંબ પડે છે; તેમજ આત્મા જો કે સદાસર્વદા વ્યાપક છે તો પણ રાગદ્વેષાદિક મેલરહિત શુદ્ધ બુદ્ધિમાંજ તે પ્રકાશે છે, મલીન ઉપાધિમાં તેનો પ્રકાશ જણાતો નથી શ્લોક ૪૩ ૪૪ માં જ્ઞાનીએ કેવી ભાવના રાખવી જોઈએ! તે જણાવી, અને તેહવી ભાવના રાખનારને શું ફળ થાય છે, તે ઉપરના શ્લોક ૪૫ માં જણાવી, હવે શ્લોક ૪૬ માં ધ્યાનના સાધનોનું સંક્ષિપ્ત વર્ણન કરી બતાવે છે.

विविक्त आसीन उपारतेंद्रियो-
विनिर्जितात्मा विमलांतराशयः ।
विभावयेदेवमनन्य साधनो
विज्ञान दृक केवल आत्म संस्थितः॥४६॥

સત્યઃ— દેહને ઇન્દ્રિયોથી જેવાં કૃત્ય થયાં હોય તેનું યથાર્થ. વિવેચન હોય તે પ્રમાણે કરવું તે સત્ય કહેવાય.

અચૌર્યઃ—પારકાની વગર કહે કોઇ પણ વસ્તુ ગ્રહણ ન કરવી તે.

બ્રહ્મચર્યઃ—મનોવૃતિમા ઉપસ્થ ઇન્દ્રિયનો ઉપભોગ ન કરવો તે.

અસંગ્રહઃ—દેહાદિક સુખ ભોગ વસ્તુનો અસંગ્રહ રાખવો તે.

નિયમઃ—સાધક યોગીને કામ્યકર્મમાંથી નિવૃત્ત કરી તેની નિષ્કામકર્મ કરવામાં પ્રવૃત્તિ કરાવનાર તે નિયમ કહેવાય છે. તેના ૫ પંચ પ્રકારો છે. ૧ શૌચ, ૨ સંતોષ, ૩ તપ, ૪ સ્વાધ્યાય, ૫ ઇશ્વર પ્રણિધાન.

શૌચઃ—એટલે પવિત્રતા આના પણ બે પ્રકાર છે.

બાહ્ય શૌચઃ—જળને માટી વડે સ્થૂલ શરીરને પવિત્ર રાખવું.

આંતર શૌચઃ—મનને રાગદ્વેષ રહિત રાખવું, ધોતિ, નોતિ, બસ્તિ, રાજ-ક્રિયા, નોલી કર્મ–તેમજ સુખી પ્રાણિ પ્રતિ મૈત્રીની ભાવના કરવી, દુઃખી પ્રાણિપર કરૂણાની ભાવના કરવી; પાપી પ્રત્યે ઉપેક્ષાની ભાવના કરવી; અને પુણ્યવાન્ પ્રતિ હર્ષની ભાવના કરવી. આ સઘળાં આંતર શૌચ કહેવાય છે.

સંતોષઃ—યથા વિહિત ઉદ્યોગ કરવાથી જે પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે.

તપઃ— મન, વાણિ, અને શરીરને નઠારાં કાર્યો ભણી ન જવા દેતાં એક પરમાત્મા ભણીજ રાખવાં, વા કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રત કરવાં, કિંવા શ્રદ્ધા પૂર્વક પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળવા તે તપ કહેવાય છે.

સ્વાધ્યાયઃ—પોતાના ગુરૂએ ઉપદેશ કરેલા મંત્રનો અર્થ સહિત જપ કરવો, અથવા મોક્ષ બતાવનારા શાસ્ત્રનું અવલોકન કરવું તે.

ઇશ્વર પ્રણિધાન—મન વાણી તથા શરીરથી જે જે ક્રિયા થાય તે ઇશ્વરને અર્પણ કરવી, અથવા મારાથી જે કાંઇ કર્મ થાય છે, તે મારા કર્માનુસાર ઇશ્વરની પ્રેરણાથી થાય છે, એમ માની નિરાભિમાની રહેવું તે.

આસનઃ—દેહના પ્રત્યેક સાંધાઓને નિયમિત હદમાં રાખી શ્વાસોશ્વાસની ક્રિયાથી કાંઇ પણ હરકત ન થાય એવી બેઠકનું નામ આસન કહેવાય છે. એવાં પદ્માસન, મયુરાસન, હંસાસન, સિંહાસન વિગેરે ચોરાશી જાતનાં છે.

પ્રાણાયામ—શ્વાસોશ્વાસની ગતીને રૂંધન કરવાનું નામ પ્રાણાયામ કહેવાય છે. તેના ત્રણ પ્રકાર છે ૧ બાહ્ય. ૨ અભ્યંતર ને ૩ સ્તંભવૃતિ એને પુરક, કુંભક ને રેચક પણ કહે છે.

પુરક વા આભ્યંતરઃ—દેહમાં પ્રાણને રોકવો તે.

કુંભક વા સ્તંભવૃતિઃ—ઘડાના પાણીની માફક દેહમાં શ્વાસને ગોંધી રાખવો.

બાહ્ય વા રેચકઃ—શ્વાસને બહાર કાઢવો તે.

REGISTERED No B 764

આદ્ય દ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસિ
ઘનાનન્દ મણિલાલ નભુભાઇ દ્વિવેદી

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઇ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ સાઠોદરાવાડા નડીઆદ

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એગના સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૫ ] ( માસિક ) [ ફેબ્રુઆરી—૧૯૧૫.

## ॥ प्रभु प्रेम ॥

—xxxx—

( ૫૮ )

જગમા પોષક ને શક્તિ તો તુજ પ્રભુ પ્રેમ છેરે,
અવર સૌ વ્હેમ છેરે— ધ્રુવ
પ્રેમ ભક્તિમા, પ્રેમ જુક્તિમા, પ્રેમ મુક્તિમા, પ્રેમ પિતરમા,
પ્રેમ માતને ભ્રાત નાતમાં નેમ છેરે— જગમા૦ ૧
વરવધુ ઉર ઉરથુ લપટાએ, માત ગોદમા તનુજ દબાએ,
બંધુ બંધુ બેલડીએ ઉજવલતા એમ છેરે— જગમાં૦ ૨
જ્ઞાતિબન્ધુ, સત્કર્મબન્ધુ, નિજ ધર્મબન્ધુ, સ્વીય દેશબન્ધુએ,
પ્રેમ દીપ વિણુ તિમિરજ ઘરમા જેમ છેરે— જગમા૦ ૩
હૃદય વિષે સુખ સૂર્ય પ્રકાશે, અસ્ત ચન્દ્ર બિમ્બ દે અવાસે,
હૃદય અસ્ત રવિ ચન્દ્ર પ્રેમથી ક્ષેમ છે રે— જગમા૦ ૪
હે પ્રભુ પ્રેમ જગત ભર જામો, સર્વ આર્યના સુધરો કામો,
તિમિર માહિ ઠોકરજ હિંદ બન, હેમ છે રે— જગમા૦ ૫

॥ महन्त ॥

રતિ સ્વસ્વ ગ્રામ પ્રતિ ચિત ધરે મૂર્ખ જન જે,
કરે તેની હાંસિ સ્ફુટિત સુમનઃ સંચય મિષે[1]
સદા આમોદે જે અલિ કુલ કરે નીલ પુનિત,
કરો તે નિસ્રોતા તટ તિલક વૃક્ષો અમ હિત. ૪૩

ભજે દેવો કોઈ ત્યમ અધિક આરાધ્ય વળી કો,
કરે યજ્ઞો બીજા યમનિયમ પાળે અવર કો;
કરી સ્નેહે નામ સ્મરણ પણ હે સ્વર્ણદિ[2]! તવ,
જગજ્જાલોને હું તૃણ સમ ગણું ખંભિદુર[3] ૪૪

મચે યાવજ્જીવં સુકૃત ભરવા સંત સતત,
ઘણાયે તેના શું સુર નથી કૃતજ્ઞ પ્રિયકર;
અપુણ્યાત્માનું ને અશરણ જનોનું હિતકર,
ન લોકે આલોકું[4] ભગવતિ! વિના આપ અવર. ૪૫

પયઃ[5] પીને માતા! તવ સહ સખા મૂર્ખ રમવા,
ગયો દોડી હું નિર્વૃતિ[6] મળી મને ક્યાંય પણ ના;
ઘણું જાગ્યો હું તો, મધુર અનિલે શીતળ હવે,
લઈ અંકે તારા[7] કરુણ કર નિદ્રાગત મને. ૪૬

સુરમ્યા બાંધી સત્વર કર કટિ ગ્રંથિ સુદૃઢ,
કિરીટે[8] લેખા જે વિધુ તણી ફણીથી સ્થિર કર[9]
ગણી અન્ય ક્ષુદ્ર જન જ્યમ અવજ્ઞા ન કરજે,
પ્રસંગે આ ગંગે! ગતિ કર[10] જગન્નાથ વિનવે. ૪૭

શરજ્જ્યોત્સ્ના શુક્લ, સ્થિર રૂચિ કિરીટે શશિકલા,
કરો ભીતિ ધ્વંસે, વર કમલ, કુંભે શુભ તથા[11]
સુધાવર્તી[12] સ્વચ્છાંબર સમ અલંકાર ધરીને,
પ્રણામીને તું સિત વિજયી ભક્તિ નિજ કરે. ૪૮

---

૧ મૂર્ખ લોકો પોતાના દેશની વડાઈ કરે છે પણ તે સમજતા નથી કે ગંગાનો પ્રદેશ તો સાક્ષાત્ મુક્તિ આપનાર સર્વથી શ્રેષ્ઠ છે તેવા મૂર્ખ લોકોની તટ ઉપરનાં પુષ્પો (વૃક્ષનાં) હાંસિ કરે છે. ૨ સ્વર્ણદિ=સ્વર્ગની નદી. ૩ ઝટ ભાંગી જાય તેવી. ૪ જોઉં. ૫ દુધ. ૬ શાંતી. ૮ ખોળામાં. ૮ મુકુટમાં. ૯ મુકુટમાં રહેલા ચંદ્રમાને સર્પથી મજબુત બાંધી લે. ૧૦ મ્હારો ઉદ્ધાર કર. ૧૧ હાથમાં અભયદાન, વર, કમલ તથા કુંભ શોભી રહ્યા છે. ૧૨ લખા.

# ॥ गोपी संदेश ॥

તુમ વિણુ અમ રસ વાટિકા, છતે નીર સુકાય;
દયાસિંધુ! એ દિલ ધરી, સદ્ય પધારો આંય.

પધારો પ્રેમ ધરી પ્યારા;
બંસીધર નટવર છોગાળા,
ભક્તજન દુઃખ દૂર કરનારા;
ગોપીવર બિરૂદ ધરન લાલા— પધારો૦

વ્હાલાં કરી ઉર વ્હાલ બતાવી, વ્હાલ સુધા વરસાવી;
પ્રફુલ થતા તરૂ પ્રેમ કુમળે, મારી વિરહ કુહાડી,

કાપતાં મ્હેર કરો આવા,
દયાનિધિ નામ સફળ થાવા— પધારો૦

પામર વિષયી સ્ત્રીજન અમથી, દોષ થવા બહુ રહેલ;
તેથી કંઇ કદી હોય દોષ તવ, નાથ! ન ધરી ઉર મેલ—

ક્ષમા કરી કરો સ્નેહ ધારા,
તપ્યાં ઉર પ્રાણ શીતળ થાવા— પધારો૦

અવર કોઇ કદી યાદ કરે ત્યાં, દુઃખ હરી સુખ ધરનાર;
દૂર આવડા અમપર શાને, બની કરો બેહાલ?—

દોષ એ સમજાવો શાણા,
સ્નેહ કર સ્નેહ થકી ન્હાવા— પધારો૦

ગાય ગોપ ગોકુળ વૃંદાવન, યમુના આદિ તમામ,
અદીઠ અનલ ઉપજાવી અંતર, બાળે તમ વિણુ શ્યામ;

આવી એ સુખદ કરો પ્યારા,
થતો વિખ સ્નેહ સુધા ધાવા— પધારો૦

સેવા ભૂલ્યાં નાથ! અમારી, સેવાને તરછોડી,
સેવો જેણે લાખો જનથી, કાયાને નિજ સેવી—

વિચારો યોગ્ય થતું વ્હાલા?
રતિ રસ જ્ઞાન પૂર્ણ લાલા— પધારો૦

રતિ રસ જ્ઞાતા લાલ ઓ, ઉર વિચારો આપ;
તૃષિત ધરણ તજી ઘન વરે, જલનિધિએ શો સાર?।

આલ્ફ્રેડ હાઇસ્કુલ. } રાજકોટ }   વ્રજવિહારિ.

# ॥ अद्वैतब्रह्मसिद्धि ॥

( અનુસંધાન ગતાંકથી. )

વાદી વળી એવું અનુમાન કરે કે—જાળીમાં આવતાં સૂર્યનાં કિરણોમાં જે ઝીણી રજ દેખાય છે, અને તેનું નામ " ત્રુટિ " કહે છે, તે અવયવવાળી છે માટે તે કાર્યરૂપ વસ્તુ છે. અને કહે કે આવા અનુમાન વડે ત્રુટિના કારણરૂપે દ્વયણુક સિદ્ધ થાય છે; તથા એ રીતે દ્વયણુક પણ અવયવવાન્ હોય એમ ઘટે છે, કારણ કે તે ત્રુટિ કરતાં પણ આદ્ય કાર્ય છે અને તેના કારણરૂપ બે પરમાણુ છે. એ બે પરમાણુ જો કાર્ય હોય તો તેમના અવયવોનો પાર ન આવે, અને તેથી સુમેરૂ નામે પર્વતનું અને સરસવના દાણાનું અનુમાનવડે સરખું પરિણામ ઠરાવવાનો પ્રસંગ આવે, માટે પરમાણુ અવયવરહિત છે એમ સિદ્ધ થાય છે. તે પરમાણુઓનો સંયોગ નક્કી હોવોજ જોઇએ. નહીં તો તેમનું કાર્ય બનવાનો સંભવ નથી. અને તેમનો સંયોગ વ્યાપ્ય વૃત્તિ છે કે અવ્યાપ્ય વૃત્તિ છે? એવો વિકલ્પ ઉઠાવવાનો પ્રસંગ નથી; કારણ કે જે સંયોગનું કાર્ય દેખીએ છીએ તેમાં ગમે તે વિકલ્પ ઉઠે તો પણ સંયોગ અયોગ્ય ઠરાવાય નહીં એવી રીતિ છે.— '

આમ જો વાદી તર્ક કરે તો તે ઠીક નથી, કારણ કે સંયોગ પ્રમાણે ત્રુટિ પણ અન્યથા સિદ્ધ છે, એટલે ત્રુટિનો બીજી રીતે પણ બનવાનો સંભવ છે તે આ રીતે સંભવ છે:—

આગળ જે પચીકરણ* કહેવાશે તે પ્રમાણે આકાશ આદિના અનુક્રમવડે અવિદ્યામાં મહા પૃથ્વી ઉત્પન્ન થાય છે. તે પછી પૃથ્વીના ઉપાદાન કારણરૂપ જે અવિદ્યા, તેમાં ઘડો ઉત્પન્ન થાય છે. ઘડાના ઉપાદાનરૂપ અવિદ્યામાં લાકડીવિગેરેવડે અભિઘાતની ક્રિયાથી ઘડાનાં કપાલ ( ખોપરાં ) ઉત્પન્ન થાય છે. કપાલના ઉપાદાનરૂપ અવિદ્યામાં અભિઘાતની ક્રિયાથી લોટ જેવો ભૂકો થાય છે. એ ભૂકાના ઉપાદાનરૂપ અવિદ્યામાં પૂર્વે ત્રુટિ થાય છે. અભિઘાતરૂપ ક્રિયાનું ઉપાદાન પણ અવિદ્યાજ છે કારણ કે સિદ્ધાંતમાં જગતની ઉત્પત્તિના સંબંધમાં અવિદ્યા સિવાય બીજી કોઈ સામગ્રી સ્વીકારી નથી. ( ન્યાયસિદ્ધાંતમાં પણ અવિદ્યા અથવા માયાનો અંગીકાર છે—જુઓ ઉદયનાચાર્યકૃત કુસુમાંજલિના પ્રેરેલા અને બીજા સ્તબકના છેવટના શ્લોકો "મતોના મત્યાદિ. ) આ ઉપર વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે महीघटत्वं घटत कपालिका: इत्यादि ( ભાવાર્થ-પૃથ્વીમાંથી ઘડો, ઘડામાંથી કપાલ, તેમાંથી

ચૂર્ણરૂપ રજ અને તે રજમાંથી "અણુ"-એમ જે જનો સ્વકર્મના બળથી આત્માનું દર્શન કરી શકતા નથી; તેઓ દેખે છે-તેમાં ખરી વસ્તુ કેઇ છે તે કહે, આ શ્લોકમાં "અણુ" શબ્દનો અર્થ "ત્રુટિ" છે. એમ ત્રુટિથી પણ વધારે ઝીણી કોઇ પરમાણુરૂપ વસ્તુ હોય, અને તે વિનાશ પામે એવી છે કારણ કે વાદીના પ્રિય દ્ર્યણુકની પેઠે તે વસ્તુ નાશ પામે એવી પૃથ્વી આદિની જાતની છે. આટલા ઉપરથીજ સૌએ સમજવું કે-પરમાણુઓ અ-વિનાશી છે અને તેમનાવડે આખુ જગત્ ઉત્પન્ન થાય છે એમ નથી, કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે યુક્તિથી વાંધો જણાય છે. શ્રુતિથી પણ એ મત ઉલટો છે એમ આ પ્રમાણે જણાશેઃ-एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः ઇત્યાદિ (ભાવાર્થ આત્માથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ થયો, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી, એમ સર્વ બન્યું. તૈત્તિરીય ઉપનિષદ-બ્રહ્માનંદવલ્લી.) આ શ્રુતિમાં માયાના પ્રથમ ખાસ પરિણામરૂપ "ઇક્ષણ"-બ્રહ્મના પ્રથમ વિચાર-નેજ આકાશનું કારણ કહ્યું છે; કારણ કે तदैक्षतबहुस्यां प्रजायेय એ શ્રુતિ પરથી પરમાત્માનું ઇક્ષિણ-તેમની ઇચ્છા જ જગતની ઉત્પત્તિના કારણ તરીકે જણાી છે. तदैक्षत ઇત્યાદિનો ભાવાર્થ એ છે કે પરમાત્માએ વિચાર્યું કે હું બહુરૂપે થાઉં અને ઉત્પત્તિમાન્ જણાઉં. આમ વાયુ આદિનું કારણ આકાશ છે અને એમજ અનુક્રમે સર્વ વસ્તુઓનાં કારણ સમજવાં. માટે કાર્ય રૂપ પદાર્થનું કારણ સંયોગ છે એ મતનું ખંડન થયું. જો વાદી કહે કે "પરમાણુઓને અવયવ નથી તોપણ સંયોગને અર્થે તેઓમાં અવયવની કલ્પના કરાય છે," તો તે કથન ન ચાલે, કારણ કે અવયવો કલ્પિત હોવાથી તેઓમાં સંયોગ અને દ્ર્યણુક આદિ વસ્તુ પણ કલ્પિત ઠરે અને કલ્પિત હોય તે સત્ય વસ્તુ ન હોય, માટે ખરી રીતે જોતાં સંયોગ વસ્તુઓનું અસમવાયિ કારણ ન બને. અને વાદીએ એમ ન કહેવું કે "અસમવાયિ કારણ વિના પણ કલ્પિત સંયોગ વડે કાર્ય કારણ સિદ્ધ થાય, એ વાત અમને ગમતી છે." કારણ કે એમ થાય તો સ્વપ્નમાં દીઠેલી ઇંટો વડે સાચા ઘરના આરંભનો સંભવ પ્રાપ્ત થાય; અને વાદીનો જે સિદ્ધાંત છે કે આ જગતમાં હયાતીવાળું કોઇ પણ કાર્ય અસમવાયિ કારણ વિના ન બને, તે સિદ્ધાંતનો પણ વિરોધ થાય. વળી પરમાણુના ખંડન માટે અનુકૂલ અનુમાનો આ પ્રમાણે છેઃ—પરમાણુઓ સંયોગની મદદ વાળા નથી, કારણ કે તેઓ સ્વતંત્ર છે. અને તેમનામાં સંયોગને ઉત્પન્ન કરે એવું કર્મ નથી—આકાશ આદિ પદાર્થોનું આ વાતમાં દૃષ્ટાંત છે—અર્થાત્ આકાશ આદિમાં પણ સંયોગ ઉત્પન્ન કરનાર કર્મ ન હોવાથી તેઓ જેમ સંયોગ રહિત છે, તેમ પરમાણુઓ પણ તેવા છે. બીજુ અનુમાન એ છે કે પરમાણુઓમાં કર્મ નથી, કારણ કે કર્મનું કારણ પ્રયત્ન પૂર્વક અભિઘાત આદિ છે અને તે કારણ જેમ આકાશમાં નથી તેમ પરમાણુઓમાં પણ નથી. વળી ત્રીજુ અનુમાન એ છે કે પરમાણુઓ દ્રવ્યનો-વસ્તુનો-આરંભ કરનારા નથી, કારણ કે આત્મા અને આકાશ આદિ વસ્તુની પેઠે તેઓ અવયવ રહિત હોવાથી તેમનો સંયોગ થતો નથી; એટલે સંયોગથી એકઠા થઇને પરમાણુઓ પોતાનાથી મોટા કદની વસ્તુની રચના કરે એમ પણ બનતુ નથી—આ રીતે પરમાણુનું ખંડન થયું.—

દ્રવ્ય અને વિશેષ્ય દ્રવ્ય—આ સર્વની આવી અયુત સિદ્ધ વસ્તુઓમાં ગણના છે, માટે તે નોખી ન હોય. (આ સ્થલે આટલું જાણવા જેવું છે કે ન્યાયમાં પૃથ્વી, પાણી તેજ અને વાયુનાં પરમાણુઓને નિત્ય દ્રવ્ય માન્યાં છે. તેમની વચ્ચેનો ભેદ જણાવવા એક વિશેષ એવા પદાર્થની નૈયાયિકો કલ્પના કરે છે, અને તે પરમાણુઓમાં સમવાય સંબંધથી રહે છે એમ માને છે. વૈશેષિકો સમવાયને અનુમાનથી સિદ્ધ નીચે પ્રમાણે બતાવે છેઃ—તમામ આશ્રય પ્રત્યક્ષ થયા વિના સંબંધ પ્રત્યક્ષ ન થાય તેથી નજરે ન જણાય. જણાય એમ માનીએ તો બે ઘડા સંયુક્ત છે એ જેમ પ્રત્યક્ષ જણાય છે તેમ ઘટ અને આકાશ પણ સંયુક્ત છે એમ પ્રત્યક્ષ જણાત પણ તેમ થતું નથી. એક ઘટ પ્રત્યક્ષ છે, તોપણ આકાશ પ્રત્યક્ષ નથી માટે તેમ નથી થતું, માટે તેનું હરકત નિવારણ કરવા વાસ્તે અવશ્ય સમવાય તે અનુમેય માનવો જોઇએ.) અયુત સિદ્ધ વસ્તુમાં સમવાય હોય તેના દૃષ્ટાંતમાં એકે અવયવ અવયવીથી નોખો ન હોય માટે તેમનો નિત્ય સંબંધ જ હોય. અને વૈશેષિક નામે તાર્કિક વિદ્વાનો કહે છે કે તાંતણાનો પટ (વસ્ત્ર) દેખીયે છીએ ત્યારે અહીં તંતુઓ (તાંતણા)માં પટ બની રહ્યો છે એ જ્ઞાન ઉપરથી અનુમાન કરીને સમવાય સંબંધ એ તંતુ તથા પટથી ભિન્ન સમજીયે છીએ. અને ગૌતમ મુનિને અનુસરનાર ન્યાય પંડિતો કહે છે છે કે સમવાય પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધજ છે. આ એક જુદો પ્રસંગ છે તે આ પ્રમાણે છેઃ—અહીં તંતુરૂપ આધારમાં પટ છે એ જ્ઞાત કોઈ પણ જાતના વાંધાથી રહિત—સદા સાચું—હોવાથી તંતુ રૂપ આશ્રય—આધાર-ના અને પટ રૂપ આશ્રયી (-આધારમાં રહેલી વસ્તુ) ના ધર્મ વાલા જે પદાર્થો છે, તેમના સંબંધનું જ્ઞાન થયા પછી એ સાચું જ્ઞાન થવા યોગ્ય છે, જે આ રીતનું જ્ઞાન છે તે સદા સાચુ રહે છે. તે વાતનું દૃષ્ટાંત એ છે કે કુંડામાં બોર છે એવું જ્ઞાન અબાધિત છે અને તેની પૂર્વે કુંડાના અને બોરના આધાર આધેય આશ્રય કુંડુ છે અને તેમાં રહેલ બોર આશ્રયી છે એમ સમજાય છે. રૂપ ધર્મ જાણવામાં આવે છે; તેથી તે જ્ઞાન સાચુ છે; આટલા માટે બીજો પક્ષ-કે અનવસ્થા દોષને લીધે સમવાય ન માનવો એ પક્ષ ઠીક નથી, કારણ કે પ્રમાણથી જે કાર્ય સિદ્ધ થાય તેનો બીજી કોઇ રીતે સંભવ ન હોવાથી સિદ્ધ થતા સંબંધને અસત્ (=ખોટા) તર્ક રૂપ દોષ તથા અનવસ્થા દોષ પ્રાપ્ત થઈ શકતો નથી.—આમ જો વાદી પ્રશ્ન ઉઠાવીને કહે તો તેને અમે કહીએ છીએ કે ભાઇ તમે ભુલો છો. તે ભુલ આ રીતે છેઃ—પ્રથમ તો એ જાણવું જોઇએ કે ઘટ અને પટ જોઇને અહીં તંતુઓમાં પટ છે એવું ભાન નથી થતું પણ આ તંતુઓ પટ રૂપ છે અને આ ઘડો માટી છે એમ તંતુ અને પટના અભેદનું તથા માટી અને ઘટના અભેદનું જ્ઞાન થાય છે, એમ સર્વત્ર ભાન થાય છે. શાખાઓમાં વૃક્ષ છે એવું ભાન નથીજ થતું, પણ વૃક્ષમાં શાખાઓ છે એમ સમજાય છે, અને તેમજ પટમાં તંતુઓ છે એવો અનુભવ થાય છે; માટે " અહીં તંતુઓમાં પટ છે " એ જ્ઞાનમાં કાંઇ વાંધો નથી એવો જે તમે હેતુ આપ્યો હતો એ હેતુમાં આમ જણાવ્યા પ્રમાણે વાંધો છે, તેથી તે હેતુ અસિદ્ધ-ખોટો છે-સ્વરૂપાસિદ્ધ છે-અને એ હેતુથી સમવાય સિદ્ધ થાય નહીં. વળી વાદીને પૂછીએ છીએ કે આ સમવાય સંબંધવાળી બે વસ્તુઓથી ભિન્ન છે કે નથી ? જો ભિન્ન હોય તો એ પક્ષમાં અમારો પ્રશ્ન એ છે કે સ્વતંત્ર છે કે પરતંત્ર ? જો તે સ્વતંત્ર હોય, તો આત્મા અને આકાશ વિગેરે વસ્તુઓની પેરે તે સ્વતંત્ર

જણાય, પણ તેમ જણાતો નથી જો તે સમવાય પરતંત્ર હોય, તો જેને આધીન છે તેની સાથે એનો શો સબંધ છે તે કહેવો જોઇએ, કારણકે ગુણ આદિ પરતંત્ર વસ્તુઓનો ગુણયુક્ત દ્રવ્ય વસ્તુ-સાથે સબંધ જણાય છે " આ સમવાય પોતેજ સંબંધ છે માટે એને બીજા સબંધની ગરજ નથી ' એમ વાદીએ ઉંચે સ્વરે ન બોલવું, કારણ કે એ વાતનો સંયોગમાં વ્યભિચાર છે-અર્થાત્ સંયોગ પોતે સબંધ છે તથાપિ પોતાની સિદ્ધિ માટે તે સમવાય નામે બીજા સબંધની અપેક્ષા રાખે છે. વાદી કહે કે સંયોગ એક જાતનો સંબંધ છે ખરો, તોપણ એની ગુણમાં ગણતરી હોવાથી એ ગુણ છે માટે બીજા સબંધની દરકાર રાખે છે, (અને જાતિ વિગેરે પરતંત્ર છે, પણ તેની સબંધમાં ગણના નથી માટે તેને સબંધની અપેક્ષા છે) પણ સમવાય તો સબંધ રૂપજ છે, અને ગુણ નથી, એટલો સમવાય અને સંયોગમાં તફાવત છે, માટે સંયોગની દશા સમવાયને લાગુ પડાય નહીં આમ જો વાદી કહે તો અમારો ઉત્તર એ છે કે સમવાય એક જાતનો સબંધ છે માટે તે કારણથી સંયોગનું દૃષ્ટાંત લઇને અનુમાનવડે સમવાય પણ ગુણ છે એમ માની લો જો વાદી કહે છે કે જે ગુણ હોય તે પૃથિવી આદિ દ્રવ્ય-વસ્તુ-માં રહે પણ સમવાય તો ગુણ કર્મ આદિ પદાર્થોમાં પણ રહે છે માટે સમવાય ગુણ નથી, તો દુર્જન ભલે રાજી થાય એમ વિચારીને ગુણ વિગેરેમાં ભલે સમવાય હોય એમ સ્વીકારીએ છીએ, પણ કાર્ય અને કારણરૂપ પદાર્થોનો સમવાય તો અનુમાનવડે ગુણ છે એમ માની શકાય, કારણ કે કાર્ય અને કારણ રૂપ બે દ્રવ્ય નામે પદાર્થોમાં સંયોગ પેઠે સંબંધ રૂપે સમવાય રહે છે જેથી સમવાય ગુણ છે એ અનુમાન વડે સિદ્ધ કરી શકાય છે. વાદી કહે છે કે સંયોગ સબંધ બે નોખા નોખા પદાર્થોમાં હોય છે પણ સમવાય તો જે બે પદાર્થો ભેગા જોડાયેલા (અયુતસિદ્ધ,) રહે છે તેમના સબંધનું નામ છે માટે સમવાયને "ગુણ" ન કહેવાય આ વાદીને અમે પૂછીએછીએ કે કહો ભાઇ અયુતસિદ્ધિ કેવી હોય ? જે બે વસ્તુઓ નોખે નોખે સ્થાને ન હોય તે અયુતસિદ્ધ કહેવાય ? કે નોખે નોખે કાળે જે ન હોય પણ, એકજ કાળે હયાત હોય તે અથવા જે બેનો સ્વભાવ એકજ જાતનો હોય તે અયુત સિદ્ધ છે ? આ ત્રણમાંના પેહલા પક્ષમાં એવો સવાલ ઉઠે છે કે સબંધવાળી બને વસ્તુઓ એક સ્થાને હોવી જોઇએ ? કે એમાંથી એક વસ્તુ પોતાનાજ સ્થાનમાં હોય ? પ્રથમ પક્ષની પહેલી કોટી જો તમે સ્વીકારો—એટલે જો એમ કહો કે બને વસ્તુઓ એક સ્થાને હોવી જોઇએ—તો પટનો તન્તુ સાથે સમવાય છે માટે તન્તુના સ્થાનમાં પટ છે, અને પટમાં રહેલી ધોળાશનો પટમાં સમવાય છે માટે તે ધોળાશ પટના સ્થાનમાં છે-આ રીતે પટરૂપ-દ્રવ્ય-વસ્તુ-અને ધોળાશ રૂપ ગુણ ભિન્ન સ્થાનમાં છે, એથી તમારાજ સ્વીકાર પ્રમાણે આ પટરૂપ દ્રવ્ય અને ધોળાશરૂપ ગુણ અયુતસિદ્ધ ન થાય એટલે તેમનો સમવાય ન બને, પણ તે ન બને એ ઠીક નથી માટે પ્રથમ કોટિ ન ચાલે—બીજી કોટિમાં તો ઘટ અને આકાશનો જે સંયોગ છે તે વડે ઘટ અને આકાશ અયુતસિદ્ધ ઠરવાનો પ્રસંગ આવે કારણ કે ઘટનું સ્થાન મૃત્તિકા છે, તો પણ આકાશ નિત્ય દ્રવ્ય હોવાથી તેનો બીજે કદી સમવાય ન હોયતેથી તે પોતાનાથી નોખા સ્થાનમાં નથી. આમ છે માટે આકાશ અને ઘટનો સમવાય સબંધ છે એમ માનવું પડે પણ તેમ નથી, અર્થાત્ આકાશ અને ઘટનો સમવાય સબંધ નથી, માટે બીજી કોટિ પણ કામની નથી અને વસ્તુઓ એકજ કાળે હોય, તો તે "અયુતસિદ્ધ" છે એ ત્રીજે

પક્ષ પણ ન લેવાય, કારણ કે ગાયનાં ડાબી અને જમણી બાજુનાં બે શીંગડાં એક કાળે હોવાથી તેમાં અયુતસિદ્ધપણું આવે તે તમને ઇષ્ટ નથી. ત્રીજા પક્ષમાં સંબંધ વાળા બે વસ્તુઓનો સ્વભાવ નોખો ન હોવો જોઇએ. આ પક્ષ પણ ઠીક નથી કારણ કે એ પક્ષ જો તમે માનો, તો દ્રવ્ય અને ગુણનો સમવાય સંબંધ છે તોપણ તેમના સ્વભાવનો જે ભેદ છે, તે તમારા ત્રીજા પક્ષ પ્રમાણે નસંભવે. દ્રવ્ય અને ગુણનો સમવાય સ્વીકારવાથી તેમના સ્વરૂપનો ભેદ સંભવે, એટલે તેમના સ્વભાવનો ભેદ બને એમ વાદીએ ન કહેવાય, કારણ કે સમવાયનો આજ સુધી નિશ્ચય થઇ શકતો નથી; માટે ગુણની દ્રવ્ય સાથે એકતા જણાય છે, અને ગુણની સિદ્ધિ દ્રવ્યથી અભિન્ન વસ્તુ તરીકે કરાય છે. વળી "યુ" ધાતુ મિશ્રણ (મેળવવું) અને અમિશ્રણ રૂપ અર્થમાં પ્રવર્તે એમ પાણિનિમુનિનું વચન છે, તે ઉપરથી અમિશ્રણ અર્થ વાળો "યુ" ધાતુ લેવાથી "અયુતસિદ્ધ" શબ્દનો મુખ્ય અર્થ અપૃથગુત્પત્તિ છે, અર્થાત જેમની ઉત્પત્તિનોખી ન હોય એવા બે પદાર્થો અયુતસિદ્ધ કહેવાય અને એવી અનર્થક—સાથે થયેલી ઉત્પત્તિ તમારે મતે દ્રવ્ય અને ગુણની નથી કારણ કે તમારે મતે દ્રવ્યની ઉત્પત્તિ પ્રથમ થાય છે, અને ગુણની ઉત્પત્તિ પાછળથી છે

(ચાલુ)

કૃષ્ણશંકર હિરાશંકર પંડ્યા બી૦ એ૦

---

# ॥ सुखी थनारे समयनो हिसाब राखवो जोइए ॥

## ( ૧૯ )

માનવજીવનની વ્હેંચણીમાં આપણને માલુમ પડી આવે છે કે તેનો મોટો ભાગ દુરાચરણમાં ચાલ્યો જાય છે, તેનાથી એ મોટો ભાગ બીલકુલ કંઇ પણ ના કરવામાં વ્યતીત થાય છે, અને પરિણામે વિચારીએ તો આપણા કામ ધંધા વિનાની બાબતો કરવામાં બહુ સમય વ્યતીત થઇ જાય છે. કેટલાંક કલાક આપણે આચારાંગના પાલનમાં ગાળીએ છીએ, કેટલાક કલાક દાસોચિત કાર્યમાં ગાળવામાં આવે છે, કેટલાક મોજશોખમાં ગળાય છે અને બાકીના નકામા ગુમાવવામાં આવે છે. આપણે કેટલો બધો સમય, આશાઓ અને નિરાશાઓમાં, પ્રેમ અને દ્વેષમાં, ગમત, નાચ તાન તમાશામાં, સ્વાર્થ સાધવામાં, નોકરીઓ મેળવવાની માથાકુટમાં કારણોની માગણી કરવામાં, નીચતા ભરી ખુશામતોમાં નકામો ગાળી નાખીએ છીએ ! જાણે કે આપણને મળે છે તેટલો સમય આપણાં કર્તવ્યો માટે પુરતો ના હોય તેમ

મૂર્ખાઓ અને તત્વવેત્તાઓ ઉભયેને માટે જીવનની અલ્પતા એ તો સામાન્ય ફરીયાદ મચ્ચત થઇ પડી છે, પરંતુ આપણી જાગીરોના સંબંધમાં બને છે તેમ આપણાં જીવનોના સંબંધમાં પણ બને છે—એક સારો વ્યવસ્થા રાખનાર, થોડાં વાનાંને પણ મોટાંમોટાં કરી દેખાડે છે; આથી ઉલટી રીતે એક રાજાની આવક પણ એક ઉડાઉના હાથમાં આવે તો એક ક્ષણમાં ચાલી જાય છે. તેથી આપણને મળેલા સમયનો જો સારો ઉપયોગ કરવામા આવે તો માનવ જાતના બધાએ ઉદ્દેશો અને હેતુઓ સિદ્ધ કરવાને જોઇએ તેટલો પુરતો છે. પરંતુ આપણે લોભમાં, ખાવાપીવામાં, મોજશોખમાં, પ્રસન્ન કારક વ્યાખ્યાનો આપવામાં, દ્વેષમાં, આમતેમ ભટકવામાં, અપ્રાસંગિક અભ્યાસોમાં, મફતો બબડવામા અને આવાં અન્ય કાર્યોનાં ઘણો સમય નકામો ગુમાવીએ છીએ; જ્યારે આપણા ભાગનો સમય ખલાસ થાય છે ત્યારે આપણને તેની જરૂર જણાઇ આવે છે પરંતુ જ્યારે તે આપણી પાસેથી જતો હોય છે ત્યારે તેને આપણે લક્ષમા લેતા નથી; આ આમ એટલુ બધુ થઇ જાય છે કે આપણને આપણુ જીવન જેટલુ ટુંકુ જણાઇ આવે તેના કરતાં તે વધારે ટુંકુ લાગે છે. કેટલાક લોક હમેશા આંગળીઓ સાથે રમત રમતા, સીસોટી વગાડતા, મશ ગણતા, અથવા તો જાતની સાથેજ વાતચીત ચલાવતા તમારા જોવામાં આવશે; વળી અન્ય કેટલાક કાવ્ય રચનામાં, સાંભળવામા તથા ગીત સંગિતાદિ શ્રવણ કરવામાં તેમના સમયનો ભોગ આપતા તમારા જોવામાં આવશે. એક માથાના વાળ ઓળવા જેવી બાબતમા, વસ્ત્રાદિ પ્હેરવાની બાબતમા, આપણે આપણા હજામ, દરજી અને નોકર ચાકર સાથે મસલત ચલાવવાના પ્રભાતના કેટલા બધા કીમતિ કલાકો ગૂમાવી નાખીએ છીએ. અહા! આપણા કપાઇ જતા દરેક બાલ માટે એક સલાહકાર મંડલ બોલાવવાની જરૂર ઉભી થઇ આવે છે, જો બાવનો એકાદ ગુચ્છો આડો અવળો થઇ જાય, તો એક ઉપદ્રવ જેટલી તેની કીમત આંકવામાં આવે છે ખરેખરી વાત જોવા માગીએ તો એમ છે, કે

કરીને એક અનિશ્ચિત બાબતનો સ્વીકાર કરીએ છીએ. વર્ષાના ઝાપટાની બાબતમાં આપણે જેમ વરતીએ છીએ તેમ આપણે સમયની બાબતમાં વર્તવું જોઇએ. જ્યાં સુધી આ ઉભયે આપણને પ્રાપ્ત હોય ત્યાં સુધીમાંજ તેમનો ઉપયોગ કરી લેવો જોઇએ, કારણ કે એ ઉભયે હમેશાં ટકી રહેશે નહિ.

## આપણા જીવન કરતાં સમૃદ્ધિની આપણે વધારે સંભાળ રાખીએ છીએ.

આપણે આપણાં જીવનોની દરકાર કરીએ છીએ તેના કરતાં આપણે આપણી સમૃદ્ધિની, આપણાં ગૃહોની, આપણા પૈસાની, શા માટે આટલીબધી વધારે સંભાળ રાખીએ છીએ, એ બાબતની માનવ મૂર્ખતાની અપેક્ષા સમજાવી શકવાને માનવબુદ્ધિ સમર્થ નથી; દરેક જણ એમાંના એકાદ ઉપર વિના મૂલ્યે તૂટી પડે છે, પરંતુ અન્યના ઉપર હુમલો કરવામાં આવે તો આપણે તલવાર અને બંદૂક લઇને સામા થઇએ છીએ. બાપદાદાથી આવતા વારસાના સંબંધે તો કોઇ પ્રકારના વિભાગ પાડવાના હોતા નથી, પરંતુ લોકો આનંદપૂર્વક આપણા સાથમાં આપણો સમય લેઈ શકે છે; આપણે પણ આટલી સમયની બાબતમાં અત્યંત ઉદાર બની જઇએ છીએ; ખરેખરી રીતે તો સમયની બાબતમાં આપણે લોભીયા બનવું જોઇએ. આવું અથવા તેવું કાર્ય કરવા માટે એકાદ મિત્ર પાસે એકાદ બે કલાક માગવાની બાબતતો દરરોજના વ્યવહારની થઇ પડી છે; આવી સહાય પણ સહજમાં આપવામાં આવે છે; આવા ઉભયે પક્ષો વસ્તુનો પોતાનો વિચાર ના કરતાં માત્ર પ્રસંગનોજ વિચાર કરે છે. બધીએ કીમતિ વસ્તુઓમાં અત્યંત કીમતી વસ્તુ સમાન સમયનો તેઓ કોઇ કાલે હિસાબ રાખતા નથી; પરંતુ આટલી બાબત તેમના સમજવામાં નહિ આવતી હોવાથી તેઓ તેને કંઇ પણ હિસાબ વિનાનો ગણી કાઢે છે. આપણો સમયજ નિશ્ચિત હોય છે. અને દિન તથા રાત્રીએ આપણે આગળને આગળ મુસાફરી કર્યા કરીએ છીએ; માર્ગમાં કોઇ પ્રકારનો વિશ્રામ લેઇ શકાતો નથી; તેમજ સમયને લંબાવવાની બાબત રાજા અથવા લોકો એકેના હાથમાં નથી. કોઇ પણ માનવ સારી રીતે જીવવાની દરકાર કરતું નથી, પરંતુ લાંબા જીવવાની દરકાર રાખે છે; ખરૂં જોવા માગીએ તો પ્રથમની બાબત દરેકના હાથમાં છે-સત્તામાં છે, જ્યારે બીજી બાબત કોઇના પણ હાથમાં નથી. જીવનનાં સાધનોજ પૂરાં પાડવામાં આપણે આપણાં જીવનો ગુમાવી નાખીએ છીએ, આમ છતાંએ ભાવિ માટેતો એક પ્રકારના આદરપૂર્વક આપણે આપણી જાતને નિયમીએ છીએ, તેથી આપણે યોગ્ય પ્રકારે જોઇએ તેમ જીવતા નથી, પરંતુ આપણે તો જીવવાનો હમણાંજ આરંભ કરવાના છીએ.

## વર્તમાન—ભૂત—અને ભાવિ કાલ.

જીવનના વિભાગમાં વર્તમાન, ભૂત અને ભાવિકાલનો સમાવેશ થાય છે. આપણે જે કરીએ છીએ તે ટુંકું છે; આપણે જે કરીશું, તે સંશયવાળું છે; પરંતુ આપણે જે કર્યું છે તે તો ખાત્રીભર્યું છે અને ભાવિની સત્તાની બહારનું છે. સમયનો પ્રવાહ અદ્ભુત ઝડપથી વહ્યાં જાય છે, આવી ઝડપ સમજવા માટે માનવે પાછા ફરીને દ્રષ્ટિ કરવી જોઇએ;

આવા પશ્ચાદવલોકનમાં બધોએ ભૂતકાલ તેની નજરે તરે છે. પરંતુ વર્તમાન કાલ આપણું નજર ચૂકાવીને ખસી જાય છે, આપણે તો માત્ર એક ક્ષણ માટેજ જીવીએ છીએ, અને છતાંએ તેના આપણે બાલ, યુવા, માનવ, વૃદ્ધ, એવા વિભાગ પાડીએ છીએ, અને આવા બધાએ અંશોનો આવા સાંકડા ક્ષેત્રમાં સમાવેશ કરીએ છીએ; જો આપણે બરાબર તપાસ રાખતા નથી તો આપણે પ્રસંગો ગુમાવી બેસીએ છીએ; જો આપણે ઉતાવળ કરતા નથી તો પાછળ પડી જઇએ છીએ; આપણા શ્રેષ્ઠ કલાકો આપણી નજર ચુકાવીને ચાલ્યા જાય છે; આપણા કનિષ્ઠ કલાકો હજુ હવે આવવાના છે. આપણા જીવન પ્રવાહનો વિશુદ્ધ વિભાગ પ્રથમ વહન કરી જાય છે, અને તપીત્ર એ તો માત્ર કચરોજ રહેવા દે છે, જે સમય કશાને માટે પણ કામનો હોતો નથી તે સમયને આપણે સદાચારની બાબતમાં ગાળીએ છીએ; આ પ્રમાણે આપણે, જે ઉમરે ગણ્યા ગાંઠ્યા લોકજ પહોંચે છે તેટલી વયે માત્ર આપણે સારી રીતે જીવવાનો પ્રચાર કરવાનો આરંભ કરીએ છીએ. બાકિ તો આટલું બધું અનિશ્ચિત હોવા છતાંએ, તથા આપણને ઉપરછ આવતાં સંકટો પણ આટલાં બધાં અનિવાર્ય હોવા છતાંએ, આ પ્રમાણે સમયને ગુમાવવા કરતાં આ દુનિયામાં વધારે મૂર્ખાઇ ભર્યું અન્ય શું હોઇ શકે ?

### આપણા સમય વિના અન્ય કશાને પણ આપણાથીં આપણું પોતાનું કહી શકાય એમ નથી.

એવું કંઇપણ નથી કે જેને આપણે આપણુ પોતાનું કહી શકીએ; માત્ર આપણો સમયજ આપણો છે; આમ છતાંએ જેમની જેમની મરજી થઇ આવે છે તે આપણને આ બાબતમાં મૂર્ખા બનાવે છે. જો એકાદ માનવિ નાણાની એકાદ નજીવી રકમ ઉછીની લે તો ખત પત્રો અને જામીનગીરીઓ કરી લેવામાં આવે છે, આવા પ્રકારના સાધારણ રોજ નાગરિક વ્યવહારને એકદમ હિસાબ ઉપર ચઢાવી લેવામાં આવે છે; પરંતુ જે કોઇ માંડે સમય લઇ લે છે તેતો એમજ ધારે છે, કે આ મારે માટે તેની પાસે કાંઇ લ્હેણું નથી જો કે આવું દેવું તો આભાર દર્શન વડે પણ વાળી શકાય એવું હોતું નથી. હું એવા એ માનવને કોઇ કાલે પણ ગરીબ નહિ કહું કે જેની પાસે હજુએ જોઇએ તેટલું પુરતું છે, ભલે આવું પુરતું કોઇ કાલે આટલું બધું અલ્પ ના થઇ પડો. આમ છતાંએ જેમને હજુ સંસાર સાગર તરવાનો છે તેમને માટે એટલી સલાહ શુભકારક નીવડશે કે તેમણે યોગ્ય સમયેજ યથાર્થ ગૃહપતિ બનવું જોઇએ કારણ કે જો હોય તે વાસણમાંથી કાનાની બહાર કાઢી નાખ્યા પછી, તળીએ કાંઇપણ બચાવવાની બાબત અત્યંત અઘરી થઇ પડે છે જેમ-નવ મારી પાસેથી મારો એક દિન લેઇ જાય છે, તે મારી પાસેથી એવું કંઇક લઇ જાય છે, કે જે તે કોઇ કાલે પાછું વાળી શકવાનો નથી પરંતુ આપણો સમય, તેમને તો અમ-પણી પાસેથી બેદર્દીથી ઝુંટાવી લેવામાં આવે છે અથવા ચોરી લેવામાં આવે છે અથવા અ-પણે ગુમાવી બેસીએ છીએ; આમાંની છેલ્લી બાબતનો અત્યંત ખરાબમાં ખરાબ બાબત સમાન છે. એક મુસાફીના જેવુંજ એક જીવનમાં પણ બની આવે છે; આપણા ગૃહનો

આવવાનાં માર્ગમાં એક પુસ્તક અથવા એક સાથીને લીધે, આપણે જાણીએ કે હજુતો અર્ધમાર્ગે જવાયું છે એટલામાંતો આપણે ગૃહ આગળ આવીપહોચીએ છીએ. સમગ્ર બાબતનો વિચાર ચલાવતાં આપણે આપણો સમય, આપણા સુધારા માટેની જરા પણ દરકાર રાખ્યા વિનાજ ઉપરાઉપરી આપણે ગુમાવ્યાં જઇએ છીએ. જેઓ સુવિખ્યાત રીતે નિંદિત જીવન ગાળે છે તેમના વિષે મારૂં આ કહેવું નથી, પરંતુ દુનિયા જેમને, સુખી લોક તરીકે સ્વીકાર કરે છે, તેઓ પણ તેમના સુખાનંદમાં ગુચવાઇ મરતા હોય છે, તેમના ધંધાઓ અને અસીલોના ગુલામો બની ગયા હોય છે, તેમની કામનાઓમાં ડુબી ગયલા હોય છે. આપણે મહાપુરૂષોના ગર્વની, અતિમાનિતાની ફરીયાદ કરવાના વલન વાળા છીએ; આમ છતાંએ આવા સર્વમાંથી કોઇકજ ભાગ્યે એટલો બધો માનિ હશે, કે જેના આગળ કોઇ પણ માનવિ એક વા અન્ય સમયે જઇ ના શકે તથા બદલામાં એકાદ શુભાશિષ અથવા દ્રષ્ટિપાતના મેળવી શકે. અન્ય સર્વના કરતાં આપણે આપણી જાત પ્રત્યેજ અત્યંત બધિર વૃત્તિવાળા તથા દુર્ગમ્ય રહીએ છીએ, એને માટે આપણે અસાર ખુશીથી ફરીયાદ હઠાવતા નથી.

## સાથ અને ધંધા, એ સમયના મહાન ભક્ષકો છે.

સાથીઓનો સાથ અને ધંધા, એ સમયના મહાન ભક્ષકો છે, આપણા ભાવિ તેમજ આપણા દુરાચારો આપણા જીવનનો તો વિનાશ સાધ્યાં જાય છે. વર્તમાન કાલતો એક ક્ષણ સમાન છે, તે હમેશાં પ્રવાહમાં વહી જાય છે; ભુતકાલને આપણી ખુશીમાં આવે ત્યારે આપણા મન સમક્ષ ખડો કરીશકીએછીએ તથા તે આપણે તેની પરીક્ષા અને તપાસ કરીએ ત્યાં સુધી ટકીરહે છે. પરંતુ એક ઉદ્યોગી માનવને પાછુંવાળીને જોવાનો અવકાશ હોતો નથી, અથવા જો તેને તેવો અવકાશ મળી આવે છે તોપણ તે ભૂતકાલના પશ્ચાતાપ કરવાને વા જીવનના એકાદ વિભાગમાં રોકવામાં આવે છે; આવી બાબતનો વિચાર ચલાવવો પણ અનુત્સાહક છે; આથી ઉલટી રીતે એક સદાચારી જીવનવાળો અંતરાત્મા, એક માનવને કોઇ કાલે પણ ક્ષુભિત ના થાય અથવા કોઇથી ના લઇ લેવાય એવી નિત્યની સુખીદશામાં સ્થાપે છે; પરંતુ જેણે એક દુરાચાર ભર્યું જીવન ગાળ્યું છે, તેને તો તેના પોતાના સ્મરણથીજ ભય થઇ આવે છે અને પોતાનું પુનરવલોકન કરવામાં પણ સદાચારને બદલે માત્ર વાસના, લોભ તૃષ્ણાજ જોવામાં આવે છે, પરંતુ આમ છતાંએ આવા અલ્પ ગાળામાંનો કેટલો બધો સમય આપણે ભયમાં, ચિંતામાં, રડવામાં, બાલ્યમાં ગુમાવીએ છીએ કે ખરેખર આમાંનો અર્ધ સમય તો આપણે ઉંઘમાંજ ગૂમાવીએ છીએ જાણે કે આપણે ખાવા પીવાનો હોઇએ તે સંતોષ માટે નહિ પરંતુ લોભ ખાતર હોય તેમ કેટલો બધો સમય આપણાં અતિથિયો, આપણા નોકરો, અને આપણાં ભાથાં ગોઠવવામાં, મોજ શોખમાં ગુમાવી નાખવામાં આવે છે, ખાવા પીવામાં અને મોજ શોખમાં અર્પણ કરેલી આટલી બધી ભારે કીમતે ખરીદવામાં આવતી રાત્રીઓ કદાચ શ્રેષ્ઠ પ્રકારે ટુંકી જણાઇ આવતી હશે. રાત્રીની આશામાં ને આશામાં દિનને ગૂમાવવામાં આવે છે, અને પ્રભાત થઇ જવાના ભયમાં ને ભયમાંજ રાત્રી ગૂમાવી નાંખવામાં આવે છે. આપણા આનંદોમાંજ એક પ્રકારના ભયનો સમાવેશ થાય છે; તેઓ હમેશાં પહોચશે નહિ એવી

અથવા નિઆગારા ( Niagara ) જેવા એક મહાન્ જલના ધોધનો આપણે વિચાર કરીએ કે જ્યાં પડતા પહેલાં તેના સ્રોતસનો સમૂહ એક હોય છે અને પછી તે અગણિતબિંદુઓમાં વિભક્ત થઈ જાય છે અને પ્રત્યેક બિન્દુ પ્રકાશનું જુદુ જુદુ પ્રતિબિંબ ફેંકે છે; અને તે બિન્દુઓ ભુવનો જેવાં છે, અને તેમનું કરેલું ઇન્દ્રધનુષ તે બહુરંગી જીવન છે. પણ જલ તો એકજ છે, જ્યારે બિન્દુઓ બહુ છે, અને જીવન એક છે, જો કે ભૂતો બહુ છે. ઇશ્વર-વ્યક્ત કે અવ્યક્ત-એકનો એકજ છે, જો કે જુદો, જો કે સર્ગમાં સગુણ, અને પ્રલયમાં નિર્ગુણ. બ્રહ્મા અને તેનું વિશ્વ (અંડ) એક છે, જો કે તે ( બ્રહ્મા ) એકતા છે અને બ્રહ્માણ્ડ બહુતા છે. તે જીવન છે અને બ્રહ્માણ્ડ રૂપો છે.

આપણે જોયું છે કે એક વિશ્વનો આવિર્ભાવ પ્રતિભાસપરંપરા સૂચવે છે તેથા સાર્વત્રિક પરસ્પર સંબંધ, કારણ અને કાર્યનો અનુક્રમ, થાય છે. પણ પ્રત્યેક કાર્ય વારો આવે કારણ બને છે અને એમ ને એમ એ અનંત પરંપરા ચાલી જાય છે, કારણ કે કારણ અને કાર્યનો ભેદ એ સ્વભાવનો ભેદ નથી પણ સંબંધનો ભેદ છે. જે પરસ્પર સંબંધો બ્રહ્મ (The Eternal)ના વિચારમાં હોય છે તે એક વ્યક્ત વિશ્વ તરીકે બહાર કાઢેલો વિચાર ખંડમાં પ્રતિભાસો વચ્ચેના પરસ્પર સંબંધો થાય છે. વિશ્વ વિશેષના સર્ગ પૂર્વે ભવ્ય વિશ્વ અને તેના પરસ્પર સંબંધો વિષે બ્રહ્મમાં વિચાર થશે. જે નિત્ય વર્તમાનમાં દેશ અને કાલના પરિચ્છેદ રહિત અદ્વૈત અવસ્થામાં સાથે સાથે રહેલું છે તે ધીમે ધીમે દેશ અને કાળમાં એક પછી એક આપના પ્રતિભાસો રૂપે દર્શન દેછે. વિશ્વને જુદા જુદા પ્રતિભાસોનું (દેખાવોનું) બનેલુ તમે કલ્પોછો કે તરતજ એ દેખાવોને અનુક્રમે એક પછી એક-વિચારવાની તમને ફરજ પડે છે; પણ બ્રહ્મના વિચારમાં તો તે પ્રતિભાસો સદા વર્તમાન હોય છે અને અનુક્રમની મર્યાદાનું ત્યાં અસ્તિત્વ નથી.

કાલમાન જ્યાં એક બીજાથી તદન નીરનીરાળાં છે એવાં સ્થૂલ ભુવનોમાં પણ પ્રાકૃતિક દ્રવ્ય જેમ વધારે સ્થૂલ થતું જાય છે તેમ તેમ તત્કૃત બાધાઓ વૃદ્ધિ પામતી જતી હોવાની આપણને ઝાંખી થાય છે. મોઝાર્ટ ( Mozart ) આપણને એક એવી માનસિક અવસ્થાની વાત કરે છે કે જેમાં તેણે એકજ સંસ્કારરૂપે એક સંગીત પ્રાપ્ત કર્યું હતું, જો કે તે પોતાની જાગૃત્ અવસ્થામાં તે એકજ સંસ્કારનું ઉદ્‌ભાવન ધ્વનિઓની (notes) પરંપરા સિવાય કરી શકયો નહોતો. અથવા બીજું, આપણે એક ચિત્ર તરફ જોઇએ અને એકજ માનસિક સંસ્કાર મેળવીએ-એક સૃષ્ટિ સૌન્દર્યનો દેખાવ-એક લહાય-પણે એ ચિત્ર પર ચાલતી કીડીને કશું આખું નહિ જણાય, પણ તેને તો જે ભાગો ઉપર તે ચાલશે તે તે ભાગથી થયેલા સંસ્કારોનું એક પછી એક-સામટું નહિ-ભાન થશે. બ્રહ્માની દ્રષ્ટિથી વિશ્વ કેવું દેખાય છે અને આપણી દ્રષ્ટિથી તે કેવું દેખાય છે તેના તફાવતનો કંઇક ખ્યાલ દ્રષ્ટાન્ત-ઉપમા-વડે આપણને આવે. તેને એક અખંડિત સંસ્કાર એક પૂર્ણ એક; આપણને એક ધીમે ધીમે આવિર્ભાવ પામતી મહાન્ પરંપરા. આ પ્રમાણે જે તેની દ્રષ્ટિમાં પરસ્પર સંબદ્ધ છે તે આપણી દ્રષ્ટિમાં પરંપરા થાય છે. બાલ્ય, યૌવન અને જરાને એકરૂપે નહિ જોતાં આપણે દિવસો દિવસ, વર્ષોવર્ષ, તેમને પૃથક્ પૃથક્ જોઇએ છીએ. જે એક કાલિક અને સામાન્ય છે તે ચિત્રપર કીડીની પેઠે ભુવનપર ચાલતાં આપણાં અલ્પ માનસોમાં સૂક્ષ્મ અને વિશેષ થાય છે.

એકાદ પર્વત ઉપર ચઢો ને તળેટીમાં વસેલા નગર તરફ દ્રષ્ટિપાત કરો. ઘરો એક બીજા સાથે રસ્તાઓમાં સંબંધાઇ ને વિભાગો રસ્તાઓ વગેરે કેમ બનેલું છે એ તમને દેખાશે. એ સઘળું તમે એકરૂપ અનુભવશો પણ નીચે ઉતરીને નગર જોવું હોય તો એક પછી એક અનુક્રમવાર એક મહેલેથી બીજે મહેલે જવું પડશે. એપ્રમાણે આપણે કર્મમાં એકેએક અને એક પછી એક સંબધો જોઇએ છીએ. અરે આપણી દ્રષ્ટિ એટલીબધી મર્યાદિત છે કે એ સંબંધોના અનુક્રમનું ભાન પણ આપણને થતું નથી.

અદ્રશ્ય વસ્તુઓ સમજવામાં આવાં દ્રષ્ટાન્તો આપણને ઘણીવાર મદદ કરે, અને આપણી સ્તબ્ધ થઇ જતી કલ્પનાશક્તિને ટેકારૂપ નિવડે. આ સઘળી સામગ્રીવડે કર્મ અભ્યાસ માટે આપણે પાયાનો પથ્થર નાખીએ છીએ.

કર્મ સાર્વત્રિક પરસ્પર-સંબંધ છે, અને અમુક વિશ્વના ઉદ્‌ભવ અથવા પ્રકટીકરણમાં પ્રતિભાવોનું દર્શન ક્રમશઃ થતું હોવાથી તે વિશ્વમાં કારણકાર્યના નિયમ તરીકે પ્રતિત થાય છે

આધુનિક સમયમાં કાર્યકારણભાવનાના સિદ્ધાન્તને શંકાસ્પદ ગણવામાં આવ્યો છે દાખલા તરીકે Contemporary Review માં મી. હક્સ્લી Huxley તકરાર કરે છે કે આપણે માત્ર ક્રમજ જાણીએ છીએ, કાર્યકારણભાવ નહિ. તેણે કહ્યું છે કે બેટ માર્યા પછી બૉલ ( દડો ) ગતિવાન્ થાય તો તમારે એમ નહિ કહેવું જોઇએ કે બેટના ફટકાએ દડામાં ગતિ અર્પી, પણ માત્ર એટલુંજ કહેવું જોઇએ કે એ ફટકા પછી ગતિ ઉદ્‌ભવી. ઓગણીસમા શતકના કેટલાક મહાન નરોમાં એવો અત્યંતિક અવિશ્વાસવાદ(Scepticism) પ્રબલપણે દ્રશ્યમાન થાય છે. મધ્યકાલના અજ્ઞાનયુગના અંધ શ્રદ્ધા અને નહિ સાબીત થયેલા ઘણા મતોની પ્રતિક્રિયારૂપ આવાદ હતો. આ પ્રતિક્રિયાનો ઉપયોગ હનોજ, પણ હવે તે ધીમે ધીમે દૂર થવા માંડી છે, જેમ અન્તો ( extremes ) નું હમેશ થાય છે તેમ કાર્ય-કારણતા જો કે ઇન્દ્રિયોથી સિદ્ધ કરવી અશક્ય છે છતાં તેની પ્રતિતિ માનવના મનમાં સ્વભાવિક રીતે ઉદ્‌ભવે છે; જ્યારે એક પ્રતિભાસ ( દેખાવ-બનાવ ) પછી બીજો પ્રતિભાસ ઘણા લાંબા સમયો સુધી સતત આવ્યા કરે છે ત્યારે એ ઉભય પ્રતિભાસો આપણા મનમાં સંધાઇ જાય છે, અને જ્યારે એક દેખાય છે ત્યારે, વિચારોના સંયોગને લીધે, મન બીજાની આશા રાખે છે; આ પ્રમાણે કોણ જાણે ક્યારથી એ ઘણા લાંબા સમયથી રાત્રિ પછી દિવસ થયા કરે છે તેથી આપણા મનમાં દ્રઢ વિશ્વાસ બંધાય છે કે અનેક ગઇ કાલોની પેઠે આવતી કાલ પણ ભગવાન્ સૂર્ય ઉદય પામશે-પણ કેવળ પૂર્વાપરતા ( succession ) અવશ્ય રીતે કાર્યકારણતાનું સુચન કરતી નથી; આપણે દિવસને રાત્રિનું, અને રાત્રિને દિવસનું કારણ ગણતા નથી, જો કે તેઓ એક બીજા પછી અવશ્ય આવ્યા કરે છે. કાર્યકારણતા સ્થાપવા અર્થે આપણને નિયત પૂર્વાપરતા કરતાં કંઇક વિશેષની અગત્ય રહે છે, કે જેને લીધે પહેલાના દર્શન પછી બીજાનું દર્શન થાય છે એવા બે વસ્તુ વચ્ચેના સંબંધની આપણને જરૂર પડે છે. આ સંબંધને ઇન્દ્રિયો ગ્રહણ કરતી નથી પણ બુદ્ધિ ગ્રહણ કરે છે. દિવસ રાત્રીની પરંપરા ઉભયમાંથી એકેથી

ઉત્પન્ન થતી નથી; દિવસ અને રાત્રિ બન્નેયે પૃથ્વીના સૂર્ય સાથેના સંબંધને લીધે થાય છે: એ સંબંધ એ સત્ય કારણ છે અને તેને સત્ય કારણ તરીકે બુદ્ધિ સ્વિકારે છે, અને જ્યાં સુધી એ સંબંધ કાયમ રહે છે ત્યાં સુધી દિવસ અને રાત્રિ તેનાં કાર્ય થશે. એક વસ્તુને બીજી વસ્તુના કાર્ય તરીકે જોવા માટે, બુદ્ધિએ તે બે વચ્ચે એવો સંબંધ સ્થાપવો જોઇએ કે જે એકમાંથી બીજાનું ઉદ્‌ભાવન કરવાને પૂરતો હોય; એમ, અને એમ થાય તોજ, આપણે સત્ય રીતે કાર્યકારણતા જાહેર કરી શકીએ. પ્રતિભાસો વચ્ચેના આંકડાને (links) કે જેઓ કદી ભાગતા નથી, અને જેને બુદ્ધિ, જ્યારે જ્યારે પહેલાનો આવિર્ભાવ ત્યારે ત્યારે બીજાનો આવિર્ભાવ કરાવનાર સક્રિય સંબંધ તરીકે ઓળખી કાઢે છે, આપણે કાર્ય કારણભાવની સંજ્ઞા આપીએ છીએ. તેઓ નિત્યમાં (બ્રહ્મમાં) સત્તા ધરાવતા દેશકાલરહિત પરસ્પર સંબંધોની છાયાઓ છે, અને તેમના વિશ્વ વિશેષના જીવન ઉપર, પ્રાદુર્ભાવ માટે જ્યાં સામગ્રિ હોય ત્યાં વિસ્તરે છે. કાર્યકારણભાવ એ, ઇશ્વર (સગુણ બ્રહ્મ–Logos)ના સ્વભાવનું પ્રકટીકરણ છે, નિત્ય સત્યનું એક પ્રભવ (emanation) છે; નિત્યમાં જ્યાં જ્યાં કાલમાં આવિર્ભાવ પામવા માટે પૂર્વાપરતાની આવશ્યકતાવડે એવો પરસ્પર સંબંધ હોય છે ત્યાં ત્યાં કાર્યકારણ ભાવ છે.

" નિસર્ગ (કુદરત)ના નિયમો "નો વિચાર એ આપણા અભ્યાસનું બીજુ પગથીયું છે. પૂર્વાપરતા અને કાર્યકારણતાના ભાવોમાં અશેષ વિશ્વનો સમાવેશ થઇ જાય છે, પણ જ્યારે આપણે જેને નિસર્ગના નિયમો કરીએ છીએ તેનો વિચાર કરવા બેસીએ છીએ ત્યારે કેટલા પ્રદેશ ઉપર તેમનો વિસ્તાર છે–કેટલા પ્રદેશમાં તેઓ લાગુ પડે છે તે કહેવાને આપણે સમર્થ થઇએ છીએ. ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રીઓને, જેમ જેમ તેઓ ખરેખરા અવલોકનના ક્ષેત્રની સીમાને ઓળંગીને બહાર જાય છે તેમ, વધારે અને વધારે સાવધાનતાથી બોલવાની જરૂર પડે છે. આપણા અવલોકનના ક્ષેત્રમાં અખંડિત જણાતાં કારણ અને કાર્યો અન્ય પ્રદેશમાં ન પણ હોય, અથવા જે ક્રિયાઓની વચ્ચે અહિં અવ્યભિચારી સંબંધ જોવામાં આવે છે તે આપણા વળનાં "અજ્ઞાત" (જો કે કદાચ અવિજ્ઞેય નહિ) એવા કોઇ કારણના ઉપડી આવવાથી કુંઠિત પણ થાય.

૧૮૫૦ અને ૧૮૯૦ ના અંતરાળમાં શક્તિના સ્થાયિત્વ (Conservatiom of energy) અને દ્રવ્યના અનાશીત્વ વિષે ઘણાં નિશ્ચયાત્મક કથનો કરવામાં આવ્યાં હતાં. એવું કહેવામાં આવ્યું હતું કે વિશ્વમાં શક્તિનો એક અમુક જથ્થો છે કે જે ઘટી કે વધી શકે એવો નથી; સમગ્ર બલો એ શક્તિનાં રૂપો છે, અને તે બળો એક રૂપમાંથી બીજા રૂપમાં ફેરવી શકાય તેવાં છે. બલ વિશેષનો જથ્થો દાખલા તરીકે તાપનો, ઓછો વધતો થાય, પણ શક્તિના સમસ્ત સમૂહમાં કંઇ ફેર પડે નહિ.

જેમ ૨૦ ની સંખ્યા, ૨૦ એકીએ, ૧૦ બેકીઓ, ૫ ચાર, કે ૧૨+૮ વિગેરેથી ઉત્પન્ન કરી શકાય છે પણ સરવાળો તો ૨૦ જ રહે છે તેમ વધઘટ થતાં રૂપો અને (શક્તિના) એકંદર જથ્થાનું સમજવું. વળી દ્રવ્ય સંબંધી પણ એના જેવાંજ કથનો

કરવામાં આવ્યાં હતાં. દ્રવ્યનો નાશ નહિ થતો હોવાથી તેનો જથ્થો છે એટલો સદા કાયમ રહે છે; લડ્‌વિગ્ બુચનર (Ludvig Buchner) જેવા કેટલાકે જાહેર કર્યું હતું કે રાસાયનિક તત્વો નાશ નહિ થાય તેવાં છે, કાર્બનનું અણુ સદા કાર્બનનુંજ અણુ રહે છે વિગેરે.

આ બે ભાવના ઉપર ભૌતિક શાસ્ત્ર બાંધવામાં આવ્યું અને જડવાદનો પાયો એ બે ભાવનાઓ થઇ. પણ વર્તમાન સમયમાં સમજાયું છે કે રાસાયનિક તત્વો વિશેષ પ્રથક્કરણ થઇ શકે તેવાં છે અને અણુ, એ ઇથરમાં એક વમળ છે અથવા જ્યાં ઇથર ન હોય તેવું એક છિદ્ર માત્ર છે. એવાં પણ અણુઓ હોય કે જેમાં થઇને શક્તિ ક્યાંથી (?) અંદર વહે છે, બીજાં કેટલાંક અણુઓ એવાં પણ હોય કે જેમાં થઇને શક્તિ બહાર વહી જાય છે. ક્યાં! પાર્થિવ દ્રવ્ય અગમ્ય ન થઇ જાય! ઇથરમાં લય ન પામે? ઇથરમાંથી નવીન દ્રવ્ય ન ઉત્પન્ન થાય? જ્યાં એક વખત નિશ્ચય શાસ્ત્ર કરતો હતો ત્યાં સઘળું શંકાગ્રસ્ત થઈ ગયું છે. હજુ પણ વિષય વિશેષને "અનુલંઘનીય સિમાન્ત ચક્ર" છે (Ring-pass-not) નૈસર્ગિક નિયમવિશેષ માટે નિશ્ચયપૂર્વક અમુક પ્રદેશ પુરતુંજ આપણે બોલી શકીએ છીએ.

નૈસર્ગિક નિયમ એટલે શું? મી. જે. એન. ફારકર (Mr. J. N. Farquhar) ૧૯૦૧૦ ના જુલાઇ માસના ધી કૉન્ટેમ્પોરરી રીવ્યુમાં (the Contemporary Review) માં હિન્દુઇઝમ ઉપરના એક આર્ટીકલમાં જણાવે છે કે સુધારા કરવાને તેઓ માગતા હોય તો, હિંદુઓએ કર્મના વિચારનો ત્યાગ કરવો જોઇએ. એટલાજ મહત્વથી એમ પણ કહી શકે કે જે મનુષ્ય ઉડવા માગે છે તેણે વાતાવરણના વિચારનો ત્યાગ કરવો જોઇએ. કર્મના નિયમનું જ્ઞાન તે કર્મ ત્યાગ નથી પણ કર્મ કેવા સંજોગોમાં ઉત્તમ રીતે સાધી શકાય તેનું જ્ઞાન છે. મી. ફારકર જેમણે દેખીતી રીતે આર્વાચીન હીંદુઇઝમનો સંભાળપૂર્વક અભ્યાસ કરેલો છે, તે પ્રાચીન શાસ્ત્ર અને આર્વાચીન વિજ્ઞાનમાં જે કર્મ વિચાર શિખવવામાં આવ્યો તે સમજ્યા નથી.

નિસર્ગનો નિયમ એ એક આજ્ઞાન નથી, પણ સંયોગોનું કથન છે આ વાત જેટલી કહીએ તેટલી ઓછી; આ વાત ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો, નિસર્ગ( કુદરત ) આ કે તે કરવાની આજ્ઞા કરતો નથી; તે કહે છે કેઃ—આ રહ્યા અમુક સંયોગો; જ્યાં તેઓ અસ્તિત્વમાં છે ત્યાં આવું આવું, પરિણામ અચૂક આવશે." નિસર્ગનો નિયમ એ અવ્યભિચારી અનુક્રમ છે. એ પરિણામ તમને નગમતું હોય તો, પૂર્વના સંજોગો ફેરવી નાખો. અજ્ઞાન હશો તો તમે નિરાધાર કુદરતની પ્રબલ શક્તિઓની દયા ઉપર રહેશો જ્ઞાની હશો તો, તમે સ્વામીઓ અને કુદરતની શક્તિઓ દાસી થઇ સેવા કરશે. કુદરતનો પ્રત્યેક નિયમ આજ્ઞાકર નહિ પણ મતાપ્રદર્શક છે, પણ કુદરતની શક્તિઓનો ઉપયોગ કરવા માટે જ્ઞાન આવશ્યક છે.

આપેલ દબાણને (Normal Pressure.) પાણિ ૧૦૦° એ ઉકળવા માટે છે.

આ સરત છે. તમે એક પર્વત ઉપર ચઢોછો; દબાણ ઓછુ થાય છે; પાણી ૯૫° એ ઉકળવામાંડે છે. ૯૫° એ પાણી હોય તો સારો ચ્હા ન થાય. શું કુદરત તમને પર્વતના શિખર ઉપર સારો ચ્હા નહિ કરવા આજ્ઞા કરે છે? બીલકુલ નહિ; ચ્હા કરવાને જેટલી ગરમી જોઇએ છીએ તેટલી ગરમી સાધારણ દબાણ તળે પાણી ઉકળવા માંડે છે ત્યારે થાય છે; દબાણ ઓછું થયું છે; ખોટપુરી કરીએ; જોયતું દબાણ પુરૂં થાય ત્યાં સુધી નાસતી વરાળને કેદ કરો એટલે પાણીમા ૧૦૦° ગરમી થતાં તમે તમારો ચ્હા કરી શકશો હાઇડ્રોજન અને ઓક્સીજનના સંયોગથી તમારે પાણી બનાવવું હોય તો તમારે અમુક ઉષ્ણતાની જરૂર પડે છે અને તે વિદ્યુતના તણખામાંથી મળે છે. જો તમે શૂન્ય ડીગ્રીએ ઉષ્ણતા રાખવા અગર હાઇડ્રોજનની જગાએ નાઇટ્રોજન મુકવાનો આગ્રહ કરશો તો તમે પાણી પ્રાપ્ત કરી શકશો નહિ. કયી સરતો પાણીમાં પરિણામ પામે એ કુદરત સ્થાપન કરે છે; એ સરતો તમે બદલી શકશો નહિ. તેપાણી આપતી પણ નથી તેમ લઇ લેતી પણ નથી; તે મેળવવાને અથવા તે શિવાય રહેવાને તમે સ્વતંત્રછો; તમારે તે જોઇતું હોય તો તમારે આવશ્યક વસ્તુઓનો સંયોગ કરવોજ જોઇએ અને એમ કરી ને જોઇતી સરતો પૂર્ણ કરવી જોઇએ, એ સરતો નહિ, તો પાણીએ નહિ; એ સરતો ખરી, તો અવશ્ય પાણી પણ ખરૂં. તમે બદ્ધ છો કે મુક્તછો? સરતો કરવામાં સ્વતંત્રછો; એકવાર એ સરતો એકઠી કરો કે પરિણામથી બદ્ધછો, આમ જાણીને, વિજ્ઞાનવિદ્, કોઇ મુસ્કેલી આવતાં, નિરાધારને નિરાશ થઇને બેસીજતો નથી; અમુકપરિણામ આણવાની સરતોને તે શોધી કાઢે છે, એ સરતો શીરીતે ઉત્પન્ન કરવી તે શિખે છે અને પરિણામની એને ખાત્રીજ હોય છે.

વર્તમાન યુગને વિજ્ઞાનશાસ્ત્રે શિખવેલો આ મહાન્ પાઠ છે. ધર્મે યુગોના પણ યુગોથી તેજ પાઠ શિખવ્યો છે, તર્ક કરતાં શ્રદ્ધા ઉપર વધારે ભારમુકીને, વિજ્ઞાન શાસ્ત્ર સાબીત કરે છે કે જ્ઞાન એ સ્વતંત્રતાની સરત છે, અને જે પ્રમાણમાં માણસ જ્ઞાન સંપાદન કરે છે તેજપ્રમાણમાં તે ધાર્યું કરવા સમર્થ થાય છે. જ્ઞાનવિદ્ અનુક્રમનું અવલોકન કરે છે; વારંવાર તે અખતરાઓ કર્યા કરે છે અને જેજે આગંતુક, અનાવશ્યક, અસંબદ્ધ હોય છે તે ઓછુ કરતો જાય છે, અને ધીમેધીમે પણ ચોકસ રીતે શનૈઃશનૈઃ કારણ કાર્યાત્મક નિયત અનુક્રમ બનેલો છે તે શોધી કાઢે છે. પોતે શોધી કાઢેલાં સત્યોની એક વાર ખાત્રી થઇ કે પછી તે દૃઢ વિશ્વાસથી ક્રિયા કરે છે, અને કુદરત સ્વસ્વભાવથી જરા પણ ચળ્યા વિના તેણે બુદ્ધિ ઉપર બાંધેલી શ્રદ્ધાને ફલવતી બતાવે છે.

આ વિશ્વાસથી "શોધક અમાનુષિક ધૈર્ય" વૃદ્ધિપામે છે લ્યુથર બુર્બેન્ક (Luther-Burbank) કેલીફોર્નીયામાં (Caloifrnia) કરોડો બીજ વાવશે,એમાંથી કેટલાકહજારો પસંદ કરશે, એમાંથી કેટલાક સેંકડો રોપાનાં યુગ્મ કરશે અને ધૈર્યથી પે...

પ્રાપ્ત કરશે; એને કુદરતના નિયમો ઉપર વિશ્વાસ છે, અને પોતાને વિજય નહિ મળે તે તેને ખાત્રી છે કે ભુલ તેનીપોતાની હોવી જોઇએ, કુદરતના કાયદાની નહિ.

(ચાલુ)

નંદલાલ નાનાલાલ મેહેતા બી. એ

---

## —॥ आगामि-मानव-वंश ॥—

અથવા

## ॥ भाविमां आवनारि मानव-जाति ॥

(અનુસંધાન ગતાંકથી)

### પ્રકરણ ૮.

—::—

એટલો બધો ગંભીર રસ પડતો હોય એમ લાગ્યું, કે મારા સંબંધી અથવા મારી આસપાસના વૃત્તાંત સંબંધીની કોઇ પ્રકારની જીજ્ઞાસાથી થોડોક સમય તેનું લક્ષ્ય બીજી તરફ દોરવાયું; પરંતુ મારા અત્યંત ગુંચવાડા વચ્ચે તેના સમજવામાં આવ્યું, કે હું કેવી રીતે મારા ગૃહ-પતિ સાથે વચનથી બંધાયલો હતો; તે મને આ સમયેજ હું ક્યાંથી આવ્યો, એ વિષે પૂછવાની તૈયારીમાં હતો તેવામાં સદ્‌ભાગ્યે વિધુહતા ત્યાં આવી લાગી અને તેને સાંભળતાં વારજ બોલી ઉઠી, "વિધુતકુમાર આપણા અતિથિની જે કંઇ જાણવાની ઇચ્છા હોય તે પૂરી પાડો પરંતુ તેમની પાસેથી બદલારૂપે કંઇપણ જાણવાની જીજ્ઞાસા રાખશો નહિ; તેઓ કોણ છે, ક્યાંથી આવે છે અથવા અત્રે શા માટે આવે છે એ વિષેના તેમને પ્રશ્ન પૂછવા, એ મારા પિતાજીએ આ ગૃહને માટે ઠરાવેલા કાયદાના ભંગ સમાન ગણાશે."

"ભલે તેમ થાઓ," હૃદય સાથે હાથ ચાંપીને વિધુતકુમારે કહ્યું; આ ક્ષણથી તે મેં તેને છેલ્લી વખત એકવાર જોયો હતો તે ક્ષણ સુધીમાં મારા અત્યંત ગાઢ પરિચયવાળા બનેલા આ યુવકે આ પ્રમાણે નિષેધ કરવામાં આવેલા પ્રશ્નોમાંનો એક પણ પ્રશ્ન મને કોઇવાર પૂછ્યો નથી.



## પ્રકરણ ૯

—:×:—

કેટલોક સમય વીતવા પછી અને એવી રીતે કહેવા માગીએ તો વારંવાર કરવામાં આવતા મૂર્છાના પ્રયોગોને અતે મારૂં આતિથ્ય કરનારાઓ સાથે વિચારની આપ લે કરવાની બાબતમાં મારૂં મન સારી રીતે તૈયાર બન્યું તેમજ રૂઢિઓ અને રીતભાતોના ભેદ પણ વિશેષ સંપૂર્ણતાથી મારા સમજવામાં આવ્યા; મારી તર્કશક્તિથી ગ્રહણ થઇ શકે એવા મારા અનુભવ મારે પ્રથમતો આવી બાબતો વિચિત્રતા ભરેલી લાગી; "અના" નામની એક મહાન કુટુમ્બ રૂપ જાતિના એક વિભાગ રૂપે આ .ભૂ-ગર્ભવાસિ વસતિની ઉત્પત્તિ અને ઇતિહાસ સંબંધીનું નીચે પ્રમાણેનું વીગતવાર વૃત્તાંત હું એકઠું કરી શક્યો.

અતિ પુરાતન કાલની દંતકથાઓ પ્રમાણે, આ જાતિના દૂરદૂરના ભૂતકાલના પૂર્વજો જ્યાં તેમના વંશજો વસતા હતા તેના ઉપરિતલમાં આવેલી એક દુનિયામાં એક સમય વસતા હતા. એ દુનિયા વિષેનાં પુરાણવૃત્તાંતો હજુએ તેમના પુસ્તકભંડારોમાં જાળવી રાખવામાં આવ્યા હતાં; આવી પુરાણ કથાઓમાં, જેમાં કોઇ પણ માનવ હસ્તવડે દીપ પ્રકટવામાં આવતા નહતા એવા એક કમાનદાર ઘુમટનાં વૃત્તાંત આપવામાં આવ્યાં હતાં; પરંતુ આવાં વૃત્તાંતોને ઘણાખરા ટીકાકારો રૂપકાત્મક કલ્પિતવાર્તાઓ સમાન ગણી કાઢતા. આવી પુરાણ કથાઓ પ્રમાણે પૃથ્વિ જાતે આવી કથાઓના સમયે પણ ખરેખર, તેના બાલ્યકાલમાં નહતી પરંતુ વૃદ્ધિના એક સ્વરૂપમાંથી અન્ય સ્વરૂપમાં પલટાવાના સંક્રાંતિકાલની

પ્રસુતિ પીડા અને વેદનામા કુટાતી હતી તથા પ્રકૃતિની અનેક ભયકર ઉથનપાથલોને આધિન બની હતી. આવા પ્રકારના એક વિપ્લવવડે, આ જાતિના પૂર્વજોથી વસાયેલો ઉપરની દુનિયાનો વિભાગ જલપ્રલયના મોજાને આધિન બન્યો હતો, આવું કાર્ય ઉતાવળથી નહિ પરંતુ ધીમે ધીમે અને અનિરૂદ્ધ રીતે બન્યા જતું હતું, આવા પ્રલયમા એક ગણ્યાગાઠયા અવશેષ સિવાય બધાએ ડુબીને વિનાશ પામ્યા. ગમે તો આવા જલપ્રલયનુ વર્ણન આપણા ઐતિહાસિક અને પવિત્ર પ્રલય વિષે હો અથવા ભૂ-ગર્ભ-શાસ્ત્રીઓના વિવાદ વિષય બનેલા તે પહેલાના કાલના કોઇક પ્રલય વિષે હો, એ વિષે અનુમાન કરવાનો હુ ઢોંગ ચલાવવા માગતો નથી, તો પણ આર્યભટ્ટ સાથે સરખાવતા આ લોકની કાલગણનવિદ્યા પ્રમાણે મનુના સમયપૂર્વે હજારો વર્ષ પહેલા આવો એક પ્રલય થયલો હોવો જોઇએ અન્ય પક્ષે આમના લેખકોનો વૃત્તાત ભૂ-ગર્ભ-વિદ્યાના પ્રમાણભુત ઉસ્તાદોમા સારી રીતે પ્રચલિત બનેલા અભિપ્રાય સાથે મળતો આવતો નથી; આચળવાળા પ્રાણીઓ વસવાને યોગ્ય બનેલા ભૂમિ બધારણ માટે ગણવામા આવતા વર્ણન ઘણા લાબા સમય પહેલાથીજ આ જાતિના લેખકો દુનિયા ઉપર માનવજાતિના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. એટલી બાબતમા તેઓ એકમત થઇ શકતા નથી આ પ્રમાણે પ્રલયના પૂરમા સપડાયલી નિર્ભાગી જાતિનું એક ટોળુ પાણી વધતા જવાના સમયમા ઘણા ઉચા પર્વતોની ગુફાઓમા આશ્રય લઇને રહ્યુ હતું, આવા પોલાણોમા ભટકતે ભટકતે આવા ટોળાએ ઉપરની દુનિયાની ઝાખી સદા માટે ગુમાવી દીધી ખરેખર આવા મહાન પરિવર્તનને લીધે દુનિયાના સઘળા વિસ્તારમા ફેરફાર થઇ ગયો હતો, જલને સ્થાને સ્થલ અને સ્થલને ઠેકાણે જલ બની ગયુ હતું એક ખરેખરી બીના તરીકે મને કહેવામા આવ્યુ કે અત્યારે પણ પર્વતના [1]આતરડામા માનવ વસતિસ્થાનના ચિન્હો હજુ પણ મળી આવે છે,—આવુ વસતિસ્થાન જોવામા ?? અને ગુફાઓનુ બનેલુ હોતું નથી પરતુ વિશાલ શહેરોનુ બનેલુ હોય છે તેના મુખ્ય મેજીસ્ટ્રેટના પૂર્વે થઇ ગયેલી જાતિઓના સુધારાનો પુરાવો રજુ કરે છે. તે જાતિ તે મેજીસ્ટ્રેટનો વાડ પથ્થરનો ઉપયોગ કરવાવાળી અને લોહનાઅજ્ઞાનવાળી વર્ણવે છે નિદ્રા અથવા મૂર્ચ્છાના સ્થિઓનું વર્ગીકરણ કરવાનું નથી.

વધારો કરી શક્યો હતો;

વાતચીત કરી શકતો હતો. તાની સાથે ભૂમિતલ ઉપર વ્યવહારમા આવેલી કલાઓના

ને સુધાગની કલાઓનું જ્ઞાન તેમની સર્વથા પ્રથમની ??

આ યુવક સાૈદર્યભરપૂર જાતિમાન ઉપર ગુમાવેલા પ્રકાશને અધોતલમા પૂરો પાડવા

વાળો હતો, તેની ઉમરના પ્રમાણમા ાલે, અતિ પ્રાચીન સમયે પણ આ જાતિઓ કે જેમાંની

હતો, અત્યાર સુધી માનવોના ઘાત અ કરતો હતો તેમના જાણવામા ગેસોમાથી અથવા મે·

કરતા આનો ચ્હેરો વધારે ચપળ અને પ્રકાશ ઉપજાવવાની કલા હોય એમ લાગતું નથી.

ઉતરી આવવાની વિધિ દોરી હતી અ પ્રકૃતિની જગલી શક્તિઓ સ્હામે બથ ભીડવાની

નસાડી મુકનાર ભયકર અજગર જેવા ગૈગવનાર સમુદ્ર કે જેને ચારે તરફ પમરતા જ્ઞાન

રાનો ચોરસ ટૂકડો તે મારી પાસે લવ્યો લાબા લબાણુ સમય સુધી યુદ્ધ ચલાવવામાંથી ખરેખર

કુમારે એ ભયકર પ્રાણીના કદ અને ાલોમા વાળી લઇને તાબે કરી લેવાની કુશલના ય

નિસરી આવ્યુ હતુ તે વિષે મને ચો

૧ વસતિસ્થાનમા તેમની આવી કુશલતાને લીધેજ

તેમનું રક્ષણ થયું હતું. "ઘણા ઝમાનાઓ સુધી," મારા ગૃહ-પતિએ એક પ્રકારના તિરસ્કાર અને ભય સહિત કહ્યું, "આ મૂલ સમયના પિતાપ્રપિતાઓએ પ્રાણીઓનું માંસ ભક્ષણ કરીને પોતાના મોભાને નીચે ઉતારેલો અને જીવનોને ટુંકાં બનાવેલાં કહેવાય છે; આવાં પ્રાણીઓની અનેક જાતિઓએ તેમની પેઠેના પ્રલયમાંથી બચી આવીને પૃથ્વિનાં પોલાણોમાં આશ્રય શોધ્યો હતો. ઉપરની દુનિયાને અણજાણ્યાં માનવામાં આવતાં અન્ય પ્રકારનાં પ્રાણીઓ આવાં પોલાણો આપો આપ ઉપજાવી આપતાં હતાં."

આપણે જેને ઐતિહાસિક ઝમાનાનું નામ આપી એ તે દંત કથાના ઉષઃકાલમાંથી બહાર તરી આવતાં આ અન્ના લોકો ક્યારનાએ ભિન્નભિન્ન જાતિઓમાં સ્થાપિત બની ગયા હતા; પૃથ્વિના ઉપરિતલમાં ઘણીજ આગળ વધેલી પ્રજાઓ વર્તમાન કાલે ભોગવે છે તેને ઘણીજ મળતી સુધારાની દશા સુધી તેઓ આવી લાગ્યા હતા; આપણી યાંત્રીક શોધોની લગભગ બધીઓથી તેઓ ભોમીઆ બનેલા હતા; આમાં વરાળ અને ગેસના ઉપયોગનો પણ સમાવેશ થઇ જતો હતો. આ જાતિઓ અન્યોન્ય સાથે સરખી હરિફાઇમાં વસતિહતી. તેમનામાં પૈસા દાર અને તેમના ગરિબ લોક પણ હતા; તેમનામાં પણ શ્રેષ્ટ વક્તાઓ અને વિજેતાઓ હતા; એકાદ પ્રદેશ માટે અથવા એકાદ ભાવના ખાતર તેઓ યુદ્ધ ચલવતા; જુદાંજુદાં રાજ્યોમાં અનેક પ્રકારનાં રાજ્ય વ્યવસ્થાનાં સ્વરૂપો સ્વીકારવામાં આવતાં હતાં તો પણ સ્વતંત્ર સંસ્થાઓ આગળ તરીઆવવાનો આરંભ થયો હતો; લોક સમાજે સત્તામાં પ્રબલ બની ગઇ હતી; પ્રજાસત્તાકતંત્રો એકદમ સામાન્ય બનવા લાગ્યાં; પૂર્વના અત્યંત બુદ્ધિશાળી રાજ્યવિદ્યાવિશારદોથી રાજકીયવૃદ્ધિના અંતિમ ઉદ્દેશ સ્થાન રૂપે ભાવિમાં આશા રખાતી પ્રજાતંત્રની ભાવના, તેમનાથી જંગલી તરીકે ગણીકાતી બીજી ભૂગર્ભવાસિ જાતિઓમાં જે હજીએ પ્રવર્તતી હતી તેને હું જે જાતિની મુલાકાત લેતો હતો તેમાંનું અત્યાર્નું ઉચ્ચ કુટુંબ-રાજ્યવિદ્યાના બાલ્યકાલના સમયના એક આરંભક અને અજ્ઞાની પ્રયોગ સમાન ગણીને ભૂતકાલના એક બનાવ સમાન ગણી કાઢતું હતું. એ ઝમાનો દ્વેષ અને તિરસ્કારનો, પ્રબલ વિકારોનો, થોડા અથવા વધારે સાહસિક સામાજીક ફેરફારોનો, વર્ગો વચ્ચે તકરારોનો, રાજ્ય અને રાજ્ય વચ્ચે વિગ્રહોનો હતો. છતાં એ તેટલા ઝમાનાઓ સુધી સમાજની આવી દશા ચાલ્યાં કરી અને આખરે વિષેશ નહિ તો અમીરી ખવાસ વાળી અને વિશેષ બુદ્ધિશાળી પ્રજાઓમાં તેમનાથી "સિદ્ધ—શક્તિના" નામથી વ્યવહરાતા સર્વવ્યાપક પ્રવાહીતત્ત્વમાં છુપાઇને રહેલી શક્તિયોના ધીમેધીમે થયલા શોધ વડે આવી દશાઓનો અંત આવ્યો.

ઋષિ—શાલાના એક વિદ્વાન પ્રોફેસર તરીકે, મારા કુલ—પતિના ગૃહનાં અન્ય કોઇ પણ માનવ કરતાં આવી બાબતોનો વિશેષ બુદ્ધિપૂર્વક અભ્યાસ ચલાવનાર વિઘ્નલતા એ મને પૂરાપાડેલા વૃતાંત અનુસાર આ પ્રવાહિ સજીવ અથવા નિર્જીવ સર્વે પ્રકારનાં જડના સ્વરૂપો ઉપર અતિસમર્થ સત્તારૂપે ચલાવી શકાય અને ઉપયોગનાં લઇ શકાય એવું હોય છે. વિજળીના એક ચમકારાની પેઠે તે વિનાશ સાધી શકે છે; તથાપિ તેને ભિન્ન પ્રકારે ઉપયોગમાં લેતાં તે જીવનમાં સુધારો અથવા પોષણ કરીશકે છે, રોગ શમન કરે છે તેમજ રક્ષણ પણ કરે છે; તેઓ મોટે ભાગે રોગ શમન માટે પણ આનો ઉપરજ

આધાર રાખે છે; અથવા વધારે બંધ બેસતી રીતે એમ કહેવા માગીએ નો સ્થૂલ બંધારણને પોતાની પ્રાકૃતિક શક્તિયોની યોગ્યતા સામ્યાવસ્થા સ્થાપવામાં તથા તે વડે સારા બનવા માં આનીજ સહાય લેવામાં આવે છે. આવા સાધન વડે તેઓ અત્યંત નક્કર પદાર્થોમાં-થઇને પણ માર્ગ યોજી કાઢે છે; તેમના પૃથિવીના અંતરમાં આવેલાં અરણ્યોના ખડકોમાંથી ખેતીમાટે ખીણો ખુલ્લી કરી કાઢે છે. તેમના દીપકોને પૂરો પડતો પ્રકાશ પણ તેઓ આ-માંથીજ ઉપજાવી કાઢે છે; તેમણે પૂર્વે વાપરેલા જ્વાલાગ્રાહી અન્ય પદાર્થો કરતાં તેમને આ પ્રકાશ વધારે સ્થિર, નરમ અને આરોગ્ય પ્રદ લાગી આવ્યો છે.

(ચાલુ)

---

# ॥ શ્રી રામગીતા ભાષ્ય. ॥

(અનુસંધાનઃગતાંકથી.)

મંદાધિકારી યથાર્થવિચાર કરી શકતો નથી માટે તે[મહા]ર, જેમ યજ્ઞનાં સાધન પ્રયાજ આદિ છે તેમ નિદિધ્યાસનનાં પંદર સાધનો પૂર્વે કહે[લ] સ્થલ રૂપને વિષે સ્થિતિરૂપ મોક્ષની સિદ્ધિને માટે જરૂરનાં છે. એ સાધનોવડે સાધકે નિ[ત્ય] આલ્હનજ કરવું, મુગા બેસી રહેવું નહિ. યોગનાં અષ્ટાંગ કરતાં આ અંગો વિલક્ષણ છે. તે આસામ અને સ્વરૂપો નીચે પ્રમાણેઃ— શકે' તે

યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાળ, આસન મૂળબંધ, દેહની સમતા, દષ્ટિની સ્થિરતા, પ્રાણસંયમ, પ્રત્યાહાર, ધારણા, આત્મધ્યાન તથા સમાધિ.

## ૧ યમ.

જ્યારે કોઇને સ્થાણું (ઠુંઠું) ને વિષે પુરૂષની ભ્રાંતિ થાય છે, ત્યારે જેમ તે સ-મીપ જઇ પુરૂષ બુદ્ધિને નિવારી સ્થાણુંનો નિશ્ચય કરે છે તેમ આકાશથી શરીરપર્યંત સર્વ જગતના બાધપૂર્વક "સર્વ બ્રહ્મ છે તેથી અન્ય વસ્તુ છેજ નહિ" એવો નિશ્ચય કરીને "શબ્દ આદિ વિષયો નાશવંત છે, દુઃખ આપનારા છે" ઇત્યાદિ પ્રકારે વિષયોમાં દોષ બુદ્ધિ કરી તેમનામાંથી ઇંદ્રિયોને રોકવી તેને યમ કહે છે.

## ૨ નિયમ.

અંતઃકરણના સજાતીય અને વિજાતીય એમ બે પ્રકારના પ્રવાહ છે; તેમાં "હું અસંગ છું, નિરાકાર છું" ઇત્યાદી પ્રકારે પોતાના આત્માથી અભિન્ન બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહને

સજાતીય પ્રવાહ કહે છે. અને બ્રહ્મથી વિલક્ષણ જગત્ વિજાતીય છે, માટે પૂર્વના સંસ્કારોના બળથી જે જગત્ આકારે વારંવાર વૃત્તિનો પરિણામ થવો તેને વિજાતીય પ્રવાહ કહે છે. એ બે પ્રવાહમાંથી સજાતીય પ્રવાહ ચાલુ રાખવો તથા વિજાતીય વૃત્તિના પ્રવાહમાં દોષ દૃષ્ટિ કરી તેનો અનાદર કરવો તેને નિયમ કહે છે. આ યમનિયમને આચરવાથી પરમ આનંદની પ્રાપ્તિ થાય છે.

### ૩ ત્યાગ.

આ ઘટ છે, આપટ છે, એવી રીતે નામરૂપાત્મક સંપૂર્ણ જગત્ જે વડે પ્રકાશ પામે છે તે પ્રપંચના અધિષ્ઠાનરૂપ સ્ફુરણ, સ્વયંપ્રકાશ બ્રહ્મરૂપ છે એમ વારંવાર વિચાર કરીને જે નામરૂપનો ત્યાગ કરવો અર્થાત્ તેમની ઉપેક્ષા કરવી તેનું નામ ત્યાગ કહેવાય છે. આ ત્યાગ મહાત્મા પુરૂષોને માન્ય છે તથા વિદ્વાનોના અનુભવવડે સિદ્ધ થયેલો પણ એજ ત્યાગ છે. માટે મુમુક્ષુજને એ ત્યાગનો અભ્યાસ કરવો. કારણકે તે ત્યાગવડે તત્કાળ પરમાનંદ સ્વરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

### ૪ મૌન.

જેના આગળથી વાચા પાછી હઠી જાય છે, તથા જે મનસવડે અપ્રાપ્ય છે તેહી સત્પુરૂષોની સહજ સ્થિતિરૂપ સ્વભાવિક દશા.

### ૫ વિજનદેશ.

આત્માને વિષે આદિમાં, મધ્યમાં તથા અંતમાં જગત્ છેજ નહિ તથા આત્માવડે સંપૂર્ણ જગત ભરેલ છે, એ વાર્તા અનુભવવડે સિદ્ધ છે. આમ સમજીને કેવલ આત્માને વિષેજ સ્થિતિ રાખવી તે જનરહિત દેશ છે. કેવલ ઉજાડ જંગલ વિજન દેશ નથી.

### ૬ કાળ.

નિમેષથી આરંભીને બ્રહ્મા આદિ સર્વ ભૂતોના આયુષ્યનો નાશ ઉત્પત્તિ તથા સ્થિતિનો આધાર હોવાથી, અખંડ આનંદ સ્વરૂપ તથા અદ્વિતીય બ્રહ્મજ કાળ શબ્દવડે કહેવાય છે.

### ૭ આસન.

જે સુખ સ્વરૂપ બ્રહ્મને વિષે સ્થિતિ કરવાથી "અમારે આ કર્તવ્ય છે, આ કર્તવ્ય નથી" એ પ્રકારની ચિંતા થતી નથી તે અખંડ બ્રહ્મનેજ આસન સમજવું. કંબળ આદિ ઉપર

બેસવું એ આસન નથી. એતો સુખને નાશ કરનાર આસન છે. તેમાં મુખ્ય સિદ્ધાસનનું લક્ષણ એવું છે કે; જે સર્વ જગતના આદિ કારણરૂપે સિદ્ધ છે; જે અદ્વય તથા વિશ્વનું અધિષ્ઠાન છે, તથા જેને વિષે સિદ્ધ પુરૂષો સ્થિતિ કરીને રહ્યા છે તે બ્રહ્મનેજ સિદ્ધાસન જ્ઞાની પુરૂષો કહે છે.

## ૮ લબ્ધ.

જે આકાશ આદિ સર્વ ભૂતોનું કારણ છે, તથા ચિત્તને બંધનું કારણ જે મૂળ અજ્ઞાન, તે પણ જેને આશ્રયે રહ્યું છે, અથવા જેની પ્રાપ્તિ નિમિત્ત ચિત્તનો એક ક્ષણને વિષે નિગ્રહ કરવામાં આવે છે, તે બ્રહ્મરૂપ મૂલ બંધજ સદા સેવવા યોગ્ય છે. [૨૨૬]રાજયોગીઓને માટે આ મૂલબંધજ લાયક છે.

## ૯ દેહસામ્ય.

સ્વભાવવડે વિષમ એવાં અંગો, જે બ્રહ્મને વિષે અધ્યસ્ત-( આરોપિત ) છે તેમને અધિષ્ઠાન, સર્વત્ર સમ બ્રહ્મરૂપ છે, એમ જે સમજે તો તે અંગની વિષમતા સર્વત્રસમાન બ્રહ્મને વિષે લય પામે છે, કારણકે અધિષ્ઠાનના અજ્ઞાનવડે અધ્યસ્ત વસ્તુનો અધિષ્ઠાનમા લય થાય છે. આ પ્રકારે બ્રહ્મને વિષે કલ્પિત અંગોનો લય થવો તે દેહસામ્ય કહેવાય છે.

## ૧૦ દૃષ્ટિની સ્થિરતા (દૃક્ સ્થિતિ)

અંતઃકરણની વૃત્તિને અખંડ બ્રહ્માકાર કરીને, સંપૂર્ણ જગતને બ્રહ્મમય જોવું તે દૃષ્ટિની સ્થિરતા કહેવાય છે. કેવલ નાસિકાના અગ્રને વિષે દૃષ્ટિને સ્થિર કરવી તે દૃષ્ટિની સ્થિરતા કહેવાતી નથી. શંકા.-જાતિ ગુણ, ક્રિયા આદિ વૃત્તિની પ્રવૃત્તિનાં કારણોનો બ્રહ્મને વિષે અભાવ છે, અને જગત્ તો ઇન્દ્રિયોવડે પ્રત્યક્ષ છે; માટે પ્રત્યક્ષ જગતનું અપ્રત્યક્ષ બ્રહ્મરૂપે દર્શન કેમ થઇ શકે? સમાધાનઃ-દૃષ્ટિ દર્શન, અને દ્રશ્ય અર્થાત્ બુદ્ધિની વૃત્તિ, અને દ્રશ્ય એ ત્રિપુટીનો જેને વિષે લય થાય છે, તે બ્રહ્મને વિષે દૃષ્ટિ વૃત્તિને સ્થિર કરવી એજ સ્થિર દૃષ્ટિ કહેવાય છે. નાસિકાને વિષે દૃષ્ટિને સ્થિર કરવી એ કાંઇ સ્થિર દૃષ્ટિ ગણાતી નથી.

## ૧૧ પ્રાણસંયમ (પ્રાણાયામ)

ચિત્ત આદિ સર્વ વસ્તુઓને વિષે બ્રહ્મની ભાવના કરીને વૃત્તિ માત્રનો નિરોધ કરવો તે પ્રાણાયામ કહેવાય છે કારણ કે-પ્રાણમનને આધિન હોવાથી મનના લયવડે પ્રાણનો

[૨૨૬] વ્યવહારમાં પણ જેમનું ચિત્ત વિક્ષેપ પામતુંજ નથી, અર્થાત્ જે પરિપક્વ અનુભવી પુરૂષો છે તેને રાજયોગી કહે છે.

જય થાય છે. પ્રાણના જયવડેજ મનનો જય જે યોગ દર્શનાકાર પતંજલી માને છે તે યથાર્થ નથી. કારણ મન પ્રાણને આધિન નથી. મુખ્યત્વે ત્રણ પ્રાણાયામ ગણાય છે તેનાં સ્વરૂપ આજ ક્રમ પ્રમાણે નીચે મુજબઃ—

પુરકઃ—હું બ્રહ્મરૂપ છું એવી વૃત્તિ કરવી તે.

કુંભકઃ—હું બ્રહ્મ છું ( अहंब्रह्मास्मि ) એ પ્રકારની અખંડાકારવૃત્તિને નિશ્ચલ કરવી તેને કુંભક પ્રાણાયામ કહે છે.

રેચકઃ—અનાત્માપદાર્થને મિથ્યા સમજી તેની ઉપેક્ષા કરવી તે. કોઇ શંકા કરે કે આવા પ્રાણાયામ તો કયાંઇ સાંભળ્યા નથી ? તો તેનું ઉત્તર એમ છે કે જેમને [૨૨૭]અસંભાવના અને વિપરીત [૨૨૮]ભાવનાની નિવૃત્તિપૂર્વક આત્મ સાક્ષાત્કાર થયો છે તે પુરૂષોજ આ ત્રિવિધ પ્રાણાયામના અધિકારી છે. અજ્ઞાનીને માટે તો નાસિકા દાબી પ્રાણ રોકવો એજ પ્રાણાયામ છે.

## ૧૨ પ્રત્યાહાર.

શબ્દઆદિ વિષયોને વિષે અથવા ઘટઆદિ પદાર્થોને વિષે સત્તા, સ્ફૂર્તિ તથા પ્રિયતારૂપે આત્માજ છે એમ જાણી, નામ રૂપના ત્યાગપૂર્વક આત્મસ્વરૂપની ભાવનાવડે મનને આત્મામાંજ સ્થિર કરવું તેને પ્રત્યાહાર કહે છે. મુમુક્ષુપુરૂષોએ આ પ્રત્યાહારનો અભ્યાસ કરવો યોગ્ય છે.

## ૧૩ ધારણા.

જે જે પદાર્થને વિષે મન જાય તે તે પદાર્થમાં સત્તા, સ્ફૂર્તિ તથા પ્રિયરૂપે બ્રહ્મ જ છે, અને નામરૂપ મિથ્યા છે, એવી રીતે મિથ્યા નામરૂપની ઉપેક્ષાપૂર્વક સત્ય આત્માના અનુસંધાનને ધારણા કહે છે. યોગદર્શનમાં પતંજલીએ સ્વીકારેલી ષટચક્રોને વિષે ધારણા તો અજ્ઞાનીજનોને માટે છે; માટે શ્રેષ્ટ ધારણા તો સર્વત્ર બ્રહ્માનુ-સંધાનજ છે.

## ૧૪ ધ્યાન.

હું બ્રહ્મ છું, એવી કોઇ પણ પ્રમાણવડે બાધરહિત અખંડાકારવૃત્તિવડે દેહાદિના ભાન વગર સ્થિતિ કરવી તેને ધ્યાન કહે છે. એ ધ્યાન પરમઆનંદ આપનાર છે.

---

૨૨૭ અસંભાવના એટલે અસંભવનું જ્ઞાન. તેના બે પ્રકાર છે ૧ પ્રમાણગત અસંભાવના=વેદાંત શાસ્ત્ર જીવ બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરે છે; અથવા ભેદનું પ્રતિપાદન કરે છે, એવા પ્રકારનો સંશય તે પ્રમાણગત અસંભાવના ગણાય છે. અને આ જીવાત્મા બ્રહ્મરૂપ છે, અથવા નથી ઇત્યાદિક જે સંશય થાય છે તે પ્રમેયગત અસંભાવના કહેવાય છે. ૨૨૮ દેહાદિક અનાત્મપદાર્થોને વિષે આત્મબુદ્ધિ રાખવી તે વિપરીત ભાવના કહેવાય છે.

## ૧૫ સમાધિ.

પ્રથમ વૃત્તિમાં વિષયોનું વિસ્મરણ થયા પછી ધ્યાતા, ધ્યાન તથા ધ્યેય એ ત્રિપુટીના સંસ્કારરહિત જે વૃત્તિની બ્રહ્માકારસ્થિતિ તેને જ્ઞાન સમાધિ કહે છે. શંકાઃ-વૃત્તિનું વિસ્મરણ તો અજ્ઞાનરૂપ છે તેને સમાધિ કેમ કહેવાય? સમાધાનઃ-કેવલ વૃત્તિનું વિસ્મરણ અજ્ઞાનરૂપ છે. પરંતુ બ્રહ્મજ્ઞાનસહિત વૃત્તિનું વિસ્મરણ તો સમાધિજ છે. એટલા માટે અત્ર જ્ઞાનસમાધિ કહેવામાં આવી છે.

આ પ્રકારે પંદર અંગસહિત નિદિધ્યાસનને નિરંતર કરતા રહેવાથી "હું આત્મ સ્વરૂપમાં સ્થિત છું" એ પ્રકારની દૃઢ ભાવના સિદ્ધ થાય છે; જેથી વેદાંત શાસ્ત્રમાં પ્રસિદ્ધ મન વાણી વડે અગમ્ય એવું બ્રહ્મ સ્વરૂપ તેને પ્રાપ્ત થાય છે.

પૂર્વના શ્લોકમાં ધ્યાનના સાધનોનું સંક્ષિપ્ત નિરૂપણ કરી, હવે ધ્યાનની અંદર કેવી કેવી ભાવનાઓ રાખવી ઇત્યાદિકનું નીચેના શ્લોક ૪૭ મા વડે પ્રતિપાદન કરે છે.

विश्वं यदेतत्परमात्मदर्शनं
विलापयेदात्मनिसर्वकारणे ॥
पूर्णश्चिदानन्दमयोऽवतिष्ठते
नवेदबाह्यंनच किंचिदांतरम् ॥ ४७ ॥

ભાવાર્થઃ—પરબ્રહ્મથીજ પ્રકાશના આ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જગતને સર્વના અધિષ્ઠાન રૂપ પરબ્રહ્મમાં લીન કરવું. આમ કરવાથી જ્ઞાની પુરૂષ પૂર્ણ તથા ચિદાનંદ રૂપે રહે છે, અને તે પોતાને સર્વત્ર બ્રહ્મ દર્શનને લીધે અંદરના કે બહારના કોઈપણ રૂપને જાણતોઃનથી.

વિવેચન—આ જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જગત્ પ્રતીત થાય છે તે સંપૂર્ણ પરમાત્મા રૂપજ છે; કેમકે જગત્ વિષે સત્તા, ચેતનતા અને આનંદતા જે જણાય છે તે પરમાત્માની છે. તેને ભિન્ન કરવાથી જગત્, આકાશમાં પુષ્પ, નરશૃંગ વંધ્યાપુત્ર, અને મામરીચિકાના જલની પેઠે નહિ હોતાં—" કથન કહેવા માત્રજ રહે છે. કારણ કે મા-યાએ કરેલા બંધ કે મોક્ષ વગેરેવિકારીને આત્મામાં છેજ નહિ, સંપૂર્ણ ચરાચર જગત પરબ્રહ્મથીજ પ્રકાશિત છે, શ્રુતિ કહે છે કે,

नतत्र सूर्योभाति न चंद्रतारकं नेमाविद्युतो भांति कुतोयमग्निः ।
तमेवभान्तमनुभाति सर्वंतस्यभासा सर्वमिदंविभाति ॥

સૂર્ય તેને પ્રકાશ કરી શકતો નથી, ચંદ્ર તારા તેને પ્રગટ કરી શકતા નથી. અને

વીજળી પણ તેને પ્રકાશ કરી શકતી નથી, ત્યારે તેને અગ્નિ કેવી રીતે પ્રકાશ કરી શકશે. આખું જગત્ દીવ્યમાન્ પરમાત્માના પ્રકાશથી પ્રકાશિત થઈને દીપીમાન થાય છે અનંત જગત્ તેના પ્રકાશથીજ પ્રકાશિત થાય છે. તે સર્વ જગત્ના ઉપાદાન કારણ પરમાત્મા વિષે માયાની અતિ સમીપતાના સંયોગે કરી જડ જગત્ રજ્જુસર્પવત્ મિથ્યા પ્રતીત થાય છે. અધિષ્ઠાનમાં થયેલી કલ્પના નિવૃત્ત થવાથી અધિષ્ઠાનજ રહે છે, તેમ આત્મામાં સ્ત્રી પુત્રાદિક બાહ્યપદાર્થો તથા અંતઃપદાર્થો કામક્રોધાદિક સંકલ્પવિકલ્પાદિક વિગેરે ભ્રાંતિથી કલ્પાએલા છે અને તે ભ્રાંતિ રૂપ કલ્પના જ્ઞાની પુરૂષમાંથી નિવૃત્ત થયે પોતાને કલ્પાએલા પદાર્થોનું વિસ્મરણજ હોય છે. તેમજ તે કલ્પનાના કોઇપણ પ્રકારને જાણતો હોતો પણ નથી. ભગવાન શંકર કહે છે કે,

यत्रभ्रान्त्या कल्पितं तद्विवेकेतत्तन्मात्रं नैवतस्माद्विभिन्नम् ।
भ्रान्तेर्नाशे भातिदृष्टाहितत्त्वंरज्जुस्तद्विश्वमात्मस्वरूपम् ॥

જેમ રજ્જુમાં કલ્પાએલો સર્પ ભ્રાંતિ મટીને રજ્જુનો વિવેક થતાં રજ્જુ રૂપજ થઈ થઈ જાય છે. પણ રજ્જુથી ભિન્ન રહેતો નથી, તેમ આત્મામાં કલ્પાએલું જગત્ ભ્રાંતિ મટીને આત્માનો વિવેક થતાં આત્મા રૂપજ થઈ જાય છે; પણ આત્માથી ભિન્ન રહેતું નથી; જે જેમાં ભ્રાંતિથી કલ્પાએલું હોય તે તે રૂપજ હોય છે. આ પ્રમાણે વાસ્તવિકરીતે જોતાં સંસાર એવું કાંઇ રહેતું નથી.

સર્વ જગતનો તેના ઉપાદાન કારણમાં લય કરવો, એટલે કે—સત્તા, ચેતનતા, અને આનંદતા મારી છે તે કારણથી સંપૂર્ણ જગત હું છું, એમ ચિંતન કરે. તાત્પર્ય કે ઉપાદાન કારણથી કાર્યની સત્તાને ભિન્ન ન જાણે. જેમ ઉપાદાન કારણ મૃત્તિકાની સત્તાથી ઘટાદિ કાર્ય ભિન્ન હોતું નથી. આ પ્રકારે વિવેકી પુરૂષ જ્યારે સ્વસ્વરૂપમાં અવસ્થિતિ કરે છે, ત્યારે તે અવસ્થાને વિષે તેને દેહાદિકપણાનું ભાન રહેતું નથી માટે નિરંતર પ્રયત્નવાન રહિ આવી સ્થિતિ પ્રાપ્ત કરવા શ્રદ્ધા ભક્તિ પૂર્વક આખેદિત મન વડે અભ્યાસ કરતો રહે, આ અભ્યાસ કેમ કરવો તેને વિષે ભગવાન સંકર કહે છે કે:

विविक्तदेश आसीनो विरागो विजितेंद्रियः ।
भावयेदेकमात्मानंतमनंतमनन्यधीः ॥

નિર્જન સ્થાનમાં, સ્વસ્તિકાસન, પદ્માસન આદિ સુખપૂર્વક થઇ શકે તેવું આસન કરી, વિષયોમાં ઇચ્છા રહિત તથા ઇન્દ્રિયોનો જેણે જય કર્યો છે, એવા પુરૂષે અજાતીય આદિ ભેદ રહિત, તથા દેશકાલ વસ્તુ પરિચ્છેદ શૂન્ય બ્રહ્મનું તેને પોતાથી ભિન્ન ન જાણીને ચિંતન કરવું, અર્થાત કે 'તે બ્રહ્મ હું છું' એવી ભાવના કરવી.

પૂર્વના શ્લોકમાં ધ્યાન કરવાની રીતિનું વ્યાખ્યાન કરી હવે નીચેના શ્લોક ૪૮ મા

REGISTERED No B 764.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ,સાકોડરાવાડા-નડીઆદ.

પ્રકાશિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી.
દર અંગ્રેજી માસે પ્રગટ.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર )

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૬. ] ( માસિક ) [ માર્ચ—૧૯૧૫.

વિષય અનુક્રમણિકા

---



---

અમદાવાદ—ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ સામળદાસે છાપ્યું

REGISTERED No B. 764.

આદ્ય કર્તા—
શ્રી. અભેદમાર્ગપ્રવાસિ,
સાહિત્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
ઓધવલાલ નભુભાઈ દ્વિવેદી,
મુંબઈ-ઓફિસ,આર્ટિકલાર્ડ-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપને વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૬. ] ( માસિક ) [ માર્ચ—૧૯૧૫.

## ॥ सारासार विचार ॥

હમારા બંધુને ભવસિંધુ થકી પ્રભુ તાર.—ધ્રુવ.
વિવિધ પ્રજાઓ આ વસુધામાં,
  દીઠી મનુ-દુઃખ દીશે ધરનાર—હમારા.
જગ જન સરવે પ્રણમે તમને,
  પ્રભુ તમે પ્રેમના પ્રેરણહાર.—હમારા.
પ્રજા પ્રજામાં સજન સભાઓ,
  ઉગી અગણિત એ વિશ્વાધાર—હમારા.
પ્રતિ સંવત્સર કે પ્રતિ માસે,
  પ્રતિ દિનને પ્રતિપળ કરતાર.—હમારા.
સમય વહે તે જન સુખ અર્થે,
  અમે અરપ્યો કે નહિ આવાર—હમારા.
પૃચ્છક વૃત્તિ એવી સુ આપો;
  આપો સદ્વૃત્તિ નિયમ સુવિચાર—હમારા.
એક કુટુમ્બી સમ વ્યવહારે,
  પ્રભુ થવા વર્તન, દો આચાર—હમારા.
સત્સંગતિની મતિ પ્રભુ પ્રેરો,
  જેથી સમજે જન સાર અસાર—હમારા.

॥ महन्त. ॥

(૬)

હે શુક! તારૂં રૂપ સ્હેજેયે હૃદય હારી બહુ,
ચરણમાં પાછું વળી આ, કનકનું કંકણ જડ્યું;
હે શુક! તેનો ધ્વનિ વધારે પ્રણય તારા ભૂપનો;
ભૂષણોથી પણ વધુ શૃંગાર ચઢતો રૂપનો.

(૭)

હે શુક! જેમાં અતીવ નિર્મળ વિવિધ મણિઓ છે જડ્યા.
ચારૂ ચિત્ર વિચિત્ર જેની મધુરી પડી રહી છે પ્રભા,
સુવર્ણનું પીંજર તને એવું ગુણોથી નીજ મલ્યું,
શું ન તો તારૂં હૃદય તેમાં સતત્ રહેશે ખીલ્યું ?

(૮)

નીરખતા પણ ભૂપ તારા મુખભાવો સર્વદા,
ચક્રવર્તી નૃપ તથાપિ તવ મુખાપેક્ષી સદા,
હે શુક! તારા ભાગ્યનાં પછી વધુ કરૂં વખાણ શાં ?
રાજના સન્માનથી થાએ અધિક સન્માન શાં ?

(૯)

દેખિને પ્રિય દૃષ્ટિથી નીજ નાથને પ્રત્યક્ષ તું—
નૃત્ય કરી કરતો સુશોભિત નીલ પીંજર—કક્ષ તું;
ને ગ્રીવા-ભંગે પ્રચુર તારી છવિ છાઈ શી રહી,
બોલતો તું સરસ વાણી જે પ્રથમ શીખવાઇ'તી.

(૧૦)

ભૂમિ પર જ્યાં સુધી મનોહર સરિતજલ વહેતું રહે—
સૌખ્ય સંગ શ્રીમાનનું ઐશ્વર્ય પણ નિશ્ચલ રહે ”
વચન સુણી તારાં મધુર આ મુદિત થાનો નાથ તે,
મૂકતો ફરી ફરી કૃપા કરી પીંજરા પર હાથ તે.

(૧૧)

ભ્રમણનો શ્રમ સર્વથા વિસ્મૃત થયો તુજ સ્મૃતિ થકી,
સકલ સુખ ઉપભોગતો તું સર્વદા રહીને અહીં;
પક્ષહીન કારૂણિક પ્રભુએ કીધો આ કાજે તને,
સમજ કેવું “નિજ દયાનું દિવ્ય દાન દીધું તને,

(૧૨)

વિશ્વમાં જે વસ્તુઓ છે અન્યને દુર્લભ અતી,
અતી સરલતાથી તે તને શુક! પ્રાપ્ત થાએ છે અહીં.
ભૂપની જેને કૃપા તેને રહ્યું દુર્લભ કશું?
મુખ્ય ઇશ્વરની અનન્તર ભૂપનું પદ છે કહ્યું.

(૧૩)

કરી રહ્યા મલ દૂર કરીને સ્વચ્છ કોઇ તુજને,
માન પાન કરાવતા સસ્નેહ કોઇ તુજને;
ભૃત્ય બહુ હે શુક! તુજને આવી રીત સેવી રહ્યા,
ના તને ઓછપ રહે એ કાજ ખૂંતી મદા બન્યા.

(૧૪)

હે શુક! આ સંસારમાં છે બહુ પ્રકાર પ્રસન્ન તું.
રાજ્યગૃહમા નિત્ય રહેતો નૃપતિને આસન્ન તું;
ભોજનાર્થ યથેષ્ટ પામે વિમલ જળ, ફલ તું અરે!
કોઇ ન ર ઓછપ તને, તું સકલ સુખ સમ્પન્ન છે.

(૧૫)

જો યથેષ્ટ ન અન્ન પેદા હા! અવર્ષણથી બને—
તો દશા સંસારની દુર્વાર દુઃખાપન્ન છે;
કિન્તુ તોપણ નૃપકૃપાથી સુખ નહીં તારૂં ઘટે,
પૂર્વવત્ આનન્દથી તોયે સમય તારો વહે.

(૧૮)

શર્કરા મીશ્રિત સુધોપમ દુગ્ધમાં જે મેળવ્યા—
ભવ્ય ભાત પ્રભાત એવા તુજને ચોખા મલ્યા;
વિહગવર ! વદતો તને તે વિપિનમાં મળતે કદી ?
વિપિનમાં શું, ગ્રામમાં પણ તે સદા મળતા નથી.

(૧૯)

શુક ! મહીપે એકલાએ તુજ સ્વીકાર કીધો નથી,
પ્રીતિ મહીપી પણ સદા તુજ પર અહા ! રાખે અતી.
હસ્ત જે પતિ કંઠનો છે પ્રેમના વ્યાપારમાં—
ફેરવે તે તેજ કર તુજ પર સુવર્ણાગારમાં.

(૨૦)

શત્રુ જેના છે પડ્યા તેને ન કદી વિશ્રામ છે,
કિન્તુ શુક ! આ શોકમાં તારે ન કાંઇ કામ છે.
છે અહીં શંકા ન તુજને શ્યેનરૂપી કાળની;
નહીંજ દુર્દર દૃષ્ટિ ધારી બિલાડી વિકાળની,

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.**

---

# ॥ अद्वैतब्रह्मसिद्धि ॥

---

(અનુસંધાન ગતાંકથી.)

માટે દ્રવ્ય અને ગુણ અયુતસિદ્ધ ન હોવાથી તેમના સમવાયના અસંભવનો પ્રસંગ આવે છે. (આ વાત બીજાઓને માન્ય નથી માટે દ્રવ્યની ઉત્પત્તિ સાથે તેનાં ગુણની ઉત્પત્તિ પણ એકજ કાલે માનવી જોઇએ એમ તેઓ કહે છે.)

જો વાદી કહે કે કાર્યનો કારણમાં સંબંધ હોવાથીજ કાર્યની સિદ્ધિનું નામ કાર્યની કારણમાં અયુતસિદ્ધિ છે, તો અમે પુછીએ છીએ કે કાર્યસિદ્ધિ થયા પછી કારણ સાથે કાર્ય સમવાય સંબંધ પામે છે ? કે તે સંબંધ પામ્યા પછી પોતે સિદ્ધ થાય છે ? કે કાર્યની સિદ્ધિ અને કારણમાં સમવાય સંબંધ એકજ વખતે બને છે ? પેહેલા પક્ષમાં કાર્ય પ્રથમ સિદ્ધ થયું તેથી તે કારણ સાથે અપૃથક્ સિદ્ધ નથી, માટે એ બેનો સમવાય ન બને

બીજા પક્ષમાં કાર્ય ઉત્પન્ન થયા પેહેલાં કાર્યનો કારણ સાથે સમવાય સંબંધ કેમ થાય? જો વાદી એમ કહે કે કાર્ય ઉત્પન્ન નથી થયું તે વેળા પણ એનો પોતાના કારણ સાથે સબંધ કલ્પીએ છીએ, ત્યારે તો અમે એને પૂછીએ છીએ કે જે સ્વરૂપે કાર્યનો કારણમાં તમે સમવાય કલ્પો છો, તે સ્વરૂપ કાર્ય ઉત્પન્ન થતા પેહેલાં કારણમાં કલ્પોછો, કે ઉત્પન્ન થયા પછી? જો કાર્ય સિદ્ધ થતા પેહેલાં કલ્પો, તો તે સ્વરૂપ સત્ અને અસત્ એમ બંને જાતનું ઠરે, અને તે તો વાંધાવાળી વાત છે તેથી અનુભવવિરુદ્ધ છે, કારણકે એકજ વસ્તુ ત્રણે કાલ વિદ્યમાન જણાય અને વળી સદા અવિદ્યમાન જણાય એમ ન બને- ઉત્પન્ન થયેલા કાર્ય વાળા કારણમાં જો સ્વરૂપ કલ્પો, તો સમવાય સાથે કાર્યની એકરૂપતા થવાથી સિદ્ધરૂપ કાર્યનો કારણમા સમવાય ન બને, અર્થાત્ કાર્ય અને સમવાય એકરૂપ સિદ્ધ થયા એટલે કાર્ય અને કારણ એ બેજ વસ્તુઓ ખરૂ જોતાં રહી, અને સમવાય જેવું કાંઇ કાર્યથી નોખુ રહ્યું નહીં, માટે કાર્ય કારણના સમવાય જેવું કાંઈ ત્રીજુ બન્યુંજ નહીં. જો કાર્યનો કારણમાં સમવાય અને તેના સ્વરૂપની ઉત્પત્તિ એકજ વખતે કલ્પો, તો કહો કે સિદ્ધ થયેલુ કાર્ય સત્ છે કે અસત્ છે? કે સત્ અને અસતથી વિલક્ષણ-જુદુંજ છે? પ્રથમ કોટિમાં સિદ્ધ કાર્યનોજ પછી સંબંધ થાય તો કાર્યકારણનુ અયુતસિદ્ધપણું-અસહચારિપણું ન થયું બીજી કોટિમા કાર્ય અસત્ તેનો કારણમાં સમવાય ન થાય કારણ કે હજુ સુધી-સમવાયને સમયે પણ કાર્ય ઉત્પન્ન થયુ નથી. જો ત્રીજી કોટિ સ્વીકારો તો અનિર્વચનીયવાદ જે અમે માનીએ છીએ તે તમે માન્યો એવો પ્રસંગ થયો, અને એમ માનવાથી તમે અમારા વેદાંત મતમાં પ્રવેશ કર્યો એવું ઠરે, શાથી કે બ્રહ્મ શિવાય બીજુ બધુ અમારે મતે અનિર્વચનીય માયાનું કાર્ય છે. જે વસ્તુ સત્ અને અસતથી નોખી હોય અર્થાત્ સત્ ન કહેવાય અને અસત્ પણ ન કહેવાય-તેને અમે અનિર્વચનીય મિથ્યાભાસતી-માની છે; અને એ અમારો અનિર્વચનીયવાદ છે, માટે તે સ્વીકાર્યાથી તમારો સમવાય ખોટો ઠરી ખંડિત થાય છે. આ બધી યુક્તિથી ગુણ આદિ પદાર્થમાં પણ સમવાયનું ખંડન સમજવુ તેથી કરીને જો તમે સમવાયને સમવાય સંબંધવાળી બે વસ્તુઓથી ભિન્ન કહેતા હો, તો તે સમવાય સંબંધનો પણ તે વસ્તુઓ સાથે બીજો કોઇ સબંધ કહેવો જોઇએ. જો વાદી કહે કે સમવાયનો પણ તે વસ્તુઓ સાથે "વિશેષ્ય-વિશેષણ" નામે સંબધ છે, તો તે કહેવું પણ અગ્રાહ્ય છે, કારણ કે દંડ અને દંડીદેવદત્તનો વિશેષણ-વિશેષ્ય ભાવ સંબંધ બીજા સંયોગ નામે સબંધથી ઉત્પન્ન થયો છે માટે ત્યાં એકલો વિશેષણ-વિશેષ્યભાવ સબંધજ નથી અને (સમવાયને માટે) બીજો સબંધ સ્વીકારીએ તો તે બીજા માટે ત્રીજો સ્વીકારવો પડે અને એથી અનવસ્થા દોષ અટકાવવો મુશ્કેલ છે. (દુર્જનને રાજી રાખવાને વિશેષણ-વિશેષ્યભાવ સ્વીકારીએ, તો પણ સમવાયને સ્વીકાર્યા પછી એ બીજો સબંધ સ્વીકારવાથી ગૌરવ થાય છે, માટે એક વિશેષણ-વિશેષ્ય ભાવજ સ્વીકારો. વચ્ચે નકામો સમવાય માનવાની શી જરૂર છે!) વળી વાદી કહે કે "વસ્તુની પ્રતીતિ-તેનું ભાન-થવામાં અનવસ્થા હોય, તો તે અનવસ્થા એ વસ્તુ સંબંધી વ્યવહાર કામ કરવામાં વાંધાવાળી ખરી પણ વસ્તુની હયાતી સિદ્ધ કરવામાં અનવસ્થા આવતી હોય તથાપિ જો વસ્તુ જણાતી હોય, તો, તેની હયાતી સંબંધી અનવસ્થા કાંઇ હરકત કરતી નથી. તેમજ આ સમવાયની બાબતમાં પણ તેની હયાતી સંબંધી અનવસ્થા છે, માટે તેની

કાંઇ ફીકર નહીં. આમ જો વાદી કહે તો તે ઠીક નથી, કારણકે સમવાયની એ પ્રતીતિ થવામાં પણ આ પ્રમાણે અનવસ્થા દોષ છે; સમવાય પોતે વિશેષણ છે માટે પોતાને સિદ્ધ કરવાને બીજા સંબંધની દરકાર રાખેજ, અને આ બીજો સંબંધ પણ ત્રીજાની ગરજ રાખે માટે સમવાયની પ્રતીતિ–એટલે તે છે એવો નિશ્ચય-કરવામાં પણ અનવસ્થા સિદ્ધજ છે. માટે સમવાય તે સંબંધ વાળી બે વસ્તુઓથી ભિન્ન નથી એમ સિદ્ધ થયું.

વાદીએ એમ પણ ન કહેવાય કે ભલે, ત્યારે સંબંધ વાળી વસ્તુઓથી સમવાયને અભિન્ન માનો, કેમકે તેમ માનવાથી સમવાયની સિદ્ધિજ નથી થતી.

વાદી કહે કે ત્યારે ગુણ અને ગુણ વાળી વસ્તુનો સમવાય સંબંધ માનીને ગુણ-વાચક વિશેષણ અને ગુણિવાચક વિશેષ્ય બતાવનાર બે શબ્દો સામાનાધિકરણ્ય વપરાય છે–અર્થાત્ તે બે શબ્દોનો એકજ વિભક્તિમાં જે ઉપયોગ કરાય છે, તેની શી વ્યવસ્થા કરશો ? ( સામાનાધિકરણ્ય એ શબ્દોનો એક વિભક્તિમાં ઉપયોગ ચાર પ્રકારનો છેઃ–૧ બાધ સામાનાધિકરણ્ય–જેમ કે જે ચોર લાગતો હતો તે ઝાડનું ઠુંઠું હતું. એ જોયા પછી ચોરનો બાધ થયો. ૨ અધ્યાસ સામાનાધિકરણ્ય–આ રૂપુ છે એવી ભ્રાંતિથી સીપને કહેહેનાર સર્વ નામ " આ " " અને " " રૂપુ " એક વિભક્તિમાં વાપર્યું. ૩ વિશેષણ વિશેષ્યનું સામાનાધિકરણ્ય–કાળો–નીલ–ઘડો. ૪ અભેદ સામાનાધિકરણ્ય–સોયંદેવદત્તઃ એટલે પેહેલાં જોયલો તેજ આ દેવદત્ત છે. ) પણ વાદીનું આમ કહેવું ન નભે કેમકે કારણમાં કાર્યનો માયાથી ઉપજતો જે " આધ્યાસિક " (=આરોપ-ભ્રાંતિથી થતો ) જે સંબંધ છે, તેને લીધે પણ આવા બે શબ્દોને એક વિભક્તિમાં વાપરીએ તો તે યોગ્ય છે. વળી વાદી શંકા કરે કે આ ચાલતી બાબતમાં કાંઇ બાધ દેખાતો નથી–અર્થાત્ એક વસ્તુનો બીજીમાં અધ્યાસ–આરોપ–કર્યો હોય છે, અને તેથી એકને બીજી વસ્તુ ભ્રાંતિને લીધે કહીએ છીએ ખરા, પણ ભ્રાંતિ મટવાથી જેમ આરોપનો બાધ થાય છે, તેમ અહીં થતુ નથી, તો પછી અધ્યાસને લીધે બે શબ્દો એક વિભક્તિમાં કેમ વપરાય ?–આ શંકાનો ઉત્તર એ કે-જીવમાં અજ્ઞાનથી મનુષ્ય–પણાના આરોપને લીધે " હું મનુષ્ય છું. " એમ જીવ કહે છે અને " હું " તથા " મનુષ્ય " શબ્દોનો એક વિભક્તિમાં ઉપયોગ કરે છે. જો કે આ આરોપનો બાધ જ્ઞાનથી થાય છે, તો પણ સંસારમાં બાધ દેખાતોજ નથી અને " મનુષ્યછું " એમ જીવ બોલે છે. તેમ આ બાબતમાં પણ માયાનો અધ્યાસ છે ત્યાં સુધી આરોપથી શબ્દોનો એક વિભક્તિમાં ઉપયોગ યોગ્ય છે. જ્ઞાનથી માયા નાશ પામે, ત્યારે તો કાંઇ કહેવાનો કે શબ્દો વાપરવાનો અવકાશ નથી, અને **वाचारंभणं विकारोनामधेयं मृत्तिकेत्येवसत्यम्** ( ભાવાર્થ—કાર્યરૂપ વિકાર, તેનું નામ ઇત્યાદિ કહેવા માત્ર છે, બાકી ઘડારૂપ કાર્યનું કારણ માટીજ સત્યજ છે ) ઇત્યાદિ શ્રુતિનો તો આવા શબ્દોના ઉપયોગ સાથે વિરોધ પ્રસિદ્ધજ છે.

વળી સમવાયનું નિત્યપણું–અવિનાશિપણું–સંભવતું નથી, કારણકે સમવાય વાળી બે વસ્તુઓની હયાતી ઉપર સમવાયની હયાતીનો આધાર છે, અને તે બેમાંની એકનો અથવા

જાતિ જે છે, તે એ વર્ગની પરસત્તા છે અને મનુષ્ય, પશુ, પક્ષી, આદિ જે આ મહા વર્ગના પેટાવર્ગો છે, તેમની " મનુષ્ય " " પશુત્વ," પક્ષીત્વ " આદિ જાતિયો " પ્રાણીત્વ " સાથે સરખાવતાં અપરસત્તા છે. પ્રાણિત્વ પણ અ૫મ સત્તામાં છે. અને આત્મા શિવાય સર્વ મિથ્યા હોવાથી પરસત્તા પણ સત્ય નથી. (નિત્ય દ્રવ્ય પોતેજ પોતાને અન્ય સર્વથી ભિન્ન બતાવી શકે એમ સંભવ છે, માટે વાદિને પક્ષે પણ " વિશેષ " નામે ભિન્ન પદાર્થ સિદ્ધ નથી. અમારા વેદાંત મતમાં તો આત્મા શિવાય બીજું કાંઇ નિત્ય નથી, માટે આત્માને નોખો બતાવવાને વિશેષ નામે પદાર્થની જરૂર નથી સમવાય નામે પદાર્થ અસિદ્ધ છે એ હમણાંજ કહી ગયા. અભાવ નામે પદાર્થ તો સિદ્ધ થતો નથી કારણ કે આત્મા શિવાય કોઇપણ વસ્તુની ખરી હયાતી નથી તો પછી તેનો અભાવ સિદ્ધ ન થાય; માટે આગળ કહેવાશે તે પ્રમાણે જણાતું સર્વ જગત્ અવિનાશિ બ્રહ્મમાં મિથ્યા—કલ્પિત છે અસિદ્ધ થયું અને તે સંબંધે શ્રુતિ છે કેઃ-

एवमेवखलुसौम्यअन्नेनशुंगेन मापोमूलमन्विच्छ। अद्भिः सोम्यशुंगेन तेजोमूल मन्विच्छ। तेजसा सौम्य शुंगेन सन्मूलमन्विच्छ । सन्मूलाः सौम्येमाः प्रजाःसदायतनाः सत्प्रतिष्ठाः ॥

ભાવાર્થઃ—છાંદોગ્યમાં ઉદ્દાલક મુનિ શ્વેતકેતુને કહે છે-હે સૌમ્ય અન્નરૂપ કાર્યના અંકુર ઉપરથી જળ તેનું કારણ છે એમ સ્વીકાર—જળ રૂપ કાર્ય ઉપરથી તેનું કારણ તેજ છે એ જાણ. તેજરૂપ કાર્ય ઉપરથી એનું સત્ વસ્તુને કારણ સમજ, હે ભાઇ, અસત્ વસ્તુ આ પ્રજાઓનું કારણ છે. એ પ્રજા અસત્નો આશ્રય કરીને રહે છે, અને છેવટે તેનો સદ્વસ્તુમા લય છે. )-આમ આ શ્રુતિ સર્વ કાર્ય રૂપ પદાર્થોને અવિનાશિ બ્રહ્મમાં કલ્પેલા જણાવે છે. એ બ્રહ્મમા સત્તા રૂપ જાતિ નથી, કારણ કે આગળજ જાતિને દૂષિત ઠરાવીને તેનું ખંડન કર્યું છે, અને તેને છે એમ માનવાને કોઇ પ્રમાણ આધાર નથી. દ્રવ્ય ગુણ અને કર્મમાં જ્યાં તે દ્રવ્ય વિગેરે હોય ત્યાં જાતિ છે એમ જાતિનું ભાન થાય છે, એજ જાતિ માનવામાં આધાર છે એમ ન સમજવું. કારણ કે એવું ભાન પદાર્થ માત્રના સંબંધમાં સાધારણ રીતે થાય છે. જો એમ ન હોત, અને દ્રવ્યગુણ તથા દ્રવ્યમાં જ સત્તા જાતિ રહેતી હોત ' સત્તા સતી ' ' જાતિ સતી ' અને ધ્વંસ સન્—એટલે સત્તા છે જાતિ છે ધ્વંસ છે, એમ સત્તા વિગેરેની હયાતીના ભાનનો વ્યવહાર ન ચાલત. આમ હોવાથીજ વસ્તુઓમાં બધે " આ સત્-હયાત છે, આ 'સત્ છે,' એટલા ભાન ઉપરથી પોતાની હયાતી સાબીત ન કરતું સત્વ માત્ર દ્રવ્ય ગુણ અને કર્મમાં રહે છે એમ અમારા મતમાં કલ્પ્યું નથી. વળી "સત્" થી ઉલટું "અસત્" પણ-દ્રવ્ય આદિમાં છે એમ પણ સારી રીતે કહી શકાય એમ છે, માટે સત્તને અમે કલ્પતા નથી. (હવે છેવટના ત્રણ એટલે દ્રવ્ય ગુણ કર્મ શિવાયના જે નૈયાયિકોએ માનેલા સામાન્ય સમવાય અને વિશેષ નામે પદાર્થો છે તેમાં તેઓ જાતિ માનતા નથી અને કહે છે કે જાતિમાં જાતિ નથી સમવાયમાં નથી અને વિશેષમાં નથી, પણ તેના આશ્રયદ્વારાએ જાતિનું તેમાં ભાન થાય

છે. ઉપર જે કહ્યું કે ધ્વંસ સત્ છે ઇત્યાદિ વ્યવહાર થાય છે તેનો આ પરિહાર છે. ) એક વસ્તુ સાથે સમવાય સંબંધ વડે જોડાયલી "સત્તા" સતી (=હયાત) કહેવાય, અને એ રીતે કાલ સાથે નાશના (ધ્વંસ)નો સંબંધ હોવાથી નાશને સત્ ( =હયાત ) કહેવાય તેથી યથાર્થ જ્ઞાન થશે તેમાં અયુક્ત શું છે ! એમ વાદીએ ન કહેવું. કારણ કે એક પ્રકારનું ભાન જ્યારે થાય, ત્યારે તે ભાન ઉપજાવનાર વસ્તુ પણ એકજ પ્રકારની હોય, માટે તેમાં જુદા જુદા સંબંધની અને સ્વરૂપના સત્ત્વની કલ્પના કરવી યોગ્ય નથી અને વસ્તુ ન જણાય ત્યારે પણ તેનું ભાન રહે તો જાતિ માત્રના નાશનો પ્રસંગ આવે કારણ કે એમ થાય તો વસ્તુ હોય ત્યારેજ તેનું ભાન કરાવનાર જાતિની કાંઇ જરૂર નથી. માટે એકજ સત્ રૂપ બ્રહ્મ જે પોતાનાજ તેજથી પ્રકાશે છે, અને આપણે જાણેલી તથા ન જાણેલી અવસ્થાઓને પ્રકાશિત કરે છે તે સ્વતાદાત્મ્યાધ્યાસવડે-અર્થાત્ સર્વ મિથ્યા પ્રપંચ (સંસાર) જાણે પોતાનાથી ભિન્ન ન હોય અને પોતે તથા તે પ્રપંચ એકરૂપ થઇ ગયા હોય તેમ પ્રપંચનો પોતામાં આરોપ કરીને-તમામ વસ્તુઓમાં સતરૂપ વ્યવહાર ઉપજાવે છે (બ્રહ્મનાં "અસ્તિ"-છે, "ભાતિ" પ્રકાશે છે, એ રૂપોનું તમામ વસ્તુઓમાં સ્ફુરણ છે) જેથી અસત્ પ્રપંચ બ્રહ્મના અતિ સમીપપણાથી સત્-અવિનાશી-લાગે છે. ઘડો છે સત્) એ ભાન વડે ઘડામાં સત્ વસ્તુથી અભિન્નપણું જણાય છે પણ ઘડામાં સત્તા સાથે ( ન્યાય પક્ષમાં માનેલો ) સમવાય સંબંધ જણાતો નથી, કારણ કે સત્વસ્તુ અને ઘડાનો અભેદ જણાય છે ત્યાં બે વસ્તુઓનો ભેદ બતાવનાર સંબંધ ટકીશકે નહીં, આ રીતે દ્રવ્ય સત્ છે, ગુણસત્ છે, કર્મ સત્ છે સામાન્ય સત છે, વિશેષ સત્ છે; સમવાય સત્ છે એવા ભાન ઉપરથી સત્વસ્તુનું સર્વથી અભિન્નપણું સિદ્ધ થયું; દ્રવ્ય ગુણ વિગેરે ભેદ સિદ્ધ થતા નથી, માટે એમને ધર્મ માનીને એમનામાં સત્ત્વ—સતપણું—એ નામનો ધર્મ અમે કલ્પ્યો નથી, પણ બ્રહ્મરૂપી સત્ ધર્મમાં દ્રવ્યઆદિ પદાર્થોથી અભિન્નપણું કલ્પ્યું છે, કારણ કે એમ માનવામાં લાઘવરૂપ--થોડુંમા થાથા મતલબ સરે એ--લાભ છે, તેમનું ભિન્નપણું ખરેખર સંભવતું નથી, માટે તે આધ્યાસિક સંબંધથી છે--અર્થાત્ કલ્પેલું છે--એમ આગળ સાબીત કરવામાં આવશે. સુરેશ્વરાચાર્યે પોતાના " વાર્તિક " નામે ગ્રંથમાં કહ્યું છે કેઃ—सत्तातोऽपिनभेदः स्यात् ઇત્યાદિ. ( ભાવાર્થ—સત્તાથી પણ દ્રવ્યત્વઆદિના ભેદ નથી, તો બીજા કશાથી શાનો હોય? નજ હોય કારણ કે દ્રવ્ય ( ગુણઆદિમાં સત્પણાનું ભાન એકરસ જ્ઞાન રૂપ ચૈતન્યને લીધે એક સરખુંજ થાય છે ) તેથીજ ઘટથી પટ નોખો છે ઇત્યાદિ જ્ઞાન પણ એ ઘટ અને પટ બેનો ભેદ સાધતું નથી, કારણ કે ઘટ પટ અને તેમના ભેદોમાં પણ સતરૂપ ચૈતન્ય સાથે અભેદ હોવાથી તે બધામાં એકપણું છે. આટલા માટે કાશ્મીરના પંડિતોમાં શ્રેષ્ટ કૈયટ નામે મહા ભાષ્યના ટીકાકારે પોતાના મતના ટેકામાં ભર્તૃહરિના ત્રણ શ્લોક આપ્યા છે તેમનો ભાવાર્થ આરીતે છેઃ– ગાયઆદિ પદાર્થોમાં સંબંધ વાળી વ્યક્તિઓના ભેદને લીધે ભેદ પામતી સત્તારૂપ ચૈતન્યનુંજ " જાતિ " એવું નામ છે. સત્તામાંજ સર્વ શબ્દોની વ્યવસ્થા રહી છે—તે શબ્દોને પંડિતો પ્રાતિપદિકાર્થ તથા ધાત્વર્થ કહે છે. તે સત્તા નિત્ય છે, તે મોટો આત્મા છે; ત્વ, તલ, આદિ પ્રત્યયો તે "સત્તા" રૂપ અર્થને જણાવે છે. શાસ્ત્રોમાં પ્રક્રિયાના—પોત પોતાના શાસ્ત્રના અર્થના ઉપદેશની શૈલી-રીતિ—ને ભેદ પાડીને અવિદ્યાનુંજ ઉપવર્ણન કર્યુ છે. ઉત્પત્તિ તો અહીં હયાત પ-

દાર્યોની છે અને તે અનાદિ બ્રહ્મથી થાય છે. આ કથન વડેજ એમ સિદ્ધ થયું, કે ઇન્દ્રિઓ વડે જે જાણી શકાય છે તે સતરૂપ બ્રહ્મજ છે

( ચાલુ )

કૃષ્ણશંકર હિરાશંકર પંડયા બી.એ.

## पोतानो धंधो पसंद करनार ज सुखी छे
## —सुखी—थनारे—समयनो—हिसाब—राखवो—जोइए—

( ૨૦ )

અહા! એકાન્ત અને આરામમાં કેટલાબધા સુખ અને આનંદનો સમાવેશ થાય છે! સત્તાવાળાં અને વિખ્યાત માનવોની આવી ઇચ્છા હોય છે! પરંતુ આવો હક તો માત્ર અધન પ્રકૃતિના લોકજ ભોગવી શકે છે; માત્ર આવા લોકજ પોતાના જીવનનો પોતાનામાંજ સમાવેશ કરી લેઇને જીવન ગાળવાવાળા હોય છે. મહત્તાનાં સાથી સમાન સર્વ પ્રકારનાં ધાંધલ અને સંકટોના મધ્યમાંએ આવી બાબતનાં વિચાર અને આશા પણ ખરેખર એક પ્રકારના દિલાસારૂપ થઇ પડે છે. મહારાજા અશોકની એવી ઇચ્છા હતી કે એકાંતવાસ ભોગવવા માટે જીવતા રહેવાય, અને પોતાની જાતને સર્વ પ્રકારની વ્યાવહારિક પ્રવૃત્તિઓમાથી છુટી બનાવી શકાય; તેની વાતચીતો હજુએ આ માર્ગનેજ દર્શાવતી હતી; આવા એક મુગટધારીને જે પરમોત્તમ સુખ પ્રાપ્ત થઇ શકે તેનો આવા વિખ્યાત રાજ્યની ધુરામાંથી પોતાની જાતે છુટા થવામાંજ સમાવેશ થયો હતો, કારણ કે આવો ગર્જકારભાર બાહ્ય દેખાવમાં ગમે તેવો આકર્ષક હતો તો પણ તેના અંતરમાં તો માત્ર ચિંતા અને હાયહાયનોજ સમાવેશ થતો હતો. મોજ શોખ ખાતર એકાંતવાસિ બનવું એ એક બાબત છે, અને સદાચાર ખાતર એકાંત વાસ સેવવો એ અન્ય બાબત છે; આવા એકાંતવાસમાંએ સદાચાર પ્રવૃત્તિમાન બનાવો જોઇએ તથા તે જે જે વિષયો હોય તેના પુરાવા મળી રહેવા જોઇએ; કારણ કે એક સદાચારી અને એક ડાહ્યું માનવિ એકાંતમાં બાહિરના કલ્યાણનું ચિંતન ચલાવે છે. તત્ત્વવેત્તાઓએ લશ્કરો દોરવા કરતાં, મોટાં મોટા અધિકારિપદ ભોગવવા કરતા, અથવા કાયદાઓ ઘડી આપવા કરતાં, તેમના એકાંત અભ્યાસ ગૃહમાં વસિને પણ મહાન કાર્ય સિદ્ધ કર્યા છે; પરંતુ ખરેખર જોતા સ્વામીએ તો આવાં માનવો માત્ર એકાદ નગરનું કલ્યાણ સાધી શકે છે, ત્યારે તત્ત્વવેત્તાઓ સમસ્તમાનવજાતનું કલ્યાણ સાધી શકે છે. તેમની એકાંતવૃત્તિવડેજ, અન્યલોકની

૫ સેવો ઉતરે અને મહેનત પડે એવી ધાંધલીયા પ્રવૃત્તિ કરતાં સામાન્ય લોકકલ્યાણમાં ઘણો ઘણો વધારો થઇ રહે છે. એક માનવને એકાંતવાસવડે સાધારણ ધંધા કરતાં વધારે ઉચ્ચ અને શ્રેષ્ટ પ્રકારનું કાર્ય કરવાનું નામળી રહેતું હોય તો આવા પ્રકારના આવાસની લેશ પણ કીમત નથી. એકાંત વાસમાં વસવાથી તો મોટા અધિકારીઓની કોઈ પ્રકારની ગૂલામીભરી સરભરા કરવી પડતી નથી; જગ્યાઓ મેળવવા માટે માથાકુટ કરવી પડતી નથી; પક્ષાપક્ષિ કરવી પડતી નથી; અમુક આ અથવા તે બાબત અથવા અમુક પદ્ધીના સંબંધના નકામા દંભમાં મારે કોઇ પ્રકારે નિરાશ બનવું પડતું નથી; કોઇ પણ માનવની કૃપા અથવા સમૃદ્ધિનો કોઇ પ્રકારનો દ્વેષ વર્તતો નથી; પરંતુ દૈવની સામાન્ય બક્ષિસોનો, સદાચારી અંતઃકરણના સાથમાં એક પ્રકારે શાંતિથી ઉપભોગ કરવામાં આવે છે. એક પ્રાજ્ઞ પુરુષ, પ્રભુનાં અને પ્રકૃતિનાં કાર્યોના એકાંત ચિંતનમાં લાગેલો હોય છે ત્યારે તે જેટલો પ્રવૃત્તિમાં જોડાયલો હોય છે તેટલો અન્ય કોઇ પળે પણ તે પ્રવૃત્તિવાળો હોતો નથી. તે પોતાની જાતે એકાંતવાસનું સેવન કરે છે, તે માત્ર ભાવિ ઝમાનાઓની સેવા કરવા માટે હોય છે જે જે ચિંતવનો તેને પોતાને લાભકારક જણાઇ આવે છે, તેમને જેમ આપણે કોઇ સુપ્રસિદ્ધ અમૃત સમાન ઔષધને લખી લેઇએ છીએ તેમ પછીના ઝમાનાઓના લાભ ખાતર લેખબદ્ધ બનાવે છે. જે પોતાના અભ્યાસ કાર્યમાં સારી રીતે જોડાયલો હોય છે તે દેખીતી રીતે તો કંઈ પણ ના કરતો હોય એમ જણાય છે, પરંતુ માનુષિ અને દૈવિ ઉભય પ્રકારની બાબતોમાં આમ છતાંએ બીજા બધાનાએ કરતાં તે મહાન મહાન બાબતો સિદ્ધ કરી શકે છે. એકાદ મિત્રને પૈસાની રકમ પૂરી પાડવી, અથવા તેને એકાદ નોકરી મેળવી આપવામાં સહાય કરવી, આવી બાબતો તો માત્ર ખાનગી અને ખાસ આભારો સમાન છે; પરંતુ જે આપણાં જીવનોને નિયમવાનાં નીતિ—વાક્યોની યોજના કરે છે તથા આપણા વિકારોને વશ કરવાનો માર્ગ દર્શાવે છે, તે માનવ જાતના ઉપર માત્ર વર્તમાનકાલેજ નહિ પરંતુ બધાએ આવતા ઝમાનાઓ માટેનો ઉપકાર કરે છે.

## ગમે તે કીમત આપીને સ્વાતંત્ર્ય ખરીદવાનું છે.

પરંતુ મારે મારી જાતને શી રીતે સ્વતંત્ર બનાવવી? પૈસા માટે આપણે ગમે તેવાં સંકટો સહન કરીએ છીએ, પ્રતિષ્ઠા ખાતર ગમે તેવી માથાકુટ ઉઠાવીએ છીએ, આમ છતાંએ આપણે શા માટે આરામ અને સ્વાતંત્ર્ય માટે પણ થોડુંક સાહસ વ્હોરી લેતા નહિ હોઇએ? આમના વિના તો આપણે ધાંધલમાંજ જીવવાની અને મરવાની આશા રાખવી જોઇએ; કારણ કે જ્યાં સુધી આપણે સામાજીક—વ્યાવહારિક જીવન ગાળીએ છીએ ત્યાં સુધી સમુદ્રના ઉપરાઉપરી ચઢી આવતા તરંગોની પેઠે આપણા ઉપર પ્રવૃત્તિના તરંગો ફરીવળે છે, અને ગમે તો વિનય અથવા શાંતિ અથવા એકતાથી પણ કોઇ પ્રકારે આનો પરિહાર કરી શકાતો નથી. આ તો માનવને પોતાનામાં બેળે બેળે તાણીને ગળી જતા પાણીના એક પ્રબળ વમળ સમાન છે, તેનાથી તેમાંથી કોઈ કાલે પણ છૂટી શકાતું નથી. ધાંધાધુરી—પ્રવૃત્તિમાં મચેલું માનવ, ખરેખર કહેવા માગીએ તો જીવે છે, એમ

કહી શકાયજ નહિ; કેવી રીતે જીવવું, એ પણ હજારમાંથી એકાદ જણુજ યોગ્ય રીતે સમજતું હોય છે જેમ ચિંતાથી ભરપૂર એક જીવન, હમેશા એક પ્રકારનું દુખી જીવન હોય છે, તેમ હમેશાં બીજા લોકના કાર્યમાંજ લાગેલા રહેવું, એ પણ ઘણાએ સંકટોમા મોટામામોટુ સકટ છે, કારણકે તેમના કનાકો અનુસાર નિદ્રા લેવી, ખાવુ પીવુ તેમનીજ ગતિ અનુસાર ચાલવુ, તેમની પેઠેજ ન્હાવુ અને ફિક્કરવુ, એ તો એક માત્ર ગુલામી સમાન છે. હવે જો કે ધધાધાપાનો પણ ત્યાગ કરવાની જરૂર છે, તો પણ તેનો અયોગ્ય સમયે ત્યાગ થવાની આવશ્યકતા નથી, જેમ જેમ આપણે આવો ત્યાગ કરવાનો સમય લખાવતા જઈએ છીએ, તેમ તેમ આપણે આપણા સ્વાતત્ર્યને ભયમા લાવી મૂકીએ છીએ, આમ છતાએ આપણે કોઇ પણ પ્રકારે સમયની આગળ ઉડીને ધપી જવાની જરૂર નથી, તેમજ સમય આવી લાગે ત્યારે સ્થગ્યા કરવાની પણ તેટલીજ આવશ્યકતા નથી મારા જાણવા પ્રમાણે અનેક લોક ધધાને એકાદ નોકરી રૂપે શોધે છે, આવા લોક તેમના ધધાવિના તેમના જીવનોથી પણ કંટાળી જાય છે, કારણકે તેમના પોતાની વિચાર—ચિંતન પરપરામા આનદ ઉપજાવવાની ખામી હોય છે જ્યારે આવા લોક એકલા હોય છે, એકલા પડે છે ત્યારે તેમને કલાકો લામાતાના અને કટાળા ભરેલા લાગે છે જ્યારે તેઓ અન્ય લોકના કાર્યનો ત્યાગ કરે છે ત્યારે તેઓ પોતાનું કાર્ય કરે છે, તથી પોતે બેજે બેજે ઉપજાવી કાઢેના કાર્યને મોટા ધધારૂપ હોવાનો ઢોગ કરે છે આવા લોક પોતે ધધાદારી માનવો ગણાવા ઉપરજ પોતાની કીમત આકે છે સ્વાતત્ર્ય જેવી કઇક વસ્તુ માટે તેઓ હમેશા ઇચ્છાવાળા હોય છે, પરતુ ગાઇ કાલે તેમને તે મળી શકતું નથી, આવી વસ્તુની તો ખરીદી તેમજ વેચાણ, એક પણ થઇ શકે એમ નથી, પરંતુ એક માનવે આવી માગણી પણ પોતે પોતાની પાસેજ કરવાની છે, તથા પોતેજ પોતાની જાનને આવી વસ્તુનું અર્પણ કરવાનું છે જેણે લોક વ્યવહારમા પોતાના સદાચારનો પૂરાવો આપ્યો હોય, તેણે તેની ખાનગીમા પણ કમાણી કરી જાણી, એ તેને અત્યત લાભકારક છે

અનેક લોક અનેક હેતુઓથી દેરાઇને એકાંતવાસ અગિકાર કરે છે.

ઓના સંકટને લીધે એકાંતવાસ સેવતા જોવામાં આવે છે; આમ છતાંએ, ભય અને કંટાળાએ તેમને જે એકાંતમાં ઘાલી દીધા છે, ત્યાં આગળ જઇને પણ લોભ તેમને શોધી કાઢે છે, અને આવીજ રીતે એક લોકમાન્ય જીવનના મોજ શોખ, ગર્વ અને ઘણાખરા અન્ય વિકારો આખરે તેને શોધી કાઢે છે. આવી અનેક બાબતો તો છુપાઇનેજ રહે છે, આમ થાય છે તે કંઇ તેઓ સુરક્ષિત રહે તેટલા માટે થતું નથી, પરંતુ તેઓ તેમનું વધારે ખાનગી રીતે ઉલ્લંઘન કરી શકે, તેટલા માટે આમ કરવામાં આવે છે. એક તત્ત્વવેત્તાએ એક સમયે એક યુવકને પોતાનાંજ મસ્ગુલ થઇને ચાલતો જોઇને કહ્યું,— "લંપટ પુરુષોના સાથથી ચેતતો રહેજે." કેટલાક લોક, આલસ્યમાં, પ્રમાદમાં પણ ધાંધલીયા બની ગયલા હોય છે, અને યુદ્ધ પ્રસંગના કરતાં શાંતિના, સલાહના સમયને પણ વધારે વિકટ અને ભયંકર બનાવે છે; જ્યારે તેઓ આવા સમયનો, એક લડવૈયાને મળતી છુટના કરતાં પણ વધારે ખરાબ દુરાચારમાં ઉપયોગ કરે છે ત્યારે તેઓ આવા સમયના ગાળાને આથી પણ વધારે ત્રાસદાયક બનાવી મૂકે છે. જેઓ પોતાની કામનાઓના ઉપભોગમાંજ બીલકુલ લાગી ગયલા છે, તેવા લોકને આપણાથી એકાંતનો આરામ લેતા કહી શકાશે નહિ. એક આલસુ જીવન કરતાં, એક માથાકુટથી ભરેલું જીવન, હજારવાર વધારે પસંદ કરવા યોગ્ય છે. જે આવા એકાંતવાસમાં વસિને જીવતાંજ મરી જાય છે, તેવા કોઇ માનવે મરણનો ભય રાખવો, એ તો મારા ધારવા પ્રમાણે બીલકુલ નવાઇ ભરેલું લાગી આવે છે, કારણ કે પાંડિત્યવિનાનો એકાંતવાસ ગ્રહણ કરવો, એ એક માનવે શીઘ્ર મરી જવા સમાન છે.

### કેટલાક લોક ચર્ચાપાત્ર બનવા માટે એકાંતવાસ અંગિકાર કરે છે.

કેટલાક લોક એવા છે કે જેઓ પોતાના એકાંતવાસગ્રહણની બાબતની એક પ્રકારે બડાઇ મારવા માગે છે; આ તો એક પ્રકારની આલસુ તૃષ્ણાજ કહેવાય; આવા લોક એકાંત વાસ અંગિકાર કરે છે, તે લોકો તેમના વિષે ચર્ચા ચલાવે એટલા ઉદ્દેશથી હોય છે: આથી ઉલટી રીતે હું તો એકાંતવાસનો સ્વીકાર કરૂંછું તે, મારી પોતાની જાત સાથે વિચાર ચિંતન ચલાવવા માટે હોય છે. આપણે એકબીજા વિષે જેવું બોલવાના વલનવાળા હોઇએ છીએ, એ વિના આવું ચિંતન કેવા પ્રકારનું હોય છે? હું તો મારૂં પોતાનુંજ ભૂંડું બોલીશ; હું મારી નબળાઇઓને તપાસીસ, દોષીત બનાવીશ, સજા કરીશ. માનવ જીવનની નિરર્થકતા અને ઘેલછાના એક પ્રકારના તિરસ્કારને લીધે દુનિયાનો ત્યાગ કરનાર એકાદ મહા પુરુષમાં ખપી જવાનો મારો કોઇ પણ પ્રકારનો ઇરાદો નથી; હું મારી જાતિ વિના અન્ય કોઇનો પણ દોષ કાઢતો નથી, તેમજ હું જે કહુંછું તે માત્ર મારી જાતનેજ કહુંછું. જો કોઇ મારી પાસે સહાય માટે આવે છે તે ભૂલ કરે છે, કારણ કે હું તો એક વૈદ્ય નથી, પરંતુ એક દરદી છું. જ્યારે કોઇ માનવ મારી પાસેથી ચાલી જાય ત્યારે હું એટલું કહેવાયલું સાંભળીને સંતોષ ધરીશ, કે તે મને એક સુખી અને એક પંડિત માનવ તરીકે ગણી કાઢે છે, ખરેખરી રીતે તો મને આવું કંઇ પણ જડી આવતું નથી. હું મારો એકાંતવાસ દ્વેષપાત્ર બનવાને બદલે ક્ષમાપાત્ર બને એમ ઇચ્છુંછું. એવાં કેટલાંક

વસ્તુ સ્થિતિ ઉત્પન્ન કરી શકે તેમ છે જ્ઞાન અને ઇચ્છા—એમનો એનામાં અભાવ છે તેણે આ વાત ધ્યાનમાં ઉતારવી જોઇએ કે કર્મ એ કચરી નાંખનારૂં બળ નથી, પણ જેમનામાંથી અવ્યભિચારી પરિણામ આવે છે એવી સરતોનું કથન માત્ર છે. જ્યાં સુધી તે બેદરકારીથી સ્વચ્છંદી જીવન ગાળે છે ત્યાં સુધી તે પ્રવાહમાં તણાતા, જતા આવતા કાષ્ટથી ટીચાતા, પવનના આકસ્મિક ઝપાટાથી ઉચકાઇને બાજુએ ફેંકાતા, અને અણધાર્યા વમળમાં પકડાતા મનુષ્ય જેવો રહેશે. આનો અર્થ પરાજય, દુર્ભાગ્ય અને દુઃખ છે નિયમ તેને પોતાના મનોરથો સફળ કરવા શક્તિવાન્ કરે છે અને પોતે વાપરી શકે એવાં બળો તેના હાથોમાં મુકે છે. પૂર્વનાં તેનાં પોતાના વાસના વિચાર અને કૃતિનાં નિયમ પરિણામ રૂપ તેના વર્તમાન સ્વભાવને તે ફેરવી, બદલી, બીજે રૂપે ફરી બનાવી શકે તેમ છે. તે ભવ્ય સ્વભાવ પણ વર્તમાન સ્વભાવ જેટલોજ અનન્યથા બાકી જે સરતો હાલને બુદ્ધિપૂર્વક ઉભી કરે છે તેના ફલરૂપ છે. કહેવત છે કે "ટેવ" એ બીજો સ્વભાવ છે અને વિચાર ટેવો બાંધે છે, જ્યાં નિયમ પ્રવર્તે છે ત્યાં કંઇ પણ સાધ્ય અશક્ય નથી અને કર્મ મનુષ્યના માનસિક અને આધ્યાત્મિક જીવનના વિકાસની પરાકાષ્ટાની ગેરન્ટી છે.

હવે આપણે આ નિયમને માનવના વ્યાવહારિક જીવનને, લગાડવાનો છે, સિદ્ધાન્તને આચારમાં મુકવાનો છે. સાધારણ જીવન વ્યવહારમાં અર્વાચીન ધર્મ કૃતિમાં આટલોબધો અપ્રતીત થાય છે તેનું કારણ એ છે કે નિત્ય સિદ્ધાન્તો અને અનિત્ય બનાવો વચ્ચેના સમજાય તેવા સંબંધોનો અભાવ થઇ ગયો છે ગંદકી અને રોગ વચ્ચેનો સંબંધ સમજાતાં મનુષ્ય પોતાના ઘરની પછવાડેનો વાડો વાળી ઝુડીને સાફ કરી નાખે છે, પણ તે પોતાના માનસિક અને આધ્યાત્મિક વાડા અસ્વચ્છ રહેવા દેછે કારણકે તેના માનસિક અને આધ્યાત્મિક દોષો અને મરણ પછી થતા વિવિધ પ્રકારના ત્રાસદાયક અનુભવો (જેની બીક ધર્મો બતાવે એવા) વચ્ચે તે કંઇ સંબંધ જોઇ શકતો નથી તેથી કાતો તે બીકો ઉપર વિશ્વાસ રાખતો નથી, અને બેદરકારીથી જતો હોય છે તે રસ્તે વહે જાય છે અથવા અધિકારીઓ સાથેની કોઇ કૃત્રિમ સંધિ (compact) થી પરિણામોમાંથી બચી જવાની આશા રાખે છે. આ બને કેસમાં તે પોતાની જીવન પદ્ધતિ ફેરવતો નથી. જ્યારે તેને સમજાય પડે છે કે માનસિક અને આધ્યાત્મિક વિષયોમાં પણ સ્થૂળભુવનની પેઠે નિયમ અનુલ્લંઘનીય છે ત્યારે આપણે સકારણ આશા રાખી શકીએ કે હાલ સ્થૂલભુવનમાં જેવો તે ડહાપણથી વર્તે છે તેવો તે સૂક્ષ્મભુવનોમાં પણ વર્તશે.

કરે છે; આ અવસ્થાના કર્મના પ્રમાણનો આધાર તેણે પ્રકટીકરણમાં પ્રાપ્ત કરેલી ભૂમિકા ઉપર રહેલો છે.

આપણે એ ત્રિભુવનનીજ વાત કરીએ, કારણકે તેમના ઉપરનાં ભુવનોમાં સાધારણ માનવ ભાનસહિત વસતો નથી; છતાં આપણે સ્મરણમાં તો રાખવું જોઇએ કે આપણે વૃક્ષો જેવા છીએ; આ વૃક્ષોનાં મૂળ ઉર્ધ્વ ભુવનોમાં સ્થપાએલાં છે અને તેમની શાખાઓ નીચલાં ત્રણ ભુવનોમાં પ્રસરેલી છે કે જ્યાં આપણા નાશવંત દેહો રહે છે અને જેમાં આપણી સભાનાવસ્થાઓ ક્રિયા કરે છે (જેમાં આપણે ભાનપૂર્વક ક્રિયા કરીએ છીએ.)

નિયમો પોતપોતાની ભૂમિકાઓ ઉપર ક્રિયા કરે છે; અને તેમના વ્યાપાર સ્વતંત્ર હોય એમ માનીને તેમનો આપણે અભ્યાસ કરવો જોઇએ; જેમ પ્રત્યેક શાસ્ત્ર તેનાજ વિભાગમાં વ્યાપાર કરતા નિયમોનો અભ્યાસ કરે છે, પણ વધારે વિસ્તારવાળી સરતોના વધારે વ્યાપક વ્યાપારનું વિસ્મરણ કરતું નથી, તેમ તે ત્રણ વિભાગ—સ્થૂલ—કામિક—માનસિક માં વ્યાપાર કરતાં, માનવે, પોતાના વ્યાપારના ક્ષેત્રમાં એ ત્રણેને સમાવી દેતા નિયમના વિસ્તારનું વિસ્મરણ નહિ કરવું જોઇએ. સર્વ વિભાગોમાં નિયમો ઉલ્લંઘન ન થાય એવા અને ફેરવી નહી શકાય તેવા હોય છે, અને દરેક પોતપોતાનું સંપૂર્ણ કાર્ય કરે છે, જો કે તેમની અરસપરસ ક્રિયાનું છેવટનું પરિણામ તો, પરસ્પર વિરોધી બળો એક બીજા સામે તોલાઇ રહ્યા પછી જે દ્રવ્ય અસર કરે એવું બળ બાકી રહે છે તે છે. સામાન્ય રીતે નિયમો સંબંધી જે જે સત્ય છે, તે તે કર્મના મહાન્ નિયમના સંબંધમાં પણ સત્ય છે. કારણોનો ભાવ થતાં, કાર્યો તેમની પુંઠે આવવાંજ જોઇએ. પણ કારણો લક્ષ લેઇને અથવા ઉમેરીને કાર્યોમાં ફેર પાડીજ શકાય.

એક મનુષ્ય દારૂ પીને છાકટો બને છે; એ કહી શકે કે "મારા કર્મમાં છાકટા થવાનું લખ્યું છે"? તેના સ્વભાવમાં રહેલાં કેટલાંક વલણો, કુસંસ્કાર. ૨ કુસંગ. ૩ કુસાધન, વહી ગયેલા સોબતીઓ અને માદક પેય જ્યાં વેચાતું હોય એવી પરિસ્થિતિ, આ ત્રણને લીધે એ છોકરા બને છે. ધારો કે તે પોતા ની કુટેવ ટળવાને ઇચ્છા કરે છે; તેને મધપી બનાવનાર ત્રણ સરતોને તે જાણે છે. તે કહે "દારૂ અને સ્વચ્છંદાચારીના સંગની સમક્ષ મારા સ્વભાવિક વલણોની સામા થવા માટે મારામાં પુરતું બળ નથી. દારૂ મળતો હોય ત્યાં હું નહિ જઉં તેમજ મને દારૂ પીવા લલચાવે તેવાઓનો સંગ હું નહિ કરૂં."

બેસરતો લક્ષ લઇ ને, સરતોમાં તે ફેરફાર કરે છે, જો કે ત્રીજી સરત ફેરવવાને હમણાં તે અસમર્થ છે, અને નવું પરિણામ એ આવે છે કે દારૂ પીતો નથી. તે "કર્મની વચ્ચે પડતો" નથી, પણ તે તેજ આશ્રયે જાય છે; તેવીજ રીતે તેનો કોઇ મિત્ર તેને દુરાચારી બાઇબંધોથી અલગ રહેવા શિખામણ આપે તો તેમાં તે તેના "કર્મની વચ્ચે પડતો" નથી. કર્મ કોઇને દારૂ પીવાની આજ્ઞા કરતું નથી, પણ કર્મ એ અમુક સરતોની

હયાતી છે, જેમની વચ્ચે રહેવાથી અચૂક એ દારૂ પીશે, ખરૂ છે કે મરતો ફેરવી નાખવાની બીજી પણ રીત છે. ઇચ્છા શક્તિના પ્રબળ પ્રયત્ન, એ બીજી રીત, આથી પણ એ નવી સરત ઉમેરાય છે જેને લીધે પરિણામમા ભેદ પડશે, આ વખતે ઉમેરણથી ભેદ પડશે પ્રથમ ઓછુ કરવાથી ભેદ પડયો હતો

જે એકજ અર્થમા માનવ કુદરતના નિયમો વચ્ચે પડી શકે તે અર્થમા તેમ કરવા તે યથાઇચ્છા યથશકિત સપૂર્ણ સ્વતત્ર છે એક બળની ક્રિયા, બીજુ બળ સામુ આણીને તે અટકાવી શકે છે, તે શરીર બળથી ગુરૂત્વાકર્ષણ ઉપર વિજય મેળવી શકે છે આ અર્થમા પોતાની ઇચ્છા હોય તેટલો તે કર્મ વચ્ચે પડી શકે છે, અને પરિણામો જ્યારે ન પસદ કરવા જેવા હોય ત્યારે તેણે કર્મ વચ્ચે પડવુંજ જોઇએ પણ કર્મ વચ્ચે પણ એ સુશબ્દ નથી, એ ગેરસમજ ઉત્પન્ન કરે એવો છે.

નિયમનુ રૂપ આ છે. અમુક અમુક કારણો અમુક અમુક પરિણામો લાવે છે, નિયમ નહિ ફરી શકે તેવો છે, પણ કાર્યોની લીલા સદા ફરતી છે સર્વે કારણોમા સૌથી બળવાન્ કારણ માનવની ઇચ્છા, માનવની બુદ્ધિ છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે લોકો કર્મની વાત કરે છે ત્યારે આજ મહાન્ કાનૂનને ઘણુ કરીને ગણત્રીમાથી બાતલ રાખે છે આપણે કારણો છીએ કારણકે આપણે દૈવીઇચ્છા, પરમાર્થત પરમાત્મા સાથે એક છીએ, જો કે આપણે અજ્ઞાનથી કુંઠિત છીએ અને સ્થૂલ પ્રકૃતિમા matter વ્યાપાર કરીએ છીએ, જે, તેનો ઉદ્ધાર કરી (ઉન્નત કરી) તેના ઉપર વિજય મેળવતા સુધી આપણને અવરોધ કરે છે કર્મનુ અચલત્વ એ પરિણામોનુ અચલત્વ નહિ પણ નિયમનું અચલત્વ છે કે જે આપણને મુક્ત કરે છે

જેમા દરેક બનાવ અકસ્માતથી ઉદ્ભવે એવી દુનિઆમા ખરેખર આપણે ગુલામ થઇ જઇએ પણ નિયમથી ચાલતી દુનિયામાં આપણા જ્ઞાનના પ્રમાણમા આપણું સ્વાતત્ર્ય અને નિર્ભયતા છે અંધકારના જમાનામા (In the Middle ages) રસાયન શાસ્ત્રીઓ ધાર્યા પરિણામો લાવવાને બીલકુલ સ્વતત્ર નહોતા, પણ જેવા આવે તેવા પરિણામો સ્વિકારવાની તેમને ફરજ પડતી એ પરિણામો અણધાર્યાં ઘણીખરીવાર અનિષ્ટ, અરે તેમને પોતાનેજ ગભીર હાનિ કરે તેવા આવતા અખતરાનું પરિણામ એક ઉપયોગી બનાવવામા આવે અથવા અખતરો કરનારના ચૂરેચૂરા થઇ જાય રોજર બેકને (Roger Bacon) એવા કારણો ક્રિયામાં મુક્યા હતા કે જેની કીમતમા તેણે પોતાની એક આખ અને એક આગળી ખોઇ હતી અને કઇકવાર તેની ઓરડીની જમીન પર બેભાન થઇ પડેલો માલુમ પડ્યો હતો આપણા જ્ઞાનની મર્યાદાની બહાર આપણે બધા છીએ અને આપણે મતિમા મુકેલુ એમદ કારણ આપણો વિનાશ કરે, હા જો માનસિક અને આધ્યાત્મિક શુદ્ધોના સબધી મોટે ભાગે આપણે રોજર બેકન છીએ આપણા જ્ઞાનની મર્યાદામા, હાલના કુશળિ રસાયણ શાસ્ત્રીની પેઠે આપણે છુટ અને મદીમવાબતીથી ફરીએ હરીએ. જે ત્રિભુવનમા આપણે રહીએ છીએ તે દરેકમાં આ વાત

સત્ય છે કે જેમ જેમ આપણે વધારેને વધારે જ્ઞાન સંપાદન કરીએ તેમ તેમ આપણે વધારે ને વધારે ભવિષ્યદર્શી અને વશ વર્તાવનાર થઇએ છીએ. નિયમ અનુલ્લંઘનીય અને અચળ છે તેથી જ્ઞાન એ મોક્ષની સરત છે. વાસ્તે ચાલો આપણે કર્મનું અધ્યયન કરીએ, અને જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો આપણી જીવન યાત્રામાં ઉપયોગ કરીએ. કેટલાબધાં મનુષ્યો કહે છે, "અરે સારા થવાની મને કેટલીબધી ઇચ્છા છે." પણ સદ્‌ભાવમાં પરિણામ પામે તેવાં કારણો ઉત્પન્ન કરવાના નિયમને તેઓ અનુસરતા નથી; આ લોકો પાણિ ઉત્પન્ન કરવાનાં સાહિત્ય વગર બૂમો પાડી કરે "અરે પાણી પ્રાપ્ત કરવાની મને કેટલીબધી ઇચ્છા છે" એવું કહેનાર એક રસાયણ શાસ્ત્રી જેવા છે.

વળી, આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે દરેક બળ પોતપોતાની રેખામાં ક્રીયા કરે છે, અને અમુક એક બિન્દુ ઉપર અનેક બળો વ્યાપાર કરતાં હોય છે ત્યારે અન્તિમ પરિણામાત્મક બળ એ સર્વેબળોની outcome પ્રસુતિ હોય છે. જેમ આપણે આપણી નિશાળોના દિવસમાં બળનો પેરેલેગ્રામ (Parallelogram) બનાવતાં, તથા તેમ કરીને તે બળોના સંમેલન (composition)'નું અન્તિમ પરિણામ શોધી કાઢતાં શિખ્યા હતા, તેમ કર્મના સંબંધમાં પણ અમુક એક પરિણામ મેળવવા અર્થે બળોનાં પરસ્પર યુદ્ધ અને સંમેલન સમજવાનું શિખીએ. આપણે લોકોને પુછતાં સાંભળીએ છીએ કે એક સારોમાણસ ધંધામાં કેમ નિષ્ફળ થાય છે અને નઠારો માણસ કેમ ફતેહ મંદ થાય છે—ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ કેમ થાય છે—એમ પણ સદ્‌ભાવ (સારાપણું) અને ધન—પ્રાપ્તિને કારણ—કાર્ય નો સંબંધ નથી ત્યારે તો આપણે એમ પણ કહી શકીએ "હું એક ઘણો સારોમાનવછું; હું વાયુમાં કેમ ઉડી નથકુ ? સદ્‌ભાવ એ ઉડવાનું કારણ નથી અને તેનાથી ધન—પ્રાપ્તિએ પણ થતી નથી. પોતાના વેતન (wages) નામ કાવ્યમાં ટેનીસને (Tennyson) સદ્‌ગુણનું વેતન (બદલો) નથી "ધૂળ" (ધન) નથી આરામ કે નથી સુખ, પણ સક્રિય અમરત્વનો યશ છે, એમ ભાખીને એક મહાન્ નિયમને સ્પર્શ્યો છે. "સદ્‌ગુણ પોતેપોતાનું ફળ છે"—આ અક્ષરશઃ સત્ય છે. આપણે સત્ય—પૂર્ણ થઇશું તો, આપણને એ ફળ મળે કે આપણો સ્વભાવ વધારે સત્ય—પૂર્ણ થશે. એજ પ્રમાણે અનુક્રમે પ્રત્યેક સદ્‌ગુણ વિષે પણ જાણવું કર્મનાં પરિણામો સ્વકારણોના સ્વભાવનાંજ થઇ શકે; મનુષ્યકૃત ફળો જેવાં તેઓ સ્વચ્છંદી નથી હોતાં.

આ વાત સ્પષ્ટ સમજાય છે, ત્યારે સદ્‌ભાવથી વ્યાવહારિક જીવનમાં વિજય મળવો જોઇએ એવી સામાન્ય પ્રેરણા ક્યાંથી જન્મે છે ? આપણે કોઇ પણ ભૂલ સામા સવિજય યુદ્ધ કરવું હોય તો પ્રથમ જે સત્ય તેના હાર્દમાં રહેલું છે, જે તેને ચેતન આપે તેનો વિસ્તાર કરી મદદ કરે છે તે સમજવું જોઇએ. ઉપલા વિષયમાં સત્ય એ છે, જો કોઇ માનવ પોતાને કોઇ નિયમ સાથે અનુરોધ (accord) માં મુકે છે તો એવા સંવાદ (Harmony) નું ફળ સુખ થાય છે. વ્યાવહારિક વિજય અને સુખને એક સમજવામાં અને કારણની બાબતનું દુર્લક્ષ કરવામાં એ ભૂલ રહેલી છે. એક માનવ ધંધામાં જોડાતી

વખત સત્યપરાયણ રહેવાનો નીશ્ચય કરે છે, અને બીજા પાસેથી ગેરવ્યાજબી લાભ નહિ મેળવવાનો, અસત્ય પરાયણ અને ખોટું કરતાં આંચકો ન ખાય એવા જનોને પોતાથી આગળ પડતા જુએ છે; તે દુર્બલ મનનો હોય છે તો, નિરાશ થઇ જાય છે, અને કદાચ તેમનું અનુકરણ પણ કરે છે. તે સબળ હોય છે તો, તે કહે છે, વ્યવહારમાં ગમે તે તાત્કાળિક પરિણામો આવે પણ હું તો દૈવી નિયમને અનુસરીનેજ કામ કરીશ." આમ થાય છે તો તેને અન્તર શાન્તિ અને સુખ મળે છે, પણ તેને વિજય (વ્યાવહારિક) પ્રાપ્ત થતો નથી; છતાં, પરિણામે વિજય પણ તે મેળવી શકે, કારણકે ધન હાનિનો બદલો આબરૂ વિશ્વાસ પ્રાપ્તિમાં આવે છે; બીજી તરફ જતાં, જે માનવ એકવાર છેતરે છે તે ગમે ત્યારે બીજી વખત પણ છેતરે તેથી તેનો કોઇ વિશ્વાસ કરશે નહિ સ્વાર્થની મારામાર વાળા (competitive) લોકસમુદાયમાં ખોટું કરતાં આંચકો નહિ ખાવાથી તરત જય પામે છે, પણ પરસ્પર સહાયકારક જનસમુદાયમાં co-operative પ્રમાણિકતા (conscientiousness) થી ફાયદો થશે. મજુરોને ભૂખનું દુઃખ વેઠવું પડે એટલા ઓછા પગાર આપશો તો એ ચડમાચડસીને લીધે તે લેવાની તેમને ફરજ પડશે અને ધંધાના હરિફો સામે તમે તાત્કાલિક વિજય પામશો ખરા; અને જે મનુષ્ય જીવી શકાય તેવી સારી રોજી તેમને આપશે તે ધન પ્રાપ્તિની દોડમાં કદાચ પોતાને પાછળ પડી ગયેલો જોશે, પણ પરિણામે તે બીજો મનુષ્ય પોતાનું કામ વધારે સારૂં કરાવી શકશે અને ભવિષ્યમાં, જેનું બીજ પોતે વાવ્યું હતું તે સુખનો પાક લણશે આપણે આપણા માર્ગનો નિશ્ચય કરવા જોઇએ અને તેનાં પરિણામો સ્વિકારવાં જોઇએ, સદવર્તનના બદલામાં ધનની આશા રાખ્યા વિના અને આંચકો ન ખાય તેવી ચાલાકી ધાર્યું નિશાન પહોંચે ત્યારે તેમાં અન્યાય જોયા વિના, આમ થવું જોઇએ.

એક ધણી મરી તો નહિ, પણ એ ધ્યાનક આખ્યાયિકા છે. એક માણસે એક બીજા માણસને નુકશાન કર્યું. નુકશાન કરાયેલા માણસે રાજાને ત્યાં ફરીયાદ કરી દાદ માગી રાજાએ ફરીયાદીને કહ્યું કે તારા શત્રુને શી શિક્ષા કરવી તે નક્કી કરવાનું તને સોંપુંછું તે ઉપરથી ફરીયાદીએ રાજા પાસે યાચના કરી કે મારા શત્રુને ધનવાન બનાવો આ નવાઇ જેવા આચરણથી વિસ્મય પામી તેનું કારણ પુછતાં તે સકટાક્ષ (grimly) બોલ્યો કે ધન અને અભ્યુદય તેને દુષ્કૃતિ કરવાને વધારે ને વધારે પ્રસંગો આપશે અને તેમ થવાથી મરણોત્તર જીવનમા તેને તીવ્ર વેદના વેઠવી પડશે ઘણીવાર સદગુણનો કટ્ટો શત્રુ સારી ભૌતિક સ્થિતિમાં હોય છે, અને આ કે જેને "મારૂં કર્મ" કહેવામા આવે છે તે ઘણીવાર પરિણામે ઉદ્ધારક હોય છે. ઘણા જેઓ વિપત્તિમાં ઠીક ચાલતા હોય છે તે સંપત્તિમા વિપથ ગામી થઇ જાય છે અને ભૌતિક સુખોથી વિમૂઢ બની જાય છે

હવે માનવ પોતાની પરિસ્થિતિ ઉપર કેવી રીતે અસર કરે છે, અથવા શાસ્ત્રિય રીતે બોલતા દેહી (organism) પોતાના પરિસ્થાન (environment) ઉપર કેવી રીતે ક્રિયા કરે છે તે વિચારીએ.

માનવ પોતાની પરિસ્થિતિ ઉપર અગણ્ય પ્રકારે અસર કરે છે. એ બધા પ્રકારોનું વર્ગીકરણ આત્મ વ્યાકરણ ( self- expression ) ની ત્રણ વૃત્તિમાં થઇ શકે છે. ઇચ્છાથી, વિચારથી ક્રિયાથી તે તે ઉપર અસર કરે છે.

ઇચ્છા—(૧) મનુષ્યવર્ગ (૨) પશુ વર્ગ, (૩) વનસ્પતિ વર્ગ, (૪) ધાત્વાદિ વર્ગ,

સંસિદ્ધ માનવ પોતાની શક્તિઓનું સંકર્ષણ કરી, પોતાનામાંથી બહિર પ્રસરી ક્રિયા કરવાને ઉદ્યુક્ત એવું તેમનું એકીકરણ કરવા સમર્થ હોય છે. પોતાનામાં ધારણ કરી રાખેલા બહાર ધસવાને તૈયાર પણ સંયમિત એવા એક બલમાં પોતાની સર્વ શક્તિયોને એકાગ્રતા પમાડવી એનું નામ ઇચ્છા છે. તે એક આન્તર એકાગ્રતા છે, આત્મ વ્યાકરણની એક વૃત્તિ છે. મનુષ્ય યોનિથી નિચી યોનિયોમાં અને મનુષ્ય યોનિના નિકૃષ્ટ વિભાગોમાં, દેહી ( જીવાત્મા ) ની આસપાસના સુખદ-અને દુ:ખદ વિષયો, તેની શક્તિઓને બહાર ખેંચી આણે છે, આ બાહ્ય પદાર્થોથી ખેંચાઇને દશ્ય થતિ વિવિધ શક્તિઓને આપણે દેહીનાં રાગ દ્વેષાત્મક કામનાઓ કહીએ છીએ. જ્યારે એ કામનાઓને અંદર ખેંચી લઇ, સંયુક્ત કરી એકજ ધ્યેય તરફ એકાગ્ર કરવામાં આવે છે ત્યારેજ એ સમસ્ત થયેલી અને પ્રવૃત્ત થવાને તત્પર એવી એ શક્તિને આપણે ઇચ્છા સંજ્ઞા આપી શકીએ. ઇચ્છા એ આત્માનો એક બહિર્ભાવ અથવા વ્યાકરણ છે, અર્થાત્ એ આત્મ પ્રચોદિત છે; ગ્રહણ કરવાના માર્ગનો નિશ્ચય આત્મા કરે છે અને એ નિશ્ચયનો આધાર આત્માના પૂર્વે થયેલા અનુભવો ઉપર રહેલો છે. મનુષ્યથી ઉતરતી યોનિઓમાં તેમજ મનુષ્યની નિકૃષ્ટ યોનિમાં કામનાઓ કર્મનું એક મહત્વનું અંગ હોઇ ઘણાંખરાં મિશ્રિત પરિણામોને ઉત્પન્ન કરે છે. મનુષ્ય યોનિના ઉત્કૃષ્ટ વિભાગમાં ઇચ્છા સૌથી વધારે બળવાન્ કાર્મિક કારણ છે, અને જેમ જેમ કામનાઓનું મનુષ્ય ઇચ્છામાં રૂપાન્તર કરે છે તેમ તેમ તે "પોતાના ગ્રહો ઉપર આધિપત્ય ભોગવે છે."

વિચાર નામની આત્માની બહિર્ભાવ વૃત્તિ આત્માના જે રૂપવડે બાહ્ય જગતનું ભાન થાય છે અને જે રૂપનું નામ "જ્ઞાન" છે, તેની સાથે સંબંધ ધરાવે છે. જ્ઞાન આવૃત્તિથી જ્ઞાન મેળવે છે, પ્રાપ્ત થયેલા જ્ઞાન ઉપર આત્માનો જે વ્યાપાર થાય છે તેનું નામ વિચાર છે. આ ( વિચાર ) પણ કર્મમાં મહત્વનું અંગ છે, કારણકે તે ઉત્પાદક છે, અને આપણે જાણીએ છીએ કે તે શીલ ( character ) ( ચારિત્ર્ય ) બાંધે છે.

આત્માની બહિર્ભાવ વૃત્તિ, જે પ્રત્યક્ષ પરિસ્થિતિ ઉપર અસર કરે છે, આત્મામાંથી પ્રવૃત્ત થતી શક્તિ-તેનું નામ ક્રિયા છે. અનાત્મા ઉપર આત્માની ક્રિયા છે. વિવિધ શક્તિઓને એકાગ્ર કરી એકરૂપ કરવાની શક્તિ એ ઇચ્છા છે. બાહ્ય જગત્ જાણવાની શક્તિ એ જ્ઞાન છે, એ બાહ્ય જગત્ ઉપર અસર કરવાની શક્તિ એ ક્રિયા છે. આ ક્રિયાની પછી બાહ્ય જગત્માંથી અવશ્ય પ્રતિક્રિયા-કર્મ—થાય છે. એ પ્રતિક્રિયાનું નિગૂઢ ( inner ) કારણ ઇચ્છા છે; એ પ્રતિ ક્રિયાના સ્વભાવનો આધાર જ્ઞાન ઉપર છે; એ

પ્રતિક્રિયાનો તાત્કાલિક ઉત્પાદક ક્રિયા છે આ ( ત્રણ ) કાર્મિક ગુણ ( દોરી ) ના ત્રણ તતુઓ કાતે છે

( ચાલુ )

નંદલાલ નાનાલાલ મેહેતા બી એ

---

# ॥ श्री रामगीता भाष्य. ॥

( અનુસધાન ગતાકથી )

ઉપરના શ્લોકમા સમાધિની પહેલાનુ કર્તવ્ય ૐકારના અર્થો, ને તેના વાચ્ય તથા લક્ષ્ય રૂપો, તથા તેની અને જગત્‌ની અભેદતા નજરી વર્ણન કરવામા આવ્યુ હવે ની ચેના શ્લોક ૪૬ માએ કરી પૂર્વના શ્લોકમા કહેવામા આવેલા પ્રણવના અર્થના જુદા વિભાગોનુ નિરૂપણ કરે છે

अकारसञ्ज्ञः पुरुषोहि विश्वको
ह्युकारकस्तैजसईर्यते क्रमात् ॥
प्राज्ञोमकारः परिपठ्यतेऽखिलैः
समाधिपूर्वेन तु तत्त्वतो भवेत् ॥ ४९ ॥

ભાવાર્થ —જાગ્રત ॥ સાક્ષી ( અભિમાની ) વિશ્વ અકારનો વાચ્ય છે, સ્વપ્નનો સાક્ષી તૈજસ ઉકારનો વાચ્ય છે અને સુષુપ્તિનો સાક્ષી પ્રાજ્ઞ મકારનો વાચ્ય છે, એમ વિદ્વાનો કહે છે ઓકાર રૂપે જગતનું ચિંતન સમાધિની પહેલા કરવુ કારણકે બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી જગત તથા ઓંકાર પણ મિથ્યારૂપ થાય છે

વિવેચન —ૐકારના ત્રણ અર્થ છે તેને ભેદ અગર તથા કોઇ પદ પણ કહે છે અકાર, ઉકાર અને મકાર એ ત્રણ અક્ષર દેવ રૂપ છે તેમા અકાર બ્રહ્મરૂપ, અને જાગ્રતના અભિમાની વિશ્વ કહેવાય છે તથા ઉકાર વિષ્ણુરૂપ, અને સ્વપ્નના અભિમાની તૈજસ કહેવાય છે તથા મકાર શિવરૂપ, અને સુષુપ્તિના અભિમાની પ્રાજ્ઞ કહેવાય છે

જ્યારે સાધક સમાધિને વિષે સ્થિત થવા લાગે, ત્યારે ચૈતન્યરૂપ ૐકારના તત્ત્વનો વિચાર કરે, અને પોતાને તથા સંપૂર્ણ વિશ્વને પ્રણવસ્વરૂપ જાણે; કેમકે પ્રણવ, તત્ત્વનો વિચાર કર્યા વિના જાણી શકાતો નથી; પણ જ્ઞાનથીજ જણાય છે; માટે પ્રણવના તત્ત્વનો વિચાર પ્રથમ કર્તવ્ય છે. યોગ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—तस्य वाचकः प्रणवः તે પરમાત્માનો વાચક અર્થાત્ કહેનારો પ્રણવ છે. તથા तज्जपस्तदर्थ भावनम સમાધિમાં ૐકારનો જપ અને તેના અર્થના જ્ઞાનની ભાવના કરવી. આજ આશયને લઇ શ્રી છાંદોગ્યોપનિષતમાં કહ્યું છે કે, ॐकार पूर्वेहि योगोपशाशनं यानिनित्यानिकर्माणि ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ અને વિચાર શાસ્ત્રોમાં ૐકારનો જપ અર્થ અને સર્વે સૃષ્ટિ ( સત્વ, રજ, તમ ) અકાર, ઉકાર ને મકારમાં અંતર્ગત હોવાથી તેને સૃષ્ટિના કારણરૂપ કહેલ છે. ૐ જે અકાર, ઉકાર અને મકારના યોગે સિદ્ધ થયેલો છે તે પરમાત્માના અનેક નામોમાં ઉત્તમ નામ રૂપ છે જેમાં સર્વેના નામોના અર્થનો સમાવેશ આવી જાય છે. જેમ પિતા પુત્રનો સંબંધ છે તેમ ૐકાર સાથે પરમાત્માનો સંબંધ છે. એના એક નામથી ઇશ્વરનાં સર્વ નામોનો બોધ થાય છે. તે વિષે ઉપનિષદોમાં નીચે પ્રમાણે પ્રક્રિયાઓ જણાવેલી છે.

( ૧ )

अ

વિરાટ......સમષ્ટિ સ્થૂલ શરીરે કરી ઉપહિત ચૈતન્ય વિવિધ પ્રકારનું પ્રકાશમાન, અને વિવિધ જગતને પ્રકાશ કરનાર હોવાથી તેને વિરાટ કહે છે.

અગ્નિ......જે જ્ઞાન સ્વરૂપ અને સર્વત્ર પ્રાપ્ત થઇ રહેલો છે.

વિશ્વ......એકજ આત્મા જાગ્રત અવસ્થા વિષે વ્યષ્ટિ સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર, કારણ અવિદ્યા એ ત્રણેનો અભિમાની હોવાથી તથા સૂક્ષ્મશરીરને ત્યાગ્યાવિના સ્થૂલશરીરમાં પ્રવેશ કરે છે, તથા જેમાં સર્વ જગત પ્રવેશ કરી રહ્યું છે. માટે વિશ્વ કહેવાય છે.

(૨)

હિરણ્યગર્ભ...જેના ગર્ભમાં પ્રકાશ કરવાવાલા સૂર્યાદિ લોક છે, અને જે પ્રકાશ કરનારા સૂર્યાદિ લોકોને ઉત્પન્ન કરનાર છે તેથી ઇશ્વરને હિરણ્યગર્ભ કહે છે. અથવા સમષ્ટિ સૂક્ષ્મશરીર જ્ઞાનશક્તિવાલા અંતઃકરણ જ્ઞાન ઇંદ્રિયોએ કરી ને જ્ઞાનશક્તિવાલું કહેવાય છે; જેથી તે શરીર ઉપહિત ચૈતન્યને હિરણ્યગર્ભ કહે છે. અથવા અપંચીકૃત ભૂતોથી એક પૃથક સર્વ વ્યાપક લિંગશરીર ઉત્પન્ન થાય છે, તે લિંગશરીર સમષ્ટિ કહેવાય છે. અને તે સમષ્ટિ લિંગશરીર ઉપહિત ચૈતન્ય હિરણ્યગર્ભ કહેવાય છે. જ્યોતનું નામ પણ હિરણ્ય, અમૃત અને કિર્તી છે.

વાયુ......જે અનંત બલવાલો અને સંપૂર્ણ જગતને ધારણ કરનારો છે.

તૈજસ......આત્મા સ્વપ્ન અવસ્થા વિષે સૂક્ષ્મશરીર, કારણ અવિદ્યા, એ બંનેનો અભિમાની તથા સર્વ જગતનો પ્રકાશક હોવાથી તૈજસ કહેવાય છે.

ઇશ્વર......માયાએ કરી ઉપહિત ચેતન્ય ઇશ્વર કહેવાય છે. **एष सर्वेश्वरः** અને **एषोऽन्तर्यामी** આ શ્રુતિ માયા ઉપહિત ચૈતન્યને અંતર્યામિ કહે છે. **एषोयोनिः सर्वस्य ।** આ શ્રુતિ ઇશ્વરને સર્વના કારણ કહે છે.

આદિત્ય...જે નાશરહિત છે તે.

પ્રાજ્ઞ......આત્મા સુષુપ્તિ અવસ્થા વિષે કારણ અવિદ્યાનો અભિમાની હોઇ જે જ્ઞાનસ્વરૂપ અને સર્વજ્ઞ છે તેથી પ્રાજ્ઞ કહેવાય છે.

આ પ્રકારે ૐકારનો અર્થ એ થાય છે કે આ સર્વ ભૂતોનો રસ પૃથ્વી છે, પૃથ્વીનો રસ જલ છે, જલનો રસ ઔષધી છે, ઔષધીનો રસ પુરૂષ છે; પુરૂષનો રસ વાણી છે; છે; વાણીનો રસ છંદ છે; અને વેદનો રસ સામવેદ છે. એ સામવેદથી ૐકારનું ગાન થાય છે. માટે તે સામવેદ શ્રેષ્ઠ કહેવાય છે. તેમાં ઋક, સામ, ઉદ્‌ગીથ, એવા ત્રણ ભેદ છે ૧ **ऋक्**=વાણી ૨ **साम**=પ્રાણ ૩ **उद्गीथ**=એજ અક્ષર ૐકારરૂપી છે એટલે વાણી, પ્રાણ અને એકાક્ષરરૂપ ૐકાર છે. તેનું સ્મરણ કર્યાથી યથેચ્છ કાર્યોની સિદ્ધિ થાય છે. તથા ૐકાર અમૃતમય હોવાથી પ્રાણને શુદ્ધ કરે છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા અધ્યાય ૮ માના શ્લોક ૧૩ માં ૐકાર માટે કહે છે કે—

ॐमित्येकाक्षरं ब्रह्मव्याहरन्मामनुस्मरन् ॥
यः प्रयातित्यजन्देहं सयातिपरमांगतिम् ॥१३॥

ભાવાર્થઃ—જે પુરૂષ ॐ એવા એક અક્ષરનો ઉચ્ચાર કરતો તથા મારૂં સ્મરણ કરતો શરીરનો ત્યાગ કરી જાય છે તે પુરૂષ મારી પરમગતીને પામે છે.

પૂર્વના શ્લોકોમાં સમાધિની પ્રક્રિયા કરવા પહેલાં ૐકારના અર્થો અને તેના જુદા જુદા વિભાગોનું સ્પષ્ટિકરણ આરંભમાં કરેલી પ્રતીજ્ઞા પ્રમાણે કરવામાં આવ્યું; હવે નીચેના શ્લોક ૫૦–૫૧ એ બેયે કરી, પૂર્વના શ્લોક ૪૭ મામાં જગતનો લય પરબ્રહ્મમાં કરવો એમ જણાવવામાં આવ્યું છે તે લય કરવાના પ્રકારોનું નિરૂપણ કરે છે.

विश्वंत्वकारं पुरुषं विलापये-
दुकारमध्ये बहुधाव्यवस्थितम् ।
ततोमकारे प्रविलाप्य तैजसं
द्वितीयवर्णं प्रणवस्यचांतिमम् ॥ ५० ॥
मकारमप्यात्मनिचिद्घने परे
विलापयेत् प्राज्ञमपीह कारणम् ॥
सोऽहं परब्रह्म सदा विमुक्तिम-
द्विज्ञानदृङ्मुक्तमुपाधितोऽमलः ॥ ५१ ॥

ભાવાર્થઃ—સ્થૂલ દેહનું અભિમાન ધરાવનારા વિશ્વ નામના પુરૂષનો અને તેના વાચક અકારનો ઉકારમાં લય થવાની ભાવના કરવી, પછી સ્વપ્ન ( લિંગ દેહ ) નું અભિમાન ધરાવનારા તૈજસ નામના પુરૂષનો અને તેના વાચ્ય ઉકારનો પ્રણવના અંતિમ અક્ષર મકારમાં લય થવાની ભાવના કરવી. ૫૦ અને પછી–કારણ શરીરનું અભિમાન ધરાવનારા પ્રાજ્ઞ પુરૂષનો અને તેના વાચક મકારનો ચૈતન્યસ્વરૂપ પરમાત્મામાં લય થવાની ભાવના કરવી. તે પછી ચિંતન કરવું કે હું કે જે બુદ્ધિનો પ્રકાશક જ્ઞાનદષ્ટિવાલો ઉપાધિથી રહિત તથા શુદ્ધ પરબ્રહ્મજ છું" ૫૧

વિવેચનઃ—બુદ્ધિમાન પુરૂષે આત્માતત્ત્વની પ્રાપ્તિ નિમિત્ત એવો વિચાર કરવો કે, ૐકારનો પ્રથમ અક્ષર અકર જે વિશ્વરૂપ હોવાથી અનેકરૂપે કરી સ્થિત છે, તેનો ઉકારને વિષે લય થવાની ભાવના કરવી, ત્યારપછી દ્વિત્ય અક્ષર ઉકાર જે તૈજસરૂપ છે તેનો મકારને વિષે લય થવાની ભાવના કરવી; અને પ્રણવના છેલા અક્ષર પ્રાજ્ઞરૂપ મકારનો ચૈતન્યરૂપ. સર્વના કારણ, નિર્વિકાર, નિરાકાર ઉપાધિ રહિત, નિર્મલ, પરબ્રહ્મ સ્વરૂપ આત્માને વિષે લય થવાની ભાવના કરવી; અને તેજ પરબ્રહ્મ હું છું એમ જાણી પોતે સદા મુક્તરૂપ છે એમ નિરંતર વિચાર કરતા રહેવું.

પૂર્વે કહેવામાં આવ્યું કે- અકારનો ઉકારને વિષે લય કરવો, તે એવી રીતે કે; અકાર જાગ્રત્ છે તેનો અભિમાની, વિશ્વ છે તથા તેના દેવતા બ્રહ્મા છે, તેને ઉકાર (તૈજસ) રૂપ જાણે; જાગ્રત અવસ્થાને સ્વપ્નરૂપ જાણે; તથા વિશ્વાભિમાનીને તૈજસરૂપ સ્વપ્નાભિમાનીમાં, તથા બ્રહ્મા દેવતાને મકાર માત્રાના દેવતા વિષ્ણુમાં લીન કરે અર્થાત્ કે જાગ્રતને સ્વપ્નરૂપ, વિશ્વ જે સ્થૂલરૂપ છે; તેને સૂક્ષ્મ તૈજસરૂપ, અને બ્રહ્મા દેવતા વિષ્ણુ દેવતારૂપ જાણે. એમ જાણ્યા પછી ઉકારનો મકારને વિષે એવી રીતે લય કરે કે, ઉકાર જે સ્વપ્ન અવસ્થારૂપ છે; અને તેના તૈજસ અભિમાની છે, તથા વિષ્ણુ જેના દેવતા છે; તેને મકાર પ્રાજ્ઞરૂપ જાણે, સ્વપ્ન અવસ્થાને શૂન્યરૂપ જે સુષુપ્તિ અવસ્થા તે રૂપ જાણે તથા તૈજસ અભિમાનીને પ્રાજ્ઞ જે સુષુપ્તિનો અભિમાની તેને વિષે લીન કરે, અને વિષ્ણુ દેવતાનો મકાર માત્રાના દેવતા રૂદ્રને વિષે લય કરે, અર્થાત્ કે સ્વપ્ન અવસ્થાને સુષુપ્તિરૂપ, તૈજસને પ્રાજ્ઞરૂપ તથા વિષ્ણુને રૂદ્રરૂપ જાણે, ત્યારપછી મકારનો પરમાત્માને વિષે એવી રીતે લય કરે કે, મકાર સુષુપ્તિ અવસ્થારૂપ છે, અને પ્રાજ્ઞ તેના અભિમાની છે, તથા રૂદ્ર તેના દેવતા છે; તેને અર્ધ માત્રારૂપ જે પરબ્રહ્મ તેનારૂપ જાણે. અર્થાત્ કે આ સઘળું દૃશ્ય પ્રપંચ પરબ્રહ્મ સ્વરૂપ છે. સંપૂર્ણ સ્થૂલશરીર જે વ્યષ્ટિરૂપ છે તેની સમષ્ટિના અભિમાનીને વિરાટ કહે છે સંપૂર્ણ સૂક્ષ્મશરીર જે વ્યષ્ટિરૂપ છે, તેની સમષ્ટિના અભિમાનીને હિરણ્યગર્ભ કહે છે. તથા સંપૂર્ણ કારણશરીર જે વ્યષ્ટિરૂપ છે. તેની સમષ્ટિના અભિમાનીને ઇશ્વર (માયા વિશિષ્ટ બ્રહ્મ) કહે છે. એ ત્રણે અનુક્રમે અકાર, ઉકાર તથા મકાર સ્વરૂપ છે; અને તે અવ્યાકૃત શૂન્યમાંથી સ્ફુરેલ છે; જેથી તે કેવલ માયામય છે. તો પણ આ સમસ્તાદ્વૈત પ્રપંચ અર્ધમાત્રારૂપ પરમાત્માનુંજ સ્વરૂપ છે. તેનાથી ભિન્ન કશું પણ નથી; અને જે કાંઇ છે તે પણ બ્રહ્મરૂપજ છે. શ્રુતિ ભગવતી પણ કહે છે કે; **सर्वं खल्विदं ब्रह्म.** તેથી એજ સિદ્ધ થાય છે કે આબ્રહ્મસ્તંબ પર્યંત જે કાંઇ છે તે સર્વ પ્રણવસ્વરૂપ છે, પણ તેનાથી ભિન્ન નથી. જેમ જલથી ભિન્ન સમુદ્રનું કાંઇ પણ રૂપજ નથી; તથા ઉષ્ણતાથી ભિન્ન અગ્નિનું કાંઇ પણ સ્વરૂપજ નથી. તેવીજ રીતે પ્રણવથી ભિન્ન જગતનું કાંઇ પણ સ્વરૂપજ નથી; તેથી આ જગતને જીજ્ઞાસુએ પ્રણવરૂપ જાણી તેનો કાંઇ પણ લય ન રાખતા પોતાની મુક્તિ માટે તેની ઉપાસના કરવી. પ્રણવની ઉપાસના આગલ બીજી સર્વ ઉપાસનાઓ ગૌણ છે; કેમકે પ્રણવ ઇશ્વરનો વાચક છે. **तस्य वाचकप्रणवः। तज्जपस्तदर्थभावनम्** એ બે સુત્રથી પતંજલી ભગવાને પણ પોતાના યોગદર્શનમાં કહ્યું છે કે, ઇશ્વરનો વાચક પ્રણવ છે, માટે તેનો જપ કરવો, તથા તેના અર્થની ભાવના કરવી.

સર્વ ઉપાસનાઓમાં પ્રણવની ઉપાસના મુખ્ય છે, પ્રણવ સિવાય જેટલાં નામ બ્રહ્મવાચક છે તે સર્વ ગુણવાચક છે, પણ પ્રણવ તો ગુણ ગુણીભાવ સંબંધથી રહિત ઇશ્વરરૂપ છે. જેમ દેવદત્ત તથા યજ્ઞદત્તને વિષે પિતા અને પુત્રાદિક નામો સંબંધને લીધે હોવાથી ગૌણ છે. પણ મનુષ્ય એ નામ સર્વ સાધારણ તથા સ્વાભાવિક હોવાથી મુખ્ય છે. તેવીજ રીતે પ્રણવ પણ પરમાત્માનું સ્વાભાવિક નામ હોવાથી મુખ્ય છે, અને તે સિવાયનાં બીજાં નામો છે, તે ગુણ ગુણી આદિ સંબંધવાળાં હોવાથી ગૌણ છે. માટે ઇશ્વર-પરબ્રહ્મનું સ્વાભાવિક નામ જે પ્રણવ તેની ઉપાસના કરવી એજ મુખ્ય કર્તવ્ય તથા સર્વથી શ્રે-

છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ એજ ભાવને લઇને પરમાત્મા શ્રીકૃષ્ણભગવાને કહ્યું કે; प्रणवःसर्ववेदेषु સર્વ વેદને વિષે જે પ્રણવ છે તેજ મારૂં સ્વરૂપ છે. મારે પ્રણવને પરબ્રહ્મ તથા શબ્દ બ્રહ્મ કહેવામાં આવે છે. સર્વ મંત્ર વિદ્યાઓમાં અગ્રરૂપે પ્રણવજ સેવાય છે પ્રણવવિના કોઇ પણ મંત્ર સિદ્ધ થતો નથી; પણ તેના બલથીજ સર્વ મંત્રો બલવાન્ થઇ તેના રૂપજ થઇ જાય છે. એથી પણ સિદ્ધ થાય છે કે પ્રણવજ સર્વમાં શ્રેષ્ઠ છે. ૐકાર પરમાત્મા સ્વરૂપ હોવાથી મુમુક્ષુઓને પોતાની મુક્તિને માટે પ્રથમ તેનીજ ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. સર્વે શાસ્ત્રોએ તેની ઉપાસના ભિન્ન ભિન્ન પ્રકારથી પ્રતિપાદન કરેલી છે; તેમજ જુદા જુદા સિદ્ધાંતકારોએ અને સર્વશાસ્ત્રના શિરોમણી ઉપનિષદમાં પણ તેની ઉપાસના પ્રતિપાદન થયેલી છે. માટે પ્રણવજ સર્વમાં શ્રેષ્ઠ અને ઉપાસના કરવા યોગ્ય છે. પ્રણવ શું વસ્તુ છે, અને શાસ્ત્રકારોએ તેની ઉપાસના કેવે પ્રકારે બતાવેલી છે તે જાણવા માટે, સપ્ત સિદ્ધાંતકારોએ પોતાના સિદ્ધાંતોનું પોતપોતાના શાસ્ત્રમાં જે વિધાન જણાવેલું છે તે ઉપયોગી હોવાથી અત્ર કહેવામાં આવે છે. તે સપ્ત સિદ્ધાંતોનાં નામ નીચે પ્રમાણે. ૧ હિરણ્યગર્ભ, ૨ કપિલ, ૩ અપાંતર તત્રમુનિ, ૪ સનત્કુમાર, ૫ બ્રહ્મનિષ્ઠ ૬ પાશુપત શૈવ ૭ પંચરાત્ર—આ સપ્ત સિદ્ધાંતકારોએ એ હીસાબે પ્રણવની ઉપાસના કરવાના નવનવ પ્રકાર કહ્યા છે; તેથી એ હીસાબે પ્રણવની ઉપાસના ૬૩ ત્રેસઠ પ્રકારે થાય છે. તેના પૃથક્ પૃથક્ ભેદ નીચે પ્રમાણે:—

( ૧ )

## હિરણ્યગર્ભનો સિદ્ધાંત.

પ્રણવની ઉપાસના વિષે આ મત વાલાઓ કહે છે કે, જેને પરબ્રહ્મને પામવાની ઇચ્છા હોય તેણે ૐકારને ત્રિ માત્ર, ત્રિ બ્રહ્મ, અને ત્રિ અક્ષરરૂપ જાણી તેની ઉપાસના કરવી. અગ્નિ, સૂર્ય અને વાયુ એ પ્રણવની ત્રણ માત્રા છે, ઋગવેદ, યજુર્વેદ, તથા સામવેદ એ ત્રણ બ્રહ્મ છે; અને अकार, उकार, તથા मकार એ ત્રણ અક્ષર છે. પ્રણવની ત્રણ માત્રાનો વિવેક એવી રીતે કરવો કે,—અગ્નિરૂપ માત્રા તે બ્રહ્મ છે; અને તે વૈશ્વાનરરૂપે થઇ વ્યષ્ટિ શરીરોના અભિમાની વિશ્વરૂપે સર્વ પ્રાણિયોના દેહો વિષે સ્થિત છે. વાયુરૂપ માત્રા હિરણ્યગર્ભ ઇશ્વરરૂપ છે, અને તે તૈજસરૂપે થઇ સમષ્ટિ શરીરોના અભિમાની સૂત્રાત્મારૂપે સર્વ પ્રાણિઓના દેહો વિષે સ્થિત છે. ત્રણ વેદ શબ્દરૂપ છે. ત્રણ અક્ષરોનો વાચ્ય જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થારૂપ સર્વપ્રપંચ ૐકારરૂપ છે એમ જાણી

જે પ્રણવની ઉપાસના કરે છે, તે પરમપદને પામે છે. માટે ૐકાર પરમધામરૂપ તથા પરમપદરૂપ છે ( મુમુક્ષુઓને પ્રાપ્ત કરવાના યોગ્યસ્થાનરૂપ છે ) આ મતનો ટુંક સારાંશ નિચે પ્રમાણે:—

ત્રણ માત્રા.

અગ્નિ, વાયુ, સૂર્ય.

ત્રણ બ્રહ્મ.

ઋગવેદ, યજુર્વેદ અને સામવેદ.

ત્રણ અક્ષર.

अकार, उकार અને मकरा.

( ૨ )

## સેશ્વર કપિલદેવ ભગવાનનો સિદ્ધાંત.

પ્રણવને ત્રણ જ્ઞાનરૂપ તથા ત્રણ કારણરૂપ જાણી તેની ઉપાસના કરનારો અધિકારી પુરૂષ મુક્ત થાય છે. તે એવી રીતે કે;—

વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞેય એમ ત્રણ પ્રકારનું જ્ઞાન છે. પંચભૂત અને તેનાં કાર્યરૂપે સ્થૂલ પ્રપંચ સમસ્ત વ્યક્ત જ્ઞાન કહેવાય છે; પ્રકૃતિ, મહતત્ત્વ, અહંકાર તથા શબ્દ તન્માત્રાદિરૂપ પંચ સૂક્ષ્મભૂત એ આઠ અવ્યક્ત પદાર્થનું જ્ઞાન તે અવ્યક્ત જ્ઞાન કહેવાય છે. તેમજ તે સર્વમાં પ્રકૃતિ કેવલ કારણ છે. અને બીજાં મહદાદિ સાત, પ્રકૃતિની વિકૃતિરૂપ હોવાથી કાર્યરૂપ છે તે સર્વનું જ્ઞાન તે અવ્યક્ત જ્ઞાન છે; અને કાર્યકારણભાવથી રહિત, કેવલ સાક્ષી, નિર્વિકાર, કૂટસ્થ, ઉદાસી તત્ત્વનું જ્ઞાન તે જ્ઞેયજ્ઞાન કહેવાય છે. સત્વ, રજસ, અને તમસરૂપ, ત્રિવિધ ભેદથી પ્રણવ ત્રણ ગુણરૂપ છે. સાત્વિકગુણથી દેવતાશરીર, દૈવી સંપત્તિરૂપ જ્ઞાનને સ્વર્ગાદિક લોક પ્રાપ્ત થાય છે; રજસ ગુણથી મનુષ્ય શરીર, કામ રાગ આદિ આસુરી સંપત્તિ અને મનુષ્ય યોની પ્રાપ્ત થાય છે; અને તામસથી પ્રમાદ, આળસ તથા નિદ્રા આદિ તથા વિષાદિ શરીર તેમજ નર્ક લોકની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે ત્રણ ગુણના ત્રણ ફલ છે. મન, અહંકાર અને બુદ્ધિ એ ત્રણ કારણ છે. એ સર્વેથી પ્રણવનો અભેદ સમજીને વાચ્યરૂપ માયા અને લક્ષ્યરૂપ અભિગ્યાન—સાક્ષી સચ્ચિદાનંદ

રૂપને ગુરૂ મુખથી સમજી નિરંતર તેની ઉપાસના કરે તો તે અધિકારી માયા બંધનથી મુક્ત થઇ પરમપદને પામે છે. આ મતનો ટુંક સારાંશ નીચે પ્રમાણેઃ—

ત્રણ પ્રજ્ઞા.

વ્યક્ત, અવ્યકત અને જ્ઞેય.

ત્રણ ગુણ.

સત્વ, રજસ અને તમો ગુણ.

ત્રણ કારણ

મન, બુદ્ધિ અને અહંકાર.

( ૩ )

અપાંતર તમ મુનિનો સિદ્ધાંત.

અપાંતર તમ નામના મુનિશ્વર કહે છે કે, જે ૐ કારને ત્રિ મુખ, ત્રણ દેવ, અને ત્રણ પ્રયોજન રૂપ જાણી તેની ઉપાસના કરે છે તે મુક્ત થાય છે. તે એવી રીતે કે, ત્રણ પ્રકારનો અગ્નિ તે પ્રણવના મુખરૂપ છે. ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, તથા આહવનીય એમ અગ્નિના ત્રણ પ્રકાર છે. તેમાં ગ્રહસ્થાશ્રમનો જે અગ્નિ રસોઇ આદિક અન્ન પરિપક્વ કરવાના કામમાં આવે છે તેને ગાર્હપત્ય અગ્નિ કહે છે; અગ્નિ હોત્રના અગ્નિને દક્ષિણાગ્નિ કહે છે, પુરૂષ જ્યારે વિવાહિત થાય છે ત્યારે હોમાદિક કરવાથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે, તેનું વેદ વિધિથી સ્થાપન કરી તેની જીંદગી પર્યંત રક્ષા કરવી, નિત્ય તેનું પૂજન કરવું, નીત્ય તેમાં હોમ કરવો તથા તેજ અગ્નિથી બળવું તેને અગ્નિહોત્ર કહે છે, આ અગ્નિને અગ્નિ હોત્રમાં રાખવામાં આવે છે. અને તેને દક્ષિણાગ્નિ કહે છે; તથા જેમાં સર્વ દેવતા તથા પિતૃઓને ઉદ્દેશી શાસ્ત્ર આજ્ઞાનુસાર હોમ કરવામાં આવે છે તે આહવનીય અગ્નિ કહેવાય છે. જેનાથી દેવતાઓની પ્રસન્નતા કરાય છે, તથા જે સર્વ પુરૂષાર્થના સાધનરૂપ કહેવાય છે, તેનું નામ ત્રણ મુખ છે; અર્થાત્ કે ત્રણે અગ્નિ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણ રૂપ છે તેમાં આહવનીય અગ્નિમાં હોમ કરવાથી મેઘ ઉત્પન્ન થાય છે. મેઘથી અન્ન, અન્નથી વિર્ય અને વિર્યથી જન ઉત્પન્ન થાય છે; તેથી આહવનીય અગ્નિ ઉત્પત્તિના કારણ રૂપ છે. જેનાદ્વારા અન્ન પરિપાક થાય છે; અને તે પરિપાક થયેલા અન્નનું ભક્ષણ કરવાથી જીવો રક્ષિત થઈ પુષ્ટ થાય છે, તે ગાર્હપત્યઅગ્નિ જગત્‌ ની સ્થિતિ ( પાલન ) ના કારણરૂપ છે, અને દક્ષિણાગ્નિ સંહારના કારણ રૂપ છે. આવા હેતુથી ત્રણ

મુખ અગ્નિને ઇશ્વર બ્રહ્મ રૂપ તથા ૐકાર રૂપ કહે છે, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર એ પ્રણવના ત્રણ દેવતા છે એમ માને છે. કારણ કે તે ત્રણે દેવ ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહારના કારણરૂપ છે; તેમજ ધર્મ, અર્થ, તથા કામરૂપી ત્રણ પ્રયોજન રૂપ પણ પ્રણવને માને છે, કેમકે તે ત્રણ પ્રવાહ રૂપ અનાદિ સંસારની આવૃત્તિના કારણ રૂપ છે, તે એવી રીતે કે, સ્વઇષ્ટની પ્રાપ્તિને અર્થે યથા શાસ્ત્ર સર્વ કર્મના અનુષ્ઠાનથી ઉત્પન્ન થનારૂ પૂણ્ય રૂપ અપૂર્વ તે ધર્મ, તેથી પ્રાપ્ત થનાર ઇચ્છાનુસાર વિષયભોગ તે કામ. આ પ્રકારે આ ત્રણે સંસારની આવૃત્તિનાં કારણ છે. સર્વ જગત્ પ્રણવ રૂપ છે ને પ્રણવ જગત્ રૂપ છે; તેથી જીવ, ઇશ્વર તથા બ્રહ્મ એ સર્વ પ્રણવરૂપજ છે. એમ જાણી જે ૐકારની ઉપાસના કરે છે, તે કૈવલ્ય મુક્તિને પામે છે, આ મતનો ટુંક સારાંશ નીચે પ્રમાણેઃ—

**ત્રણ મુખ.**

ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીયાગ્નિ.

**ત્રણ દેવતા.**

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર.

**ત્રણ પ્રયોજન.**

ધર્મ, અર્થ અને કામ.

( ચાલુ )

શ્યામચંદ્ર ગોરધનદાસ.

---

REGISTERED No B. 764.

આદ્ય દ્રષ્ટા—
એક અભેદમાર્ગપ્રવાસિ.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી અને પ્રકાશક,
ઓધવલાલ નથુભાઈ (?) દ્વિવેદી.
સુદર્શન-ઓફીસ,સાઠોદરવાળા-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપને વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૭ ] ( માસિક ) [ એપ્રિલ—૧૯૧૫.

## ॥ एक दीन रूदन ॥

---*---

( શાર્દૂલ વિક્રીડિત )

આત્મા જે અવિનાશી ભાસી રચના બ્રહ્માંડની જે રૂડી,
તેમાં જીવ અનેક રાગ રત કે દ્વેષે કુબુદ્ધિ કુડી;
નિંદાખાર અપાર ઝેર કરિને, દુઃખો ત્રિધા વ્હોરિ લે,
રે રે જે અવિલિપ્ત આત્મ પર તે, કેમે નહિ ઓળખે. ૧

સંસારી વ્યવહારીરીત સમજ્યો, પત્ની રતિ જોડને,
ખર્ચી દામ તમામ શોખ સઘળા, પૂરા કર્યા કોડીલે;
નાતો ખૂબ જમે પ્રસંગ શુભ છે, સીમંતનો આ તણો,
મિથ્યા સર્વ શ્રમો ગયા, ધન ગયું, જ્યાં પુત્ર મૂવો જણ્યો. ૨

માટે હે પ્રભુ પ્રાર્થના અમ તણી સ્વીકારશો સ્વામી હે,
કેવા ધર્મ વિવેકમાં નિપુણ તે, આર્યો હવે આથડે;
વર્જન્તાં નિજ ધર્મ કર્મ મથનો, આપત્તિ આવી પડી,
વારંવાર વઢી વિદેશી યવનો, વાગ્યાય માથે ચઢી. ૩

પામ્યા પૂર્ણ પ્રશાન્તિ શુકલ વદનાના રાજ્યમાં જ્યાંહરે,
જો પ્રેરો પ્રભુ ધર્મ પૂર્વવત્ તો, તો ચાર વસ્તુ મળે;
આચાર્યો ગુરુ શ્રેષ્ઠ જે અમ તણાને ઇશ દીર્ઘાયુ દો,
પૃથ્વીમાં પર્જન્ય અમૃત સમા, આનન્દ વૃષ્ટિ કરો. ૪

॥ महन्त ॥

---

# ॥ पींजर–बद्ध–शुक ॥

(અનુસંધાન ગતાંકથી)

(૨૧)

ભ્રમણુ કરવુ કલેશકારી છે નહીં વનનું અહીં,
પછી ભયંકર પ્રખરતર દાવાગ્નિમાં ભય છે કહીં ?
શીત, વર્ષા, તાપનો વળી લેશ તુજને ત્રાસ ના,
વાસ કરવામાં અહીં શુક ! લેશ દુઃખનો ભાસ ના.

(૨૨)

કિન્તુ સૂક્ષ્મ વિચાર ખગ ! યદિ કર્યો જાય સુધ્યાનથી,
તો અતીશય ખેદ થાએ તુજ દશાના જ્ઞાનથી.
દુઃખમાં થઇ જાય પરિણત સૌખ્ય આ તારૂં અતી,
સારૂં પણ નરસું થતું હે પ્રિય શુક મમ ! કદી કદી.

(૨૩)

કાંઇ ને કાંઇ રહે છે દુઃખ સહુને સર્વદા,
પ્રાપ્ત કોને થાય છે સંસારમાં સહુ સમ્પદા !
કિન્તુ સુખમાં શુક ! તારા એક એવી નહિ પડી,
સહુ સુખો ને દુઃખ બનાવે, જે ભયંકર છે અતી.

( ૨૪ )

શુક! તને પૂરા વિભવની પ્રાપ્તિ યદ્યપિ છે અહીં,
માણતો તું નૃપકૃપાથી ભોગ મનમાન્યા અહીં;
સર્વ સુખ સંહારિણી છે કિન્તુ જે પરતંત્રતા—
શુક! તે પર પણ ગયું વદ લક્ષ તારૂં છે કદા?

( ૨૫ )

અફસોસ છે કે શુક! તુજ અધીકારમાં છે કાંઇ ના;
જોઇ તારી આ દશા થતું ચિત્ત ચિન્તામુક્ત ના.
તારા સમો આ જગતમાં હા! કોણ ભાગ્યવિહીન છે?
વિભવ રહેતાં પણ અહો! તું દીનથી અતી દીન છે.

( ૨૬ )

કરી ન શકતો કામ કાંઇ ચિત્તની અનુસાર તું,
શુક! પછી શું તનિક સુખ છે તુજને વિચાર તું;
નિત્ય અવલમ્બિત રહે ગતી અન્ય પર જેની બધી—
સુવાસ તેને સુખની શું પ્રાપ્ત થઇ શકતી કદી?

( ૨૭ )

વિભવ આ જેનો તને છે ગર્વ અતી નીજને લીધે—
શુક! નિશ્ચય માન તે સહુ અલ્પ દિનને કાજ છે.
કમળદળના તરલતર જલ-કણ સ્વયં ઢળવા પછી—
અચલ રહી શકતાં કદી શું અનિલના વહેવા થકી?

( ૨૮ )

વિહગવર! આ વાતનો છે પૂર્ણ દૃઢ નિશ્ચય મને—
કે અલ્પ દિનને કાજ ભોજન પ્રાપ્ત આ સહુ છે તને;
નહીં શુણાવાએ પછી તુજ નાથને મધુરી ગીરા,
શી દશા તવ પ્રાપ્ત થાશે તુજને વિચાર હા!

( ૨૯ )

આવશે દિન અલ્પમાં ભૂપને જરા વિનાશિની,
વદી શકીશ ના તું પછી આ વાણી પ્રેમ પ્રકાશિની,

તારી દશા થાશે પછી શી કલ્પના તેની કરૂં,
સંસારમાં આ શુક હે! જાતાં તજી દિલ દઇ સહું.

( ૩૦ )

શુક! જે જન આ સમે તુજને પ્રણય દેખાડતા,
જે વિવિધ રીતે સર્વદા તુજને રહ્યા આહ્‌લાદતા,
તેજ થઇ જાશે પછી સહુ શત્રુરૂપ યથાર્થ હા!
શુક! આ સંસારમાં જનમાત્ર જોતા સ્વાર્થ હા!

( ૩૧ )

ક્રોધ કરીને ચિત્તમાં, વા સર્વથા વિસ્મૃત કરી,
શુક! તારો નાથ તુજને અન્નજળ દેશે નહીં.
તો અનાથ સમાન તું કારાગૃહે એ મરી જશે
વિવશતાના વિષયમાં વદું બહુ તથાપિ રહી જશે.

( ૩૨ )

હેતુ રહેતાં પણ ન તું યદિ ઇશ-ઇંગિત અનુસરે—
કાળરૂપ કરાળ એની રોષ-જ્વાળામાં બળે;
ભૂપ ને ભુજંગમોનો સાથ એક સમાન છે,
સુક અસુક થઇ જાતી તો પછી લેશ નવ કલ્યાણ છે.

( ૩૩ )

ચકિત નવ થા તું, નહીં આ કલ્પના કે ગલ્પ છે,
કરી ન એમે કાંઇ એવા ભૂપ જગમાં અલ્પ છે.
સ્વવશ નૃપની કઠીન હઠનો કોણ પામે પાર છે!
રાજમદ સમ અન્ય મદ થાતો ન કદી વિકાળ છે.

( ૩૪ )

તું અહીં ચીરકાળથી છે જે અવસ્થામાં રહ્યો—
અતીવ સંભવ છે ન તારો નાથ કંઇ ભાવે વધો,
માનનો આવ્યો સદા છે આત્મહિત જે વસ્તુને—
તદરૂપ [illegible]

( ૩૫ )

ધન્ય:પ્રેમકટાક્ષથી હમણા તને જે કરી રહી,
દેખી તુજને ક્ષીણ પાછળ સ્વામિની તારી વહી,
શુક! બીલાડી સમી તે દષ્ટિ કરશે રોષથી,
સકળ જન પ્રતિકૂલ થાતાં દુર્દિનોના દોષથી.

( ૩૬ )

કો સમય હે શુક! જોઇ તારી આ છબી મનહરી—
નાસિકાની તુલ્યતા પર જઇ કરી કર્ષિત બની—
તેજ દિન તો આયુ તારી સમજ તું પૂરી થઇ,
સહી ન શકતાં અન્યનો ઉત્કર્ષ માની જન કદી.

( ૩૭ )

શુક! તને આ પીંજરામાં બોલ શો આનન્દ છે?
કઠીન કારાગારમાં શું પૂર્ણતાથી ન બંધ છે?
નામ યદિ આતુંજ સુખ તો દુઃખ પછી શું છે અરે!
અહિતને હિત માનતા હા! અજ્ઞ જન જગમાં ખરે!

( ૩૮ )

ઉડી જાય ન હાથથી તું ધરી હૃદયમાં લક્ષ એ—
કાપતો શુક! નાથ તારો તુજ બન્ને પક્ષ છે;
હાય! જેને આટલો પણ તુજ ના વિશ્વાસ છે—
પ્રેમપૂર્વક વાસ કરતો તુંજ તેની પાસ છે!

( ૩૯ )

બંધુ બાંધવ આદિ સહુ:નીજ જનને તું તજી,
પ્રીતિભર્યો નાતો અહીં આ પરજનો સંગે જડી,
થઇ મહા નિશ્ચિન્ત જે તું માણતો સુખભોગ છે—
ભોગ તેને માન મા, એ તો ભયંકર રોગ છે.

( ૪૦ )

આ ચરણકંકણને કદી શુક! આભરણ ના સમજજે,
વૃદ્ધ જનની બેડીઓનો બંધુ એને સમજજે;
હેમનું પીંજર કદી આ પ્રિય વળી ન વિચાર તું,
સમજ એને નીજ-હૃદયમાં:કાળકારાગાર તું.

( ૪૧ )

વિપિન-દહનાદિક વિપયમાં અન્ય સહુ ખગ તો તહીં-
બચી શકે તે આપત્તિથી ત્વરિત ઉડીને જહીં તહીં;
કિન્તુ તે આપત્તિ જો આવી પડે સહસા અહીં—
શુક ! તો આ પીંજરાથી જઇ શકીશ પછી તું કહીં ?

( ૪૨ )

હે શુક ! જે એક તને આ પીંજરામાં છે મળી—
કુંજની પુષ્પીત લતા સમી છે ન એ શોભા ભરી;
ગર્વ કરતો તે ઉપર તું હાય ! એ અતી ખેદ છે,
અસલથી પ્રતિબિંબમાં હોયે બહુયે ભેદ છે !

( ૪૩ )

પાક જે તુજને અહીં મળતા વિવિધ બહુ ઠાણ છે-
હે પ્રિય શુક ! નવ થઇ શકે ફળથી કદાપિ સમાણ એ;
માનતા આ વાતને વિજ્ઞાનવાન અશેષ છે,
ગુણ ફળોમાં અજબથી થાતા અનેક વિશેષ છે.

( ૪૪ )

દૂર કરી નીજ જનથી જેણે બંધ તુજને છે કીધો—
હાય ! ભોજન તું દીધેલું તેજ કુરનું કરી રહ્યો;
આ બુરા વ્યવહારનો તુજને ન લેશ વિચાર છે.
હે મૂઢ ! વારંવાર તુજને કોટિશઃ ધિક્કાર છે !

( ૪૫ )

સુવર્ણના આ પીંજર પર પ્રીતિ તારી બહુ રહી—
પણ વિપિનના શો વિટપ-કોટર શ્રેષ્ટ તેથી છે અતી;
શુક ! તને શું યાદ છે જન્મ્યો તું તેજ સ્થળે હતો,
જન્મભૂમિ સમાન સુન્દર સ્વર્ગ પણ કદી નથી અરે !

( ૪૬ )

માનતો જો બાપને તું તે ખરો યદિ અતીવ હો,
માનતો તારે પડે તેને વિરહ ઘણને અરે !
કિન્તુ શુક ! તું માનજે આ વાત સાચી છે અતી-

( ૪૭ )

શુક ! અહીં દેખાડ ક્યાં છે વિપિનની તે છવિ બધી !
દ્રુમ-ફળ-પલ્લવ-ફુલિત અતિ લલિત વળી વિટપાવલી ?
તે મહા આરોગ્યકારી સુખદ અતી ક્યાં સમીર છે ?
ને રૂડાં ખેતર તણી ક્યાં સુઘનતા ગંભીર છે ?

( ૪૮ )

સુજન-સંયુત વિપિનમાં સ્વચ્છન્દતાથી ઘુમવું;
સુહૃદગણના પ્રેમપથમાં મત્ત થઇને ગૂમવું;
નિત્ય મનમાન્યું કરીને શાન્તિસુખ લેવું સબે !
થઇ ગઈ વાતો સહુ આ સ્વપ્નવત્ તારે હવે.

( ૪૯ )

શુક ! જેણે આ જગતમાં જન્મ તુજને છે દીધો,
કલેશ સહી નાના પ્રકારે તુજને પોષિત કીધો,
તે પ્રેમી તુજ માતપિતા શુક ! ક્યાં રહ્યાં વિખુટાં થઇ ?
હાય ! તેની પણ અહીં શું શુદ્ધ તુજને નવ રહી ?

( ૫૦ )

વ્યતિતતો જેનાથી તારો સમય તું અતી મોદમાં,
શિશુ નાનો સાથ જેની અતી રહેલો વિનોદમાં,
તે સુહૃદજન પણ તને શું લેશ યાદ ન આવતાં ?
મિત્ર જેવી વસ્તુ જગમાં મેળવી શું સહુ શકયા ?

( ૫૧ )

પ્રાણ, ધન, સર્વસ્વ જેનું એક તું ત્રિલોકમાં—
શુક ! હશે તુજ પ્રાણ પત્ની તે વિકળ તુજ શોકમાં;
કિન્તુ તેનું પણ અહો ! આવે ન તુજને ધ્યાન છે !
અધમતા એથી અધિક આ જગ મહીં શું મહાન છે ?

( ૫૨ )

" સગુણ પણ સંસારમાં દોષિત થઇ જાતા કદી "
બુધ જનોના આ કથનમાં લેશ ભૂલ નથી રહી.
શત્રુ નીજના નીજ બનતાં કદી કદી પ્રાણી અહો !
થા ન પીંજર-બદ્ધ શુક ! તું જો મધુર ભાષિ ન હો.

કલકત્તા, } ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

# ॥ अद्वैतब्रह्मसिद्धि ॥

( અનુસંધાન ગતાંકથી. )

વાદી શંકા કરે છે કે—ચક્ષુઆદિ ઇંદ્રિયો વડે બ્રહ્મનું જ્ઞાન ન બને કારણ કે તેમાં રૂપ વિગેરે ગુણ નથી—વળી તમે વેદાંતી એમે ન કહેશો કે બ્રહ્મ પોતાને સ્વરૂપે જણાય એવું નથી, તો પણ જેમ રાહુ જોઇશકતો નથી તે છતાં ચંદ્રમાં તેની છાયા આવી રહેવાથી તે ચંદ્ર દ્વારા જણાય છે, તેમ ઘટમાં રહેલ બ્રહ્મ ઘટદ્વારા ઇંદ્રિયો વડે જણાવા યોગ્ય છે—એ રીતે તો શબ્દ સ્પર્શ આદિમાં આવી રહેલ ગગનવાયુઆદિ પણ ઇંદ્રિયોથી જાણી શકાય એમ માનવાનો પ્રસંગ ઉઠે. રાહુ તો કાળો છે માટે પોતેજ ઇંદ્રિયો વડે જણવા યોગ્ય છે, પણ આપણાથી બહુ દુર હોવાને લીધે પ્રત્યક્ષ થવાને અયોગ્ય બન્યો છે એટલે ધોળા તથા તેજસ્વી ચંદ્રના સંબંધથી આપણે રાહુને પ્રત્યક્ષ કરી શકીએ છીએ તમે વેદાંતી એમ પણ ન કહેશો કે મીમાંસક નામે વિદ્વાનો કહે છે કે **नसोऽस्तिप्रत्ययों लोकेयत्रकालो न भासते**(કોઇ પણ ભાન જગતમાં એવું નથી કે જ્યાં કાળનો પ્રકાશ ન હોય ) અને તેમના આ મત પ્રમાણે જેમ કાલનું જ્ઞાન ઇંદ્રિયોથી થાય છે, તેમ બ્રહ્મનું પણ થશે; કારણ કે કાલ અપ્રત્યક્ષ છે એટલાજ માટે તે પણ મીમાંસકની રીત પ્રમાણે પ્રકાશે છે એમ અમે સ્વીકારતા નથી; અને એમ કરવામાં અનુભવથી ઉલટું કશું નથી કારણ કે આસ્થાન " પરમાણુ વાળુ છે ' એમ સાધવાને જેમ અનુમાન રૂપી જ્ઞાનનો આશ્રય લઇએ છીએ, તેમ કાલનું જ્ઞાન પણ અનુમાનના બલથી ઘટે છે. આમ જો વાદી શંકા કરે તો તે ઠીક નથી, કારણ કે " હમણા ઘડો છે. " એમ પોતાના સ્થાનમાં રહેલા પદાર્થ તરીકે ઘડાનો સર્વ જનને જે ખરો અનુભવ થાય છે, તે ખોટો પડવાનો પ્રસંગ આવે, માટે ઘડા સાથે સંબંધ રાખતા જે કાળ રૂપી સ્થાનનું, એટલે અધિકરણનું પણ ભાન થાય છે, તેનો સ્વીકાર કરવો જોઇએ. વસ્તુનું ઇંદ્રિય વડે ગ્રહણ થવામાટે વસ્તુમાં રૂપ વિગેરે સામગ્રી જોઇએ, અને કાલ તથા બ્રહ્મમાં તો તે સામગ્રી નથી તેનું કેમ? આમ વાદીએ ન કહેવું. અમુક ઇંદ્રિય વડે જે વસ્તુનું પ્રત્યક્ષ ભાન થાય છે, તે વસ્તુને સબબેજ રૂપ આદિ (પ્રત્યક્ષનું) હેતુ છે, પણ બ્રહ્મ અને કાલનું તો સર્વ ઇંદ્રિયો વડે ગ્રહણ થાય છે, માટે તે બેરૂપ આદિ રહિત છે તો પણ ચક્ષુ આદિ ઇંદ્રિયો વડે તેનું ગ્રહણ કરવામાં કાંઇ અડચણ નથી; ખરૂં જોતાં તો એમ છે કે દ્રવ્યનુંજ પ્રત્યક્ષ જ્ઞાન કરવાને રૂપ આદિની જરૂર છે; પણ બ્રહ્મ અથવા કાલનો પ્રત્યક્ષ અનુભવ આરીત નથી કારણ કે બ્રહ્મ અને કાળનો વેદાંત સિદ્ધાંતમાં દ્રવ્ય તરીકે સ્વીકાર નથી, પણ બ્રહ્મ સ્વપ્રકાશ પોતાનો પ્રકાશ કરવાને બીજા કોઇની અપેક્ષા ન રાખનાર છે, તથા સચ્ચિદાનંદ રૂપ સ્વતંત્ર પદાર્થ છે, અને કાલ અવિદ્યાનું કાર્ય છે એમ સ્વીકાર કર્યો છે, એવું સમજવું

વાદી શંકા કરે છે કે—મહાકાલ હયાત છે એમ સિદ્ધ થયું હોય તો આ બધું બોલવું યોગ્ય ગણાય, પણ મહા કાલનીજ હયાતીની સાબીતી અમારા જોવામાં આવતી નથી, માટે તમારૂં કહેવું ઠીક નથી. અને વેદાંતીએ એમ ન કહેવું કે " અમણા—આ કાળે ઘડો છે " એવા પ્રકારના જ્ઞાનનું કારણ કાળની હયાતી છે, નહીં તો ઘડાઆદિવસ્તુ સાથે કાળનું ભાન ન થાય એમ પ્રથમ દર્શાવ્યું છે; કારણ માત્ર ઉત્પત્તિ અને વિનાશવાન્ અલ્પ કાળનેજ લઇને પણ વસ્તુ સંબંધે એવું કાળનું ભાન થઇ શકે, પણ તેથી મહાકાળની સત્તા સિદ્ધ થતી નથી—આમ જો વાદી શંકા કરે તો તે ઠીક નથી. વાદી કહે તે એમ હોય તો પણ " અમણા ઘડો છે " એવા ભાનના કારણ રૂપ જે કાળનો ઘડા સાથે સબંધ છે તેને ઉપજાવનાર મહાકાળને માનવાની જરૂર છે તે આ પ્રમાણે છેઃ—' અમણાં ઘડો છે " એમાં " અમણા " એવું જે જ્ઞાન થાય છે તે જ્ઞાનનો વિષય " ઘડો " છે કે ભૂતલ વિગેરે છે ? કે સૂર્ય આદિની ગતિ છે ? પેહેલો પક્ષ ન ઘટે, કારણ કે કોઇ વસ્તુ પોતે પોતાનો આધાર ન બને—અર્થાત્ પોતે પોતાના ઉપર ન રહે એમ હોવાથી ઘડો પોતાનો આધાર થઇ શકે નહીં બીજો પક્ષ પણ ન ઘટે કારણ કે ભૂતલ વિગેરે ઘડા જોડે કાયમ સંબંધ યુક્ત હોતાં નથી, અને બીજું કારણ એ છે કે ઘડાને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાઇ જઇએ છીએ તો પણ " અમણા આ છે " એમ ભાન થાય છે, અને તે વખતે એકનું એક સ્થાન તેની સાથે સંબંધિ નથી હોતું. ત્રીજો પક્ષ પણ ઠીક નથી કારણ કે સૂર્ય આદિની ગતિનો ઘડા સાથે સીધો સંબંધ નથી. ઘડાને પોતાને આધાર આપનાર ભૂતલ સાથે સૂર્ય આદિની ગતિ સંયુક્ત છે, તેથી ઘડાનો સૂર્ય ગતિ સાથે પરંપરા સંબધ થયો, અને તે સંબધ સ્વીકારીએ ત્યારે તો તે સંબધનો કરનાર સદા ઘડા જેવા પદાર્થ સાથે સંયુક્ત રહેનાર અને સર્વ ઉત્પત્તિ વાળી કાર્ય રૂપ વસ્તુઓથી નોખો કોઇ મહા કાળ રૂપ નિત્ય પદાર્થ અવશ્ય હોવો જોઇએ, અને તેમ હોવાથી તેજ મહાકાળ ઘડા સાથે કાલના ભાનનો આશ્રય તે ભાનનું કારણ—બને એ યોગ્ય છે—જુના નૈયાયીકો કણાદ વિગેરે કહે છે કે તે પદાર્થ પરમાત્માથી જુદો છે, અને તેનો સમાવેશ માયાની અંદર નથી કારણ કે જીવના પૂર્વ કર્મનો જે જીવમાં સંસ્કાર હોયછે, તેથી ભિન્ન માયાનામે કોઇ વસ્તુ છે એમ અમે માનતા નથી. શિરોમણી ભટ્ટાચાર્ય વિગેરે નવીન નૈયાયિકો માને છે કે આખા જગતના આધાર રૂપ કાલ ઇશમાં છે એમ માનવાની જરૂર હોવાથી તે ઇશ્વરજ કાલનામનો પદાર્થ છે. વેદાન્તીયો એમ સમજે છે કે જીવનાં અદષ્ટ એટલે પૂર્વ કર્મ અને તેના સંસ્કારથી ભિન્ન માયા છે એ વાત શ્રુતિ અને સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાય છે માટે માયાજ કાળ છે. વેદાંતિયોમાંના એકદેશિ વાચસ્પતિ આદિ વર્ગની એવી સમજણ છે કે માયા અને ચૈતન્યનો સંબંધ એજ કાલ છે. આ પ્રમાણે કાળવિષે સઉના મતનો ટુંકો હેવાલ છે, માટે અસત્કાર્યવાદ જે ન્યાયવીરૂદ્ધ છે, તે શ્રુતિ અને યુક્તિથી વાંધાવળો ઠરે છે' અને તેથી " શુરૂ " શબ્દ વડે કહેવાતી વસ્તુ સિદ્ધ થતી નથી, એટલે હવે જે વાદી મરેલ પડયો છે તેને વધારે ખંડન રૂપ માર મારવાની જરૂર નથી એમ જાણવું.

**આમ " સત્તા " રૂપ વસ્તુનું ખંડન કરીને અસત્ કાર્યવાદનું ખંડન કર્યું.**

વાદી કહે કે પ્રધાન નામે તત્વમાંથી મહત્ નામે તત્વ થયું, અને મહતથી અહંકાર આદિ

થયા, અને અનુક્રમે જે પાંચ પૃથ્વી આદિ મહાભૂત થયાં, તેનો પરિણામ દેહજ થયો. એ દેહ "ગુરૂ" શબ્દથી કહેવાતી વસ્તુ છે—આમ કહીને વાદી સત્કાર્ય વાદ નામે બીજો પક્ષ સ્વીકારે કારણ કે સાંખ્ય પાતન્જલ પાશુપત વૈષ્ણવ વિગેરે નામ વાળા મતના પંડિતોએ અતિશય આદરથી એ મત સ્વીકાર્યો છે વળી વાદી કહે કે તે પ્રધાન તત્વ અનુમાનથી સિદ્ધ થાય છે, કારણ કે સર્વ વિષયો સુખદુઃખ અને મોહ ઉપજાવનાર છે, અને જે વસ્તુ એક જણને સુખરૂપ જણાય છે તેજ બીજાને દુઃખરૂપ લાગે છે, તથા ત્રીજા આદમીને તે મોહ ઉપજાવે છે, માટે તે વિષયનું ઉપાદાન કારણ પણ તેવાજ ગુણોવાળું હોવુ જોઇએ, કારણ કે કારણનાજ ગુણ કાર્યમા હોય છે, અને કારણનું કારણ વિચારતા છેલ્લુ કારણ તેવા ગુણવાળુ ઠરે છે. તેથી છેવટનુ કારણ જે પ્રધાન છે, તે પણ સુખ દુઃખ તથા મોહ ઉપજાવનારૂ છે. તે ઉપર વાચસ્પતિ મિશ્રે કહ્યુ છે કે सर्वे गुणाहि पद्मावत्या व्याख्याताः (ભાવ—જેમ એકજ સ્ત્રીમાં કોઇને પ્રીતિ, કોઇને દ્વેષ અને કોઇને મોહ ઉપજે, એમ સર્વ પદાર્થોના ગુણ વિષે જાણવુ). માટે પ્રધાન જે સુખ દુઃખ તથા મોહ ઉપજાવનારૂ અને સત્વ, રજસ્ તથા તમસ્, નામે ત્રણ ગુણો વાળુ છે, તે જગતનુ ઉપાદાન કારણ છે પણ બ્રહ્મ અથવા પરમાણુ આદિ આ જગતનુ કારણ નથી, કારણ કે પરમાણુ કે બ્રહ્મ ગુણ રહિત તેમજ અવયવ રહિત છે— આ બધુ વાદીનું કથન સારૂ નથી—માલ વગરનું-છે, એ આ રીતે સમજાશે,—"પ્રધાનથી મહત્ મહતથી અહંકાર વિગેરે અનુક્રમે થતા થતા તેમાંથી પાંચ મહાભૂત થાય છે, અને તે મહાભૂતનો દેહ આકારે પરિણામ થાય છે." એવું બોલનાર વાદીને પૂછવુ જોઇએ કે "પરિણામ" શબ્દ વડે શુ સમજો છો? જો વાદી કહે કે—જેમ દુધનો દહિંરૂપે અને સુવર્ણનો કુંડલ રૂપે તાત્વિક અન્યથા ભાવ—સાચો ફેરફાર—થાય છે, તેમ એક વસ્તુ બદલાઇને બીજી ખરી વસ્તુ બને ત્યારે તેવા અન્યથા ભાવનુ નામ "પરિણામ" છે.—તો એ વાત વિચારવી જોઇએ કે એક ખરી વસ્તુનો બીજી વસ્તુરૂપે ફેરફાર ઉત્પન્ન થાય છે કે નહીં! આ બેમાથી પેહેલો પક્ષ સ્વીકારો તો પૂર્વે કારણમાં પરિણામરૂપ કાર્ય નહોતું-અસત્ હતું-અને તે પછી થયુ એવો મત-અર્થાત્ અસત્કાર્ય વાદ તમે સ્વીકાર્યો એમ કહેવાય, અને તેથી એ વાદના જે દોષ બતાવ્યા છે, તે બધા તમારા મતમાં પ્રાપ્ત થાય છે વળી તે સ્વીકારથી તમે જે સત્કાર્યવાદ માન્યો છે તેનો અપસિદ્ધાન્ત-ભંગ થાય-માટે એ પ્રથમ પક્ષ તમારા સિદ્ધાંતને બંધબેસતું કારણ નથી. વાદી કહેશે અમે બીજો પક્ષ લઇયે તો પરિણામ ઉપજે છે અને નાશ પામે છે એવું બોલી શકાય આમ તેણે ન કહેવું, કારણ કે એમ બોલવું તે એનામા સત્કાર્યવાદનું અજ્ઞાન જણાવે છે સત્કાર્યવાદી કાર્યની ઉત્પત્તિ અને કાર્યનો નાશ સ્વીકારતો નથી, પણ કહે છે કે કાર્યનો આવિર્ભાવ—એટલે પ્રગટ થવુ—તે એની ઉત્પત્તિ, અને તેનો તિરોભાવ-એટલે અદૃશ્ય થઇ જવું તે એનો નાશ, એવો ઉપચાર-એટલે ગૌણ પ્રયોગ છે. જો આ પ્રમાણે સત્કાર્યવાદી માને છે, તો તેના સબંધમાં આપણે વિવેચન કરવું જોઇએ કે કારણમાં રહેલ કાર્ય પ્રગટ થયું તે પેહેલા કારણમા તેને માટે જે ક્રિયા થઇ તેની પૂર્વે એ કાર્યનો આવિર્ભાવ કારણમાં હતો કે નહોતો! જો હતો એમ કહે, તો તેને માટે-ત્યાં ઉત્પન્ન કરવાને-કારણમા જે ક્રિયા થઇ તે નકામી છે, કારણ કે તે ક્રિયાથી કાંઇ અધિક લાભ થતો નથી. જો કાર્યનો આવિર્ભાવ નહોતો એમ કહે, તો વાદીએ અસત્કાર્યવાદ સ્વીકાર્યો એમ કહેવાય જો વાદી તર્ક કરે

કે સત્કાર્યવાદના પક્ષમાં કાર્યના આવિર્ભાવ માટે સામગ્રીની જરૂર છે તો તે તર્ક ન ચાલે, કારણ કે તે તર્કના સંબંધમાં પણ આવિર્ભાવ સત્ છે કે અસત્ છે એ પ્રશ્ન ઉપર પ્રમાણેજ ઉભો થાય છે, અને તેના ઉત્તરમાં ઉપરના દોષો-વાંધા તેવાને તેવાજ ઉઠે છે. એમ પણ વાદીએ ન કહેવાય કે જેમ ત્રાંબુ આદિ ધાતુઓમાં જે સોનાનું સ્વરૂપ એમનામાંથી કાળાશ દૂર કરવાથી પ્રગટ થાય છે, તેમ કારણમાં કાર્યના અદૃશ્યપણાના ભાવને દૂર કરીને તે કાર્યને પ્રત્યક્ષ જણાવવાને સામગ્રી જરૂરની છે. આમ વાદીએ ન કહેવાય કારણ કે સત્વ અને અસત્વ એ બે વિરૂદ્ધ ધર્મ એકજ કાર્ય રૂપ વસ્તુમાં એકજ કાળે સંભવે નહીં. એમ ન કહેવાય કે—એક ધર્મને લીધે જે વસ્તુ પ્રત્યક્ષ હોય તેખીજા જુદાજ ધર્મ-ગુણ-ને લીધે અપ્રત્યક્ષ થઇ શકે,—કારણ કે એકજ વસ્તુમાં વિરૂદ્ધ ગુણના સમાવેશના હેતુરૂપ જે ભિન્ન ધર્મો છે, તે વિરૂદ્ધ છે માટે તે ધર્મો એક વસ્તુમાં ન રહી શકે, અને તે ધર્મોના સમાવેશ માટે બીજા ધર્મો માનીએ, તો તે બીજાના સમાવેશ માટે ત્રીજા બે વિરૂદ્ધ ધર્મ માનવા પડે, એમ કલ્પનાનો પારજ ન આવે એ સ્પષ્ટ અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય. વળી વાદી કહે કે—આવિર્ભાવ એટલે બહાર ઉભરાઇ જતો સત્વગુણ અર્થાત્ વસ્તુનો પ્રકાશ, અને તિરોભાવ એટલે બહાર નીકળી આવતો તમોગુણ; અર્થાત્ વસ્તુનો અપ્રકાશ વસ્તુનું ન દેખાવું, તેથી આવિર્ભાવની સામગ્રી હોય છે તે સમયે તમોગુણ હોય છે, તો પણ જેમ અંધારું હીરાના પ્રકાશને ઢાંકે છે, તેમ વસ્તુના દેખાવને તે (તમોગુણ) હરકત કરતો નથી, માટે સામગ્રી વસ્તુના આવિર્ભાવને ઉત્તેજન આપે છે—મદદ કરે છે, પણ તેને ઉત્પન્ન કરતી નથી, તેમ હોવાથી સત્કાર્યવાદના પક્ષને લેશ માત્ર પણ હરકત આવતી નથી.—આમ વાદી કહે તો તે ઠીક નથી; કારણ કે નીચે પ્રમાણે પરિણામવાદનો શ્રુતિ અને યુક્તિ સાથે વિરોધ છે.—શ્રુતિ કહે છે કે **तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। आकाशाद्वायुः वायोरग्निः अग्नेरापः अद्भ्यः पृथिवी। [तै. उ. व. व. २]** (ભાવ-આત્મા-બ્રહ્મમાંથી §આકાશ થયું આકાશમાંથી વાયુ અને વાયુમાંથી અગ્નિ થયો અગ્નિથી જળ થયું અને જળમાંથી પૃથ્વી થઇ.) ત્યારે હવે જો કારણરૂપે પરમાત્માનાંથી આકાશ થયું છે, તો પછી પરિણામ વાદ સ્વીકારીને પરમાત્માથી ભિન્ન જાતિનું આકાશ પ્રકૃતિનો પરિણામ કેમ હોય? એમ આકાશથી ભિન્ન જાતનો વાયુ, વાયુથી ભિન્ન તેજ, અને તેજથી ભિન્ન જળ તથા જળથી નોખી જાતની પૃથ્વી સાંખ્યની પ્રકૃતિનું પરિણામ કેમ હોય? ન હોય, કારણ કે ઘડો, રામપાત્ર આદિ માટીનાં કાર્ય માટીથી ભિન્ન જાતનાં જોવામાં આવતાં નથી. તે બધાંને એકજ જાતનાં માનીએ તો તેથી જુદી જુદી જાતો ભેળસેળ થઇ જવાનો પ્રસંગ આવે, અને પંચ મહાભૂતના વિભાગ ન થઇ શકે જેથી "તેજ ઉષ્ણ નહીં અને ઠંડુ નહિં, જળ ઉનું અને પૃથિવી શીતલ" એમ પણ કહેવાનો પ્રસંગ આવે, દુધના ત્યાગ વડે "દહિંનો ત્યાગ થયો એમ કહેવાનો પણ સંભવ થાય. તેથી ધર્મશાસ્ત્રનો ઉચ્છેદ-નાશ-થાય. માટે સત્કાર્યવાદ યુક્તિને સહન કરતો નથી-યુક્તિ વિરૂદ્ધ છે.

આ સ્થળે નૈયાયિક કહે છે કે—આમ છે ત્યારે આરંભવાદ માનવો એ વધારે સારૂ છે, કારણ કે એ યુક્તિને સહન કરે છે તે આ પ્રમાણે યુક્તિમય જણાય છે:—એ આરંભવાદ પ્રમાણે આકાશ આદિના આકારે આત્મા પરિણામ પામતો નથી, પણ જેના સૂક્ષ્મ

§ શબ્દ ગુણવાળું સ્થૂલ દ્રવ્યોને અવકાશ દેનાર આકાશ છે.

અંશો જેમાં નોખા ન રહેતા છતાં જેની સાથે સંબંધ પામીને કાર્ય ઉત્પન્ન કરે છે તે એ કાર્યનું અધિષ્ઠાન—કારણ–છે, અને તે નિમિત્ત કારણનો એક પ્રકાર છે. કાર્યોના પોતપોતાના સૂક્ષ્મ અવયવોજ તેમનું ઉપાદાન કારણ છે. આથી પંચ મહાભૂતોનું સેલભેળપણું થતું નથી, કારણ કે તેઓ જુદી જુદી જાતનાં છે; માટે પરિણામવાદ યુક્તિ વિરૂદ્ધ હોવાથી આરંભવાદજ પ્રમાણ સિદ્ધ અને સ્વીકારવા યોગ્ય છે. આમ જો વાદી કહેતો અમે કહીએ છીએ કે તમે ભ્રાંતિમાં છો—ભુલ કરો છો, કારણ કે એ વાદ પૂર્વેજ ખોટો સાબીત કર્યો છે. માટે સત્ વસ્તુનો જન્મ ન હોય, અને અસત્ વસ્તુનો પણ જન્મ ન હોય. પણ આકાશ આદિ પદાર્થો અનિર્વાચ્ય છે, અર્થાત્ તે સત્ કે અસત્ કહી શકાતા નથી, માટે તે માયિક છે. "સાંખ્ય વાદીએ સ્વીકારેલા પરિણામવાદમાં તેમજ વૈશેષિકના આરંભમાં તેમનો સમાવેશ નથી થતો, તથાપિ તેઓ ઉત્પન્ન થવા યોગ્ય છે, જેથી સીપમાં રૂપાની ભ્રાંતિ જેમ થાય છે, તેમ આપણી ભ્રાંતિને લીધે જણાતો આકાશ આદિ વસ્તુઓનો સમૂહ માયિક છે, અર્થાત્ ખરૂ જોતાં તે નથી પણ ભાસે છે." એ અનુમાનથી એ પ્રપંચ માયિક ઠરે છે. અને "વેદાંત મુક્તાવલી" ના કર્તાએ કહ્યું છે કેઃ— "જે નિત્ય વિદ્યમાન છે, તેને જેમ ઉત્પત્તિ નથી, તેમ અસતને પણ નથી. ઉત્પત્તિવાળી વસ્તુની ઉત્પત્તિજ તે વસ્તુને માયિક ઠરાવે છે." આમ ટુંકામાં તેનું વચન છે. એથી સાંખ્ય શાસ્ત્રના ભાષ્યકાર વિજ્ઞાન ભિક્ષુએ આ વાતમાં જે વગર વિચારે સમાધાન તરીકે કહ્યું છે તે પણ બરાબર બંધબેસતું નથીજ એમ આ રીતે જણાશેઃ—સત્કાર્યવાદ સ્વીકારનારાઓને પુછવું કે વસ્તુનો આવિર્ભાવ એટલે શું ? તેનું જ્ઞાન કે તેથી કાંઇ બીજુંજ સમજોછો ? પ્રથમ પક્ષમાં દોષ એ છે કે આવિર્ભાવ જડ છે, માટે તે જ્ઞાનરૂપ ન હોય. દંડ ચક્ર આદિ સામગ્રીથી ઘડારૂપી કાર્યનો સાક્ષાત્કાર અગર આવિર્ભાવ થાય છે એમ ભગવાન્ કપિલમુનિ કહેતાજ નથી. એમ તે બોલે, તો એથી એમનું અજ્ઞાન જણાય, કારણ કે દંડ આદિ વિના પણ ઇંદ્રિયો આદિવડે પણ સાક્ષાત્કાર–જ્ઞાન–થાય એ ઘટે છે, માટે એમનું બોલવું હમેશ સાચું ન ગણાય. હવે બીજો પક્ષ સ્વીકારવો બાકી રહે છે. તે પક્ષની પરીક્ષા આ પ્રમાણે છેઃ—તે પક્ષમાં પદાર્થોની બે અવસ્થાઓ છે; એક અનાગત–હજુ પ્રાપ્ત ન થયેલી અવસ્થા અને બીજી વર્તમાન–ચાલતી–અવસ્થા આવિર્ભાવની સામગ્રી તયાર થતા અગાઉ પદાર્થોની પેહેલી અવસ્થા હોય છે, અને સામગ્રી તયાર થયા પછી તેમની બીજી અવસ્થા થાય છે. સામગ્રી તે બીજી અવસ્થાનેજ સિદ્ધ કરે છે "એ બીજી અવસ્થાના સંબંધેજ આવિર્ભાવ સત્ છે કે અસત્ એવો પ્રશ્ન ઉઠે છે," એમ વાદીએ ન કહેવું, કારણ કે તે અવસ્થાની ઉત્પત્તિ પૂર્વે આવિર્ભાવ અસત્ છે અને ઉત્પત્તિ પછી સત્ છે, જો વાદી કહે કે એમ સ્વીકારવાથી સત્ અને અસત્ એવા વિરૂદ્ધ ધર્મો એકજ વસ્તુમાં ઠરવાનો પ્રસંગ આવે છે, તો અમે કહીએ છીએ કે એમ નથી, કારણ કે એક વસ્તુમાં તેના એકને એક રૂપમાં અમે વિરૂદ્ધ ગુણો સ્વીકાર્યા નથી, પણ તેની નોખી નોખી અવસ્થાઓમાંજ સ્વીકાર્યા છે, અર્થાત્ વસ્તુના આવિર્ભાવની સામગ્રી તયાર થતા અગાઉ પદાર્થની અનાગત અવસ્થામાં આવિર્ભાવ અસત્ છે એમ માન્યું છે, અને સામગ્રી તયાર થયા પછી વર્તમાન અવસ્થામાં આવિર્ભાવને સત્ કહ્યો છે.

કોઇક કાલ સાથે વસ્તુનો સંબંધ થવાથી તે કાળે તે વસ્તુ સત્ છે, અને જે કાળ સાથે તેનો સંબંધ નથી તે કાળે તે વસ્તુ અસત્ છે, એ બધો વિવેક વાદીએ પોતેજ કરી લેવાનો છે.—વિજ્ઞાન ભિક્ષુએ આપેલા સમાધાનનું આ રીતે ખંડન થયું એમ સમજવું. (વળી વધારે જણાવવાનું એકે) પદાર્થને નોખે નોખે રૂપે તેના સત્વ અને અસત્વની વ્યવસ્થા છે, માટે એ રૂપના હેતુભૂત એ નોખા ધર્મોના સત્વ તથા અસત્વ સંબંધી ગોઠવણ પણ વળી બીજા ધર્મોને અનુસરીનેજ થાય. તે બીજા ધર્મોનું સત્વ અને અસત્વ પણ અન્ય ધર્મોને અનુસરીને નક્કી કરાય. અને એમ પાર ન આવવાથી અનવસ્થા નામે દોષ આવે છે એ સ્પષ્ટજ છે, ધર્મના સત્વનું તેના સ્વરૂપ વડે વર્ણન કરવું એતો અશક્યજ છે, કારણ કે એ સ્વરૂપ પોતે સંબંધ તરીકે હોય એમ સંભવતુ નથી. માટે બીજા કોઇ સંબંધ વડે એ ઉપર કહેલા બીજા ધર્મની સત્તા પ્રથમ ધર્મમાં રહેલી છે, અને આ બીજા ધર્મની સત્તા તેની સાથે કોઇ જુદાજ સંબંધ વડે જોડાયલી ત્રીજી ધર્મ સત્તા ઉપર આધાર રાખે છે, માટે સંબંધોની પણ અનવસ્થા છે. એમ સમજવું. અને તેથી વિભિન્ન ધર્મો જે એકજ વસ્તુના સત્વ અને અસત્વનાં કારણ છે, તેમના જો સત્વ અને અસત્વનાં કારણ છે, તેમનાજ સત્વ અને અસત્વનું સ્પષ્ટતાથી વર્ણન કરવું અશક્ય હોવાથી તેમણે કરેલી પદાર્થની એ અવસ્થાઓ પણ સત્ કે અસત્ કહેવી અશક્યજ છે. માટે ન બોલવા જેવી વાત કહેવાની જરૂર નથી. અથવા જેની સાથે વાત ન કરવી જોઇએ એવા વાદીને હવે વધારે એ બાબતમાં કાંઇ કહેવું ન જોઇએ. આ વાત વિસ્તારથી આગળ ત્રીજા મુદ્‌ગરમાં ભેદ અભેદ વિશે વાદ કરનારના સંબંધમાં સાબીત કરવાની છેજ માટે અહીં હવે એ વિષે બોલવું અમે બંધ કરીએ છીએ.

વળી વાદીનો પરિણામ વાદ સ્વીકારીએ તો પણ એ મત ટકી શકતો નથી એ આ પ્રમાણે જણાશેઃ—વાદીને પુછીએ છીએ કે કહો ભાઇ, પ્રધાન તત્વ આ આકાશાદિની પેઠે અવયવ રહિત છે? કે વાયુ આદિની પેઠે અવયવવાળું છે? પ્રથમ પક્ષ નટ કે કારણ કે તેમ હોય તો એ પ્રધાનનો પરિણામ સંભવતો નથી; અર્થાત્ મહત્ તત્વ, અહંકાર તત્વ, પંચ મહાભૂત ઇત્યાદિ રૂપે પ્રધાનનો ફેરફાર ન થાય, તમારે (વાદીએ) એમ ન કહેવું કે એમ તો તમારા વેદાંતિના મતમાં પણ અવયવ રહિત બ્રહ્મનો જગત્ રૂપ પરિણામ કેમ થાય? કારણ કે આગળ કહીશું તે પ્રમાણે અમે જગતને બ્રહ્મના વિવર્ત રૂપ સ્વીકાર્યું છે, અર્થાત્ અમે એમ કહીએ છીએ કે શીપમાં જેમ ભ્રાંતિથી ચાંદીનો દેખાવ લાગે છે, પણ ત્યાં સીપનું પરિણામ ચાંદી રૂપ નથી થતું, તેમ ભ્રાંતિથી આપણને બ્રહ્મમાં જગત્ ભાસે છે પણ કોઇ કાળે બ્રહ્મ સાચા જગત્ રૂપે પરિણામ પામતુંજ નથી બીજો પક્ષ—પ્રધાન અવયવવાળું છે એ—પણ નથી ઘટતો. જો પ્રધાનને અવયવ હોય, તો તે અનિત્ય ઠરે છે, અને એ અનિત્ય છે એ મતને શ્રુતિનો વિરોધ આવે છે. अजामेकां लोहितशुक्लकृष्णां ઇત્યાદિ શ્રુતિમાં માયા (=પ્રધાન)ને જન્મ રહિત કહી છે, માટે તેને અવયવ ન ઘટે. જો તે અવયવ યુક્ત હોય તો તે અનિત્ય ઠરે, અને તેથી તેને નિત્ય કહેનારી આ શ્રુતિથી વાંધો આવ્યો. વળી કહો કે આખા નિરવયવ પ્રધાનનો પરિણામ થાય છે કે તેના એક ભાગનો; પ્રથમ પક્ષમાં વાંધો એ છે કે આખા પ્રધાનના પરિણામ —ફેરફાર—થી પ્રધાન અનિત્ય ઠરે છે, કારણ કે દુધનું પરિણામ દહિં થવાથી દુધ જેમ

અનિત્ય છે, તેમ પ્રધાન પણ અનિત્ય ઠરે—બીજો પક્ષ નજ બને કારણ કે પ્રધાન નિત્ય અને નિરવયવ છે, માટે તેનો એક ભાગ—અવયવ ન હોય. વળી કહો કે પ્રધાનનો મહત્ આદિ રૂપે જે પરિણામ થાય છે, તે પરિણામ ચેતનને આધીન છે કે નથી? જો નથી એમ કહોતો, તે પક્ષે પ્રધાન જડ હોવાથી એનાથી વિચિત્ર જગતની રચના ન ઘટે, કારણ કે **ईक्षतेर्नाशब्दम्** એસૂત્રમાં કહ્યું છે કે જગત કર્તાએ ઇચ્છા કરી કે હું જગત રચું, અને ઇચ્છિા ચેતનમાં હોય માટે જડ પ્રધાન એકલું જગત ન રચી શકે.

(ચાલુ)

કૃષ્ણશંકર હિરાશંકર પંડયા બી.એ.

---

# ॥ कर्म–मीमांसा ॥

(અનુસંધાન ગતાંકથી)

——x——

યાહુદી લોક (Hebrew) નું એક ધર્મ શાસ્ત્ર કહે છે કે "ઇશ્વરે માનવને પોતાનેજ બીબે સર્જ્યો છે," અને મહાન્ ધર્મોની ત્રિમૂર્તિઓ, માનવની ત્રિમૂર્તિમાં પ્રતિબિંબિત થયેલ દૈવી જ્ઞાન (ભાન) ના ત્રણ રૂપોનાં રૂપકો છે, થીઓસોફીસ્ટનો પ્રથમ પુરૂષ (First Logos), હિંદુનો મહાદેવ, ખ્રિસ્તીનો પિતા (Father) માં ઇચ્છાનું પ્રાધાન્ય છે, અને તે આધિપત્યની શક્તિ–ને નિયમ જે વડે વિશ્વ બંધાય છે—પ્રદર્શાવે છે. બીજો પુરૂષ ઇચ્છા જ્ઞાન ક્રિયાત્મક (Second Logos), વિષ્ણુ, પુત્ર, જે સર્વ-ધારક, સર્વ-પાલક શક્તિવડે વિશ્વનુ રક્ષણ થાય છે તે જ્ઞાન છે. ત્રિજો પુરૂષ (The Third Logos), બ્રહ્મા, the holy spirit પવિત્ર આત્મા એ કર્તા જે વડે વિશ્વ વ્યક્ત થાય છે તે ઉત્પાદક શક્તિ–છે. દૈવી અથવા માનુષિક જ્ઞાનમાં (અથવા ભાનમાં) એવું કશું પણ નથી કે જે આ (ત્રણ) આત્મ-વ્યાકરણની એક કે બીજી વૃત્તિમાં ન આવી જતું હોય.

વળી, પ્રાકૃતિક દ્રવ્યમાં, જ્ઞાનની ત્રિ-વૃત્તિઓને અનુક્રમે અનુસરતા, મુખ્ય ત્રણ ગુણો છે, અને જેમ જ્ઞાન તેની ત્રણ વૃત્તિઓ સિવાય વ્યક્ત થઈ શકતું નથી તેજીજ રીતે એ ત્રણ ગુણ વિના પ્રાકૃતિક દ્રવ્ય પણ વ્યક્ત થઇ શકે નહિં એમાં તમસ્ (inertia) જે સર્વનો આધાર છે, ભાવ માટે આવશ્યક સ્થૈર્ય છે, જે ગુણ ઇચ્છાનો અનુયોગી છે. એનામાં રજસ્ (mobility) જે શક્તિને લીધે તે ગતિમાં મુકી શકાય છે; એ ગુણ ક્રિયા અનુયોગીનો છે. એનામાં સત્વ છે, (Rhythm) ગતિને સમ કરનાર ગુણ, જે ન હોય તો ગતિ અનવસ્થા વાળી, સંહારક થાય; આ ગુણ જ્ઞાનનો અનુયોગી છે. યોગદર્શન જ્ઞાનના દ્રષ્ટિ બિંદુથી સર્વનો વિચાર કરીને આસાત્વિક ગુણને પ્રકાશ—જેના વડે આત્માને અનાત્માનું જ્ઞાન થવું શક્ય થાય છે—નામ આપે છે.

પરિસ્થિતિને અસર કરતું આપણા જ્ઞાનમાં રહેલું જે કંઇ છે તે સર્વે, તથા આપણા જ્ઞાનથી અસર કરાયેલ સર્વે પરિસ્થિતિ, એ બેનું આપણું વિશ્વ બનેલું છે. આપણા જ્ઞાન અને આપણી પરિસ્થિતિનો પરસ્પરનો સંબંધ એ આપણું કર્મ છે. આ જ્ઞાનવૃત્તિઓ વડે આપણે આપણું વ્યક્તિગત કર્મ માનીએ છીએ; આત્મા અને અનાત્મા વચ્ચેના સામાન્ય પરસ્પર સંબંધને આપણે વિશિષ્ટ કરીને આ વ્યક્તિગત પરસ્પર સંબંધ કરીએ છીએ.

જ્યારે આપણે ભેદ ( નાના દૃશ દર્શન ) ની પાર ઉત્પતન કરીએ છીએ ત્યારે પુનઃ વ્યક્તિગત વિશેષ પરસ્પર સંબંધ, સામાન્ય પરસ્પર સંબંધ થઇ જાય છે: પણ આ સામાન્ય પરસ્પર સંબંધનું સર્ગ ચાલે છે ત્યાં સુધી અતિક્રમણ થઇ શકતું નથી. (૧) આ સામાન્યનું વિશિષ્ટ-કરણ અતોલ પુનઃ વિશિષ્ટનું સામાન્યકરણ એ બે "જગતની શાશ્વત ગતિઓ" ( પહેલો કૃષ્ણ માર્ગ અને બીજો શુક્લ માર્ગ કહેવાય છે અને બંને અનાદિ છે )—અનુભવ પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ માર્ગ, અને અનુભવ×રૂપ કમાણી કરીને ઘેર જવાને માટે નિવૃત્તિ માર્ગ–છે; આ




પ્રસરણનું મહાન્ ચક્ર ( the great wheel of Revolution )છે, ચક્રનું વિશેષણ-( પ્રકૃતિ ( matter ) ના દૃષ્ટિ બિંદુથી જોતાં કેટલું બધું નિર્દય દેખાતું, આત્માના દૃષ્ટિ બિન્દુથી જોતાં કેટલું બધું સુંદર દેખાતું, "જીવન એ એક વિલાપ નથી પણ એક સંગીત છે."

આ પ્રમાણે આપણે કર્મ કરવા માટે આત્મામાં ત્રણ અંગ છે અને તેમને મળતી પ્રકૃતિમાં ત્રણ ગુણો છે, આપણને જેની અભિલાષા હોય તેવું કર્મ કરવા માટે આપણે તેમનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે. એ ત્રણનો આપણે ગમે તે અનુક્રમમાં અભ્યાસ કરાય, પણ ઘણાં કારણોને લીધે જ્ઞાન અંગ પ્રથમ લેવું સુગમ છે કારણ કે તે અંગમાં જ્ઞાનશક્તિ અને (પસંદ કરવાની) શક્તિનો અંતર્ભાવ થાય છે. વિચારનો ઉપયોગ કરી આપણે આપણી કામનાઓ બદલી શકીએ છીએ, કામનાઓ વડે આપણે આપણા વીચાર ફેરવી શકતા નથી, જો કે આપણે તેમને કામનાઓ વડે રંગી શકીએ છીએ; તેથી છેલ્લા પૃથક્કરણમાં વિચાર ક્રિયા ( શક્તિ ) ને ગતિમાં મુકે છે.

× ગ્રહણ—ત્યાગ—શક્તિ.

જંગલીપણા ( માનવયોનિની બાલ્યાવસ્થા) ની સૌથી પ્રથમની ભૂમિકાઓમાં, તેમજ તરત જન્મેલા બાલકના સંબંધમાં ગણુ, રાગ અને દ્વેષ ક્રિયા કરાવે છે. પણ લગભગ તરતજ સ્મૃતિ-દેખાવ દે છે,-રાગ વિશેષની સ્મૃતિ અને તે પુનઃ અનુભવવાની કામના; દ્વેષ વિશેષની સ્મૃતિ અને તે ત્યાગવાની કામના—વસ્તુ વિશેષથી સુખ મળ્યું છે; તે સ્મૃતિમાં રહે છે, એટલે કે તેનું ચિંતન થાય છે, તેની કામના (વાંચ્છા) થાય છે, અને પછી તેનું ગ્રહણ કરવાને ક્રિયા ઉદ્ભવે છે.

એ ત્રણને ખરેખર જુદાં પાડી શકાય તેમ નથી, કારણ કે એવી એકે ક્રિયા નથી, કે જેની પૂર્વે વિચાર અને ઇચ્છા ન હોય અને જે પુરી થયા પછી પુનઃ એ બેને ગતિમાં ન મુકતી હોય. ક્રિયા એ અદ્રષ્ય વિચાર અને ઇચ્છાનું બાહ્ય ચિન્હ છે અને તેની પોતાની સમાપ્તિમાંજ નવીન વિચાર અને ઇચ્છાને જન્મ આપે છે એ ત્રણે થઇને એક ચક્ર બનાવે છે જેમાં એ ત્રણે એક બીજા પછી સદા આવ્યાંજ કરે છે.

ત્યારે વિચાર પ્રકૃતિ દ્રવ્ય ઉપર ક્રિયા કરે છે; જ્ઞાનકે ભાનમાં થતા પ્રત્યેક ફેરફારને પ્રકૃતિ દ્રવ્ય યોગ્ય આંદોલનથી પ્રત્યુત્તર આપે છે, અને ગમે તેટલીવાર પુનરાવૃત્તિ કરવાથી પણ સમાન ફેરફાર સમાન આન્દોલનને ઉત્પન્ન કરે છે. જે દ્રવ્ય તમારી સૌથી વધારે નઝદીક હોય છે તેમાં આ આન્દોલન વધારેમાં વધારે પ્રબળ હોય છે અને જે દ્રવ્ય તમારી પાસેમાં પાસે છે તે તમારૂં પોતાનુંજ માનસિક શરીર છે. તમે એકનો એક વિચાર ફરી ફરીને કર્યા કરો છો તો, તે તે વિચારને મળતું આન્દોલન States of consciousness. Places of things. કર્યા કરે છે, અને જ્યારે દ્રવ્ય અમુક રીતે એકવાર આન્દોલન કરે છે ત્યારે નવી રીતે આન્દોલન કરવા કરતાં તેની તે રીતે આન્દોલન કરવાનું તેને સુગમ પડે છે તેથી, એકનો એક વિચાર જેટલો વધારે વાર ફરી ફરીને કરવામાં આવે છે તેટલી વધારે ઝડપથી આન્દોલનો પ્રત્યુત્તર વાળે છે. થોડા વખતમાં ઘણા પુનરૃઆવર્તનથી તમારા માનસિક શરીરના દ્રવ્યમાં એ આન્દોલન પોતાની મેળેજ યંત્રવડે ઉત્પન્ન કરવાનું વલણ સ્થાપિત. થશે; જ્યારે આમ થાય છે ત્યારે જ્ઞાન (ભાન) ની બાજુએથી પ્રથમ કોઇ પણ જાતની ગતિ ગયા વિના મનમાં તે વિચાર આવે છે, કારણ કે દ્રવ્યનું તે આન્દોલન અને જ્ઞાનમાં રહેલો તે વિચાર એક બીજાથી કદી પણ જુદાં પડી ન શકાય તેવી રીતે જોડાએલાં છે.

તેથી કોઇ પણ વાત—કોઇ સદ્ગુણ, કોઇ ભાવ, કોઇ ઇચ્છા—વિષે તમે વિચાર કર્યો હોય છે. અને.તે ગુણ મેળવવો, તે ભાવ અનુભવવો, તે ઇચ્છાથી પ્રેરિત થવું એ ઇષ્ટ વાત છે એવા નિશ્ચય ઉપર તમે બુદ્ધિપૂર્વક આવ્યા હોતો તમે વિચારની ટેવ પાડવાની ક્રિયા કરવાને પ્રયત્નશીલ થાઓ છો.

દરરોજ પ્રાતઃકાલે થોડીમિનિટ સુધી તે ઉપર તમે વિચાર કરો છો, અને થોડાજ વખતમાં તમને ભાન થાય છે કે તે વિચાર (ઉપર જણાવેલી દ્રવ્યની યંત્રવત્ ક્રિયાને લીધે

automatic મનમાં-સ્વતઃ સ્ફુરી આવે છે. તમે તમારા વિચાર-સર્જનમાં મંડયા રહોછો એટલે સુધી કે તે વિચારની તમને દૃઢ ટેવ પડી જાય છે.

એ દૃઢ થયેલી ટેવ તેટલાજ લાંબા વખત સુધી વિરૂદ્ધ દિશામાં વિચાર કરવામાં આવે તોજ ફેરવી શકાય છે, ઇચ્છાના વિરોધ સામે થઇને પણ વિચાર મનમાં ઉઠેછે.-જ્યારે વગર ઇચ્છાએ દુઃખદાયક વિચારનું પુનરાગમન થવાથી નિદ્રા લેવા અશક્ત થયેલા ઘણાને આ વાતનો અનુભવ થયેલો છે. આ પ્રમાણે તમે ટેવ—દાખલા તરીકે પ્રમાણિકતાની-પાડી હશે તો, તમે યંત્રવત્ પ્રમાણિકપણે વર્તી શકશો; અને કદાચ કોઇ પ્રસંગે તમને કામનો પ્રબળ વાત અપ્રમાણિકતામાં ઘસડી આણશે તોપણ પ્રમાણિકતાનો અભ્યાસ એવા થયેલા ચોરને કદી પણ ન થાય તેવો સંતાપ તમને આપશે. તમે પ્રમાણિકતાનો અભ્યાસ પાડયો છે; ચોરને તેવો અભ્યાસ હોતો નથી, તેથી એ અભ્યાસનો ભંગ થવાથી તમારા મનમાં દુઃખ થાય છે, અને ચોરને બીલકુલ દુઃખ થતું નથી. તેના વિરૂદ્ધ ગમે તે શક્તિ યોજવામાં આવે તોપણ તે શક્તિ કરતાં વધારે બળવાન્ નિયમવડે એટલે સુધી માનસિક અભ્યાસ દૃઢ કરવામાં મંડયા રહેવાથી મનુષ્ય વિશ્વાસપાત્ર થાય છે; ખરેખર તે અસત્ય વદીજ ન શકે, ચોરી કરીજ ન શકે; તેણે પોતાની મેળે એક ન જીતી શકાય તેવો સદ્‌ગુણ બાંધ્યો છે.

વિચાર વડે, ત્યારે તમે બાંધવા ઇચ્છો તેવી ટેવ બાંધી શકો તો એક પણ એવો સદ્‌ગુણ નથી જે તમે વિચારથી ન સમજી શકો. કુદરતની શક્તિઓ તમારા પક્ષમાં કાર્ય કરે છે, કારણ કે તેમને કેવી રીતે વાપરવી તે તમને સમજાયું છે, અને તેઓ તમારી દાસીઓ થયેલીછે,

તમારા પતિ, તમારી પત્ની, તમારા બાળકને તમે પ્રેમભાવ દર્શાવો છો તો તમને સમજાય છે કે તમારા પ્રેમનું પાત્ર કરતાં તે પ્રેમ પાત્રોમાં તમારો એ ભાવ સુખ ઉત્પન્ન કરે છે. એ પ્રેમનો વિસ્તાર કરી અન્ય જનોને તેના ભાગી કરવાથી સુખ વૃદ્ધિ પામતું જાયછે.

તમે આમ થતું જુઓ છો, સર્વેને સુખી કરવા ઇચ્છો છો, અને દિનપ્રતિદિન વધારે ને વધારે વિસ્તૃત થતા વર્તુલમાં બીજાઓ તરફ પ્રેમમય ભાવ કરવાનું બુદ્ધિ પૂર્વક શરૂ કરો છો, અન્તે તમારા સમાગમમાં આવતા સર્વે પ્રતિ તમારી પ્રેમદૃષ્ટિ સ્વાભાવિક થઇ જાય છે. તમે પ્રેમની ટેવ પાડી દીધી છે, અને એક ભાવને સામાન્ય કરી નાંખીને તેનું સદ્‌ગુણમાં રૂપાન્તર કરી નાંખ્યું છે, કારણ કે સદ્‌ગુણ એ કેવલ સામાન્ય અને ચિરસ્થાયી બનાવેલો એક સદ્‌ભાવ છે. જેનામાં સારા ભાવ સામાન્ય અને ટકાઉ થયા હોય તે સદ્‌ગુણી કહેવાય.

પ્રત્યેક વસ્તુ નિયમ વશ છે હાથ પગ જોડી બેશી રહે અને કંઇ નહિં કર્યે તમે માનસિક શક્તિ અથવા નૈતિક સદ્‌ગુણ મેળવી શકવાના નહિ. એ ઉભય તમે સતત અને આગ્રહયુક્ત વિચારથી પ્રાપ્ત કરી શકો. તમે વિચારથી તમારો માનસિક અને આધ્યાત્મિક સ્વભાવ બાંધી શકો. કારણ કે "માનવ વિચારથી ઉદ્‌ભવ્યો છે", "જેનું તે ચિંતન કરે છે તે, તે થાય છે;" માટે જે થવાની તમારી અભિલાષા હોય તેનું ચિંતન કરો, અને અવશ્ય તમારી તે અભિલાષા સફલ થશે. એમ તમે મનોબલ અને હૃદય બળના એક ક૦

સરતી યુવાન થવાના અને તમારૂં ચારિત્ર્ય મત્તર ઉદય પામશે જે ચારિત્ર્ય લઇને તમે જન્મ્યા હતા તે તમે ભૂતકાળમાં ઉત્પન્ન કર્યું હતું; જે ચારિત્ર સાથે તમે મરશો અને જેને લઇને પુનઃ અવતરશો તે ચારિત્ર્ય હાલ તમે ઘડો છો. આ કર્મ દરેક ચારિત્ર્ય વિશેષ સાથે જન્મે છે, અને ચારિત્ર્ય કર્મનો સૌથી મહત્વનો ભાગ છે. મુસલ્માન કહે છે કે " આદમ ગર્દને કિસ્મત બાંધીને જન્મે છે " કારણ કે માનવના કિસ્મત—ભાગ્ય—પ્રારબ્ધ—નો આધાર મોટે ભાગે ચારિત્ર્ય ઉપર રહેલો છે. પ્રબળ ચારિત્ર્ય પ્રતિકુલમાં પ્રતિકુલ પરિસ્થિતિ ઉપર વિજય મેળવી શકે છે અને ગમે તેવા અંતરાયને હલ્લંઘીને પાર જાય છે. નબળું ચારિત્ર્ય પરિસ્થિતિના ધક્કાથી ઢળી પડે છે અને સ્હેજ અન્તરાયથી પરાજય પામે છે.

આખુએ સંયમ શાસ્ત્ર ( The Theory ) વિચારના આ નિયમોપર રચાયું છે. સંયમ એ માત્ર વિષય વિશેષ પ્રતિ અભિમુખ કરેલો, બુદ્ધિ પ્રેરિત અને આગ્રહ યુક્ત વિચાર છે, અને તેથી તે એક સમર્થ કર્મિક કારણ છે—ચરિત્ર ફેરવવા અર્થે જ્ઞાન અને વિચારનો ઉપયોગ કરવાથી, તમે ઘણી ત્વરાથી ઇષ્ટ પરિણામ આણી શકે છો. તમે ડરકુ જન્મ્યા હોતો, તમે તમારામાં શૂરતાની ભાવના કરો; તમે અપ્રમાણિક જન્મ્યા હોતો તમે પ્રમાણિક છો એવી ભાવના કરો; તમે જુઠા જન્મ્યા હોતો તમે સાચા છો એવી ભાવના કરો; તમારા પોતામાં અને નિયમમાં આસ્થા રાખો; એક બીજી વાત છે જે વિસારવા નહિ જોઇએ. વિશેષ ( concrete ) વિચાર સ્વાભાવિક પ્રાદુર્ભાવ આચારમાં મળે છે, અને વિચાર વિશેષને જો તમે પ્રચારમાં નથી મેલતા તો, પ્રતિક્રિયાથી તે વિચારને તમે નિર્બળ કરો છો. વિચારની પછી ચિંતન કરેલી પ્રણાલિકાએ ક્રિયાની અખંડિત પ્રબલ સરિતા વહેવરાવવી જોઇએ, નહિતો, પ્રગમન ઘણું ધીમું થશે.

ત્યારે હવે ખ્યાલમાં રાખો કે જે ચારિત્ર્ય સાથે તમે જન્મ ધર્યો છે તે અન્યથા ન થઇ શકે એ ખરૂં, જોકે એ ચારિત્ર્ય તમારી વર્તમાન જીવન કૃતિની રેખા આંક્તું હોવાથી તમારા વર્તમાન ભાગ્યને ગંભીર અસર કરે તેવી બીના છે એ ખરૂં, એ ચારિત્ર્યનો આધાર લઇ કરેલ વિચાર અને કૃતિ વડે તમારા સહજ ચારિત્ર્યને તમે તેના દોષો નિર્મૂળ કરીને, તેની શક્તિઓ વિસ્તૃત કરીને બદલી શકો છો, તેની નિર્બલતાઓ ઉડાવી દઇને અમુક ચારિત્ર્ય સાથે તમે જન્મો છો, પણ તમે તે ફેરવી શકો છો એ ફેરવવાની વિધિનું જ્ઞાન તમને આપવામાં આવ્યું છે, અને પ્રત્યેક જને જાતેજ તે જ્ઞાન આચારમાં મુકવું જોઇએ.

ઇચ્છા અને ક્રિયાનો વિચાર કરવો બાકી રહે છે—ઇચ્છા ક્રિયાને પ્રેરનારી શક્તિ—બળ છે, અને જ્યારે તે બાહ્ય વિષયોથી આકર્ષાય છે અને સંકોચાય છે ત્યારે તેને આપણે કામ—કહીએ છીએ, એ ઇચ્છાનું અપર સ્વરૂપ છે; જેમ વિચાર એ જ્ઞાનનું અપર સ્વરૂપ છે Lower તેમ. પોતાની સન્મુખ સુખદ વિષય જોતાં માનવ વિચાર કર્યા વગર તેનુ ગ્રહણ કરે છે ત્યારે તે કામથી પ્રયોજાય છે. " મારે એક ધર્મજ જોવાનો છે તેથી હમણાં તેનો સુખોપયોગ નહિ કરવો જોઇએ " આ કહીને જો પોતાને પાછો ખેંચી રાખે છે તો તે ઇચ્છાથી જ્યારે આત્માની શક્તિ—આ સદ્બુદ્ધિથી સંયમીત થઇ દોરાય છે ત્યારે

તે ઇચ્છા છે; આકર્ષક વિષયોથી આમતેમ તણાતી તે શક્તિ વગર લગામે બહાર ધસી આવે છે ત્યારે તે કામ છે.

કામ એનીમેળે (સ્વાભાવિક રીતે)=Spontaneously આપણામાં ઉદય પામે છે; એક વસ્તુ ઉપર આપણો રાગ થાય છે. બીજી વસ્તુ ઉપર આપણો દ્વેષ થાય છે આપણા રાગ અને દ્વેષ અબુદ્ધિપૂર્વક હોય છે, તેઓ નથી હોતા ઇચ્છાને વશ કે નથી હોતા બુદ્ધિને વશ. જ્યારે તેમનો બચાવ કરવાનીઇચ્છા થાય છે ત્યારે, તેમને માટે આપણે કારણો શોધતી કાઢી શકીએ છીએ, પરંતુ તેઓ ભૌતિક અબુદ્ધિ પ્રેરિત, વિચારથી પૂર્વે ભાવી છે. છતાં તેઓ નિગ્રહમાં તો આણી શકાય છે, અને રૂપાન્તર પમાડી શકાય છે—જો કે સિધીરીતે નહિં.

સ્થૂલ રસ (શોખ) સ્વાદનો વિચાર કરો; brine માં આપેલું એક ઓલાઇવ (veloi) એક બાળક આગળ ધરવામાં આવે છે, અને સાધારણ રીતે, કંટાળો ખાઇને તે લેવાની તે ના પાડે છે—પણ ઓલાઇવનાં ફળ લાવવામાં એ એક ફેશન ગણાય છે અને જુવાન માણસો તેના ઉપર ભાવ કરવાનો નિશ્ચય કરીને ને ખાવામાં આગ્રહથી મચ્યા રહે છે, અને થોડાજ વખતમાં પછી તે તેના શોખી થઈ જાય છે—તેમણે તેમના દ્વેષને ફેરવી નાખી તેનું રાગમાં રૂપાન્તર કર્યું છે, આ સ્વાદનું રૂપાન્તર કેવી રીતે થતા પામ્યું? મને પ્રેરેલી ઇચ્છાની ક્રિયાથી.

વિચાર વડે આપણે કામનાઓ ફેરવી શકીએ છીએ, જે કામ—સ્વભાવ સાથે આપણે જન્મીએ છીએ તે શુભ, અશુભ અથવા મિશ્ર હોય છે, અને સાવ બાલ્યાવસ્થામાં એ પોતાને રસ્તે જાય છે (અંકુશ વિના) થોડા વખત પછી આપણે તે સ્વભાવનું નીરીક્ષણ કરવા માંડીએ, કેટલીક કામનાઓ ઉપયોગી, કેટલીક નિરૂપયોગી અથવા બીજાકુને નુકશાનકારક જણાઈ આવે છે. પછી આપણે ઉપયોગી અને ઉદાર હોય તેવા કામ—સ્વભાવનું માનસિક ચિત્ર ખડું કરીએ છીએ અને ચિત્રબલની સહાયથી તે સરજવાની ક્રિયા કરવાનું બુદ્ધિપૂર્વક આદરીએ છીએ. કેટલીક સ્થૂલ કામનાઓ એવી છે કે જે આપણે જાણીએ છીએ કે અનિયમિત રહેવા દેવામાં આવે તો રોગઉત્પન્ન કરશે; જીભના સ્વાદને લીધે અત્યાહાર; ઉદ્દીપન અને ચેતન આપે છે તેથી કેફી પેય પીવાં; રતિવિલાસને વશ થવું બીજાઓનાં શરીરમાં આપણે દેખીએ છીએ કે એ કામનાઓથી અતિશય જાડાઇ, જ્ઞાનતંતુઓની શિથિલતા, અને જીવન બળનો અકાલે નાશ થાય છે. એ કામનાઓને વશ ન થવા આપણે નિશ્ચય કરીએ છીએ; ઇન્દ્રિયોના અશ્વોને જાણીજોઇને મનની લગામ ચઢાવી તેઓ તોફાન કરે છે તોએ, પાછા ખેંચીરાખીએ છીએ. તેઓ જો બહુ આડાથાય છે તો. આપણે એ જાડા ખાઉધરા (glutton,) એ દારૂડીઆ, અજીર્ણ થઇ ગયેલા રતીવિલાસીનું ચિત્ર ખડું કરી દઇએ અને એઓ જેવા છે તેવા કરનાર કારણો તરફ દ્વેષ(અણગમો) ઉત્પન્ન કરીએ છીએ આજ પ્રમાણે અન્ય કામનાઓ માટે પણ સમજવું. સુધારે અને ઉન્નત કરે તેવાં સુખો બુદ્ધિપૂર્વક પસંદ કરી કાઢો અને તેમને ઉત્તેજન આપો, અને શરીર અને મનની સ્થૂળતામાં જેનું પરિણામ આવે તેવાં સુખોનો ત્યાગ કરો—વિરોધ કરવામાં

સરથા, કાર્યોની એક પરંપરા ઉપજી આવી છે કે જેથી સુધરેલી દુનિયા કુપિત બની ગઈ છે. આવાં બલો અને વૃત્તિયોની, વર્તમાન કલે સ્થૂલ વૃત્તિમા સમાન બનેલી પ્રજાનો તિરસ્કાર કરવામાં આપણે હદ બહારના ઉતાવળા ના બનીજવું જોઇએ, પરતુ હમેશા વધારે વિશાલ વધારે સમતા ભર્યું, વધારે દયાભાવ ભર્યું દૃષ્ટિ બિંદુ ગ્રહણ કરીને અવલેકવાની જરૂર છે, મી. રનોડન એમ પી. એક લેખમાં ક્રિશ્ચિયન કૉમન વૅલ્થ નામના પત્રમાં જણાવે છે તેમ:—

જર્મનીની યુદ્ધ ચલાવવાની રીતિના અધોપાતમાં સમગ્ર દુનિયાને એક પાઠ ગ્રહણ કરવાનો છે. કુવાનાં પાણી ઝહરી કરી નાખવાં, રક્ષણ વિનાનાં નગરો ઉપર હુમલા કરવા, તટસ્થ રાજ્યોના લોકને લેઇ જતાં, શસ્ત્ર વિનાના વ્હાણોને ટોર્પીડોથી ઉરાડી મૂકવાં, અ-વા આવાં કાર્યો એવાં છે, કે જે માત્ર એક જાતિજ કરી શકે, એવા સાર ઉપર આવવું એ એક પ્રકારે ભૂલ ભરેલુંજ ગણાશે; એતો હમેશાં દરેક યુદ્ધનું એક એવું લક્ષણજ હોય છે, કે જેમ જેમ તે વધારે ને વધારે લમતું જાય છે તેમ તેમ એક અથવા અન્ય પક્ષ વધારે ને વધારે અવિચારી અને ઝનૂની બની જાય છે માત્ર એકલા આલ્કોહોલીક લીકર વડેજ નીશો ચડે છે, એમ કઇ નથી અમુક પ્રબળ વિકારને આધિન બની જતાં એકાદ્ પ્રજા પોતાની તર્કશક્તિ ગુમાવી બેસે છે તથા પોતાના કાર્યોના પરિણામ અને ઉદ્દેશ પ્રત્યે બેદરકાર પણ બની જાય છે. દરરોજના સાધારણ સમયમાં માનવ જીવન માટેના માન જેવી તથા માનવ દુઃખ માટે દયા ભાવ જેવી બાબતોમા જર્મન લોક આપણા કરતાં જરાએ ભિન્ન પડી આવતા નથી રોગ ગ્રસ્ત માનવ જાનને સહાય કરવામાં, કોઈ પણ દેશની પદાર્થવિદ્યાના કરતાં જર્મનીની શોધ ખોળે ઘણું ઘણું સિદ્ધ કર્યું છે, બર્લીન અને વીયેનાની હોસ્પીટલો અને મેડીકલ શાલાઓમાં દુનિયાના દરેક દેશના અભ્યાસીઓ આ-કર્ષાઇ આવે છે, જે પ્રજાએ મોટા મોટા સંગીત વેત્તાઓ ઉપજાવ્યા છે, કેટલાક મહાન લેખકો પૂરા પાડ્યા છે, જેણે તત્ત્વ શાસ્ત્રના વધારામાં પણ અગત્યના લેખો પૂરા પાડયા છે, જેના પદાર્થ-વિજ્ઞાન-વાદીઓએ ઔદ્યોગિક ક્ષેત્રમા ઉથલપાથલ કરી મૂકી છે, એ એક એવી જાતિ નથી, કે જે દરરોજની સાધારણ દશાઓમાં અત્યારે તેના તરફથી કરવામા આવે છે તેવાં રાક્ષસી કાર્યો કરે તથા બચાવ અને ટેકાવડે તેના અપરાધમાં વૃદ્ધિ કરે. યુદ્ધ અને લડાયક ઝનૂને જર્મનીને જેવું બનાવી મૂક્યું છે, તેવીજ દશા તેની પૈશાચી સત્તામા આવનાર કોઇ પણ દેશ અને કોઇ પણ પ્રજાની થાયજ—કુવાનાં પાણીને ઝહરી બનાવવામાથી, રૂંધી નાખતી હવાના વાદળોમાથી, લ્યૂસીટેનીયાને ટોરપીડોથી ઉરાડવામાંથી દુનિયાએ આ મહાન પાઠ ભણવાનો છે."

આ ઉપરથી આપણા મનમાં એકદમ ઉપજી આવતો પ્રશ્ન એવા પ્રકારનો છે, કે આવી માનસ વૃત્તિઓને અટકાવવા માટે, તથા પ્રજાઓના શ્રેષ્ઠ અને સુખી ભાવ ખાતર સલાહ શાંતિ અને બંધુભાવના એક મંદિરનો પાયા નાંખવા માટે આપણે કેવા પ્રકારનાં વ્હાવહારિક પગલાં ભરવાં જોઇએ, આવા મંદિરમાં લડાયક જુસ્સાને કોઇ પ્રકારનું વિશ્રામ સ્થાન આપવામા આવશે નહિ ફોરેસ્ટ નામના પત્રમાં મી. જી ટઆર, એસ. મીડ

લખેલા "યુદ્ધનો આધ્યાત્મિક ઉપયોગ" વિષેના લેખમાંનો નીચેનો ઉતારો વધારે નહિ તો આપણે બધાએ કરી શકીએ એવી એક બાબતની સૂચના પૂરી પાડશેઃ—

"લોક-પ્રાર્થનાઓમાં જણાઇ આવનો પ્રજાનો ભક્તિ ભાવ પૂર્વે કોઇ કાલે હોય તેના કરતાં અત્યારે આગળનાં વિનતિનાં વધારે ઉચ્ચ સ્વરૂપો ખડાં કરતો જાય છે, એટલું જોઇને આનંદ થઇ આવે છે. પ્રાચીન "વિષ્ણુ દેવનાના" જેવા કાર્ય ક્રમથી તો લોકનો મોરો ભાગ શરમાવા લાગ્યો છે, એમ દર્શાવવાનો ઘણો પૂરાવો છે, અત્રે પણ પ્રકાશ આરપાર પ્રકાશી નીકળે છે; અધમ ધાતુ, સુવર્ણમાં પલટાઇ જવાની તૈયારીમાં છે, બીલકુલ નિઃસ્વાર્થી પ્રાર્થનાની શક્તિ વડે કેટલું કેટલું થઇ શકે એમ છે, એ બાબતની જો વધારે સામાન્ય સમજ પ્રવર્તે તો કેટલું બધું વધારે થઇ શકે એમ છે. જો પ્રજાઓને તેમનાં દેવલો મારફતે, યુદ્ધને માટે તેમની જેમ વ્યવસ્થા કરવામાં આવે છે તેમ આવા કાર્ય માટે સંભાળ પૂર્વક વ્યવસ્થિત કરવામાં આવે તો આપણે એકદમ તોફાની સમુદ્રમાંથી શાંત સમુદ્રમાં સુખે આપણું વ્હાણ હંકારતા હોઇશું; પ્રજાકીય દ્વેષના વિકારોની પાર ગમે તે રીતે સ્વાભાવિક પ્રકારે જઇ શકે એવા લોકની સંખ્યા વર્તમાન કાલે વધતી જાય છે, તે એટલી બધી છે, કે વ્યવસ્થિત થઇ શકે એવું શાંતિનું અનહદ બલ ક્યારનુંએ વર્તતું જોવામાં આવે છે. જો આપણા ધાર્મિક વર્ગના લોકને, માત્ર જે શ્રેય હોય તેમાંજ એકતાર બનતી, કૃપા અથવા તો લાગવગ માટે કોઇ પ્રકારની માગણી ના કરતી, પરંતુ પ્રજાતવનાપણુ ભેદ વિના સર્વના પરમ શ્રેય માટે ઇચ્છા રાખતી શાંત-પ્રાર્થના અથવા એકાગ્રતાના અમુક પ્રકારના અભ્યાસમાં સામાન્ય રીતે કેળવવામાં આવે તો અનહદ લાભ થઇ આવે. અનેકને જણાઇ આવશે તેટલી બધી આ બાબત અસંભવિત નથી; થોડા ઘણા પ્રમાણમાં આ બાબત ક્યારનીએ કરવામાં આવે છે; આ તરફની ગતિ થઇ છે—આરંભ થયો છે. જો સમાનતા અને સમતાનું આવું એક સમર્થ વાતાવરણ વિશાલતાથી ઉપજાવી શકાય તો યુદ્ધ-વિકાર એકદમ ઓછો થઇ જાય, તેના વડે છૂટી પડેલી વિનાશક અને વિભેદક શક્તિઓ, લાભકારક શક્તિઓમાં પલટાઇ જાય, આપણે સામ સામે દીપેલા ઘાનાં દુઃખ દૂર કરવામાં આવી શક્તિઓ કામ લાગે એટલુંજ નહિ, પરંતુ અવ્યવસ્થિત બનેલાં આપણાં પ્રજાનાં બંધારણોની આંતર સામાજીક દશાનો પણ પુનરૂદ્ધાર થાય. આતો અધમને ઉચ્ચમાં પલટાવવાની અધ્યાત્મ શક્તિને પ્રજાએજ ભાનપૂર્વક સગવડ કરી આપ્યા બરોબર ગણાશે, જો કે અત્યારે તો આપણે આત્મસત્તા સાથેના સહચારની આવી એક ભાવનના અનુભવથી ઘણા વિદૂર વસીએ છીએ, છતાંએ આવા સંભવો એટલા બધા સ્પષ્ટ રીતે અમારા લાભમાં છે, કે નવીન ઝમાનામાં આવા પ્રસંગોની હમેશાં વધારે ને વધારે યથાર્થતા જોવામાં આવશે, એવી અમને દરેક પ્રકારે આશા છે,"

આવો નવીનયુગ જેમ બને તેમ જલદી આવો, આવા વધારે પ્રકાશિત દિનનો દુનિયાની પ્રજાઓ માટે જલદીથી ઉદય થાઓ.

C. H. C. M.

---

આદ્ય કર્તા—
એક અભેદ માર્ગ પ્રવાસિ.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
[illegible] નભુભાઈ દ્વિવેદી,
સુદર્શન-ઓફીસ, આનંદાશ્રમ-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એ સર્વનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૮. ] ( માસિક ) [ મે—૧૯૧૫.

## ॥ जंगलमां एकलो. ॥

અરે, વેગે આજે મુજ નયનમાં પૂર વહતું,
ન જાણું કે કેવું હૃદય મુજ આ કષ્ટ સહતું !
અરે ! રોતાં રોતાં હૃદય પીગળી છેક જ જતું,
ન જાણું કે આજે હૃદય મુજ છે વા ન જ થતું.

નથી આજે કાંઇ રસ અગર આરામ દિલમાં,
નથી જાને કાંઇ અગર નવ છે ભાન પણ હા !
સહુંછું આશ્ચર્યે સ્થિતિ મળી ગઇ જે નસીબમાં,
પ્રભુનો નિર્માણો ! અવિદિત બધાં ભાવિ અથવા !

ગિરિશૃંગોમાં આ વિજન સ્થલમાં એકલું તથા—
અચિન્ત્યું નિર્માણું વસવું જ અહીં ત્યાં રખડવા !
હતું ના જાણ્યું આ સ્થિતિ પલટતાં એકદમ હા !
વહો આંખો મીચી હૃદય કરી શ્રદ્ધામય છતાં !

થઇને એકાકી સ્વજનવિરહે નિત્ય ઝૂરનો,
પડયો આજે આંહી વિવિધ વનનાં કષ્ટ સહતો!
થયું આ નિર્માણે અકલ તુજ ઓ, તાત! અથવા
સહું છું આ સર્વે ફલ સ્વકૃતિના સાહસતું વા?

અરે, જે હો તે હો! હૃદય મુજતો પામર બહુ,
સહાતું ના કિન્તુ વિરહદુઃખ આ તીવ્ર દમતું!
નથી શક્તિ હૈયે સહન તદપિ નિત્ય વધતું,
દિસે છે તે સાચું—સહનસુખ કાજે જ જીવવું'

હશે જોકે આંહી ગમત મુજ આ સાહસ, પ્રભુ!
તથાપિ ઓ ત્રાતા! પરમ તુજ ઇચ્છા તહીં ગણું!
વિના ઇચ્છા ત્હારી કદિય જગમાં કૈં ન બનતું!
ધરૂં શ્રદ્ધા એવી બલહીન* છતાં ચિત્ત ડગતું!

અહીં દેખું છું આ શિખર પર તોફાન ગિરિના
ઉડે છે વંટોળા ગગન 'તિમિરે આવરી રહ્યા!
ફુંકે છે વાયુ એ પ્રબલ સુસવાટા કરી કરી,
ઉછાળા ચિત્તે યે કરી કરી વહેછે દિલગીરી'

અરે આ વેરાને નગર વિભવો તો નવ મળે,
અરે, અસ્તુ! કિન્તુ સ્વજન સહવાસે હજુ ન છે!
અકીંપું આંહી આ હૃદય હીઝરાતું વિલપતું!
ઝુરી રહેતાં નિત્યે નયન જબરૂ પૂર વહતું!

નથી આંહી કોઇ રૂદન પણ આ શાન્ત કરવા,
"અરે, રો ના, બાપુ!" હૃદયનિજતા કર્ણે ધરવા'
ભલે રોઇ રોઇ વ્યથિત ઉર આ ક્લાન્ત બનતું—
તથાપિ ના થાશે દરશન અહીં કો સ્વજનનું!

મળે થાવા આવા અનુભવ નવા સદ્ય પલટા,
કસોટીમાં આવે સહનબલ, શ્રદ્ધાની દૃઢતા!
પિતાની ઇચ્છાઓ સુખમય અને સર્વ રચના;
નવું જોવા રહેવા હૃદય બહુ આ દુર્બલ જતાં!

નવું જોતાં રહેતાં રડતું ઉર એ યોગ્ય ન હશે,
ડગે શ્રદ્ધા ચિત્તે, અનુચિત નકી એ પણ દિસે;
અને નિર્માયું આ જીવન સહવા, જાણું તદપિ—
જનું દેખું હાટી! નિરખી નવ આજે કંઈ કંઇ!

ચીરાઇ જાતું આ હૃદય, પણ તોયે ટકી રહે,
ન રહેવાતું તોયે ઉર રૂદન સાથે સહી રહે!
રડે છે ચોધારે નયન પણ તાજું ફરી બને!
ઉછાળાની સાથે વળી નયન વર્ષાદ વરસે!

અહો! નિર્માણોથી નવ બની શકે તે પણ બને,
પિતા હારી ઇચ્છા બલવતી હમેશાં જ સફળે!
ભલે, તો વેરાને સ્વજન હીન આંહી વસી રહું,
અરે વા શૃંગોમાં વિકટ ગિરિનાં આથડી મરૂં!

છતાં, અશ્રુ સાથે સહીશ સહવાનું નકી બધું,
સદા રહેતાં રોતાં જીવીશ જીવવું, એય દિસતું
અને સૌ નિર્માણો અનુસરીશ હારાં અહીં, પ્રભુ!
પરન્તુ દે શ્રદ્ધા, બલ વળી ઉરે તું સહનનું!

લુસડીઆ, (શામળાજી પાસે)
૨૩—૭—૧૯૧૨.

કુસુમ.

---

## ॥ છાપાંઓનું વ્યસન. ॥

### શિખરિણી.

૧ મ્હને છાપાં કેરૂં વ્યસન કંઇ લાગ્યુ પ્રિય સખે!
ન વાંચું છાપાં તો મનમહીં ઉદાસી અતિ વસે;
અહો! વ્હાલાં મ્હારાં પ્રિય સુહૃદ જેવાં બની રહ્યાં,
હમે આવો આવો મુજ હૃદયમાં ભાવ ભરતાં.

૨ પહેલાંતો મ્હારે પરિચય જરાએ નવ હતો,
પરંતુ તે સ્યાથી? કઇ રીત થકી કેમ બનિયો;
બનાવ્યો શીરીતે? પ્રિય કયમ થયો પ્રાણ સરિખો!
વધાર્યો કે પેરે? દિનપર દિને સ્નેહ અધિકો.

૩ વિચારોની ઉર્મિ મુજ હૃદયની સાથ મળતાં,
પછીથી તે પંથે ને રસમય બન્યો ત્યાં વિચરતાં;

થતાં જીજ્ઞાસાઓ રસ વહનમાં માર્ગ મળતાં;
રહેતાં મંજાયે અમ ઉર સમાં એ બની રહ્યાં.

૪ બની ગાઢી પ્રીતિ વિવિધ રસનું પાત્ર નિરખી,
હમેશાં શુદ્ધિનું ગ્રહણ કરતાં માત્ર હરખી;
વિશુદ્ધિને રસ્તે મુજ જીવન વ્હેતુંય વધતું,
કદિ એ માર્ગેથી વહન કરતાં ના અટકતું.

૫ પૂરી પ્રીતિ જામી કદિ પણ વિયોગી ન બનતાં,
નવારૂપે નિત્યે શ્રવણ મહીં તે ભાવ ભરતાં;
નિહાળું દૃષ્ટિએ હરખ તહીં વાધે અતિ ઘણો,
પુરા હું સત્કારે ગ્રહણ કરતો ભાવ નવલો.

૬ મ્હડાવી ચશ્મા ને તવ હૃદયની પાંખડી બધી,
ઉખેળી જોતાં તો અતિશય સુગંધી તહીં ભરી;
મીઠી આંખો સાથે બહુ વિધ ભરી વાત કરતાં,
પ્રફુલે આત્માનાં કિરણ નવલાં તેજ ધરતાં.

૭ અહો! મીઠા મ્હારા કમળ સરખા પુષ્પ તુજને,
વિયોગે રહેવામાં કુશળ મુજને કેમ તું ગણે?
બન્યો ત્હારો ભોગી ભ્રમર અળગો ના કદિ કરે.
સદા સાથે રહેવા મુજ દિલ અતિ આગ્રહ ધરે.

૮ અરીસે બધાયા જન મમ મ્હને તું ગણી લહે,
થતાં વેળા આવે–લહર–નહાતો શું પછી કહે!
ઘણા બંધાણીઓ અમલ જ્યમને કેળવી શકે,
ખુમારી તેવી ત્યહાં, પ્રગટ થતી દીધિ બાધીએ.

૯ ત્હને વાંચુ પ્રીતે વિવિધ રસ રંગી રમકડા,
પૂરેલા રંગોને નિરખું નહીં શું મોહ અધુના:
હરે મ્હારી દૃષ્ટિ જરીક જહીં એવી લહરમાં,
તહીંથી તાણીને બીજી લહરમાં જાય સુખમાં.

૧૦ અનેકાનેક ત્યાં લહર પણ ફરી ન વળતી,
બધીને સ્રોતની વદય મહીં શું શોધ કરતી;
મીઠું પાણી આતો અમીમય અહો! સાગર તણું,
પીધાનાં ને પાનાં અતિશય પીનાં તે ન ખૂટતું

૧૧ ભર્યા ગ્લાસ ત્હેમાં અધિક મન આહ્લાદ ધરતાં,
અતિ તેજસ્વી તે મુજ હૃદયને બોધ કરતાં,

નિહાળું પૃથ્વીને, નીધિ સરવ ને વ્યોમ સઘળું,
પ્રતાપો એ ત્હારા, ત્હમ વિણુ કંઇ અન્ય ન ગણું.

૧૨ નવા જુની જે જે હંઘડી બનાવો બની જતા,
મ્હને આવી મ્હારા પ્રિય સુહૃદ સૌ વાત કરતા,
અતિ ઉત્કંઠાથી મુજ શ્રવણ તે સાંભળી જતા,
થતાં પૂરાં જ્યારે કથન સઘળાં-ધન્ય વદતા,

૧૩ વળી ક્યારે ક્યારે અવનવીન તે ખેલ કરતાં,
રસે હું ભીંજાતો—શરીર તણું સૌ ભાન ભૂલતાં;
કદિ વાર્તાઓથી મન હરણ મ્હારૂં કરી જતાં,
કદિ વાર્તાઓમાં રસ ઝરણ વ્હેતાં ટપકતાં,

૧૪ કદિ યૂદ્ધો કેરી વિવિધ રસ વાનીય મળતાં,
થતી ગ્લાનિ ક્યારે, કદિક રસ ઉમંગ વધતાં,
ઘડીમાં આ દેશે વળી ઘડીક: વિદેશ વસતાં,
ઘડીમાં આફ્રિકા, વળી ઘડીકમાં યૂરપ જતાં.

૧૩ ઉડે પાંખે: એવા :સમય તણું જ્યાં અંતર નહીં,
"સીનેમા" જેવાંએ વિવિધ રસવાહી સહૃદયી;
કદિ દ્વિપોમાં એ વિહરણ કરે પ્રેમ સહિતે,
કદિ ઉંચા પ્હાડે કદિ નદિ, નદે, કે સરવરે.

૧૬ કદિ વેલા વૃક્ષે-કદિ ફળ ફુલે વાસ વસતાં,
કદિ સૂર્યે ચન્દ્રે-ગ્રહણ કરતાં મુક્ત બનતાં;
કદિ પાતાળે એ-ગમન તળ માંહે વિહરતાં,
અહો! મીઠાં મ્હારાં દુઃખ પણ બધાં એજ હરતાં.

૧૭ મ્હને વ્હાલાં જેવાં સરવ જગને તેમજ હજો.
ત્હમે છો પરમાર્થી—નહીં પણ અહો! સ્વાર્થેજ કશો
ત્હમે સૌની સાથે સમ હૃદયથી સત્ય વદતાં,
પુજાઓ પૃથ્વીમાં-ઘર ઘર દિસે ભાવ વધતાં.

સોમવાર. }
૧૫-૮-૩૫. } મહડાકર નાગર.

# ॥ अद्वैत ब्रह्मसिद्धि. ॥

( અનુસંધાન ગતાંકથી )

જો પ્રથમ પક્ષ સ્વીકારીને એમ કહો કે ચેતન સાથે રહીને પ્રધાન પરિણામ પામે છે, તો એવો પ્રશ્ન થાય છે, કે ભાઇ, એ પરિણામ ચેતનનો થાય છે, કે એકલા પ્રધાનનો થાય છે, અગર ચેતનયુક્ત પ્રધાનનો એ પરિણામ થાય છે? પહેલો પક્ષ ન ટકે કારણ કે ચૈતન્ય વિકાર રહિત, કૂટસ્થ એટલે એરણની પેઠે સદા એકરૂપ–હોવાથી તેનો પરિણામ જો સ્વીકારીએ, તો આગળ જે અનેક શ્રુતિ સ્મૃતિ અને યુક્તિયો કહેવાશે, તેની સાથે વિરોધ ઉઠે. બીજો પક્ષ પણ ન ચાલે, કારણ કે હમણાંજ ઉપર એને વાંધાવાળો ઠરાવ્યો. ત્રીજો પક્ષ પણ ન ટકે, કારણ કે તેમાં એ સવાલ ઉઠે છે કે પ્રધાન એટલે પ્રકૃતિ યુક્ત જીવ રૂપ ચેતનનો પરિણામ થાય છે? કે પ્રકૃતિ સહિત ઇશ્વરરૂપ ચેતનનો થાય છે? આ બેમાંથી પેહેલી વાત ન બને કારણ કે જીવનું જ્ઞાન અલ્પ હોવાથી, સર્વ જાણનાર ઇશ્વરથી બને એવું જગત્ રચવાનું કામ જીવ કરી શકે એ ઘટતું નથી. બીજી વાત પણ ન સ્વીકારી શકાય, કારણ કે તમારે મતે ઇશ્વર રૂપ ચેતન સ્વીકાર્યું નથી—જો તમે વાદી એમ કહો કે ઇશ્વરને માનનાર સાંખ્ય મત ( પતંજલિ આદિ યોગિયોના મત ) પ્રમાણે પ્રકૃતિ યુક્ત ઇશ્વરનો મહત્તત્વ આદિ રૂપે પરિણામ બને, તો તે કહેવું ઠીક નથી. તેનું આ કારણ છે. કહો કે "પ્રકૃતિ" શબ્દ વડે માયાને કહો છો, કે માયા અને ઇશ્વર એ બેથી કોઇ બીજીજ વસ્તુ કહો છો? બીજીજ વસ્તુ એવો બીજો પક્ષ ન માની શકાય, કારણકે એવી વસ્તુ પ્રસિદ્ધ નથી—કોઇના જાણવામાં નથી. પ્રથમ પક્ષ માનો ત્યારે તો અમને ગમતી વાત બને કારણ કે मायांतु प्रकृतिं विद्यान्मायिनंतु महेश्वरम् । ( ભાવ-માયાને પ્રકૃતિ જાણવી અને મહેશ્વર માયાવી છે. ) એ શ્રુતિ છે. વળી કહો કે તે માયા ઇશ્વર પેઠે સત્ રૂપ છે, કે નરને માથે શીંગડું જેમ સદા અસત્—ત્રણે કાળ ન હોય એવું–છે, તેમ અસત્ રૂપ છે, કે સત્ અસત્ બેમાંથી એકે રૂપ વાળી ન હોવાથી અનિર્વાચ્ય ચોકસ રૂપે જેનું વર્ણન ન થઇ શકે એવી–છે? પ્રથમ પક્ષ પ્રમાણે તે સત્ ન કહેવાય કારણ કે જે અદ્વૈત શ્રુતિયો આગળ કહેવાશે તેમનો આ પક્ષ સાથે વિરોધ છે. પરમાત્મા સત્ છે અને માયા પણ જો સત્ હોય, તો બે વસ્તુઓ સત્ થવાથી દ્વૈતવાદનો પ્રસંગ આવે. બીજો પક્ષ પણ ન બને કારણ કે અસત્ વસ્તુ પ્રમાણનો વિષય ન થાય અર્થાત્ કોઇપણ પ્રમાણથી તે સિદ્ધ ન થાય, અને વળી જે અસત્ વસ્તુ છે, તે સત્–વિદ્યમાન છે એ કહેવું વાંધાવાળું છે. ત્રીજો પક્ષ સ્વીકારીને તેને અનિર્વાચ્ય માનો, અને કહો કે તે સત્ ન કહેવાય તેમ તે અસત્ પણ ન કહેવાય તો એમ કરવાથી અદ્વૈતવાદનો પ્રસંગ આવે છે. વળી જો ઇશ્વર પ્રકૃતિ યુક્ત છે તો કહોકે તે બેનો સંયોગ નામે સંબંધ છે કે સમવાય સંબંધ છે, અગર તાદાત્મ્ય સંબંધ છે-કે સ્વાભિક સંબંધ છે? આમાં પ્રથમ પક્ષ ન ચાલે કારણ કે સંયોગ સંબંધ સમવાય સંબંધને આધીન છે, અને તે

સમવાયનું ખંડન દ્વયણુકના ખંડન વડેજ થઇ ગયું છે; અને એટલાજ માટે એ બેનો સમવાય સંબંધ છે, એ બીજો પક્ષ પણ ન બને. ત્રીજા તાદાત્મ્ય સંબંધના પક્ષમાં અમે એ પુછીએ છીએ કે એ બેના તાદાત્મ્યમાં એ બે વસ્તુઓ નોખી રહી શકે કે એ બેનો અભેદજ રહે? પ્રથમ કોટિ પ્રમાણે એ બેનો ભેદ રહે એમ કહેતા હો તો તે વાતનું ખંડન સમવાયના ખંડન વડેજ સમજી લેવું. અને બીજી કોટિ પ્રમાણે અભેદજ રહેતો પછી ઇશ્વરથી જુદી પ્રકૃતિ સિદ્ધ થતી નથી. ચોથો માયિક સંબંધનો પક્ષ લ્યો તો તમારો અદ્વૈત વાદમાં પ્રવેશ થાય છે, જે તમને અનુ-કૂલ નથી.

વળી કહોકે પ્રલય સમયે અનુક્રમે તત્વોનો વિલોમ* પરિણામ-ઉલટો ફેરફાર પણ બને છે કે નહીં? પેહેલો પક્ષ ન બને, કારણ કે "ત્રણ ગુણની સમાનતા રૂપ અવસ્થા વાળી પ્રકૃતિ તે પ્રલય" એવા પ્રલયના સ્વરૂપ સાથે પેહેલા પક્ષને વાંધો છે. બીજો પક્ષ પણ ન બને, કારણ કે કદાચિત્ પ્રલય થાય છે અને કદાચિત નથી થતો એમ કહેવાને સબળ કારણ નથી. વાદી એવો તર્ક કરે કે—બીજા કશાની દરકાર કર્યા વિનાજ કદાચિત્ ગાય વિગેરે પ્રાણિમાં તેણે ખાધેલા તૃણ વિગેરેનો દુધરૂપે પરિણામ થાય છે, અને કદાચિત્ નથી થતો, તેમ અહીં માયાંમાં પણ કોઇવાર પરિણામ થાય અને કોઇવાર ન થાય એ સંભવે છે—આમ જો વાદી કહેતો તે કથન ઠીક નથી, કારણ કે તેમાં પણ ગાય આદિના જઠરનો તૃણ આદિને સંબંધ જોઇએ એવો નિયમ છે, અને તે માટે બળદ વિગેરેમાં તૃણનું દુધ બનતું નથી. વળી વાદી કહે કે—જેમ પાંગળો માણસ આંધળાને કામમાં પ્રવર્તાવે છે, અથવા જેમ અયસ્કાંત-લોહચુંબક-મણિ લોઢાને હલાવે છે, તેમ પુરૂષમાં જો કે પ્રકૃતિની શક્તિ નથી, તોપણ તે જોવાની શક્તિ (જ્ઞાન શક્તિ) રહિત જડ પ્રધાનને કામમાં પ્રવર્તાવે છે.—આમ જો વાદી કહે તો તે ઠીક નથી. કારણકે વાણિ વિગેરે સાધન વડે પાંગળો આંધળાને, અને સમીપે આવવાથી અયસ્કાંત મણિ લોઢાને પ્રવૃત્તિ કરાવે છે, પણ પુરૂષને વાણિઆદિ સાધન નથી માટે તે પ્રકૃતિમાં કાંઇ પ્રવૃત્તિ ઉપજાવી શકે નહીં; અને જો ઉપજાવી શકે, તો પુરૂષ સદા પ્રકૃતિ સમીપે હોવાથી, તે પ્રવૃત્તિ નિત્ય ચાલતી રહે અને પુરૂષને મોક્ષ અથવા સંસારનો અંત ન આવે. એમ પણ વાદીએ ન કહેવાય કે અન્યની સહાય વિના પ્રકૃતિનો એની મેળેજ સ્વતંત્ર રીતે-પરિણામ સંભવે છે. કારણ કે તેમ થવાનું કોઇ પ્રયોજન નથી. પુરૂષને કર્મ ફલનો ભોગ દેવાની જરૂર છે માટે પ્રકૃતિ પ્રવર્તે છે એમ પણ નથી, કારણ કે કમલપત્રને જેમ પાણી અડી શકતું નથી, તેમ પુરુષને પણ સુખાદિનો ભોગ વિગેરે કશાનો લેપ-સ્પર્શ-થઇ શકે નહીં એમ વાદીના મતમાં માન્યું છે. વળી અન્યથાખ્યાતિ અનિર્વચનીયખ્યાતિને વાદી અંગીકાર કરતા નથી જેથી પુરૂષ ભોગ કરતો હોય તેમ જણાય છે એવો પુરૂષમાં ભોગનો મિથ્યા આરોપ ન કરી શકે.

વાદી તર્ક કરે કે ખરૂ જોતાં પુરૂષ નિર્લેપ છે, અને તેથી તેને કોઇ પ્રકારનાભોગની

---

* પ્રકૃતિમાંથી મહત્ વિગેરે તત્વોથી અનુક્રમે થાય તો તે પ્રકૃતિનો અનુલોમ પરિણામ છે; અને પ્રલય વખતે પ્રથવી જળમાં સમાય, જળ તેજમાં લય પામે, અને એમ દરેકનો પોતાના કારણમાંલય થવાથી છેવટે પ્રકૃતિ રહે તે વિલોમ પરિણામ.

વાસનાનો સ્પર્શ નથી. પણ કર્તૃત્વ ભોક્તૃત્વના અભિમાનવાળી બુદ્ધિના અવિવેક-અજ્ઞાનને લીધે પુરુષમાં કર્તૃત્વ આદિનું ભાન થવાનો સંભવ છે, અને અવિવેક મટવાથી કર્તૃત્વ આદિનું ભાન પુરૂષમાં ટળી જશે એટલે દુઃખમાંથી મોક્ષ સંભવશે—આમ વાદી તર્ક કરે તો તે ઠીક નથી કારણકે એના મતમાં અવિવેક નામે પદાર્થજ નથી એમ આ પ્રમાણે જણાશેઃ—વાદીને પુછવું કે કહોકે અવિવેક એટલે વિવેકની ગેરહાજરી ? અગર તે વિવેકથી બીજો કોઈ પદાર્થ કે વિવેકનો વિરોધ કરનાર કોઇ વસ્તુઃ આમાંની પહેલી વાત ન બને, કારણ કે અભાવમાંથી ભાવરૂપ ભોક્તૃત્વ આદિના અભિમાનની ઉત્પત્તિને સાંખ્ય શાસ્ત્ર સ્વીકારતું નથી; બીજો પક્ષ પણ ન ઘટે, કારણ કે ઘડો આદિ વસ્તુ વિવેકથી અન્યજ વસ્તુ છે, પણ તે કોઇમાં ભોક્તૃત્વ આદિ અભિમાનનો સંગ ઉત્પન્ન કરનાર જોવામાં આવતી નથી. ત્રીજા પક્ષમાં તો તે વસ્તુ વિવેકને હરકત કરનાર ભાવરૂપ અજ્ઞાનજ છે એમ કહેવું જોઇએ. અને તેમ કહોતો તમે અમારા માર્ગમાં આવી જાઓ છો, કારણ કે અમે પણ માનીએ છીએ કે બધું અજ્ઞાન કરે છે અને તે ટળવું કે દુઃખ નાશ-મોક્ષ-થાય છે. તમે જો આમ કહો તો તેથી માયાવાદમાં પ્રવેશ થશે. બૃહદારણ્યક ઉપનિષદ ઉપર વાર્તિક કરનાર સુરેશ્વરાચાર્યે આ વાત ઉપર કહ્યું છે કેઃ—સર્વ વાતની આસક્તિ અવિવેકથી થાય છે એવો મત છે, એમ જો સાંખ્યવાદી કહે તો એ દુર્મતિ વાળા વાદીના મતમાં માયાવાદનો સ્વીકાર પરાણે આવી પડે છે.

અને પ્રકૃતિ તથા પુરૂષના સ્વરૂપનો વિવેક-તેમના સંબંધી યથાર્થ જ્ઞાન,—અથવા વૈશેષિક મત પ્રમાણે ૭ પદાર્થોનો વિવેક, અને ગૌતમ મુનિના ન્યાય મત પ્રમાણે સોલ પદાર્થોનો વિવેક મોક્ષનું કારણ છે.—એ વાતનું કોઇ પ્રમાણ અમને જણાતું નથી કારણ કે મોક્ષરૂપ અલૌકિક ફલનું સાધન માત્ર વેદથીજ જાણી શકાય છે. એમ પણ ન કહેવાય કે મનુ આદિ ઋષિઓના વાક્ય પેઠે આ બાબતમાં કણાદ કપિલ આદિ મુનિયોનું વાક્ય પણ પ્રમાણ છે, કારણ કે તેમનું શાસ્ત્ર યુક્તિથી ભરેલું શાસ્ત્ર છે માટે વેદના જેવું તેમાં પ્રમાણ બળ નથી. યુક્તિ જ્યાં બરાબર જણાય ત્યાં તેની વાત મનાય પણ વેદ વચન તો કોઇપણ વાતના તર્કના ઉપયોગ વિના માનવું પડે છે, માટે વેદ સ્વતઃ પ્રમાણ-એટલે પોતાના વચનનાજ-સામર્થ્યથી માનવા યોગ્ય—ગણાય છે. એમ ન હોય તો માત્ર પ્રતિજ્ઞા વડેજ—એ કપિલ આદિના વચન વડેજ—જે વસ્તુ કહેવાય તે જો સિદ્ધ હોય, તો પછી તેનો ઉદ્દેશ, તેનું લક્ષણ અને તેની સત્યતા વિશે પરીક્ષા આદિ કરવાની જરૂરતજ ન રહે; પણ તેનો પ્રયાસ તો એમનાં શાસ્ત્રમાં જણાય છે માટે તે વેદ જેવાં પ્રમાણ નથી. વળી य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति । (ભાવાર્થ—જેઓ બ્રહ્મને જાણે છે તેઓ મુક્ત થાય છે. અને બીજા જન્મ મરણના દુઃખ જ પામે છે.' જે જન બ્રહ્મમાં વિવિધ વસ્તુઓ જુવે છે, તે મરણ પામે છે.) આવી શ્રુતિયોથી પણ સમજાય છે કે બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ છે. પદાર્થ વિવેકરૂપ જ્ઞાન કેવા પ્રકારનું હોય ત્યારે તે મોક્ષનું કારણ છે? સામાન્ય રૂપે તે મોક્ષનું કારણ છે, કે વિશેષ રૂપે? પ્રથમ પક્ષે પ્રમેય આદિનું સામાન્ય રૂપ જ્ઞાન સઉને છેજ-અર્થાત્ જે પદાર્થોને સામાન્ય રીતે સહુ જાણે છે, અને જેને વિદ્વાનો પ્રમેય એટલા જ્ઞાનના વિષય કહે છે, તે

સર્વને બધાં માણસ સામાન્ય રીતે જાણે છે, તેથી સર્વને મોક્ષનો પ્રસંગ આવે. બીજા પક્ષમાં તો સર્વ પદાર્થો મધ્યે દરેકનું તેના સ્વરૂપ પ્રમાણે ચોકસ જ્ઞાન મળવું એ બ્રહ્માને પણ અશક્ય છે, કારણ કે તે પદાર્થ અનંત છે. જો કહોકે દ્રવ્યત્વ ગુણત્વ આદિ જાણીને જે દ્રવ્યાદિ પદાર્થોનું જ્ઞાન પામીએ છીએ તે મોક્ષનું કારણ છે, ત્યારે તો દ્રવ્યાદિ પદાર્થોના વિભાગ કહેવાથીજ તે જ્ઞાન મળે છે માટે પૃથિવી આદિ રૂપે દ્રવ્યોના સ્વરૂપની સ્પષ્ટતા કરવી નકામી છે. આ રીતે પ્રકૃતિ પુરૂષના વિવેકના સંબંધમાં પણ પ્રશ્ન ઉઠાવી શકાય, અને સાબીત કરાય કે એ વિવેક મોક્ષનું કારણ નથી. તે સંબંધે પણ સામાન્ય રૂપે જ્ઞાન અતિ સુલભ હોવાથી અને વિશેષરૂપે અશક્ય હોવાથી પ્રકૃતિ પુરૂષના વિવેક વડે ઉપજતો મોક્ષનો અસંભવ પદાર્થ વિવેકના જ્ઞાન વડે થતા મોક્ષના અસંભવ સરખો જ છે. આત્માના સ્વરૂપનું જ્ઞાન મોક્ષનું કારણ છે એમ કહો તો તે ન બને, કારણ કે તે બાબતમાં તાર્કિક આદિ જનોના પક્ષમાં સર્વ જનોને "હું જાણું છું" એવું આત્મજ્ઞાન છેજ, અને એ જ્ઞાન પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી એમ ન કહી શકાય. તેમજ તે ભ્રાંતિરૂપ ખોટું જ્ઞાન પણ નથી, તોપણ સર્વ જનોનો મોક્ષ થતો નથી*માટે આત્મજ્ઞાનમાં મોક્ષ છે એમ નથી.

* જો વાદી કહે કે-એ (આત્માના સ્વરૂપનું) જ્ઞાન સાચું પ્રત્યક્ષ છે, તોપણ તે મિથ્યા જ્ઞાનની વાસનાને આધીન છે. અર્થાત્ એ જ્ઞાન આવી વાસનાથી નબળું પડી ગયું છે, માટે મિથ્યા અજ્ઞાનને મટાડવાને તે સમર્થ નથી, પણ પદાર્થોના સ્વરૂપનો વિવેક-સારી સમજણ-મળ્યા પછી શાસ્ત્ર શ્રવણ, તેનું મનન, અને તેનો રોજ નિદિધ્યાસ થવાથી જે બીજું જ્ઞાન વા વિવેક વિગેરેના ફલરૂપ થાય છે, તે વાસના સહિત મિથ્યા અજ્ઞાનને મટાડે છે. તો તે કહેવું ઠીક નથી, કારણ કે એ જ્ઞાન આત્માનું સાચુ પ્રત્યક્ષ જ્ઞાન છે, માટે તેમાં પણ અજ્ઞાનની વાસના શમાવવાનો ગુણ સમાન છે; અને તે બંને જ્ઞાન ભિન્ન જાતનાં છે એમ જણાવનાર પ્રમાણ નથી. વળી અમે ત્રીજા મુદ્ગરમાં નૈયાયિકોના મોક્ષનું ખંડન કરીશું, ત્યારે એ બાબત વિસ્તારથી સિદ્ધ કરીશું માટે અહીં એ વિષે કાંઇ વધારે કહેતા નથી.

પ્રભાકર નામે મીમાંસકના મતવાળા પંડિતો તો "અખ્યાતિ§" મત સ્વીકારે છે અને કહે છે કે અમુક વસ્તુ જોવાથી તેના જેવી બીજી વસ્તુ જે આગળ દીઠેલી હોય, તેનું સ્મરણ એવું જબરૂં થાય છે કે બે વસ્તુઓનો ભેદ ભુલી જવાય છે, અને એક દેખાતી વસ્તુની જગાએ બીજી સાંભરેલી વસ્તુ દેખતા હોઇએ એમ લાગે છે, આમ તેઓ સમજે છે માટે તેઓ ભ્રાંતિ રૂપ જ્ઞાન સ્વીકારતા નથી, એટલે એમને તત્વ જ્ઞાનનો શો ઉપયોગ છે? કાંઇ નથી. જો એ વાદી કહે કે क्षीयंतेचास्यकर्माणि (ભાવ-જ્ઞાન વડે આ જીવનાં

§ દોરીમાં સાપ જોઇને "આ સાપ છે" એવો વ્યવહાર થાય છે કારણ કે જ્ઞાન માત્ર સત્ય છે. ભ્રમ થાય ત્યાં (આ) એવેરૂપે એક પ્રત્યક્ષ જ્ઞાન છે, અને "સાપ" રૂપે સ્મૃતિ જ્ઞાન છે. બંને જ્ઞાન સત્ય છે તથાપિ બંનેના વિવેકના આગ્રહ એટલે અજ્ઞાનને લીધે ઉપર પ્રમાણે "આ સાપ" એવો વ્યવહાર થાય છે.

કર્મ નાશ પામે છે) એ શ્રુતિ પ્રમાણે જ્ઞાન વડે કર્મનો નાશ કરવો એજ જ્ઞાનનો ઉપયોગ છે—તો તે વાતમાં અમારો ઉત્તર એ છે કે આત્મ તત્ત્વજ્ઞાન સર્વકાળ સર્વને છે તો પણ કર્મ ક્ષય કેમ થતો નથી? વળી મીમાંસક કરતાં સાંખ્ય વાદીને એટલું અધિક કહી શકાય કે ભાઇ તમે તો ગુણમાં જાતિ છે એ વાત નથી સ્વીકારતા માટે જ્ઞાનમાં જુદી જુદી જાતના અંશ-ભાગ-છે એમ પણ કહી ન શકો. જો વાદી કહે કે બ્રહ્મચર્યઆદિ વડે તથા શમ[1] દમ[2] આદિ અંગો વડે સમર્થ થયેલું અને ફરી સંસારમાં આવવું ન પડે એવા ફલને આપનાર શાસ્ત્રમાં બતાવેલું જ્ઞાન સંસાર બંધને—અજ્ઞાનને—મટાડનારૂં છે, તો તે વાત ન ચાલે કારણ કે જ્ઞાન એવી વસ્તુ નથી કે તેને આપણે ક્રિયાથી સિદ્ધ કરી શકીએ અગર તેનું સ્વરૂપ બદલી શકીએ, માટે તેના સંબંધી કોઇ વિધિ—નિયમ—કરી શકાય એ ન સંભવે. અને કહો કે કેવા પ્રકારના જ્ઞાનનો વિધિ કરાય? જ્ઞાન આદિ ગુણ યુક્ત આત્મા વિશે જ્ઞાનનો વિધિ કરાય, કે કેવળ—નિર્ગુણ—આત્મા વિશે? પ્રથમ પક્ષનું જ્ઞાન સંસારી જ્ઞાનથી ભિન્ન નથી, કારણ કે આત્મા અને તેમાં રહેલા જ્ઞાનનો જે સંબંધ છે, તે ગુણ અને ગુણવાળી વસ્તુ વચ્ચેના સંબંધ જેવો છે; અને આ સંબંધ તથા અનેક આત્મા છે એ વાત શ્રુતિ યુક્તિ અને અનુભવથી વિરૂદ્ધ છે એમ તાર્કિક મતવાળા સાથે વિચાર કરતી વખતે વિસ્તારથી સાબીત કરવાની છે. બીજા પક્ષમાં તો શુદ્ધ આત્મા-મોક્ષ દાયક આત્મ તત્ત્વ જ્ઞાનનો વિષય છે, અને તેથી તે પક્ષ સ્વીકારો તો તમારો બ્રહ્મવાદિના મતમાં પ્રવેશ થાય છે, પણ તે તમને ઇષ્ટ નથી. આત્માનું પ્રત્યક્ષ ભાન થાય છે ઇત્યાદિ જે વાતો તમે કહી તે બીજી રીતે—એટલે, ખરૂ આત્મજ્ઞાન થયા વિના—પણ સંભવે છે, એ અમે આગળ કહીશુ. કર્મનું કારણ જે મિથ્યા જ્ઞાન છે, તે તત્વજ્ઞાનથી મટે છે, મટે તત્ત્વ જ્ઞાનવડે કર્મનો ક્ષય સાબીત કરવો એ તમે પાછળ કહેલી "ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ" એ શ્રુતિનું તાત્પર્ય છે. પણ તેનો પ્રત્યક્ષ—સીધો—વિરોધ કોઇની સાથે નથી, માટે આટલું કહીને વિરમીએ છીએ.

(ચલુ)

કૃષ્ણશંકર હિરાશંકર પંડયા. બી એ.

---

૧ મનને વશ કરવું. ૨ ઇંદ્રિયોને વશ કરવી.

# ॥ हवामां वाइशिकल. ॥



જ્યારે હું કોઇ મોટા શહેરમાં કે રાજનગરમાં પગે ચાલીને કોઇ કાર્ય પ્રસંગે જતો હોઉં છું, ત્યારે ઘણાં મનુષ્યો જેટલી બને તેટલી ત્વરાથી ગતિ કરતાં મ્હારા જોવામાં આવે છે. સમયને માપી માપીને કામ કરનારાં મનુષ્યોની અનેક દિશામાં પ્રગતિ થયેલી જોઉંછું ત્યારે મ્હને એક ઉર્મિ પ્રકટ થઇ આવે છે કે આ બધાંઓને કાંઇ વિશ્રાન્તિનો વખત મળતો હશે કે નહિ ? મનુષ્યોને ત્વરાથી ગતિ કરાવવાનાં સાધનો પણ પુષ્કળ જોવામાં આવે છે. ગાડી, ઘોડા, બળદ વગેરે વાહનો દિન પ્રતિદિન સુધરતાં જાય છે અને પોતાની નિયમિત ગતિને અનિયમિત બનાવતાં જાય છે. પ્રવૃત્તિમાં વધતા જતા આ જમાનામાં જ્યારે વિશેષ વૃદ્ધિ થતી જાય છે ત્યારે, રેલ્વે, મોટાર, બાઇશિકલો વગેરે અનેક સાધનો ઉપલબ્ધ થતાં જોવામાં આવે છે. જે શરીર એકલાથી થઇ શકે નહીં, તે આ સાધનોની સહાયથી વધારે સહેલાઇથી થઈ શકે, એ નિઃસન્દેહ છે.

વિજ્ઞાનની આ શોધો ખરે ! બુદ્ધિને આવકાર દાયક છે જ્યારે મ્હારાથી આગળ આગળ કોઈ વાહક બાઇશિકલને દોડાવી જાય છે, ત્યારે તેઓ ચપળ ગતિવાળા મ્હારી શરીર ચાલન શક્તિની મંદતા બતાવી આપે છે. ઘણાખરાઓતો કાર્ય સમેટીને પાછા સામા પણ મળે છે. અને હું તો ફક્ત જવાની ગતિમાંજ હોઉંછું, આ પ્રકારના ઘણા દાખલાઓ રોજ બને છે, અને હજુ પણ બન્યા જાય છે, ત્યારે અંતઃકરણ સખેદ આશ્ચર્ય પામે છે અને વિચારોની ઉત્પત્તિની જાળ બંધાય છે, અને તે વિચારોની જાળમાં જ હું લપેટાતો જાઉંછું. વારંવાર આવાં દર્શનોથી અને વિચારોથી મ્હારૂં અંતઃકરણ આશ્ચર્ય ચકિત થાય છે. હું મનનું સ્વરૂપ બરાબ સમજી શકું છું

આ જમાનો પ્રવૃત્તિનો છે અથવા પ્રવૃત્તિમય છે. રેલ્વેમાં કેટલાએ પેસેન્જરો ચઢ ઉતર કરે છે સ્ટેશનમાં કામદારો અને માણસોની ધમાલ મચી રહેલી જોવામાં આવે છે. ટિકિટ માસ્તર–તાર માસ્તર, મુકાદમો અને સિગ્નલરો પોત પોતાનાં કાર્યમાં મશગુલ મચી ગયેલા જોવામાં આવે છે. સ્ટેશનની બહાર ગાડીવાળાઓની અને ઉતારૂઓની ઠઠ જામી રહી હોય છે.દરેક પોતપોતાના કાર્યની સમજાવટથી વાત કરી તૈયારી કરે છે. અને સૌ પોત પોતને પથે પ્રવર્તે છે. કોઇ મીલમાં મજુરોનો મ્હોટો સમુદાય કાર્યે નિયુક્ત થઇ રહેલો હોય છે, કારખાનામાં પણ તેજ મુજબની ચાલાકી જોવામાં આવે છે. રેલ્વે ન હોય તેવી સડકોપર માલનાં ભરેલાં ગાડાંઓની હારો ને હારો ચાલી જાતી હોય છે. ક્વચિત મુસાફરો પગે ચાલીને તો કોઇ વાહનોદ્વારા પોતાના માર્ગને ઓછો કરતાં હોય છે. ગામડામાં આવું સ્હેજ બહુ જોવામાં આવતું નથી—તો પણ કારીગરોને મજુરો તથા ખેડુ વર્ગનો ઘણો મોટો ભાગ રાત્રીએ દીવા માંડીને પણ પોતાનું કામ કરતા હોય છે. શહેરોની અસર ગામડામાં પણ ફેલાયલી છે, વ્યાપારી વર્ગ પણ ઘણો ખરો પોતાની પ્રવૃ-

ત્તિમાં આગળ વધેલો છે. અને પહેલાંના કરતાં અનેક દિશામાં પોતાના દષ્ટિબિન્દુને રોકયાં છે. પહેલાં કાર્યનો અડસટ્ટો હતો હવે તેનાં માપ ચોકસ થયાં છે. એક દિવસમાં અમુક કામ આટલું થયું એમ હતું. તેને ઠેકાણે હવે અમુકમાં અમુક ભાગ થયો, અને એક દિવસના દશ અગિયાર કે બાર કલાકમાં આટલું કામ પરિપૂર્ણ થયું, એમ હવે સૌ કોઇ સમજવા લાગ્યું છે. મજુર વર્ગ પણ આ કાર્યની દિશાને બરાબર ઓળખી ગયેલ છે. કાર્યના સ્વરૂપને, કાર્યની પદ્ધતિને, કાર્યના સમય વ્યતીતને, અને કાર્યના પરિણામે લેવાતા દર (રોજ) ને પણ બંધન કર્યાં છે. માપ અને કિમ્મત દરેક કાર્ય પ્રવાહમાં નિશ્ચિત જેવાં થઈ ગયાં છે. ફક્ત સમયનોજ બાધ છે. આવા સર્વ વિચારો કરતાં આવાઓનું પરિણામ શું થાવાનું છે? તે કોઇ પણ નિશ્ચયપૂર્વક કહી શકે નહીં. શી રીતે કહી શકે? દેખાઇતા જ્યાં લાભને લાભજ હોય, અને વિચાર શક્તિનાં સર્કલ ન્હાનાં ન્હાનાં થતાં જાય ત્યાં પરિણામ કયાંથી જોઇ શકે? પરિણામતો ઘણાં દૂર છે. વિચારકો એવા પણ હોય છે કે પછી તો થાવાનું હોય તે થાવ. કાલની કોને ખબર છે? "મલતો લાભ ન ખાય તેને માથે જુતિયાં" આવી કહેવતનો આવાઓએ ઉપજાવી કહાડેલી હોય છે.

આજની બનેલી વસ્તુઓ આવતા રોજ માણસોનાં મન હરણ કરી શકશે કે કેમ? એ એક સવાલ છે. કાપડના વેપારીઓએ એક વર્ષને માટે ખરીદેલો માલ પુરાંતમાં પડયો હોય ત્યાં બીજો માલ નવોજ ડ્રેસ પહેરીને નવાજ લેબાસમાં આવે ત્યાં પાછળનો માલ કોઇ પ્રકારેગમેતેમ કરીને પણ ખલાસ કર્યા વીના છુટકોજ નહીં. અમે એક વર્ષનું અંતર ગણ્યું છે પણ તેટલું અંતરે પણ હવે તો રહ્યું નથી. નાટક કંપનીઓના અનેક પ્રકારના લોક રૂચીને અનુસરતા ખેલોમાં જોઇતો લાભ મેળવી લીધા પછી તેઓને જણાય કે હવે વિદ્વાનવર્ગ કા । લોકરૂચી બદલાણી છે તો તેઓ પોતાની ગતિની દિશા લોકરૂચી તરફ વાળી તેમને ગમતું કરે તેમાં નાટક કંપનીઓનો માલ પુરાંતમાં રહેતો નથી, અને તેઓને તો નવીન દિશાની આવક શરૂ થાય છે. પેલા વેપારીઓના માલ જેવું એમને નથી.

નવીન પુસ્તકકારોની પણ એજ સ્થીતિ છે; પુસ્તક લખે—છપાવે અને ખર્ચ જેટલું ઉત્પન્ન થયું ન થયું ત્યાં પછી તે પુસ્તક નકામા જેવું થઇ પડે. કથાકારો ને વેશધારીઓને ખેલાડીઓને આમાંનું કાંઇ હોતું નથી. જેમાં પૈસા ખરચીને વેપાર કરવાની રીત હોય છે, તેમાં એ, ફુલ, ફળાદિના વેચનારાઓ, કાચનો અને કાપડનો માલ ખરીદનારાઓની દશા બહુજ વિપરિત છે. કેટલાક અપવાદ તરીકે ફાવી ગયેલા હોય છે તેવાઓની વાત કરવાની કે કહેવાની હું જરૂર જોતો નથી, હુંતો પરિણામ દર્શી ફલને જોવાને આતુરછું, તેઓની સ્થીતિ ઘણી સારી હોય છે અને હજુ પણ હોય તો તેની ના નથી. ઘણા ચાલાક વા ચાલકો સારૂં ફાવી ગએલા હોય છે.

ફુલ, ફળાદિનાં સાધનો, વૃક્ષ—વેલાઓ અને છોડવાઓમા પણ અનેક પ્રકારનાં એક જાતિમાં અન્ય જાતિનાં જોડાણો કે સંમિશ્રણો થયેલાં જોવામાં આવે છે. અને આથી કરી તેમના ફુલ, ફળમાં પણ રસાયન વિદ્યાનીપેઠે નવીન કૃતિઓ ઉત્પન્ન થતી જોવામાં આવે છે. કૃષિ વિધામાં નવીનવી રીતિઓ અને કૃતિઓ થતી જોવામાં આવે છે. નહેરો-

નાં પાણી વાળી તેના ઉપયોગમાં લેવાય છે દરેક ધંધાદારીએ પોતાની ચાલતી આવેલી રીતિ—કૃતિમાં ઘણો ફારફેર કરેલો જોવામાં આવે છે. આ બધાનું તાત્પર્ય એ છે કે જમાનો આગળને આગળ વધતો આવે છે. જુનાંસ્વરૂપો ફેરવાઇને નવા સ્વરૂપમાં દસ્ય થાય છે. આજે જે નવું કહેવાય છે તેનાપર ભાવ વધતો જાય છે પણ તેજ કાલે પાછું જુનું થાય છે અને તેને સ્થાને નવીન કૃતિઓ ઉભી થતી જાય છે, ત્યારે તેનાપર ભાવ ફેરવાય છે. આમ કૃતિઓ અને ભાવ હમેશાં નવા સ્વરૂપનો આશ્રય લે છે. શિક્ષણની પ્રગતિ પણ આમજ થયલી છે.

આ બધાનો વિચાર કરતાં એક દિવસ હું મ્હારી મેડીના એક દ્વાર આગળ બેઠોછું સરિયામ રસ્તા ઉપર બે ચાર બાઇસિકલો ઝપાટા બંધ ચાલી જાય છે; સામેથી બે ત્રણ બીજી આવે છે અને સ્હામ સ્હામી પરોક્ષમાં થઇને પસાર થઇ જાય છે. હું એક જણને સંસ્કૃત માર્ગોપદેશિકા સમજાવુંછું તેમાં એક વાક્ય એવું આવે છે કેઃ—" आकाशादवतरन्तमृषिं नारदमपश्यत् " એક બાજુ શાસ્ત્રી મહારાજ કથા વાંચી રહ્યા છે.

एकदा नारदो योगी, परानुग्रहकाङ्क्षया ।
पर्यटन् विविधाल्लोकान्, स्वर्गलोकमुपागतः ॥

આ બાબત વિચાર કરતાં એક દિવસ હુ " નરસિંહમહેતાનો " ખેલ જોવા ગયેલો ત્યાં ઉચેથી વિષ્ણુ ભગવાનને અદ્ધર આવી અટકી ગયેલા જોયા, ત્યારે ન્હાનપણને લીધે વિસ્મય થઇ બીજા સહચારીને પૂછતાં જણાયું કે એ તો એવા તાર હોય છે તેથી ખરર ખટ ઉતરી એમ લટકી રહેવાય છે અને પાછું ચ્હડી જવાય છે આ બધી વાતોનો સરવાળો ગુણાકાર કરતાં મનમાં એમ તર્ક ઉપજી આવ્યો કેઃ—આ બાઇસિકલોથી હવામાં ઉચે જઈ શકાય કે નહીં? અને પાછું ઉતરી શકાય કે નહીં? આવા વિચારમાં મગ્ન થઇ થોડી વાર જવા દીધા પછી વિદ્યાર્થીને રજા આપી, કથા પણ પરિપૂર્ણ થઇ, અને હું શયનમાં પડ્યો પણ નિદ્રાએ ત્યાગ એલો અને વિચારમાં ગુંથાએલો શાન્ત થયો નહીં. થોડીજ વારમાં એક દિવ્ય આકૃતિ મ્હારી સમીપમાં ઉતરી આવી કેમ ભલા શું વિચાર કરે છે, હજુ બાળક બુદ્ધિ મટી નહીં! આવા નમાલા વિચાર શું કરવા અંદર ઘુસવાદે છે! ચાલ્ય—બેઠો થા અને હું કહું તે સાંભળી ગ્રહણ કરી લે.

તમે પૃથ્વીપર વસનાર માણસોની બુદ્ધિ પણ સ્થુલ હોય છે અને તેથી તમ લોકોના સમજવામાં પણ ઘણી બાબતો આવી શકતી નથી. સ્થુલ બુદ્ધિની પેલીપાર સૂક્ષ્મ બુદ્ધિમાં કેટલાક સાત્વિકીઓ આગ પહોંચેલા હોય છે, છતા પણ જેઓ સાત્વિક પ્રભાવમાંજ ઉછરેલા તેમની બરોબરીમાં ન પહોંચી શકે. સ્થુલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ અને તેની પેલીપાર પણ કેટલીએક સ્થીતિઓ છે, અને તે બધાંનાં નામ નિશાન જાણવાં અને ઓળખવાં પણ મુશ્કેલ છે, તો પછી ત્યાં ગતિ થવી તો બહુજ મુશ્કેલ છે. હવે સ્થુલની પેલીપાર સૂક્ષ્મમાં બુદ્ધિ ગતિ કરી શકે પણ સ્થુલ દેહથી ત્યાં જવાનું કામ બહુજ કઠિણ છે. જેઓ યોગમાં આગળ વધેલા છે, જેઓએ ખેચરી વિદ્યા પ્રાપ્ત કરી છે તેઓને આકાશગમન પ્રાપ્તિ થઇ શકે છે તો પણ તેઓ અમુક બંધનોને તાબે છે, મરજી મુજબ

બનવું બહુ મુશ્કેલ છે, પ્રસંગો પ્રાપ્ત થયા સિવાય અને ખાસ કારણ સિવાય તેઓ તેમ જતા આવતા નથી. જેઓ પોતાના સ્થુલને તજી સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી શકે છે, અને સૂક્ષ્મ માંથી પાછા સ્થુલ બનવું હોય ત્યારે બની શકે છે તેઓજ આકાશમાં ગતિ કરી શકે છે.

અમે અમુક હવામાન સુધી સૂક્ષ્મ રૂપમાં અવતરીએ છીએ, અને સાથે સાથે જ સ્થુલ ધારણ કરતા આવીએ છીએ, અને જે અને જ્યાં કામ કરવું હોય તે કરી લેઇ પાછા સ્હેજમાં સૂક્ષ્મમાં જઇ શકીએ છીએ, એટલે માયાની માનવીઓ અમને "અન્તર્ધ્યાન" થઇ ગયા કહે છે.

અમે ઉતરીએ છીએ, ત્યારે અમારે વાતાવરણનાં પડ ભેદવાં પડે છે, અને તે વખતે સૂક્ષ્મમાંથી સ્થુલ ધારણ કરવું જતું હોવાથી વજન વૃદ્ધિ થતી જાય છે તેથી એકદમ સીધી લીટીમાં ઉતરી શકાતું નથી. પણ ત્રાંસી લીટીમાં પાતળાંથી જાડાં પડમાં ઉતરતાં પગથીઆં જેવું થતું જાય છે અને અમે કોઇ પણ ત્રાંસ સિવાય ઉતરી શકીએ નહીં. કદાચ ઉતરવા જઇએ તો સ્થુલના આઘાતને લીધે સૂક્ષ્મને પણ કાંઇ પરિશ્રમ પડતા જાય છે, અને ક્રિયામાં વિલંબ થાય છે. હવાનાં પાતળાં પડો અમારાં સહવાસી છે, તેથી નીચેનાં જાડાં પડોમાં અમે બહુવાર થોભી શકતા નથી. જે કાંઇ ક્રિયા કરવાની હોય કે દર્શન દેવાનાં હોય તે ઝટ તુર્ત પાછા પલાયનમ્ કરી જઇએ છીએ.

વળતી વખત અમે કાટખૂણે જઇએ છીએ. તે વખતે અમારે ત્રાંસાં કિરણો કાપવાં પડતાં નથી. એટલે ત્રાંસ વાળવો પડતો નથી. કારણ કે સ્થૂલથી સૂક્ષ્મ રૂપમાં જતાં વજન જેમ ઓછું થઇ જાય કે હવા માનમાં ઉંચાઈ આવતી જાય; અમારે કાંઈ મહેનત કે શ્રમ કરવો પડતો નથી. તમે જાણો છો કે વરસાદના પાણી વજન વધવાથી જેમ પૃથ્વીપર સપાટાબંધ આવે છે. અને પાણીની વરાળને જેમ ઉંચે ચડતા વિલંબ લાગે છે કેમ એકદમ વરાળ ઉંચેજ ચાલી જતી નથી. હવામાં બદલાતી બદલાતી કેટલીએ મુદતે અંતિમ સ્થાને પહોંચે છે. તેના કરતાં અમારે ઉલટી કૃતિ છે. વિપર્યય છે. વરાળને જેમ ઉંચે ચડતા વિલંબ થાય છે, તેમ અમને ઉતરતાં વિલંબ થાય છે—પણ વરાળની પેઠે અમારી ગતિ છેક મંદ નથી, પાણીને ઉંચેથી નીચે પડતા જેમ વાર લાગે છે, તેમ અમને નીચેથી ઉંચે *જતાં એટલી બધી વાર લાગતી નથી.* વળી અમારે પણ જેને સ્થુલથી સૂક્ષ્મમાં જતાં અને સૂક્ષ્મથી સ્થુલમાં જતાં ઓછો વત્તો વિલંબ લાગે છે, તે પ્રમાણમાં ગતિ પણ એટલીજ હોય છે હાલમાં કેટલાએક વિદ્વાન શાસ્ત્રીઓએ એવા સૂક્ષ્મ સાધનો ( યંત્રો ) બનાવ્યા છે અને કેટલીએ માથાકૂટ પછી, તોપણ વિજ્ઞાન ... અમારા જેમનો એક સ્થુલ વિમાન છે હાલમાં પક્ષીઓ એવાં વિમાન નામના યાનમાં થોડે ઉંચે પ્રયાણ કરતા શીખે છે, પણ હજુ તેઓ ઝાઝી વાર હવામાનમાં ટકી શકતા નથી તેમજ એ બિચારાઓને બહુ બહુ વાર્તાનો વેઠવી પડે છે ... જેમ તેઓ મદદ લે છે ખરા પણ હજુ તેઓ હમણાં આવેલ વિચાર પ્રમાણે હવામાં આસ્તિકતાથી ... થતા નથી. તેમ પડતાને હજુ ... છે. જેઓ કદેવનાં ... બેસીને ઉંચે હવામાં પ્રયાણ કરે છે, અને ... (અધાધ) માં ગતિ ... શકે છે કે નહીં, એ એક મોટો સવાલ છે. કારણ કે હિમ અને ઉષ્ણતા એ પ્રમાણમાં બહુબહુ તારતમ્ય ...

છે. કદાચ્ રાત્રીના પહેલા પહોરમાં તેમની સફર સફળ હોય છે, અને કાંતો રાત્રીના પાછલા ભાગમાં સુંદર માર્ગ ખેડન કરી શકે છે પણ મધ્ય રાત્રના ભાગમાં તેમની ગતિ મુશ્કેલી વાળી હોય છે, સર્વ સમય અને સર્વ સ્થળ અમારી પેઠે તેમને સુગમ હોતાં નથી.

જેઓ ઉર્ધ્વગમન ક્રિયા કરી શકે છે. તેના બે પ્રકાર પડી સકયા. એક તો સાધનોથી અને બીજા સાધનો સિવાયના.

હવે જેઓ વિજ્ઞાનશાસ્ત્રમાં આગળ વધ્યાં છે, તેઓએ પોતાની સ્થુલ બુદ્ધિથી જમીન ઉપર ત્વરાથી ગમન કરનારાં સાધનો-બાઇસિકલ-મોટર, રેલ્વે વગેરે શોધી ઉપયોગમાં લેવડાવ્યાં છે, અને હજુ આગળ વધી તેથી પણ વધારે ઝાડપનાં સાધન તૈયાર કરે. તો તેની નાપણુ કહેવાય નહીં. વિજ્ઞાન વિદ્યા પણ યોગવિદ્યાની પેઠે આગળ વધતી છે. ફક્ત ફેર માત્ર સ્થુલ અને સૂક્ષ્મનો છે.

•

જમીન ઉપર જલદીથી ગતિ કરનાર મોટર છે. ઉર્ધ્વગમનમાં તેની પેઠેજ બલુન (વિમાન) છે પણ હવામાં ઉંચે ગતિ કરનારી રેલ્વેની તેમજ બાઇસિકલની પણ શોધ ચાલુજ છે. એ શોધ થવાની પણ જરૂર છે. રેલ્વેને તો સ્ટેશનો પણ જોઇએ, અને વાતાવરણના નિરંતર વહેવાથી તેમનાં વિશ્રાંતિ સ્થાનો પણ ઉંચાં નીચાં થયાં કરે, અને નિશ્રિત સ્વરૂપમાં રહેવાં પણ મુશ્કેલ, આથી રેલ્વેનો વિચાર તો હાલ માંડી વાળવો પડશે. પરંતુ બાઇશિકલની વાત મ્હને કાંઇક વ્યાજબી જણાય છે. બાઇશિકલોને એવો પાવર આપયો કે અમુક ગતિ સુધી તેઓ જઇ આવે. પણ એક સવાલ ત્યાં ઉભો થાય છે કે તેઓને ત્યાં સ્થિર શી રીતે રાખવી? અરે! ભલા!! હજુ સ્થુલ બુદ્ધિનીજ વાત કર્યા કરે છે. તારે સ્થિર થવાનું શું કામ છે? અમુક સર્કલમાં ફરી વળે અને કાર્ય કરતા જાય તો પછી શું વાંધો છે. અટકી પડવાની શી જરૂર છે? અહીં જેમ ગમન કરનારો ઉતરી જાય છે, તેમ આમાં કાંઇ બંધન નથી

આજે તો બાઇસિકલની સહાયતાથી ઉચ્ચ પ્રયાણ સમજાવ્યું છે, પણ હવે પછી ત્હને કાંઇ પણ સાધન સિવાય હવાની અંદર પ્રવેશવાનું ઉંચે ચ્હડવાનું, ત્યાં કાર્ય કરવાનું અને પછી તુરતજ પાછું વળી નીકળવાનું કહેવા (સમજાવવા) માં આવશે. હાલ એજ. રામ રામ તા. સદર.

૧૪—૯—૧૫ }   મકઠાકરે—નાગર.

---

# ॥ कर्म–मीमांसा ॥

(અનુસંધાન ગતાંકથી.)

૨. જે શરૂ, કામના સાથે યુદ્ધ કરે છે તેણે જે વિષયો કામોત્પાદક હોય તેમનું મનમાં ચિંતન નહિ કરવું જોઇએ. વળી, વિચાર સર્જન શક્તિવાળો છે. વિચાર કામનાને જાગૃત કરશે અને તેનું મંથન કરી પ્રબળ ક્રિયામાં લાવશે. જે મનુષ્ય (બાહ્ય) ક્રિયામાંથી નિવૃત્ત થયો છે પણ વિચારમાં ઇન્દ્રિય વિષયોને ભોગવી રહ્યો છે તેના સંબંધમાં શ્રી કૃષ્ણે કડકાશથી કહ્યું છે કે "એ વિમૂઢાત્મા મિથ્યાચાર (દાંભિક) કહેવાય છે." વિચાર (ધ્યાન) થી પુષ્ટ થયેલી કામનાઓ મરી શકે નહિ. જ્યારે વિચારથી પોષણ આપવામાં આવે છે ત્યારે તો ઉલટી તે સ્થૂલ નિગ્રહથી વધારે બળવત્તી થશે. કામના સાથે યુદ્ધ ન કરવું પણ તેનાથી વેગળા રહેવું એ બહેતર છે. કામ નો થાય તો મનને બીજા કશામાં વાળો–દાખલા તરીકે કોઇ ચોપડીમાં કોઇ રમતમાં, જે કંઇ પવિત્ર તેમજ આકર્ષક બન્ને સાથે હોય તેમાં વાળો. જો તમને ખબર હોય કે અમુક કામના થવાનો સંભવ છે તો, જેના તરફ એકદમ વળાય એવું કંઇક તૈયાર રાખજો. ક્રિયા તેમજ વિચાર જ નિતપોષણના અભાવે તે કામના ભૂખથી મરણ પામશે.

આપણે કદી નહિ વિસરવું જોઇએ કે, વિષયોમાં પરમાત્માની વ્યાપ્તિ (immanence) હોવાને લીધેજ તેઓ કમનીય છે (કામના કરવા યોગ્ય desirable) "ચર હો વા અચર હો પણ એવું એકે ભૂત નથી કે જે તારા વિના અસ્તિત્વમાં હોઈ શકે." પ્રકટીકરણની અમુક ભૂમિકાએ, વિષયો પ્રતિના રાગ મનને ઉપકારક છે. માત્ર તે પછીની ભૂમિકામાં વિષયોનો ત્યાગ કરવામાં આવે છે. બાળિકા પુતળી સાથે રમે છે; તે સારૂં છે, તેથી અંકુર રૂપે સ્થીત માતૃ-પ્રેમ બહાર નિકળી આવે છે. પણ યુવતી થયેલી કોઈ સ્ત્રી પુતળીએ રમે તો તે દિલગીર થવા જેવી વાત છે. કામનાના વિષયો ભાવોને પ્રકાશમાં આણે છે, ને તેને ભાવો વિકાસમાં મદદ કરે છે, ને પ્રયત્નને ઉત્તેજિત કરે છે. આપણે જદિ પામી તેમની પાર જઇએ છીએ ત્યારે તેમનો ઉપયોગ આપણે માટે વિરામ પામે છે, અને આમ ઉપયોગ વિનાના થતાં, હાનિકારક થાય છે.

આ સર્વને કર્મ સાથે શું લાગે વળગે છે તે સુ-સ્પષ્ટ જ છે. આપણી વર્તમાનકાળની કામનાઓ આપણા ભાવી પ્રસંગો અને પરિસ્થિતિનું ચિત્ર ચિતરે છે, કારણ કે કામનાવડે આપણે પ્રસંગોને જન્મ આપીએ છીએ, અને કામનાના વિષયોને આપણી મર્યાદામાં આકર્ષી લાવીએ છીએ.

પવિત્રતા વિષયની બાજુ કામનાઓને રસણ સ્થાન નહિ આપવાથી સેવા અર્થે નવા-પરી શકાય એવી કોઈ પણ વસ્તુની અભિલાષા નહિ કરવાથી, આપણે આપણા બંધુઓને મદદ કરી શકીએ, એવા પ્રસંગોવાળું, અને મહાત્માઓના કાર્યમાં નિવેદન થાય એવા પરિસ્થિતિવાળું ભવિષ્ય નહી કરીએ છીએ.

## ક્રિયા.

ક્રિયા—જે આત્માનું ત્રીજુ રૂપ છે–તેના સંબંધમાં કર્મ કેવી રીતે વ્યાપાર કરે છે એ વિચારવાનું હવે આપણને પ્રાપ્ત થયું છે આપણી ક્રિયાઓ-પ્રકૃતિના બાહ્ય જગત ઉપર જે પ્રકાર આપણે અસર કરીએ છીએ તે–આપણા કર્મનો ત્રીજો તંતુ કાંતે છે, આ તંતુ ઘણી બાબતોમાં સૌથી ઓછી અગત્ય ધરાવે છે.

આપણા વિચારો અને ઇચ્છાઓ, આપણી આસપાસ ના માનસિક અને કામિક (Astral) દ્રવ્યમાં આન્દોલનો કરીને, અથવા વિશિષ્ટ વિચાર-રૂપો અને કામ-રૂપો ઉત્પન્ન કરીને જેવાં બહાર વહેવા માંડે છે કે તરત જ, ક્રિયાઓ થાય છે, જીવન અને રૂપની,– જ્ઞાન અને શરીરો બનેલા બાહ્ય લોકોમાં આપણી કૃતિ થાય છે. તેઓ બહાર ધસી આવે છે તેજ ક્ષણે તેઓ બીજા પદાર્થો અને લોકોને અસર કરે છે, તેઓ, યથાપ્રસંગ પરિસ્થિતિ ઉપર દેહીની ક્રિયા અથવા પ્રતિક્રિયા હોય છે. આગળ આપણે જોઇ ગયા છીએ કે આપણાં વિચારોની આપણા ઉપરની પ્રતિ ક્રિયા તે આપણાંચારિત્ર્ય અને માનસિક શક્તિ (faculty) ની રચના છે; આપણા ઉપર આપણી ઇચ્છાઓની પ્રતિક્રિયા તે પ્રસંગો વિષયોને સામર્થ્યની પ્રાપ્તિ છે; આપણા ઉપર આપણી ક્રિયાની પ્રતિક્રિયા તે આપણી પરિસ્થિતિ, એટલે અવસ્થાઓ અને સંયોગો, શત્રુઓ અને મિત્રો જેમનાથી આપણે પરિવેષ્ટિત છીએ તે છે. આપણો સ્થૂળ દેહ એ નજીકમાં નજીક પરિસ્થિતિ, આપણી ભૂત કાલની ક્રિયાઓના એક ભાગની વ્યક્તિ છે; એજ કામ માટે ખાસ ઉત્પન્ન કરેલા એક (elemental) એલીમેન્ટલે આપણે માટે એનો ઘાટ ઘડયો છે;

આપણું શરીર એ આપણી ભૂત કાલની ક્રિયાઓનો સરવાળાનો જે ભાગ એક જ ભૌતિક રૂપ વ્યક્ત થઈ શકે તે ભાગને **સ્વભાવે** (Nature) આપેલો ઉત્તર છે, અને 'સ્વભાવ'નો અર્થ અહીં કર્મના દેવો (Lords of Karma) ન્યાય આપનાર મહાન્ શીરસ્તાઓ (the mighty Angels of Judgment), ભૂતકાલની નોંધણી કરનારાઓ (the Recorders of ths Past), છે–કર્મના બે ભાગ આપણે આપણી સાથે લઇને આવીએ છીએ–આપણો વિચાર–સ્વભાવ અને કામ–સ્વભાવ–) આપણે અનાદિ (Age–long) ભૂત કાલમાં સરજેલ બીજભૂત વલણો; કર્મનો ત્રિજો ભાગ રહ્યો તેમાં આપણને જન્માવવામાં આવે છે, આ ભાગ આપણા આત્માના વ્યાકરણને મર્યાદિત કરે છે અને આપણને બંધન કરેછે; બાહ્ય જગત્‌માં આપણે ભૂતકાળમાં કરેલી ક્રિયા, આપણી મર્યાદાઓના સમાહાર રૂપે-આપણી પરિસ્થિતિ, જેમાં આપણા સ્થૂલ દેહનો પણ સમાસ થાય છે તે રૂપે આપણા ઉપર પ્રતિ ક્રિયા કરે છે.

ભૂત ક્રિયાઓ અને વર્તમાન પરિસ્થિતિના બારીક અભ્યાસથી જે વિગતોનું જ્ઞાન સાંપ્રતકાળમાં આપણને નથી તે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય એ સંભવિત છે. બૌદ્ધ અને હિંદુઓના ધર્મ પુસ્તકોમાં આ વિષય ઉપર આપણે પુષ્કળ વિગતો વાંચીએ છીએ; ઘણું કરીને આ વિગતો ઘણા ઝીણા અને ચોકસ અવલોકનથી મેળવી હશે. હાલ, અમે આર્વાચીન અભ્યાસકો માત્ર થોડી મોટી મોટી વાતો ચોકસપણે કહી શકીએ છીએ નિરાધાર-પરધર્મી, બાલકો, પશુઓ-ઉપર ક્રરેલી અતિ કરતા, ધર્મને નામે જુલમ કરનારાઓ નિર્દય માબાપો

જેમાં મનુષ્ય જન્મે છે તે પ્રજા અને તે કુટુંબ જે શક્તિઓની તેનામાં ખોટ હોય છે તે શક્તિઓના વિકાસને યોગ્ય, અથવા જે શક્તિઓ તેણે પ્રાપ્ત કરી હોય છે અને જેના ને સ્થાન અને કાળને જરૂર હોય છે તે શક્તિઓના ઉપયોગ સારૂ યોગ્ય, ક્ષેત્ર તેને પુરૂં પાડે છે.

પુરૂષોના સંગમાં નિયમિત અને સપ્રયાસ જીવન ગાળવાથી નિગૂઢ શક્તિઓ સચેત થાય છે અને અંકુર રૂપ સામર્થ્યો સત્વર વૃદ્ધિ પામે છે. કેટલીકવાર આવા જીવન પછી સાધારણ લોકોની મધ્યમાં સુગમ અવતાર આવે છે; આનો હેતુ એવો હોય છે કે પ્રાપ્ત થયેલા બળની સત્તા અને દેખીતા આત્મનિગ્રહની સ્થિરતાની પરીક્ષા થાય. જ્યારે કોઈ જીવ કેટલીક માનસિક શક્તિઓ ચોકસ રીતે પ્રાપ્ત કરી રહે છે, અને પુષ્કળ અભ્યાસથી તેમને પોતાની માનસિક સામગ્રીના ભાગ તરીકે સુસ્થિર કરે છે ત્યારે, કેટલીકવાર, તે એવી પરિસ્થિતિમાં જન્મશે કે જ્યાં એ શક્તિયો નિરૂપયોગી હોય, અને બીલકુલ કરવા ના ગમે એવા કાર્યો તેને કરવાને પ્રાપ્ત થશે. કર્મને નહિ જાણનાર મનુષ્ય ઉચો નીચો—લાલ પીળો થઇ જશે અને પોતાને નહિ ગમતી ફરજો બબડતે બબડતે બજાવશે, અને તેના મનમાં બળાપો કરશે કે "પેલો મૂર્ખ જીવણુ જેને માટે તે બીલકુલ ના લાયક છે તેની પદવીને પામ્યો છે અને મારી શક્તિઓ પડી પડી કાટ ખાય છે": તે સમજતો નથી કે જે પાઠ તે ક્યારનોએ સારી રીતે ભણી ચૂક્યો છે તે જીવણુને તો હજુ શિખવાનો છે, અને જે પોતે કરી દીધેલ છે તે ફરી કરવાથી તેની પોતાની ઉન્નતિ વિશેષ. વૃદ્ધિ પામે નહિ, એવી જ સ્થિતિમાં કર્મજ્ઞ મનુષ્ય શાન્તિથી પોતાની પરિસ્થિતનો અભ્યાસ કરશે, જે પોતે સહેલાઇથી કરી શકે તે કરવામાં જે તે ભૂતકાળમાં ઘણી સારી રીતે કરી ચૂક્યો છે તે કરવામાં તેને કંઇ લાભ નથી એમ જાણશે., અને, એ અણગમતા કામમાંથી શું શિખી શકાય એ સમજવા પ્રયાસ કરી, એ નવો પાઠ શિખવા દ્રઢ નિશ્ચય કરી, એ કામ પ્રસન્નતાથી હાથ પર લેશે. એજ પ્રમાણે જે જીવ જ્યારે પોતે કાંઇ વધારે મ્હોટા કાર્ય માટે સહાયકો માટે હાકના ઉત્તરમાં ખુશીથી કૂદી પડવા તૈયાર હોય છે ત્યારે પોતાને કુટુંબની જવાબદારીઓ અને ફરજોની જંજાળમાં ગૂંચવાયલો જુએ છે તેના સંબંધમાં પણ જાણવું.કર્મને નહિ જાણનારહશે તો તે પોતાનાં બંધનો સામે ચીઢીયા કરશે, અને તેને તોડીપણ નાખશે, અને એ રીતે ભવિષ્યમાં તેમનુ પુનરાગમન નક્કી કરશે. કર્મજ્ઞ આ ધર્મોમાં (ફરજોમાં) તેની ભૂત ક્રિયાઓની પ્રતિક્રિયાઓ દેખશે અને ધૈર્યથી તેમનો સ્વિકાર કરી તેમને સંપૂર્ણપણે બજાવશે; એ સમજે છે કે જ્યારે તે રૂણો અપાઇ રહેશે ત્યારે એમની મેળે ખરી પડશે અને નિર્બંધ કરશે, પણ તેમ થતા સુધી તો તેમણે તેને કેટલાક પાઠ શિખવાના છે અને તે શિખવાની તેની ફરજ છે. શા પાઠ શિખી શકાય તેમ છે તે તે શોધી કાઢવા પ્રયત્ન કરશે અને શિખશે તેની ખાત્રી છે કે જે હાકના પ્રત્યુત્તરમાં તેનો આખો સ્વભાવ અનુકંપી રહ્યો છે તે હાકનો ઉત્તર આપવા તે સ્વતંત્ર થશે ત્યારે એ ધર્મોથી તેનામાં ઉદ્‌ભાવન પામેલી શક્તિઓથી તે વધારે કુશલ સહાયક થઇ શકશે.

કર્મજ્ઞ, વળી, પોતાની પ્રજા (Nation) અને કુટુંબમાં સંસ્કૃત અને ઉદાર જાતિના જીવો આકર્ષાઇ આવે એવી પરિસ્થિતિ સ્થાપવા પ્રયત્નશીલ થશે. આ અર્થે એ સાવધાનતાથી એમ કરશે કે તેના ગૃહની વ્યવસ્થા, એની પરમ પવિત્રતા, એની આરોગ્યપ્રદસ્થિતિ, તેનો સંપ, સદ્‌ભાવના, અને સ્નેહમય દયા, તેના માનસિક અને આધ્યાત્મિક વાતાવરણની

જાગ્રત વિષે જ્યારે દૈવી સંપત્તિ, શાસ્ત્રાલોચના, યજ્ઞ, દાન, જપ, તપ, પાઠ, પુજા ઇત્યાદિક થાય છે તે શાંત અવસ્થા; તથા કુટુંબ કબીલા, બાળ બચ્ચાં, નાત જાત ઇત્યાદિક સંબંધી જે વ્યવહાર થાય છે તે ઘોર અવસ્થા, અને કામ, ક્રોધ, હિંસા, દ્રોહ, ઇર્ષા, તથા અસુયાદિક જ્યારે પ્રકટ થાય તે મૂઢ અવસ્થા.

સ્વપ્ન વિષે સુખ દુઃખનો અનુભવ થાય છે તે શાંત અવસ્થા, તથા દુઃખનો જે અનુભવ થાય છે તે ઘોર અવસ્થા; અને શોક મોહાદિકનો અનુભવ થાય તે મૂઢ અવસ્થા તથા સુષુપ્તિ વિષે સુખનો અનુભવ થાય તે શાંત અવસ્થા; ક્લેશ તથા દુઃખનો અનુભવ થાય તે ઘોર અવસ્થા; અને જ્યારે જડતાનો અનુભવ થાય તે મૂઢ અવસ્થા કહેવાય. વળી અન્ય તૃતીય પ્રકાર આ અવસ્થાઓનો એવી રીતે છે કે;—જાગ્રતમાં સચ્ચિદાનંદ પરબ્રહ્મ વિષે, તથા તેના વિચાર વિષે, તથા વૈરાગ્યાદિક વિષે જે કાંઇ સ્થિતિ તે શાંત અવસ્થા, વિષયો વિષે વૃત્તિની પ્રવૃત્તિ તે ઘોર અવસ્થા; અને દેહાભિમાનાદિક અહંકારને વિષે સ્થિતિ તે મૂઢ અવસ્થા, તેમજ સ્વપ્નને વિષે બ્રહ્મતત્ત્વ સંબંધી વૃત્તિની સ્થિતિ તે શાંત અવસ્થા; વિષય ભોગમાં સ્થિતિ તે ઘોર અવસ્થા; અને અભિમાન તથા ભયાદિકને વિષે સ્થિતિ તે મૂઢ અવસ્થા. આવી જ રીતે સુષુપ્તિને વિષે પણ જાણવું.

ત્રણ પ્રકારના ભોગ રૂપને વિષે જે ભોગવવા યોગ્ય હોય તેને ભોગ કહે છે; તેથી તૃપ્તિ, પુષ્ટિ અને આનંદ થાય છે; તેમાં અન્ન, જળ, તથા ચંદ્ર એ તૃપ્તિ, પુષ્ટિ તથા આનંદને કરનાર છે. તે એવી રીતે કે; અન્ન અને જળથી પ્રાણિયોની પુષ્ટિ થાય છે; ચંદ્રથી ઓષધિઓ તૃપ્ત તથા પુષ્ટ થાય છે. માટે અન્ન, જળ તથા ચંદ્રમા એ ત્રણે ભોગ રૂપ છે; અને પ્રાણ અગ્નિ, તથા સૂર્ય એ ત્રણ ભોક્તા રૂપ છે. તે એવી રીતે કે;—ક્ષુધા, તૃષા એ પ્રાણનો ધર્મ છે; અને તે પ્રાણ જ્યાં રહે છે. ત્યાં ભોગવવાનું સામર્થ્ય હોય છે, પણ પ્રાણથી રહિત કાષ્ઠાદિકની પુતળીયોમાં ભોગવવાનું સામર્થ્ય હોતું નથી; માટે દેહ ભોક્તા નથી પણ પ્રાણજ ભોક્તા છે. ત્હેવી જ રીતે અગ્નિ દેવતા પણ પ્રસિદ્ધ ભોક્તા છે. તે બહાર કાષ્ઠાદિકથી પ્રજ્વલિત થઇ, તથા અંતરમાં જઠરાગ્નિ રૂપે સ્થિત થઇ સર્વ પદાર્થોનો ભોગ કરે છે, જેથી તે ભોક્તા કહેવાય છે; અને સૂર્ય પણ ભોક્તા રૂપ છે, કેમકે જેટલા રસો છે, તે સર્વને સૂર્ય ગ્રહણ કરે છે, પણ તે વિના કોઇ પણ રસને ગ્રહણ કરવાને–શોષવવાને સમર્થ હોતો નથી; માટે સૂર્ય પણ દૃશ્ય વર્ગનો ભોક્તા છે. પ્રાણ વાયુ રસોને શોષે છે; અગ્નિ રસોનું ભક્ષણ કરે છે; અને સૂર્ય રસોનું શોષણ કરે છે. માટે એ ત્રણે ભોક્તા રૂપ છે અંતર્યામિમાં અગ્નિ જઠરાગ્નિ રૂપ થઇ ચાર પ્રકારના અન્નનો ભોગવનાર થાય છે; પ્રાણ સૂત્રાત્મરૂપે સર્વ જીવોમાં વ્યાપક થઇ સર્વ ભોગોનો ભોક્તા થાય છે; અને સૂર્ય રૂપ પરમાત્મા સાક્ષીરૂપે સર્વ પ્રાણિયોના હૃદયદેશમાં સ્થિત થઇ તેઓને સત્તા સ્ફુર્તિ આપે છે; તથા સર્વ ભોગોનો ભોક્તા થાય છે, માટે પ્રાણ, અગ્નિ તથા સૂર્ય એ ત્રણ ભોક્તા રૂપ છે. આવી રીતે ત્રણ અવસ્થા, ત્રણ ભોગ, તથા ત્રણ ભોક્તા રૂપ પ્રણવને જાણી તેની જે ઉપાસના કરે છે, તે અવશ્ય સંસાર બંધનથી મુક્ત થાય છે; આ મનવાણાની માન્યતાનો ટુંક સારાંશ નીચે પ્રમાણે છે.

### ત્રણ અવસ્થા.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ.

### ત્રણ ભોક્તા.

પ્રાણ, અગ્નિ અને સૂર્ય.

### ત્રણ ભોગ.

અન્ન, જલ અને ચંદ્ર.

(૧૭)

## પંચરાત્ર—વૈષ્ણવોનો સિદ્ધાંત

પંચરાત્ર વૈષ્ણવ મતમાં એક પ્રમાણ શાસ્ત્ર ગણાય છે. તેની ૐકારની ઉપાસના વિષે એવી માન્યતા છે કે, પ્રણવ ત્રણ આત્મ રૂપ, ત્રણ સ્વભાવ રૂપ, તથા ત્રણ વ્યૂહ રૂપ છે. તેમાં બલ, વિર્ય, તથા તેજ રૂપે કરી ૐકાર ત્રણ આત્મા રૂપ છે. દેહનું સામર્થ્ય તે બલ કહેવાય છે; ઇન્દ્રિયોની શક્તિ તે વીર્ય કહેવાય છે; અને અંતઃકરણનો ઉત્સાહ પ્રભાવ તે તેજ કહેવાય. છે. દેહે કરી જે ચેષ્ટા થાય છે તે દેહના બલથી થાય છે. જેમ યુદ્ધ, ગમનાદિ ઇન્દ્રિઓએ કરી જે ચેષ્ટા થાય છે તે તેજથી થાય છે. જેમ ઉદારતાદિક જ્ઞાન, ઐશ્વર્ય, તથા શક્તિ એ ત્રણ સ્વભાવરૂપ છે; તેમાં ઇન્દ્રિય પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ તત્ત્વો તથા પ્રકૃતિ એ સર્વ અનાત્મ રૂપ છે; અને તેનો સાક્ષી પ્રત્યક્ ચૈતન્ય—કૂટસ્થ—અંતર્યામી, નિર્વિકાર સચ્ચિદાનંદ સ્વરૂપ હું છુ; તેમજ માયા થકી આ સઘળો દૃશ્યપ્રપંચ મારે જ વિષે ઉત્પન્ન થયો છે; મારેજ વિષે સ્થિત છે, તથા મારેજ વિષે લીન થાય છે. જેમ સમુદ્ર વિષે તરંગ ઉપજે છે તે સમુદ્ર વિષેજ સ્થિત તથા લય પામે છે; તેવીજ રીતે ચીદ્‌ઘન રૂપ સમુદ્ર હું છું; અને આ જગત તે મારા તરંગ માત્ર છે. તે મારામાંથી ઉપજી પુનઃ મારામાંજ સમાઇ જાય છે. આવું જે અદ્વિતીય તત્ત્વનું ભાન તે જ્ઞાન કહેવાય છે. અને અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશત્વ તથા વશીત્વ એ અષ્ટ સિદ્ધિઓને ઐશ્વર્ય કહે છે. તે અષ્ટ સિદ્ધિઓનાં સ્વરૂપ નીચે પ્રમાણે જાણવાં—શરીરને પરમાણું જેવું સૂક્ષ્મ કરી દેવાનુ સામર્થ્ય તે અણિમા, મહાન થઇ જવાનું સામર્થ્ય તે મહિમા; શરીરને આકડાનાં ફૂલ જેવું હલકુ કરી નાંખવું એ શક્તિને લઘિમા; સ્વશરીરને મહાન પર્વતના જેવું ભારે કરી દેવાનુ સામર્થ્ય તે ગરિમા, ભૂમિપર રહેલો યોગી ચંદ્રાદિ દૂરના પદાર્થોને આંગલીના અગ્રથી અડકી શકે તે શક્તિ તે પ્રાપ્તિ; પંચ ભૂતનો જે સિદ્ધિ કઠિનત્વાદિ ધર્મોથી વિરૂદ્ધ વર્ત્તવાની યોગીની ઇચ્છા થાય તો તે વર્તિ શકે અથવા ભૂમિ જેવા કઠીન ભાગમાં જલની માફક ડુબકી મારી શકે, તથા મનમાં ઇચ્છે ત્યાં ભૂમિ-

બાંધી નીકળી શકે, મનસત્ત્વ કે ભૂતોના કઠિનત્વાદિ ધર્મો એ સિદ્ધિ પ્રાપ્ત થયે યોગીને બાધ કરી શકતા નથી તે શક્તિને પ્રાકામ્ય કહે છે; બ્રહ્માંડસ્થ ભૂત ભૌતિક પદાર્થોને તન્માત્રાદ્વારા ઉત્પન્ન કરવા, તેમનો તન્માત્રાદ્વારા લય કરવો તથા તેમને ઇચ્છાનુસાર રચનામાં સ્થાપવા તે શક્તિનું નામ ઇશત્વ; અને બ્રહ્માંડમાં રહેલા પૃથ્વી આદિ ભૂત તથા તેના કાર્ય રૂપ ગો ઘટાદિક ભૌતિક પદાર્થોને ઇચ્છાનુસાર રૂપાન્તર પમાડવાની શક્તિ તે વશીત્વ કહેવાય છે. જે કોઇપણ પ્રકારથી ન બની શકે તેવું હોય તેને બનાવી શકે તેને શક્તિ કહે છે; તથા સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ એ ત્રણ વ્યુહ રૂપ છે; (ચૈતન્ય નામના એક સમર્થ યોગીએ પોતાના ચૈતન્ય ચરિતામૃત ગ્રંથમાં આ વિષે ઇશ્વરના અવતારો સંબંધી ઘણીજ ઉપયોગી વ્યાખ્યા લખેલી છે; જેમાં સંકર્ષણ ને અહંકાર, પ્રદ્યુમનને મન, અને અનિરૂદ્ધને બુદ્ધિ કહેલી છે. તથા તેને ઇશ્વરના પ્રભવ તથા વૈભવ નામના અવતારોના પ્રકારમાં ગણેલા છે.) માટે આ વિષયમાં ત્રણ આત્મારૂપ ત્રણ સ્વભાવ રૂપ તથા ત્રણ વ્યૂહ રૂપ પ્રભુથી ભિન્ન કોઇ પણ પદાર્થ નથી. વ્યક્તાવ્યક્ત રૂપ જે કાંઇ પ્રતીત થાય છે, તે સર્વ ૐકાર રૂપજ છે. આ રીતે પરમાત્મા રૂપ ૐકારના યથાર્થ સ્વરૂપને જાણી તેની જે ઉપાસના કરે છે, તે ભવ બંધનથી મુક્ત થાય છે. આ મતવાલાની માન્યતાનો ટુક સારાંશ નીચે પ્રમાણે છે.

ત્રણ આત્મા.

બ્રહ્મ, વિર્ય, અને તેજ.

ત્રણ સ્વભાવ.

જ્ઞાન, ઐશ્વર્ય અને શક્તિ.

ત્રણ વ્યૂહ.

સંકર્ષણ. પ્રદ્યુમન, અનિરૂદ્ધ

(ચાલુ).

શ્યામચંદ્ર ગોરધનદાસ.

---

# ॥ गोविन्द ज्ञान बावनी. ॥

(અનુસંધાન પૃ૪ ૨૨૪ થી.)

---

## पुनर्यथा.

मरनने जनमकों वृद्धताने यौवनकों । तृषणाने तोषनको दाढमांहि राख्यो है॥
औगुनीने गुनिनको चंचलने धीरजकों। सुजनको चुगलने भूपकान माख्यो है।
भावकों अभावजूनें संपको कुसंपजूने। शुद्धकों अशुद्धजूने दौरि दाबि नाख्यो है।
गोविंद कहत ऐसे सकल संसार मांहि ।,देखो एक एकनको काल करि राख्योहै॥

અર્થ—જન્મ ને મરણે, જુવાની ને વૃદ્ધપણાએ સંતોષને તૃષ્ણાએ, દાઢમાં રાખેલ છે; તેમજ ગુણવાન ને અવગુણી પુરુષોએ, ધીરજવાનને ચપળ માણસોએ, સારા માણસોની ચાડિઆઓએ રાજાઓના કાનમાં ચાડી કરી છે; અને ભાવને અભાવે, સંપને કુસંપે, પવિત્રને અપવિત્રે દોડીને દાબી દીધા છે, તેવીજ રીતે ગોવિન્દ કહે સર્વ સંસારમા જીવો એક એકના કાળ કરીને રાખેલા છે—એટલે જન્મે તેને મોત આવે છે, જુવાન થાય તેને ગઢપણ આવે છે, સંતોષને તૃષ્ણા આવીને ખાય છે, ગુણવાનને અવગુણીઓ ખરાબ કરે છે, તેમજ ભાવવાળાને અભાવવાળાએ ખરાબ કર્યા છે, અને સંપને કુસંપે બગાડ્યો છે, તેમજ પવિત્રને અપવિત્રે આવી અભડાવ્યા છે, તેવીજ રીતે ગોવિંદ કહે સર્વ સંસારમાં એક એકના કાળ રૂપે શત્રુ કરીને ગણ્યા છે, તેમજ આપણી પર પણ યમરાજ રૂપી કાળ ભમે છે, એ વ્યંગ્ય. ૧૯

## पुनर्यथा.

गाढे गुन आयुषतें देहमांहि देहिनकों। जकरि अनेक भांति बांधे बहु बंध है।
आइ तहां उनहींकों काटतहै काल चूहा। लागी प्रतिदिन पीछे धारी महा धंध है।
तूटिहेगें ताग और छूटिहेगें जीव तबे। फूठिहेगें आसपास देह दुरगंध है।
गोविंद कहत तातें सावध व्हे चित्तमांहि। क्यों न काल काटनको करत प्रबंधहै२०

અર્થ—મનુષ્યના શરીરમાં આવરદા રૂપી દોરીથી જીવને જકડીને અનેક બંધનથી બહુજ મજબૂત બાંધ્યો છે, તે દોરીને કાળ રૂપી ઉંદર ત્યાં આવીને દરરોજ પછવાડે લાગીને તેજ મહા ધંધો માંડીને કાપે છે. તેથી જ્યારે દોરી તૂટશે અને જીવ છૂટશે ત્યારે દેહની દુર્ગંધ ચારે તરફ, આસપાસ ફેલાઇ ઉઠશે, તેથી ગોવિન્દ કહે છે, કે મનમા સાવચેત થઇ કાળ રૂપી ઉંદરને મારીને દૂર કાઢવાનો તૂ કેમ કાંઇ ઉપાય કરતો નથી. ૨૦

## पुनर्यथा.

आयुप अलपताकों मानीकें कलप जेती।जीभतें जलप करी औरक्यों सतावेहै॥
जैसें अध दादुरकों ग्राह्यो मुख उरगनें। तदपि वे मखिकाकों मारनकों धावे है॥
तैसें तुम मूढ परे कालनके मुख तऊ। व्यर्थ वपु औरनकों आपति उपावे है॥
गोविंद कहत पर आप उतमांगनपैं। फिरतहै काल ताको शोच क्यों न लावेहै२१

અર્થ—આવરદા અલ્પ છે, તેને કલ્પ જેટલી લાંબી માનીને જીભથી જલ્પ એટલે બકવાદ કરીને બીજાને કેમ સંતાપેચ્છ; જેમ દેડકાને સર્પે ખાવા માટે મુખમાં અડધો પકડ્યો હોય તોપણ તે વખતે દેડકા પાસેથી માખી ઉડતી નીકળે છે તો તે દેડકો તે માખીને ખાવા માટે કુદકો મારી દોડવા જાય છે, તેમ તૂં હે મૂર્ખ! કાળના મુખમાં પડ્યો છે, તો પણ નાહક બીજાના શરીરને આપત્તિ ઉપજાવે છે; પણ ગોવિન્દ કહે, તહારા માથા ઉપર કાળ ફરે છે તેનો વિચાર તૂં કેમ કરતો નથી. ૨૧

## पुनर्यथा.

मूषक मुदित बनि कूदत नचत पर। चितमें न जानत बिडाल आइ खायगो॥
बांसुरीकों व्याल सुनि डोलत रहतपर। मनमें न जाने मोहि गारुडी गहायगो॥
छाग चारो लखि जैसें मांसिकपैं मोह धरे। मनमें न जाने मोहि मारनकों धायगो॥
गोविँद कहत तैसें मायामें मगन व्हैकें। चित्तमें न जाने कैसे काल लेइ जायगो२२

અર્થ—જેમ ઉંદર રાજી થઇને કૂદતો નાચતો ફરે છે, પણ મનમાં જાણતો નથી કે મને મિંદડો આવીને ખાઈ જશે; અને જેમ મોરલિને સાંભળીને સર્પ ડોલતો રહે છે, પણ મનમાં જાણતો નથી કે આ મોરલી વગાડનાર વાદી મને પકડી જશે; જેમ બકરો કસાઈના હાથમાં લીલું ઘાસ જોઇને તેને પોતાનો પાલક માનીને, તેની ઉપર મોહ પામીને વાંસે દોડે છે; પણ મનમાં જાણતો નથી કે તે મને મારવાને દોડશે; તેમ ગોવિન્દ કહે, આ સંસારની માયામા મગ્ન થઇને મનમાં કેમ જાણતો નથી કે મને કાળ આવીને લઇ જશે. ૨૨

## सर्प और काल विषे रूपकालंकार.

### कवित्त.

व्याल विकराल काल आवत उताल महा। धायो दिन रात उभै रसना हिलावतो॥
फीरे फुतकारनतें अदरी अनेक महा। सकल भुवनमांहि त्रास उपजावतो॥
मयल प्रचुर महा शूरके चपेटि अति। धूरमें लपेटि वाके जीवनको चावतो॥
गोविँद कहत तातें चाहे जो बचाव चित्त। गारुडी गुविन्दजूके शरनतूं धावतो २३

અર્થ—રાત અને દિવસ રૂપી બે છેલોને હલાવતો કાળરૂપી ભયંકર સર્પ અતિ ઉતાવળો દોડયો આવે છે, અને તે ફુંફાડાથી મોટા મોટા પર્વતોને પાડતો તે સર્વ જગતમાં ત્રાસ ઉપજાવતો અને ઘણા બળવાન શરીરોને દુઃખી કરીને તેને ધુળમાં રગદોળતો અને તેના જીવોને ચાવતો આવે છે, તેથી ગોવિન્દ કહે છે, કે તેનાથી તારો જો તું બચાવ કરવા મનમાં ચાહતો હોય તો પરમેશ્વર રૂપી વાદીને શરણે તું દોડીને જા; અર્થાત કાળથી બચવાનો ઉપાય ઈશ્વર શિવાય બીજો નથી, એ વ્યંગ્ય. ૨૩.

## पुनर्यथा—रूपकालंकार.

विधिकी बनाइ विश्ववाटिका विशाल येहि। विमल विचित्र वर ओपत अपारे है ॥
वाहिमें सुमन सर्व जीवके शरीर सोई। पूरन प्रफुल्लित व्है बास विसतारे है ॥
उनहींकों काल माली आइ अनचिंत्यो आप। तोरत निरखि चित्त शोच क्यों न धारे है।
गोविंद कहत आज फूले फूल तोरतपें। कलिका कठोर काल तोहि निरधारे है२४

અર્થ—સ્વચ્છ અને નવીન તરેહની, આ વિશ્વરૂપ ઘણીજ પહોળી અને ઉત્તમ ફુલવાડી બ્રહ્માએ બનાવેલ અતિ શોભે છે, તેમાં સર્વે પ્રાણીઓનાં શરીર રૂપી ફૂલ છે તે સંપૂર્ણ પ્રકાશ થઈને સુગંધ રૂપી કીર્તિ ફેલાવે છે, તેને અણધાર્યો કાળ રૂપી માળી આવીને પૂરણ પ્રકાશેલ જોઈને તુરત તોડે છે, પણ હે કઠણ કળીઓ કાલે તમને તોડવા નકી કરેલ છે, અર્થાત તમારો પણ કાળ નજદીક આવ્યો છે, માટે ચેતીને ઈશ્વર ભજન વીગેરે સત્કર્મ કરો, એ વ્યંગ્ય. ૨૪

## पुनर्यथा—रूपक.

ओपत अपार विश्व वाटिका विशालतामें। मंजुल मनुष्य पिंड विधिने बनाये हैं।
फूलत फलत सोइ संतति सुभग शाखा। बेश बिसतार पाइ भांति भली भाये हैं॥
आइ अनचिंत्यों तहां काल विकराल माली। कितनेक काटे और कितने बचाये हैं।
गोविंद विलोकी सोइ चेतियो चतुर चित। कोइ बेर आइ ऐसें तोहि काट जाये है२५

અર્થ—આ જગત રૂપી વિશાલ ફુલ વાડીમાં સુંદર માણસ રૂપી વૃક્ષો બ્રહ્માએ બનાવેલ અતિ શોભે છે, અને તે ફુલીને શોભે છે એટલે છોકરાઓ રૂપી શુભ શાખા અતિ વિસ્તાર પમાડીને સારી રીતે શોભે છે; ત્યાં પણ અણધાર્યો ભયંકર કાળ રૂપી માળી આવીને કેટલાંક વૃક્ષોને કાપ્યાં અને કેટલાકને બચાવ્યાં છે; ગોવિન્દ કહે છે, કે તે જોઈને હે ચતુર પુરૂષો મનમાં તમો પણ ચેતી જજો, કેમકે કોઈક વખતે એવીજ રીતે આવીને તમને પણ કાપી જશે. ૨૫

REGISTERED No. B 764

આદ્ય તંત્રી—
શ્રી અભેદ માર્ગ પ્રવાસી.
સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી, અને પ્રકાશક,
ભોગીલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ,સાહિત્યપ્રચારક-અમદાવાદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એઓનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૯ ] ( માસિક ) [ જુન—૧૯૧૫.

## વિષય અનુક્રમણિકા.



અમદાવાદ—ટંકશાળ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED No. B. 764.

આદ્ય કર્તા—
એક અભેદ માર્ગ પ્રવાસિ.
[illegible] મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી અને પ્રકાશક,
[illegible] દ્વિવેદી,
સુદર્શન-ઑફિસ, [illegible]-નડીઆદ.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એઓનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૯. ] ( માસિક ) [ જુન—૧૯૧૫.

## अखानां अप्रसिद्ध पदो.

—※—

( ૧ )

રાગ પ્રભાત.

ચેતીને જો ચિદાનંદ વિલસી રહ્યો, ચર્મદ્રષ્ટે કરી ચર્મ દિસે;
સર્વાંગ સત્ર વિચારી જો તે થકી, વસ્તુની વેલ એ છે પચીસે.
ચેતીને—૧.

વેલવિષે ફળફૂલ તે વેલનાં, તેહતણી ચટકી બહુ ભાત ચાલી;
વેશ વેવાર રંગ રીત ને ચલણમાં, અખંડ વસ્તુ ચારે ખાણ મા'લી.
ચેતીને—૨.

જ્યાં જેમ ત્યાં તેમ આપ વ્યાપી રહ્યો, સમ વિષમતા સહુ ભાત એની;
નામને રૂપ ગુણ કર્મ સૌ એહનાં, અખંડ અભેપદ બુદ્ધિ જેની.
ચેતીને—૩.

એક દ્રષ્ટાંત મળતું તમે જાણજો, જેહની બુદ્ધિ ગંભીર હોયે;
સુગંધ જામી જેમ કપૂર રૂપે થયો, છે તે સુગંધ જો રૂપ નો'યે.
ચેતીને—૪.

એ અખંડ બ્રહ્મ ટાળણુ નથી ટાળવા, દેવદ્રષ્ટે જોતાં એમ દેખે;
અભેદ વિચારે એમ અભયપદ પામીએ, હું કર્તા ટળે રેખ-રેખે.
ચેતીને—૫.

———

( ૨ )

( રાગ એજ. )

વસ્તુ ને વિશ્વમાં નથી કાંઈ આંતરો, અંતર્ દષ્ટે અવિલોકી જોજો;
અટપટો ખેલ ખ્યાલીવડીએ સદા, અણુદતું આપ * તે એમ ખોજો.
વસ્તુને—૧.

કૃષ્ણ કુમાર જાણી જશોદા રહી, બ્રહ્મદષ્ટે તેને બ્રહ્મ જાણ્યો;
હરિજન વિશ્વને વસ્તુ જાણી રહ્યા, જેણે સમવિષમનો ભેદ નાણ્યો.
વસ્તુને—૨,

વન્હિદર્શીનું દષ્ટાંત જો જો તમે, અગ્નિ દેખીને તે દૂર નાસે;
ચકોર દષ્ટે તે અગ્નિ ભાસે નહિ, અમૃતપાન કરીનેજ † ગ્રાસે.
વસ્તુને—૩.

જો જાણો તો તમે સ્વે શિવરૂપ છો, ભૂપ થઇ ભરમ ને ભેદ ભાગ્ને;
વસ્તુવડે સહુ વિશ્વ વિલસી રહ્યું, સન્મુખ થઇને મધ્યે વિરાજો.
વસ્તુને—૪.

દેહદર્શી હશે તે દેહ દેખશે, વિદેહીને બધું વસ્તુ ભાસે;
અંતરદષ્ટે અવિલોકી જોયું અખે, જાગી જોયું, નહિ અન્ય ભાસે.
વસ્તુને—૫.

( ૩ )

રાગ એજ.

યોગ ને ધ્યાન જંજાળ કરવો ટળ્યો, સુરતવંતો જ્યારે મા'વ પામી;
ગુણનો નિધાન ગરવો તે ઘરમાં મળ્યો, વેદની વેદના સર્વ વામી.
યોગ ને ધ્યાન—૧

એણેને આશરે અંકમાં આવિયો, કોટિ બ્રહ્માંડનો જે છે કર્તા;
સગુણ નિર્ગુણ સંસાર સંભ્રમ ટળ્યો, ભોગવો ભામની અભય ભર્તા.
યોગ ને ધ્યાન. ૨.

* રૂપણું. † ભક્ષણ કરે.

સ્વર્ગ વૈકુંઠ તે મુજને નવ ગમે; સમ ખાઇ સખી કહું હું તુજને;
જગતનો જીવન હાથ આવ્યો હવે, મન ન માને મારૂં કર્મ યજ્ઞે.
યોગ ને ધ્યાન. ૩

લટકતા લાલની લલિતતા શું કહું, લાલ જોતાં મને લક્ષ્ય લાધ્યો;
લલિત ત્રિભંગી લઘુલાઘવી પ્રીછતાં, લક્ષ્ય જઇને અલક્ષ્યેજ બાધ્યો.
યોગ ને ધ્યાન. ૪.

ભક્તિ વૈરાગ્ય ને પ્રેમ આતુરતા, આજ મારે એક ઠામ વર્ત્યાં,
જેમ જાણો તેમ લોક લે'જો હવે, અખા આનંદના ઓઘ વરત્યા.
યોગ ને ધ્યાન. ૫.

પોરબંદર. }
કાઠિયાવાડ.

સંપાદક.
જગજીવન કાલિદાસ પાઠક.

---

# શું ચાહું ?

દરિયા વિષે જઇને પડું ? રહું વા ઝખમ ખમવા ?
આ આગગાડીથી અગર પટકી ચહું મરવા ?

ઝાઝું સહ્યું : ન સહાતું ! તો ઇચ્છું હવે ઉડવા ?
માલેકની મરઝી અગર જીવું પૂરી કરવા ?

ચાલ્યો જહાંથી યાર ! તો ચાહું ન ચાલી જવા ?
ફુટકી ગયું દિલ તો પ શું ફુટકી જીવું મરવા ?

લાચાર નાકાવત થયું દિલ ! શું જીવું રડવા !
આરામ કાયમનો ચહું અસ્માનમાં અથવા ?

આ ઝિન્દગી ઝખ્મો તણી ખુને જિગર વહવા :
જામો ગમીના એ જ દહાવા શું જીવું સહવા ?

એ રાહમાં શું એકલો ઇચ્છું હજુ ભમવા ?
અફસોસ ! ચીરાતું જિગર છે કોણ આ જોવા ?

વેઠયું યકિન ઈતબારથી : વેઠું હજુ યા ના ?
ઇચ્છું ન વા મુસાફિરી હાવાં ખતમ્ થાવા ?

ચાહું હજુ ખૂને રડી સહતાં નવું શીખવા ?
કાયર બની યા આગમાં દેઉં બદન જલવા !

જીવું અગર મરું ? કે બનું એ બેથી બેપરવા ?
શીખું અગર ફરમાંન સુધી બેફિકર ફરવા !

માલૂમ ન શું મ્હારું હવે ! ચાહું ફના બનવા ?
'આર્ઝુ'- રીબાયું તો ય કાં દિલને દઉં ડરવા ?

માગું રહમ યા ના ? અરે કૈવત ન કૈં ગાવા ?
માલેકની મરજી ચહું હરદમ ન કાં થાવા ?

રેલ્વે ટ્રેનમાં,
૬-૧૧-૧૯૧૨. } કુસ્ત.

---

# ॥ अद्वैत ब्रह्मसिद्धि ॥

---

કપિલમુનિના સાંખ્ય શાસ્ત્રમાં અને પતંજલિ મુનિએ રચેલા યોગ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે આત્મા નિત્ય છે એ અનુમાનથી જણાય છે માટે તેનું પ્રત્યક્ષ જ્ઞાન સંભવતું નથી. ( નિર્વિકલ્પક સમાધિવડે જ આત્માનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે એમ ચોથા મુદ્દરમાં કહેવાશે. ) આત્માનું પરોક્ષ જ્ઞાન તો આજ પણ છે માટે તેને સાધવાની જરૂર નથી." આત્માનો સ્વભાવ એવો છે કે તે આપણી આંખે ન દેખાય, તો પણ યોગ સમાધિના સામર્થ્યથી તેનું પ્રત્યક્ષ દર્શન સંભવે છે " એમ ન કહેવું, કારણ કે યોગથી ઉપજતું સામર્થ્ય પણ પદાર્થમાં પ્રત્યક્ષ થવાના ગુણ પ્રમાણે જ તેને અતિશે પ્રત્યક્ષ કરવાનું કારણ થાય છે. તે પર ભટ્ટ નામે મીમાંસકે કહ્યું છે કે " જ્યાં દૂર અથવા સૂક્ષ્મ વસ્તુમાં ઇંદ્રિય આદિનું વસ્તુઓનો અનુભવ લેવાનું સામર્થ્ય અતિશય જણાય છે, ત્યાં તે ઇંદ્રિયોના પોતાના કામની હદ કર્યેથી ને તે બલ પ્રવર્તતું નથી, રૂપ યુક્ત વસ્તુનો અનુભવ નેત્ર કરે છે, પણ તે કામમાં કાનની ઇંદ્રિય પ્રવર્તતી નથી." માટે પ્રકૃતિ અને પુરૂષના વિવેકનું સ્વરૂપ નક્કી કરવું મુશ્કેલ હોવાથી, તે વિવેક વડે મેળવવાનો મોક્ષ પણ અસિદ્ધ થવાનો પ્રસંગ આવે છે, એટલે એ વિવેક કરવાનું કાંઇ પ્રયોજન રહેતું નથી, જેથી પ્રધાનનો મહત્ અહંકાર આદિ રૂપે પરિણામ થાય એ સિદ્ધ થતું નથી. માટે પ્રકૃતિ પુરૂષના વિવેકથી અનાદિ અજ્ઞાનનો નાશ થાય છે એટલે તે પુરૂષને માટે કાંઇ પણ કરવાનો અધિકાર પ્રકૃતિને રહેતો નથી, જેથી પુરૂષને ઉપભોગ આપવાને પ્રકૃતિની ફરીથી પ્રવૃત્તિ થતી નથી. આમ છે માટે ત્રણ પ્રકારના દુઃખનો પુરૂષને સદા અત્યંત વિયોગ જ છે. સ્વભાવથી પુરૂષ કેવલ નિસ્સંગ નિર્વિકાર છે માટે તેને કૈવલ્ય-મોક્ષ પ્રાપ્ત થવાની જે વાત સાંખ્ય વાદીએ સ્વીકારી છે તેનું પણ ખંડન થયું. આ-

ગળ ચોથા મુદ્દરમાં મહા વાક્યના અર્થ સાથે ઉપરની વાતનો વિશેષ જણાવવામાં આવશે માટે તે બીજે સ્થળે વધારે વિસ્તારથી આજ કહેવાશે એમ સૂચવીએ છીએ.

હવે ચાલતી વાત ઉપર આવીએ છીએ. વાદી તર્ક કરે કે-જેમ જલ અચેતન-જડ-છે, પણ પોતાના સ્વભાવથી જ ઢળતા સ્થાન ભણી જાય છે, તેમ પ્રધાન પોતાના સ્વભાવથી જ પરિણામ પામે છે, માટે તેને એ કામમાં મદદ કરવાને ચેતન યુક્ત પુરૂષની જરૂર રહેતી નથી. આમ કહેનાર વાદીને અમે કહીએ છીએ કે તમે ભુલ કરો છો, કારણ કે જળ આદિ જડ વસ્તુને અમુક કામ કરવામાં તેના ઉપર દેખરેખ રાખનાર ચેતન યુક્ત દેવતા (અધિષ્ઠાતા દેવ) ની મદદ છે, એ વાત શ્રુતિ સિદ્ધ છે. શ્રુતિ કહે છે કે **एतस्य वा अक्षरस्य प्रशासने सूर्याचन्द्रमसौविधृतौ तिष्ठतः** ઇત્યાદિ (ભાવાર્થઃ- હે ગાર્ગિ આ અવિનાશિ બ્રહ્મની આજ્ઞામાં રહેવાને સૂર્ય ચંદ્ર સરજાયા છે. એની આજ્ઞામાં રહેવાને તેજસ્વિ આકાશ અને પૃથિવી બંધાયેલ છે.) વળી **योवा एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैतिसब्राह्मणः।** ઇત્યાદિ વાક્યમાં કહ્યું છે કે-હે ગાર્ગિ, એ અવિનાશિ બ્રહ્મને જાણીને જે મરે છે, તે ખરો બ્રાહ્મણ છે, અને એને જાણ્યા વિના જે મરે છે તે કૃપણ-કંગાલ. છે. અને અંતર્યામિ બ્રાહ્મણ નામે ગ્રંથમાં કહ્યું છે કેઃ-જે પૃથિવીની અંદર રહ્યો છે, તો પણ જેને પૃથિવી જાણતી નથી, પૃથિવી જેનું શરીર છે, અને જે તેમાં રહીને પૃથિવીને નિયમમાં રાખે છે; એ રીતે જે જલ વાયુ તેજ અંતરિક્ષ પ્રાણ વાણી નેત્ર કાન મન ચામડી જ્ઞાન અને વીર્યમાં છે, પણ જેને કોઇ જાણતું નથી. તે કોઇએ દીઠો નથી પણ તે સર્વનો જોનાર છે. એ સર્વ સાંભળનાર છે પણ એને કોઈએ સાંભળ્યો નથી. એ સર્વનો વિચાર કરતાર છે પણ એ કોઇના વિચારમાં આવ્યો નથી, એને સર્વ વાતનું વિજ્ઞાન છે, પણ એનું કોઇને વિજ્ઞાન થયું નથી. એના શિવાય બીજો કોઇ જોનાર સુણનાર વિચારનાર કે વિજ્ઞાનવાન્ નથી: એ સર્વનો અંતર્યામી અમર આત્મા છે. એના શિવાય બીજું સર્વ વિનાશિ-મિથ્યા છે. આ સર્વ શ્રુતિઓ જણાવે છે કે તમામ જડ પદાર્થો ચૈતન્ય રૂપ આત્માને આધીન છે.

અને એમ જે વાદીએ કહ્યું કે "પદ્માવતી × ન્યાય પ્રમાણે સર્વ વિષયો-ઉપભાગની વસ્તુઓ સુખ દુઃખ આદિ ઉપજાવવાના સ્વભાવવાળી છે." આ વચન પણ પ્રમાણથી સાચું નથી જે ઠરતું એ આ પ્રમાણે સમજાશેઃ-વિષયો સુખ દુઃખ દેવાના સ્વભાવવાળા હોવાથી તે સર્વને એક સરખો અનુભવ આપે એ પ્રસંગ આવે છે. પણ વિષય હોય છે, તથાપિ સુખ ઉપજ્યું અને નાશ પામ્યું એવો જે અનુભવ થાય છે, તે ઉપરથી વિષય સુખ કે દુઃખ જ કરે એ બનતું નથી. વાદી કહે કે-બ્રહ્મવાદીના મતમાં પણ માયામાં અધિષ્ઠાન-સત્ય-આધાર રૂપ વસ્તુ બ્રહ્મ છે, અને તેમાં બ્રહ્મના ઇક્ષણ-બ્રહ્મની બહુ રૂપે થવાની ઇચ્છા-ને જોઇને તેને માયાનો પરિણામ માનો, તો એ ઇક્ષણ રૂપ માયાના પરિણામમાં બીજું ઇક્ષણ રૂપ કારણ માનવું પડે અને એમ કરતાં અનવસ્થા રૂપ દોષ આવે. માત્ર માયાની સમીપે હોવાથી જ જો બ્રહ્મને માયાનું અધિષ્ઠાન માનતા હો તો બ્રહ્મ અને માયા સદા સમીપે

× એકજ સતમાં કોઇને પ્રેમ, કોઇને દ્વેષ અને કોઇને મોહ થાય છે. તેમ સર્વ વસ્તુ સુખ દુઃખ ઉપજાવે છે. આ પદ્માવતી ન્યાય.

હોવાથી માયાનો સદા પરિણામ થયા કરે છે એમ કહેવું પડે—જો વાદી આમ કહેતો એનું આમ બોલવું ઠીક નથી; કારણ કે ઇક્ષણ રૂપ પરિણામને બીજા સાચા ઇક્ષણ રૂપ અધિષ્ઠાનની અપેક્ષા નથી. सदेव सौम्येदमग्र आसीत । एक मेवाद्वितीयम् (ભાવાર્થ—પ્રથમ એક અદ્વિતીય સત્ રૂપ વસ્તુ હતી ) એમ કહ્યા પછી सपेक्षत । बहु स्याम् । प्रजायेय ( ભાવાર્થઃ—તેણે વિચાર્યું કે હું બહુ રૂપ થાઉં અને જન્મ ધારણ કરૂં ) એ શ્રુતિ એજ આ વાતને ( અર્થાત્ ઇક્ષણ પરિણામને સાચા ઇક્ષણ રૂપ અધિષ્ઠાનની જરૂર નથી એ વાતને ) જણાવી છે; માટે ઇક્ષણ રૂપ પરિણામને જગત્ રૂપ પરિણામથી બીજું પરિણામ જ સ્વીકાર્યું છે. "કદાચિત્ જ આવું પરિણામ થયું." એમ કહીને શ્રુતિ જ ઇશ્વરનું સ્વતંત્રપણું જણાવે છે, માટે કોઇ પણ પ્રકારે એ મતમાં દોષનો સંભવ નથી. અને બ્રહ્મમાં ખપે વ્યાપીને ન રહેલી માયા શક્તિ હોવાનો સંભવ છે. ખરી વાત તો એ છે કે જગત્નો કર્તા અનિર્વચનીય છે અને તે તર્કના બલથી કળી શકાય એવો નથી માટે તે સંબંધે તર્ક કરવાનો અવકાશ નથી. તે ઉપર શ્રુતિ છે કે नैषातर्केण मति रापनेया । ( કઠોપનિષદ્ અ. ૧, વ. ૨ ) ( ભાવાર્થ—આ આત્મા સંબંધી જ્ઞાન તર્ક વડે મેળવાય એવું નથી ) અને પ્રધાન—પ્રકૃતિ—અચેતન હોવાથી એમાં જગત્નો કર્તા થવાનો ગુણ સંભવતો નથી માયા, માયાનું ઇક્ષણ અને હિરણ્યગર્ભને જ અનુક્રમે પ્રધાન મહત્ અને અહંકાર એવાં નામ આપીએ, તો પણ અમે માનેલો આધ્યાત્મિક સંબંધ પ્રણિણમાં તમે વાદીએ નથી સ્વીકાર્યો, માટે તમે એ ઇક્ષણને માયાનો પરિણામ ઉપજાવવામાં સ્વતંત્ર કહેવાને સમર્થ નથી. અહંકારની ઉત્પત્તિ પછી પંચમહાભૂતની ઉત્પત્તિની બાબત, શ્રુતિ પ્રમાણે જગત્ની જે ઉત્પત્તિ આગળ કહેવાશે, તેનાથી વિરૂદ્ધ છે. અને અદ્વૈતવાદ શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણથી સિદ્ધ છે માટે પરિણામવાદ ટકતો નથી. તેમાં શ્રુતિ પ્રમાણ આ રીતે છેઃ- एको देवः सर्व भूतेषु गूढः सर्व व्यापी सर्व भूतान्तरात्मा ( ભાવાર્થ—એક દેવ સર્વ પદાર્થોમાં ગુપ્ત રહેલ છે. તે સર્વ વ્યાપક, અને સઉનો અંતરાત્મા છે ) આવી શ્રુતિઓ બહુ છે. મનુસ્મૃતિમાં પણ કહે છે કે—જે માણસ સર્વ પદાર્થોમાં આત્માને જુએ છે અને આત્મામાં સર્વ પદાર્થોને સામાન્ય રીતે જુએ છે, તે માત્ર અંતઃકરણની શુદ્ધિ માટે કર્મો કરતો ગણુમ કેવલ બ્રહ્મને વિષે પોતાને અર્પણ કરે છે અને સ્વપ્રકાશ બ્રહ્મપણું પામે છે અને વાદીએ એમ ન કહેવું જોઇએ કે ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे । ज्ञानैर्बिभर्ति जायमानंच पश्येत् । ( ભાવ—કપિલ ઋષિને જન્મ આપીને તેને જે પરમેશ્વર જ્ઞાન વડે પૂર્ણ કરે છે, તે પરમેશ્વરનો સાક્ષાત્કાર બન્નને કરવો. )—આવી શ્રુતિઓમાં જણાવેલા માહાત્મ્યને લીધે કપિલ બીજા બધા મનુ આદિ મુનિઓ કરતાં વધારે સમર્થ છે. એમ કહેવું કારણ કે यद्वै किंचन मनुरवदत्तद्भेषजम ( ભાવ—જે કાંઇ મનુએ કહ્યું છે, તે ઔષધ સમાન જનોને હિતકારક છે ) એવી શ્રુતિઓથી મનુઆદિ ઋષિઓની સ્મૃતિઓને જ પ્રમાણ કહી છે.

જો કે ઉપરના પરિણામવાદને અગાઉ જે અદ્વૈત શ્રુતિઓ કહેવાની છે તે બાધે વિરોધ છે, તો પણ સ્મૃતિના વાક્ય વડે ઉપર વાંધો દેખાડ્યો છે માટે સ્મૃતિ વડે જ સમાધાન કર્યું

વાદી કહે કે—ભલે કપિલ સ્મૃતિ અપ્રમાણ હોય, પણ યોગ સ્મૃતિ તો તેવી નથી, કારણ કે

यदा पंचावतिष्ठंते ज्ञानानि मनसासह । बुद्धिश्च नाविचेष्टेत तामाहुः परमांगतिम् ॥
तांयोगइतिमन्यंते स्थिरामिन्द्रियधारणाम् । त्रिरुन्नतं स्थाप्य समं शरीरम् ।

(ભાવાર્થ—જ્યારે પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન આત્મામાં સ્થિર થાય છે, અને બુદ્ધિ ચેષ્ટા-ક્રિયા કરતી નથી, ત્યારે તેને પંડિતો પરમગતિ-મોક્ષાવસ્થા કહે છે. એ અવસ્થાને વિદ્વાનો "યોગ" માને છે મસ્તક, સ્કંધ, અને છાતી એ ત્રણેને ઉંચાં અને સરખાં રાખીને યોગાભ્યાસ કરવો.) ઇત્યાદિ શ્રુતિયોમાં કહેલો અષ્ટાંગ એ યોગ યોગ સ્મૃતિમાં સાબીત કર્યો છે, માટે તે પ્રમાણ છે.-આમ વાદી કહેતો તે સાચું છે. મુક્તિ મેળવવી એ અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનું પ્રયોજન છે. તે સાક્ષાત્કારને ઉપયોગિ યોગ શાસ્ત્ર છે, અને અનાદિ કાળથી ચાલતી અદ્વૈત પક્ષ સામે પૂર્વપક્ષ-શંકા-ઉઠાવવાની જે રીતિ પ્રથમ જોતાં ન્યાય-તર્ક-શાસ્ત્રના નિયમ પ્રમાણે સાચી જ હોય એમ જણાય છે તે રીતિમાં પ્રધાનનો મહત્ તત્વ અહંકાર આદિ ક્રમ વડે અંતે જગત્ રૂપ પરિણામ થયો એવી વાત કરી છે; માટે યોગ શાસ્ત્રને આમ ઉપયોગિ સાબીત કરવાને તે કપિલ આદિ મુનિયોએ આ પ્રધાનના પરિણામની વાતનો અનુવાદ કર્યો છે-અર્થાત્ તેમણે એ વાત કહી બતાવી છે ખરી, પણ તે વાત જ છેવટના સિદ્ધાંત તરીકે માનવી જોઇએ એવું કહેવાની કપિલના સાંખ્ય શાસ્ત્રની કે પતંજલિના યોગશાસ્ત્રની મતલબ જણાતી નથી. આ રીતે ન્યાય મીમાંસા આદિ શાસ્ત્રો પણ અદ્વૈત સિદ્ધાંતના વિરોધ ન કરતાં પૂર્વ પક્ષની જુદા જુદા પ્રકારમાં પૂર્તિ કરવાને અર્થે છે, પણ ખરૂં જોતાં તે શાસ્ત્રો અદ્વૈતની વિરૂદ્ધ નથી. તે શાસ્ત્રો આમ પૂર્વ પક્ષમાં જે પુરવણી કરે છે, તેનો માત્ર એજ હેતુ છે કે તેના ખંડનથી અદ્વૈત સિદ્ધાંતનું મંડન દૃઢ થાય એમ સમજવું.

વાદી તર્ક કરે છે કે—પ્રકૃતિ પુરૂષના વિવેકનું સ્વરૂપ નક્કી કરવું કઠણ છે માટે ભલે એ વિવેક મોક્ષના ઉપાય તરીકે પ્રમાણ ન મનાય, પણ અદ્વૈત બ્રહ્મમાં જે માયા શક્તિ કહેવાય છે તે પણ અનિર્વાચ્ય છે માટે તેનું સ્વરૂપ નક્કી કરવું આ પ્રમાણે કઠણ છેઃ— કહો કે માયા શક્તિ જગતનો આધાર જે બ્રહ્મ છે તે રૂપે છે? કે કોઇ કારણમાંથી બનેલા કાર્ય રૂપ છે? કે એ બેથી જુદા જ રૂપવાળી છે? પેહેલા પક્ષ પ્રમાણે માયા બ્રહ્મ રૂપ ન કહેવાય. કારણ કે એમ કહેવાને કોઇ દાખલો આપી શકાતો નથી. અગ્નિનો દાખલો લઇએ, તો જણાય છે કે અગ્નિમાં જે બાળવાની શકિત છે, તે અગ્નિ રૂપ નથી સંભવતી, કારણ અગ્નિને બાળતાં અટકાવનાર કોઇ ચીજ અગ્નિ અને અગ્નિ વડે બાળવાના પદાર્થની વચ્ચે હોય, તો અગ્નિ તે પદાર્થને બાળી શકતો નથી. બીજા પક્ષમાં તો વાંધો એ છે કે ઉત્પન્ન થતા પેહેલાં કાર્ય હોતુ નથી માટે માયા કાર્ય રૂપ હોય, તો તે પણ સત્ રૂપ-અવિનાશિ-ન બને, પણ તેમાં અસતપણું-નાશ પામવાનો ગુણ-પ્રાપ્ત થાય. ત્રીજો પક્ષ સ્વીકારો તો કહો કે તે સત્ છે કે અસત્ છે? જો સત્ કહો, તો તમારા અદ્વૈત મતનો ભંગ થાય કારણ કે તમે એક બ્રહ્મને જ સત્ માનો છો, માટે માયાને પણ સત્ કહો, તો બેસત્ વસ્તુ થવાથી દ્વૈત બન્યું. જો માયાને અસત્ કહો તો તે શૂન્ય ઠરી, એટલે તે શૂન્ય વસ્તુ આ જણાતા જગતનું કારણ બને એ નહીં સંભવે. વળી તેને અસત્ કહેવામાં પણ કાંઇ પ્રમાણ છે કે નથી? પ્રમાણ છે એમ કહેતા હો તો કહો કે તે કયું પ્રમાણ છે?

પ્રત્યક્ષ અનુમાન ઉપમાન શબ્દ અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એવાં ૭ પ્રમાણુમાંથી કયું પ્રમાણ તમારા લાભમાં છે? માયા અતીંદ્રિય-ઇંદ્રિયોથી ન જણાય એવી છે, માટે પ્રત્યક્ષ પ્રમાણ તમારે કામનું ન હોય. જેમ સર્વ સ્વીકારે છે કે ઇંદ્રિયો પોતે અદશ્ય હોવાથી પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ નથી કરાતી, તેમ માયાનું અસતપણું પ્રત્યક્ષ પ્રમાણથી ન સાધી શકાય માયા અનિર્વચનીય-વર્ણવી ન શકાય એવી છે, માટે જ એનાસંબંધમાં અનુમાન ન ચાલે, કારણ કે એ અનુમાનની + વ્યાપ્તિનું જ્ઞાન સંભવતું નથી. શબ્દ પ્રમાણ પણ ન ચાલે કારણ કે શૂન્ય વસ્તુમાં જાતિ ગુણ અને ક્રિયા આદિનો સંબંધ ન હોવાથી શબ્દ વડે તે શૂન્યનું વર્ણન ન થાય. અર્થાપત્તિ પ્રમાણ પણ ન બને કારણ કે એના વિના ન હોય શકે એવું કાંઇ નથી. કોઇ માણસ પુષ્ટ હોય, તો તેની પુષ્ટિ તે માણસ ભોજન ન કરે તો હોઈ શકે નહીં, માટે પુષ્ટિ જોઇને તે ભોજન કરે છે એમ મનાય, એ અર્થાપત્તિ પ્રમાણ છે. અનુપલબ્ધિ પ્રમાણ પણ ન ચાલે, કારણ કે શૂન્ય વસ્તુનો અભાવ ન થાય અર્થાત્ જે કદાપિ હયાત નથી તેના અભાવની-તેની ગેરહાજરીની-વાત કરવી એ ઠીક નથી. માયાને અસત્ કહેવાને પ્રમાણ નથી એમ જો હોય તો સર્વ પ્રમાણ રહિત વસ્તુ છેવટે ખોટી ઠરે છે.— આમ જો વાદી તર્ક કરે તો તે ઉપર કહીએ છીએ કે:—જેમ ફોલો થવાથી તે ફોલા રૂપ કાર્યનું કારણ જે અગ્નિ છે, તેમાં બાળવાની શક્તી કલ્પાય છે અથવા જેમ પોહોળા નીચેના પેટવાળા આકારના ઘડા રૂપ કાર્ય ઉપર તેના કારણ રૂપ માટીમાં માટીથી ભિન્ન-ઘડા રૂપે થવાની ચોક્સ શબ્દોવડે ન વર્ણી શકાય એવી શક્તિ કલ્પાય છે, તેમ સંસાર રૂપ કાર્ય કારણ વિના સંભવતુ નથી માટે સમજાતી બ્રહ્મથી કેવલ ભિન્ન અને સત્ કે અસત્ ન કહેવાય એવી-એટલે અનિર્વાચ્ય માયા નામે શક્તિ પણ કલ્પાય છે, માટે પૂર્વ પક્ષીએ કહેલો દોષ અમને નડતો નથી. તે સંબંધે કહ્યું છે કે:—" કાર્ય તથા તેના કારણથી નોખી કારણની શક્તિ હોય છે. અગ્નિથી થતો ફોલો અને મોટા પેટવાળા ઘડાનો આકાર દેખાય છે તેમાં શક્તિ અનુમાનથી સમજાય છે. ઘડો કાર્ય છે અને તેનું કારણ માટી પાંચ શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ નામે-ગુણો વાળી છે. પણ માટીમાં શક્તિ તો જુદી જ છે, અને તે શક્તિમાં પૃથિવી આદિ નથી અને શબ્દ આદિ ગુણો નથી. તેથી એ શક્તિ નામે અચિંત્ય વસ્તુનું શબ્દથી વર્ણન થતું નથી."—વળી ભગવાને ગીતાના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે:—" હું જન્મ રહિત અવિનાશી, અને ઉત્પન્ન થયેલા પદાર્થોનો ઇશ્વર છું. તો પણ હું મારી ઉપાધિરૂપ, મને બહારથી વળગેલી માયા નામે શક્તિનો મારા ચૈતન્ય પ્રકાશ વડે વશ કરીને પોતાની માયા વડે જાણે દેહવાળો હોઉં, તેવો થાઉંછું—" વળી ગીતાના ચોથા અધ્યાયમાં ભગવાન કહે છે કે " હે અર્જુન, અનાદિ માયાજ મારી ઉપાધિરૂપ છે —મને વળગેલી જણાય છે—અને તે સર્વ કાળ રહે છે, માટે મને નિત્ય જગતના કારણ રૂપે તે માયા જણાવે છે. મારી ઇચ્છાથીજ પ્રવર્તતી તે શુદ્ધ સત્વ ગુણથી પૂર્ણ હોય છે, ત્યારે તે મારી મૂર્તિ છે,—અને હું તે માયાવડે યુક્ત છું માટે મારૂં અનાદિ પણું, અવિનાશિપણું અને ઇશ્વરપણું ઘટે છે. તેથી આ માયા યુક્ત નિત્ય દેહવડે મેં તને અને વિવસ્વાન્-આદિત્યને આ યોગનો ઉપદેશ કર્યો એમ કહેવું ઘટે, "અને શ્રુતિ પણ છે કે "આકાશ શરીરં બ્રહ્મ (ભાવાર્થ—આકાશ બ્રહ્મનું શરીર છે). આમાં "આકાશ" શબ્દ વડે માયા સમજવી, કારણ કે आकाश एवं तदोर्तंच प्रोतंच ઇત્યાદિ વાક્યમાં "આકાશ" નો અર્થ માયા છે. વળી आकाशस्तल्लिंगात् એ વ્યાસ મુનિના સૂત્ર ઉપરથી

"આકાશ" નો અર્થ "બ્રહ્મ" થાય છે. વાદીને શંકા થાય કે બ્રહ્મને પંચ મહાભૂતનું બનેલું શરીર ન હોવાથી એવા શરીરના ધર્મવાળા મનુષ્ય આદિનું ભાન કેમ થાય છે? તો તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે કે आत्ममायया—એટલે મારી માયાને લીધેજ મારામાં મનુષ્ય પણું વિગેરે દેખાય છે, અને તે દેખાવ લોકના હિત માટે છે, પણ ખરૂં જોતાં મારામાં એવું કાંઇ નથી. આવો ગીતાના વાક્યનો સારાંશ છે. એ વિશે "મોક્ષ ધર્મ" માં કહ્યું છે કે "હે નારદ, તું મને સર્વ પંચ મહાભૂતોના ગુણવાળો જુએ છે, એ બધું મેં માયા સજી છે, તેથીજ છે. પણ મને મારા ખરા સ્વરૂપમાં તું જોવા સમર્થ નથી. જગતનું કારણ જે માયા છે તે ઉપાધિયુક્ત હું છું માટે મને ખરા રૂપમાં તું તારા ચર્મ ચક્ષુવડે જોવા યોગ્ય નથી એવો ઉપરના શ્લોકના પાછલા અર્ધ ભાગનો અર્થ છે. ભગવાન્ ભાષ્યકારે કહ્યું છે કે—" તે ભગવાન પરમાત્મા જ્ઞાન—ઐશ્વર્ય, શક્તિ,-બલ વીર્ય, અને તેજ એ છ ગુણ વડે સર્વદા યુક્ત છે-ને પોતાની સત્વ, રજ, અને તમ એવા ત્રણ ગુણ યુક્ત જે માયા પ્રકૃતિ નામે છે, તેને વશ કરીને, પોતે જન્મ તથા નાશ રહિત અને ઐશ્વર્યવાન્ તથા સ્વભાવે નિત્ય શુદ્ધ જ્ઞાની અને મુક્ત છે, તોપણ પોતાની માયા વડે જાણે તે દેહધારી અને જન્મવાન્ હોય તેમ લોકો ઉપર અનુગ્રહ કરતો જણાય છે. પોતાને એમ કરવામાં કાંઇ સ્વાર્થ નથી તોપણ પ્રાણીઓના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાવડે એવો દેખાવ કરે છે. અને તે ઉપર વ્યાખ્યાન કરનારાઓએ કહ્યું છે કે "પોતાની ઇચ્છાથી માયાથી દિવ્યરૂપે પરમાત્મા પ્રગટ થયા." ભાષ્યકારનો એવો મત છે કે જે નિત્ય છે, અને જગતને ઉત્પન્ન કરનાર માયારૂપ ઉપાધિવાળો તથા માયા વડે અનેક શક્તિવાળો છે, તેજ પરમાત્માનો દેહ છે. બીજાઓતો પરમેશ્વર દેહવાળો છે અને તેને ઉપર જણાવ્યો તેવો દેહ છે એમ માનતા નથી. એમનો આશય એ છે કે જેમ જીવ દેહવાળો (દેહી) છે, અને દેહ તેનું શરીર છે-અર્થાત્ જેમ જીવ અને શરીરનો દેહ દેહિ નામે સંબંધ છે, તેમ પરમાત્મા અને માયાનો તેવો સંબંધ તેઓ માનતા નથી. અને જે નિત્ય વ્યાપક, સચ્ચિદાનંદઘન,-જ્ઞાન અસ્તિત્વ અને આનંદથી પૂર્ણ-ભગવાન્ વાસુદેવ, પરિપૂર્ણ નિર્ગુણ પરમાત્મા છે, તેજ પોતે પોતાનું શરીર છે, અને તે શિવાય બીજું કોઇ પંચ મહાભૂત રૂપ, અગર પંચ મહાભૂતનું બનેલું કે માયારૂપ શરીર તેને નથી. આ પ્રમાણે ઉપરના ગીતાના વચનની મતલબ સમજવી. आकाशवत्सर्वगतश्चनित्यः । अविनाशी वा अरेऽयमात्मा। अनुच्छित्ति धर्मा (આકાશ પેઠે આત્મા સઘળે સ્થળે વ્યાપી રહેલ છે અને નિત્ય છે. આ આત્મા અવિનાશિ વસ્તુ છે. અને એનો સ્વભાવ એવો છે કે એનો કદી ઉચ્છેદ-એટલે સમૂલક નાશ—થતો નથી. આવી શ્રુતિ છે માટે ખરૂં જોતાં આત્માને જન્મ અને નાશ નથી વળી તે સર્વનો પ્રકાશક છે—સર્વ જગતનું કારણ જે માયા છે, તતું અધિષ્ઠાન-તેનો આધાર-આત્મા છે, તેથી સર્વ પ્રાણીઓનો તે ઇશ્વર છે, તોપણ પોતાનો સચ્ચિદાનંદરૂપ સ્વભાવ જે "પ્રકૃતિ" કહેવાય છે, તેનો (=પોતાના સ્વરૂપનો) આશ્રય કરે છે. અને "સ્વામ્" શબ્દ વડે એમ જણાવે છે કે માયા એ પોતાથી (પરમાત્માથી) નોખી વસ્તુ નથી. स भगवः कस्मिन्प्रतिष्ठितः । स्वेमहिम्नि । (હે મહારાજ, તે પરમાત્મા શામાં રહ્યા છે? (ઉત્તર) પોતાના પ્રભાવમાં—એટલે એ સ્વાશ્રયી છે, એનાથી પર એવો એને કાંઇ આધાર નથી.) આ શ્રુતિ પ્રમાણે પોતે પોતાના સ્વરૂપનો આશ્રય કરીને પોતાના સ્વરૂપમાંજ

સ્થિર છે એ સમજે છે,—અર્થાત્ દેહ દેહિભાવ વિનાજ દેહિની પેઠે ને વ્યવહર કરે છે. વાદીના મનમાં પ્રશ્ન ઉઠે કે—સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માને દેહ નથી, ત્યારે તેનાં દેહ હોવાનુ ભાન કેમ થાય છે? તો તેના ઉત્તરમાં કહે છે કે स्वमायया—અર્થ—ભગવાન્ વાસુદેવ નિર્ગુણ શુદ્ધ સચ્ચિદાનંદ રૂપ, અને દેહ દેહિભાવ રહિત છે, તોપણ તેમાં તેવો ભાવ હોય એમ જે ભાન થાય છે, તે કેવળ માયા છે. તે પર કહ્યું છે કે—"સર્વ આત્માઓ—જીવોનો આત્મા એ કૃષ્ણ છે એમ તું જાણજે—ને કૃષ્ણ પણ જગતના હિત માટે માયા વડે દેહી—દેહધારી જેવો ભાસે છે—" અને ગીતાના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે—दैवीह्येषागुणमयी-ममंमायादुरत्यया मामेवयेप्रपद्यंतेमायामेतांतरंतिते ॥ ઇત્યાદિ (ભાવાર્થ—મારી આ ત્રિગુણાત્મક માયા દુરતર છે, માટે જેઓ મનેજ પ્રાપ્ત થાય છે તેઓ એ માયાને તરે છે.)

માયાને "દૈવી" કહી—તેમાં "દૈવી" એટલે एको देवसर्वभूतेषुगूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा ( સર્વ વ્યાપક, સર્વ પ્રાણીઓનો અંતરાત્મા અને સર્વમાં ગુપ્ત રહેલ દેવ એકજ છે) એ શ્રુતિ વડે જે સ્વસામર્થ્યથી પ્રકાશમાન, જ્ઞાનરૂપ આનંદથી પૂર્ણ અને વિભાગ રહિત—એક રૂપ—જે પરમાત્મા છે તેનો આશ્રય કરીને માયા રહેલી હોવાથી, તેને જોનારી અને તેમાં કલ્પેલી एवामाया એમાં एवा એટલે સાક્ષિરૂપ પરમાત્માને પ્રત્યક્ષ હોવાથી તે "માયા" નથી એમ જેના વિશે ન કહી શકાય તેવી ઉપરના શ્લોકમાં हि શબ્દ છે તે જણાવે છે કે આ ભ્રમરૂપ-મિથ્યા જણાતો—જે સંસાર છે તેનું માયા ઉપાદાન કારણ છે, માટે અર્થાપત્તિ નામે પ્રમાણ વડે તે સિદ્ધ થાય છે. શ્લોકમાં गुणमयी પદ છે એનો અર્થ એ કે—સત્વ રજસ્ અને તમસ્ નામે ત્રણ ગુણવાળી—અર્થાત્ ત્રણ દોરીઓથી વણેલા દોરડા જેવી અતિ મજબુત બંધન કરનાર मम એટલે માયા યુક્ત જણાતા પરમેશ્વરની તેને પોતાને આધીન અને તેથી જગતની સૃષ્ટિ સ્થિતિ અને તેનો નાશ કરનારી માયા એટલે પરમાત્માના ખરા સ્વરૂપના પ્રકાશને અટકાવીને ખોટું રૂપ દેખાડનારી આવરણ[1] તથા વિક્ષેપ[2] નામે બે શક્તિવાળી અને અજ્ઞાનરૂપ સર્વ સંસાર પ્રપંચનું કારણ—આ કથનના આધાર રૂપ એવી શ્રુતિ છે કે मायांतु प्रकृतिं विद्यान्मायिनंतु महेश्वरम् ( (અર્થ—માયને સંસારની પ્રકૃતિ—તેનું ઉપાદાન કારણ જાણવી અને એ માયવાન્ પરમાત્માને મહેશ્વર જાણવો.) मामेवयेप्रपद्यंते એટલે હું સર્વ ઉપાધિરહિત અને સત્‌ચિત્ આનંદરૂપ અવિનાશી છું માટે મને વેદાન્ત વાક્યના શ્રવણથી ઉત્પન્ન થતી નિર્ગુણ પરમાત્માનું પ્રત્યક્ષ ભાન કરાવતી, અને અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યનો નાશ કરનારી ચિત્તવૃત્તિ વડે જે કોઇ જનો જાણે છે, તેઓ (एतां) એ દુસ્તર અને સર્વ અનર્થ ઉપજાવનારી (मायां) માયાને સહેલાઇથી (तरन्ति ) તરે છે—એ માયાનાં પાશમાંથી છુટે છે. આ પ્રમાણે ગીતાના ૭ મા અધ્યાયના શ્લોકનો અર્થ છે. અને જગત્‌નું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ નોખાં નથી પણ જગતનાં એ બંને પ્રકારનાં કારણ પરમાત્માજ છે એમ આગળ સાબીત કરીશું. ત્યારે આ ઉપરની બાબતને લગતી શ્રુતિયો પણ કહીશું. માટે

---

૧ આત્માનું ખરૂ સ્વરૂપ ન જોવા દેનાર. ૨ આત્માના ખરા રૂપમાં બીજુ ખોટુ રૂપ દેખાડનાર અજ્ઞાનની શક્તિ.

શ્રુતિ સ્મૃતિ અનુમાન આદિ પ્રમાણોથી સિદ્ધ માયાના સંબંધમાં પ્રમાણ નથી એવી શંકા પણ ન કરવી. એમ ટુંકામાં સમજાવ્યું. આમ માયાનું સ્વરૂપ તપાસ્યું.

વાદી શંકા કરે કે—આમ કહે છે ત્યારે જીવ અને પરમેશ્વરનો ભેદ સાબીત કરનારાં સર્વ શાસ્ત્રો નિરર્થક થયા. એ વાત તમને ગમતી છે એમ પણ તમે ન કહેવાય કારણકે તે શાસ્ત્રો રચનાર મહર્ષિયો ત્રિકાળ જ્ઞાની હતા તેથી તેમનું શાસ્ત્ર મિથ્યા ન હોય—આ શંકા ઠીક નથી કારણ કે મુનિયોનો અભિપ્રાય બરાબર ન સમજવાથી એ શંકા ઉઠે છે. આગળ જે વિવર્તવાદ સમજાવીશું, તેમાં જણાવીશું કે વેદાન્ત શાસ્ત્ર વડે એક પરમાત્મા જ સત્ય વસ્તુ તરીકે સિદ્ધ થાય છે, અને તે શિવાય બીજા સર્વ મિથ્યા છે. આ વાત કહેવી એજ સર્વ શાસ્ત્રકાર મુનિયોનો મુખ્ય અભિપ્રાય છે. એ મુનિયો ભુલ કરતા નથી કારણ કે તેઓ સર્વ સત્ય વાતો જાણનારા છે અને એમનું કહેવું ભુલ ભરેલું છે એમ સિદ્ધ કરવાને સબળ કારણ નથી, પણ જે જનોની મનોવૃત્તિયો બાહેર જણાતા પદાર્થોમાં અજ્ઞાનથી આસક્ત થઇ છે, તેમનો, મનુષ્યોએ મેળવવા યોગ્ય ધર્મ અર્થ કામ અને મોક્ષ રૂપ ચાર પદાર્થોમાંનો શ્રેષ્ઠ જે અદ્વૈત માર્ગ છે, તેમાં એકદમ પ્રવેશ થાય એ સંભવે નહીં, માટે તેમનામાં નાસ્તિકપણું અટકાવવાને મુનિયોએ નોખાં શાસ્ત્રો બનાવ્યાં છે, પણ તેમાં નોખા નોખા સિદ્ધાંતો છે તેજ ખરા છે એમ કહેવાની તેમની મતલબ નથી. તે ઉપર જ્ઞાનવૃદ્ધ પતંજલિ મુનિ વિરચિત યોગ શાસ્ત્રના ભાષ્યના ચોથા ચરણમાં કહ્યું છે કે:— "ગુણોનું સત્ય રૂપ નજરે જણાતું નથી. અને જે જોવામાં આવે છે, તે અતિ તુચ્છ માયા રૂપ છે. આરંભવાદ અને પરિણામ વાદ વડે પ્રથમ જગત્ સંભવિત ઠરાવ્યું અને પછી કણાદ અને કપિલ મુનિયે તે જગત્ મિથ્યા છે એમ યુક્તિ વડે નક્કી કર્યું."

(ચાલુ)

- કૃષ્ણશંકર હિરાશંકર પંડયા. બી. એ.

---

# ॥ सत्य अने परोपकारनो विरोध ॥

(જીવદયા ખાતર પણ અસત ન બોલાય.)

---

ધારો કે હજુ એ શંકા લંબાય છે અને બાધ ઉઠાવવામાં આવે છે કે એક વ્યક્તિ ગમે તેવી પવિત્ર અને પ્રેમાળ સાધુ પ્રકૃતિવાળી હોય તોપણ તે વિસ્મરણ અને ક્ષમા દર્શાવી શકે, પરંતુ પ્રેમ દર્શાવી શકે નહિ, ત્યારે તો તેની દશા અને તેના મનની દશા કેવા પ્રકારની હોવી જોઇએ, એમ અમે પૂછીએ છીએ! તે શું કરી શકે અથવા કેવો થઈ શકે?

ગીએ તો, (૧) બદલા તરીકે દુઃખ દો, નુકશાન કરો. શિક્ષા કરો અને વૈરવાળો. (૨) કષ્ટ, નુકશાન અને શિક્ષા કંઇ પણ દો નહિ તેમજ પ્રેમ પણ દર્શાવો નહિ, (૩) લાભ કરો, સારાં કામ કરો, જરૂર હોય ત્યારે રક્ષણ અને બચાવ કરો, પ્રેમ રાખો, મદદ કરો, દયા દર્શાવો, દુઃખ ઓછું કરો, ઉંચે ચઢાવો, ઉદ્ધાર કરો, સુખી બનાવો. હવે આ પ્રમાણે પ્રશ્ન પરંપરા ઉપજી આવે છે. ઉપરની માનસિક દશાઓમાંની કઇ પરિપૂર્ણ ક્ષમા સમાન છે? મધ્યની દશાને એવું નામ આપી શકાય? જ્યારે એક જીવાત્મામાં છેલ્લો ગુણ અથવા આ ચાર પૂર્ણ પ્રવૃત્તિમાં વર્તતો હોય છે ત્યારે શું કોઇપણ અમુક ખાસ બાબતમાં મધ્ય દશાનું અસ્તિત્વ સંભવિ શકે? શું આ જરા પણ દીર્ઘ સમય સુધી ટકી શકશે? શું સાધુ હૃદય માટે આ એક સ્થિર દશા અને ભૂમિકા સમાન નિવડશે? જો મધ્ય દશાનો સ્વીકાર કરીએ તો શું છેલ્લી દશાને પૂર્ણ પ્રકારે પ્રવર્તમાન બનેલી માની શકાશે? જો છેલ્લી દશાના ઉપયોગનો એક વ્યક્તિ માટે હમેશનો નકાર ભણવામાં આવે તો શું તેને પરિપૂર્ણ પ્રકારે ક્ષમા આપેલી કહી શકાશે? શું આને એક પ્રકારની શિક્ષા તરીકે ગણવામાં આવશે નહિ! શું આ તેને સજા કરવા રૂપ બનશે નહિ? જે અન્ય સર્વને અને તેમના સાથમાં તેને પણ આપવામાં આવ્યું છે તે તેની પાસેથી લેઇ લેવા સમાન શું આ નથી? શું આ તેને એક શંકા સમાન નહિ થઇ પડે? જે કંઇક માટે અન્ય સર્વના જેટલોજ તેનો હક છે અથવા અપરાધ અથવા નાખુશ કરવા પૂર્વે જેવો હતો તે આથી શું તેની પાસેથી લેઇ લેવા સમાન બનતું નથી? આ પ્રમાણે એટલું સ્પષ્ટ થાય છે, કે કોઇના પણ તરફ ઉપેક્ષા વૃત્તિ રાખવાની બાબત, ખરેખરા ક્ષમા અને પ્રેમના ગુણોવાળા માનવિના સંબંધમાં બંધ બેસતી થઈ શકતી નથી. આમાં કંઇ પૂર્ણ પ્રકારની ક્ષમા ભાવનાનો સમાવેશ થતો નથી, તેમાં શિક્ષા અને વૈર વૃત્તિનો અમુક અંશે સમાવેશ થાય છે. ત્યારે તો એકાદ વ્યક્તિ તરફ દર્શાવવામાં આવતી પરિપૂર્ણ ક્ષમા ભાવના, અન્ય વ્યક્તિ આપણા પ્રેમની જેટલી હકદાર હોય છે તેટલોજ પ્રેમ તેના તરફ દર્શાવવામાં આપણને દોરી જાય છે. નિષેધાત્મક પ્રેમ બહુતો, કઠિન હૃદય, ક્રોધ અને દ્વેષના એક પ્રકારના નરમ સ્વરૂપમાં દોરી જાય છે. તેથી પ્રેમ અને પરિપૂર્ણ ક્ષમા ભાવના માટે સમર્થ એક ખરેખરા ઉદાર જીવાત્માએ ક્ષમા પામેલાને પોતાનાં પરમોત્તમ હૃદય અને પ્રેમ દર્શાવવાંજ જોઇએ, અર્પણ કરવાં જોઇએ.

વિસ્મરણ અને ક્ષમા અસંભવિત નથી, એટલુંજ નહિ પરંતુ હૃદયની સાધુતા એવા પ્રકારની હોય, શુભ વિચારો, શુભ કાર્યો અને કર્મોમાં તેનો વ્યાપાર અને પ્રવૃત્તિ એવા પ્રકારની હોય, અન્યનાં અજ્ઞાન અને દોષો માટે અથવા તેમના ઉપર વર્તતી હોય એવી અનેક પ્રકારની શક્તિઓ માટે તેની છૂટ આપવાની મોટા મનની ટેવ એવા પ્રકારની હોય, કે અપરાધ પ્રત્યે તદન દુર્લક્ષ્ય અને વિસ્મરણ કરવાની બાબત બીલકુલ સંભવિત થઇ પડે છે. એક અપરાધને આ પ્રમાણે ભૂલી જવાનો સંભવ સાબીત કરવા માટે આપણે માત્ર એટલુંજ દર્શાવવાનું છે, કે એક ખરેખરા ઉદાર મનમાં તેનો આધાર સંપૂર્ણ રીતે શક્ય છે, એટલુંજ નહિ પરંતુ અત્યંત સડેલી માનસિક દશા અને લાગણીઓ ઉપર હોય છે. એક એવી ધારણા અથવા માન્યતાને ઉદારતાથી માનવામાં આવે છે, કે નુકશાન કરતા અથવા અપરાધિ અમુક પ્રકારની ભૂલમાં ગોથાં ખાતો હોવો જોઇએ, તેના મનથી આ બાબત

સર્વ સાથી બંધુઓના સાથમાં સમાન ગણાવાની દશામાં આવી પડેશે અપરાધિ અવશ્ય કરીને આપણા હૃદયના બધાએ હકો, પ્રેમ અને સદ્‌ભાવ ફરીથી પ્રાપ્ત કરે છે. જો તમે તમારા શત્રુને ઉંડામાં ઉંડા હૃદયથી માફી આપી હશે અને જ્યારે તે ફરીથી તમારી સહાય માગવા આવશે અથવા જ્યારે તેની જરૂર તમારા જાણવામાં આવશે, જ્યારે તમને સમ-જાશે કે તમારાથી તેને રક્ષિ, બચાવી અથવા સહાય કરી શકાશે. ત્યારે ગમે તો ન્યાયા-નુસાર અથવા ભાવાનુસાર બોલતાં તમે તેના ઉપર કેવી રીતે મેહેરબાની દેખાડી શકવાના નથી, તેના તરફ તમારાં માયા, સદ્‌ભાવ અને પ્રેમ કેવી રીતે દર્શાવી શકવાના નથી, તમારી નજર સમક્ષ, તમારા સાધુ અને પ્રેમાળ હૃદય સમક્ષ જણાઇ આવતા દુઃખમાંથી તેને બચાવીને છુટો કરી શકવાના નથી? આથી ઉલટી રીતે એક દૃઢ નિશ્ચયવાળું, સાધુ અને વીરહૃદય, પોતાની ખાસ પ્રેમાળ અને પરોપકારી પ્રવૃત્તિનો પોતાના અપરાધ તરફ જ કદાચ જો તે તેને, તેની જાતને અથવા વ્યક્તિને પીછાને તો એ ઉપયોગ કરવાનો પ્રસંગ મળતાં, બધાંએ માનવોમાં તેનુંજ રક્ષણ કરવા માટે જાણે કે સમર્થ ઉથલપાથલ કરનાર શક્તિ-સહિત, જાણે કે અનિવાર્ય આકર્ષણથી હોય તેમ બમણા બળ સહિત, સર્વ પ્રકારના વિશેષ ઉત્સાહ પૂર્વક, પાછળ હડવાને બદલે આગળ ધપી જવાના સંભવ અને પ્રસંગ ઉપજી આવે છે.

છેલ્લે, ઉપર થઇ ગયલી સર્વ ચર્ચા અને વાદવિવાદથી ભિન્ન પ્રકારે મહા પુરુષોના પૂરવાનો આપણે શી રીતે નકાર ભણી શકીશું; હૃદયની ખરી મોટાઇવાળાં અને લાગણી-વાળાં માનવો જણાવે છે, કે તેમને તેમના શત્રુઓ માટે લાગી આવવાથી તેમણે તેમના ઉપર ખરેખરાં અને ઉંડા ભાવનાં દયા સદભાવ અને પ્રેમ અર્પણ કર્યાં છે; તેઓ પોતાના શત્રુઓ માટે રડયા છે, માત્ર તેમનાં ચક્ષુઓજ નહિ પરંતુ તેમનાં હૃદય તેમના માટે રડ્યાં છે અને રૂધિર વડે ટપકાં છે, તેમણે તેમના (શત્રુઓ) માટે પ્રાર્થનાઓ કરી છે, આવી આવી સર્વ બાબતો પણ વિચાર ચલાવવા જેવી છે, તેમના પ્રેમના વિસ્તારમાં, તેમને થયલા અપરાધોનો તેમને એક વિચાર પણ નહોતો, આવા વિચારની છાયા પણ સંભવતી ન હતી. આથી ઉલટા પ્રકારની કોઇ પણ સિદ્ધ બાબતોથી તેઓ વિરૂદ્ધ રીતે વર્ત્યા ન હોય તે આ બાબત વિષેના મહા પુરુષોના અનુભવોના અને અસ્તિત્વના બધાએ પુરાવાઓને તમારે હિસાબ વિનાના ગણી કાઢવાની શી જરૂર છે? આપણે શું એમ ધારવાનું છે, કે દહનસ્તંભે બંધાયલો એક ધર્મ વીર, માનવ જાતને અને પોતાને કષ્ટ દેનારાઓને શ્રાપ દે છે અને ધિક્કારે છે? અહા! ના! તેતો તેમને માટે ખૂશીથી રૂદન કરે છે, ખરેખર તેમને માટે પ્રાર્થના કરે છે. તે કોઇ વ્યક્તિને શ્રાપ આપતો નથી, કોઇ સાથે ક્રોધિ બનતો નથી પરંતુ સર્વને માટે રડે છે, દયા અને પ્રેમ દર્શાવે છે, એટલી યથાર્થ બાબતોમાંજ સદ્‌ભાગ્યે ઉત્તમ પ્રકારની આંતર સાબિતી મળી આવે છે. કારણ કે હૃદયનું કોઇપણ પ્રકારનું શ્રાપ દર્શાવતું વચન અથવા કોઇને પણ શ્રાપ આપવાની બાબત, તેની ભયંકર દશાની સાથેજ બંધ બેસતાં થઇ શકતાં નથી, આથી તો તે આવા પ્રકારના અંત અને સંકટમાં સપડાયો ના હોત. જો તે તેમને શ્રાપ આપત, જો તે તેમની સાથે ક્રોધી બનત તો તે તેમને માટે મરણ શરણ ના બનત, આથી ઉલટી રીતે તેણે તેમનેજ મરણ શરણ બનાવ્યા હોત અથવા અલબત તેના માનવા પ્રમાણેના અંધકાર, ગૂંચવાડા અને અજ્ઞાનમાં તેમને

મનની એક પ્રકારની ઉદાસિન દશાના પરિણામ રૂપે અથવા એક પ્રકારના નૈતિક લોભ અને કીર્તિ-પ્રેમની ખાતર આમાંના ગમે તે એકની ખાતર થયશે હોવો જોઇએ. એક નિરર્થક, નકામા અને અંત વિનાના ગૂંચવાડાને પસંદ કરીને જો કોઇને એમજ વર્ણન કરવાનું મન હોય તો આને પ્રથમ પ્રકારનું નામ આપી શકાય. બીજા પ્રકારમાં તો આનો સમાવેશજ નથી. પોતાની એક જાતના અર્પણવડે લાખ્ખો અને કરોડો માનવોનાં જીવન બચાવવામાં, તેની સેવા ઉઠાવવામાં એક ખરેખરા પ્રકારનો આનંદ અનુભવવામાં આવે છે, એક વ્યક્તિમાં જીવન અને સુખનો સમાવેશ થતો હોય છતાં તે બીજાઓને દુઃખ સહન કરતાં જોયાં કરે એ બાબતનો અસંભવ લાગવાથી, અનુભવમાં આવવાથી, આનંદ પરિણામ રૂપે એકતા આત્માર્પણથી દુઃખ સહન કરતી અનેક વ્યક્તિયોનું રક્ષણ થઇ આવ્યું; ગમે તો આપણે આને વિચારપૂર્વક દોરાયલી તર્ક શક્તિનું અથવા હૃદયના દુર્નિવાર્ય ભાવનું પરિણામ ગણી કાઢીએ, તેથી શું થયું. ત્યારે તો આવા કાર્યને રોગવાળું અથવા ઉદાસિન ગણી કાઢશો નહિ. આને કીર્તિ-પ્રેમનું અને નૈતિક લોભનું નામ પણ આપશો નહિ. અહા! અનાવશ્યક રીતે આને આવાં નામથી બોલાવશો નહિ. "ઉદાસિન અનારોગી" શબ્દોના અર્થો તપાસવાની તથા તેના ઉપયોગના વિસ્તારની બાબતનો વિચાર દરેક માનવિની સાધારણ બુદ્ધિને કરવા દેવાની જરૂર છે; આની અનુપયોગિતા તેને અત્રેજ માલૂમ પડી આવશે. આવી ભાવના ખોટી તો નથીજ. આતો એક નિર્વિવાદિત સત્ય બાબત છે. તે નિરૂપયોગી પણ નથી; કારણ કે તે કીમતિ છે અને મહાન ઉદ્દેશો પાર પાડે છે તથા અંતરાત્માને પણ સતેજ અને ઉત્સાહિ બનાવે છે. સ્વનાં કલ્યાણ અને સુખને, સમગ્ર વિશ્વના કલ્યાણ અને સુખની ભૂમિકા પર્યંત ઉંચે ચઢાવવાની અને વિસ્તારવાની બાબતને એટલે નાના સ્વ રૂપ સ્વાર્થને પરાર્થરૂપ સમુદ્રમાં ડૂબાવવાની બાબતને આ પ્રમાણે અસંભવિત ગણી કાઢશો નહિ; લાખ્ખો કરોડો માનવોના સુખમાંજ, તમારા સુખનાં અક્ષરશઃ કરોડો ઘણાં વધેલાં દર્શન કરવાં અથવા એવા-કહેવાતા તમારા કલ્યાણ માટે બેદરકાર બનીને અન્ય સર્વના કલ્યાણનો વિચાર કરવો, તમારા **સ્વને ખરેખરૂં** જેવું નાનામાં નાનું છે તેવુંજ બનાવવું, એનાથી પણ આનું આજ સચવાય છે. અત્રેજ સત્યનો ધર્મ, સત્યની ભક્તિ કેવી સહાય અને સેવા કરે છે, એ લક્ષમાં લેવા જેવું છે. તમારી આસપાસ આવેલાં સત્ત્વો, જીવનો અને વ્યક્તિઓના સમુદ્રમાંથી અને તેમના બધાએ સુખમાંથી, તમારી એકલી જાતના, તમારા એકલાના સુખના એક પ્રકારના સપ્ત પ્રમાણાનુસાર ઉપજી આવતાં નિરર્થકતા, યથાર્થ અને સત્ય અલ્પત્વ, નિર્જીવ ઉપયોગિતા અને ઉપેક્ષાની બાબત, જ્યારે આવી અંતિમ બાબતોનો પૂર્ણ અનુભવ થાય છે ત્યારે તે તમારા જ્ઞાન અને અંતઃકરણના એક નિર્વિવાદ, અનિવાર્ય અને અનિયંત્રિત અંશ સમાન છે. આ પ્રમાણે ઉંડાં મૂલ ઘાલી બેઠેલી સત્યની ભક્તિ અને સત્યના ધર્મનું ખરા હૃદયનું અનુકરણ જેથી સમર્થ પ્રકારે તમારા અંતરમાં સમગ્ર સત્યની સ્થાપના થાય છે અને સમગ્ર અસત્યનું ઉન્મૂલન થાય છે તેથી અવશ્ય કરીને જ્યારે જરૂર હોય ત્યારે સ્વ રૂપ સ્વાર્થનું, પરાર્થરૂપ સમુદ્રમાં શ્રેષ્ઠ, પવિત્ર, સદાચારી પ્રવિલાપન થવુંજ જોઇએ. આ બાબતની વ્યાવહારિક સિદ્ધતા સાબીત કરવા માટે કોઇને પણ માત્ર અદ્દભૂત આત્માર્પણનાં નોંધાયલાં અસંખ્ય દૃષ્ટાંતોને યાદ લાવવાનીજ જરૂર છે.

અત્યાર સુધી આપણે એવા પ્રશ્નની ચર્ચામાં લાગ્યા છીએ કે આપણાથી આપણા શત્રુના ઉપર પ્રેમ રાખી શકાય કે નહિ, એટલે જેમણે આપણું નુકશાન કર્યું હોય તેમનું આપણાથી કલ્યાણ કરી શકાય કે નહિ. આ બાબત કેવી રીતે સંપૂર્ણ પ્રકારે સંભવિત અને યથાર્થ છે, એ આપણે જોઇ આવ્યા છીએ બહુ સારૂં. આપણે એટલું દર્શાવ્યું છે કે આપણે આપણા શત્રુને સંપૂર્ણ પ્રકારે ક્ષમા આપી શકીએ તેના ઉપર આપણે પરમોત્તમ માયા અને પ્રેમ દર્શાવી શકીએ. કદાચ વધારે અગત્યનો પ્રશ્ન કીયો છે, એ વિષે હવે આપણે વિચાર ચલાવીએ. પરંતુ શું આપણે આ પ્રમાણે વર્તવા યોગ્ય છે અથવા આમજ વર્તવું જોઇએ? આપણે આમ કરીએ એ શું યથાર્થ છે? શું આવા માનવિ સાથે એક જુદાજ પ્રકારનું વર્તન ના ચલાવવું જોઇએ? તેની સાથે આવું વર્તન ચલાવવું જોઇએ, તેના બનાવને આ પ્રમાણેજ ગણી કાઢવો જોઇએ, એ શું યોગ્ય, યથાર્થ અને બુદ્ધિ ભર્યું છે? શું તેને નિરૂત્સાહિત કરીને હેઠો પાડી નાખવો ના જોઇએ? શું તેના વર્તનનો તિરસ્કાર કરીને તેને વાણિ અને કર્મવડે ધક્કો ના આપવો જોઇએ? શું તેને સજા ના કરવી જોઇએ? શું તેનો દુરાચાર તેને પાછો વાળવો ના જોઇએ અને તેના વર્તન અને પ્રવૃત્તિને અટકાવવાં ના જોઇએ? શું દુનિયામાં પ્રવર્તતા દુરાચારને અટકાવીને દબાવી દેવાનું આપણું કર્તવ્ય નથી? શું આપણે તેમાં ઉત્તેજન આપીને વધારોજ કરીશું? એટલું બીલકુલ ખરૂં છે, કે આપણે તેને ઉત્તેજન આપીને વધારવાનો નથી પરંતુ નિરૂત્સાહ બનાવીને દબાવી દેવાનો છે આમ કેવી રીતે કરવાનું છે? આવો હેતુ શી રીતે પાર પાડવાનો છે? શું અશુભનો બદલો અશુભરૂપે આપીને આવો હેતુ સિદ્ધ કરવાનો છે? જુઓ! એકદમ સ્પષ્ટ રીતે આ આમ હોય એમ જણાતું નથી. કારણ કે સ્પષ્ટ રીતે આથી તો તમે જે વસ્તુને દબાવી દેવા માગો છો તેમાંજ માત્ર વધારો કરો છો. તમે તેના અસ્તિત્વમાં વૃદ્ધિ કરો છો, દુનિયામાં અશુભનો, વધારે દુરાચારનો, વધારે પાપી વિચારનો, વધારે દુર્વૃત્તિના વર્તનનો વધારો કરો છો. ખરેખરી રીતે જોતાં તમારા શત્રુને સાધુતાના પક્ષમાં અને તમારા પક્ષમાં લેવાનું કાર્ય ઉઠાવવામાં, તમે તમારી જાતનેજ પલટાવી નાખો છો, તમે પલટાઇ જાઓ છો બીજા પક્ષના બની જાઓ છો, દુરાચારના પક્ષમાં ઢળી પડો છો. દ્વેષ અને ઇર્ષ્યાનું વલન ધારણ કરીને દુરાચારનો બદલો વાળવા જતાં, દુનિયામાં અશુભ પ્રવૃતિ અને અશુભ કાર્યોને દાબી દેવાનો ઉદ્દેશ રાખતાં, માત્ર તમે તમારા શત્રુઓના હાથમાંજ સપડાઇ જાઓ છો, એટલે તમારા અશુભ પ્રવૃતિ અને અશુભ કાર્યોરૂપી શત્રુના પંઝામાં સપડાઓ છો અને તમારી જેનો દાબી દેઇને વિનાશ સાધવાની ઇચ્છા હતી તેને તમે માત્ર બમણું અને ચાર ઘણું બનાવી મૂકો છો. પદાર્થોની પ્રકૃતિમાંજ, તમારી જાતે પાપી, પાપ કર્મી અને દુરાચારી બનીને તમારાથી પાપ, ઇર્ષ્યા અને દુરાચારનો વિનાશ સાધી શકાશે નહિ. તેને આધિન બનીને તમારાથી તેને જીતી શકાશે નહિ. તેનું પોષણ કરીને તમારાથી તેને ભૂખે મારી શકાશે નહિ. પદાર્થોની પ્રકૃતિ અનુસારજ કોઇ કાળે પણ એક વસ્તુનો તમારામાં અને અન્યનામાં વધારો કરીને વિનાશ સાધી શકાશે નહિ. સાધુતાના શસ્ત્રનો અને તેની તમારા ઉપરની સર્વ સમર્થ સત્તાનો એક અનાદિ પ્રશ્ન આપણે માટે અત્રે ઉપસ્થિત થઇ આવે છે. જ્યારે તમારી દુરાચારનો વિનાશ સાધીને, સદાચારની વૃદ્ધિ કરવાની ઇચ્છા હોય છે ત્યારે દુરાચારનોજ એક સાધનરૂપે ઉપયોગ કરવામાંથી તમને

સાધુતાજ અટકાવે છે તેની ગ્રાહક શક્તિજ આવા પ્રકારની હોય છે, તે આટલા બધા સંપૂર્ણ દૃઢાગ્રહવાળું હોય છે, આવા પ્રકારની સમર્થ, અનિવાર્ય, દુર્લક્ષ્યના થઇ શકે એવી સ્થિરતાવાળું હોય છે. તમને એકવારજ સદાચારની જરૂર લાગી આવે છે અને તમે તેની વૃદ્ધિ કરવામાં મંડો છો કે તુર્તજ તમારા જોવા પ્રમાણે તે પોતાની જાતની જાતેજ એક અતિ સંપૂર્ણ, પરિપૂર્ણ, સખ્ત અને શાસ્ત્રીય પ્રકારની સંભાળ રાખે છે અને દુરાચારના સર્વ પ્રકાર અને સ્વરૂપોને દૂરને દૂરજ રાખે છે, તેના સર્વ પ્રકારના આગમનને દૂર કરે છે. જો તમારી સદાચારી બનવાની અને સદાચારમાં વૃદ્ધિ કરવાની મરજી હોય તો તમારે માત્ર સાધુતા વડેજ અસાધુતાનો વિનાશ સાધવો જોઇએ; આવો માર્ગ અનિવાર્ય છે. તમે દુરાચારનો તેના પોતા વડે અને તેની પોતાની સહાય વડે વિનાશ સાધી શકો છો, એ વિચારજ અસંગત, અસંભવિત અને અસત છે. બીલકુલ અંધતા સમાન એક પ્રકારના ક્રોધ વડેજ વ્યક્તિવાચક માનવો માત્ર ક્ષણિકવાર માટેજ આવી મનોવૃત્તિમાં તણાઇ જાય છે. પરંતુ ખરેખરીરીતે સદાચારના શાસ્ત્ર અને સત્તા વડે એક ભિન્ન પ્રકારનો પંથ વા માર્ગ આપણને દર્શાવવામાં આવે છે. જો આપણે સદાચારના સિદ્ધાંત અને ઉદ્દેશથીજ આરંભ કરવાનો હોય તો આપણે અવશ્ય કરીને એવા સામાન્યવાદ ઉપર આવવું જોઇએ, કે દુરાચારનો બદલો સદાચારથીજ વળવો જોઇએ. અશુભનો બદલો અશુભરૂપેજ વાળવાથી તો તેમાં કોઇ પ્રકારની સહાય થઈ શકવાની નથી. બધાએ બનાવોમાં અને બધાંએ માનવો પ્રત્યે આપણાથી સદાચારી બન્યા વિના રહીજ શકાતું નથી; આપણું અશુભ કર્યું હોય તેના પ્રત્યે પણ આપણાથી આવી રીતે વર્ત્યા વિના રહીજ શકાતું નથી, કે રખેને અશુભનો બદલો અશુભવડે વાળીને આપણે આપણામાં અને અન્યનામાં અશુભની વૃદ્ધિ કરી બેસીએ. સૂક્ષ્મ ન્યાયશાસ્ત્ર સદાચારને તમારા ઉપર અસર કરવાની બાબતમાં કેવી રીતે આટલો બધો પરિપૂર્ણ, ગ્રાહક, સંપૂર્ણ પ્રકારે સ્વને સિદ્ધ કરનાર અને સર્વ સમર્થ બનાવે છે. એ હવે લક્ષમાં લ્યો; સત્ય અને ન્યાયશાસ્ત્રના સર્વ સામર્થ્યને લેઇને આવી સત્તા થી રીતે તેનામાં અતિક્રાન્ત થાય છે, એવું ખાસ અવલોકન કરો, દુરાચારની જાતિવડે, સદાચારની જાતિનો પ્રચાર બની શકશે નહિ, તેનાથી તો માત્ર પોતાની જાતિનોજ પ્રચાર બની શકે છે અને તે તેમ કરે પણ છે. તેટલા માટે પ્રથમને પ્રવર્તાવવા માટે તમારે હમેશાં તેનુંજ અર્પણ કરવું જોઇએ, બીજાના બદલામાં પણ પ્રથમનુંજ અર્પણ કરવું જોઇએ. જો તમારો ઉદ્દેશ બીજાનો વિનાશ સાધવાનો હોય તો તમારાથી તેનો કોઈ કાલે પણ સ્વીકાર થઇ શકશે નહિ.

વળી, શિક્ષા કરવાની, માફી નહિ આપવાની, માફી કરવાનો નકાર ભણવાની બાબત નિશ્ચયપૂર્વક અને ન્યાય પરાયણતાથી બોલવા માગીએ તો સમગ્ર સ્વરૂપે મર્ત્ય માનવોને નહિ આપવામાં આવેલી સર્વજ્ઞતાની જરૂર ઉભી કરેછે, એક પ્રકારના સર્વે પાસાના જ્ઞાનની, સર્વ પાસાની સંપૂર્ણ સમજણની આવશ્યકતા ખડી કરે છે. તેટલા માટે સાધુ પુરુષો હમેશાં આવા પ્રકારનું આદર્શ વાક્ય અને નિયમ રાખે છે; "માનવિનું કાર્ય ક્ષમા આપવાનું છે અને પ્રભુનું કાર્ય શિક્ષા આપવાનું છે.

આ ઉપરાંત વળી તમે તમારા એવા—કહેવાતા શત્રુને શિક્ષા કરવાની બાબતમાં,

તમારા ઉંડામાં ઉંડા હૃદયમાં તેની સાથે ક્રોધી બનવાની બાબતમાં આતો શિક્ષા કરવા સમાન હોવાથી તમે તમારા હકના પ્રદેશની અંદર વર્તતા નથી કારણ કે જ્યારે તમે જાતેજ એક પક્ષકાર હો છો ત્યારે તમે કોઈ કાલે પણ યથાર્થ રીતે, ન્યાયપરાયણતા પૂર્વક તમારી જાતે એક ન્યાયાધિશ બની શકો નહિ. જો તમારી દુરાચારથી બદલો વાળવાની બાબતનો એક વાર પણ સ્વીકાર કરવામાં આવે તો તમારા બદલાને વળી પછી પોતાનો બદલો મળ્યા વિના રહેશે નહિ, વળી તેને પણ ક્રમવાર પોતાનો બદલો મળ્યા વિના રહેશે નહિ, અને આ પ્રમાણે આગળ ઉપર અંત વિના ચાલ્યાં જતાં અનવસ્થા દોષ ઉપજી આવશે.

આ પ્રમાણે વેર લેવાની વૃત્તિને રજા આપવાનો અર્થ દુરાચારની નિત્ય પ્રવૃત્તિસમાન છે. આવા ગંભિર પ્રકાશમાં વિચારના પ્રથમવારના દોષ અથવા અપરાધ કરતાં વેર વાળવાની વૃત્તિ એક અત્યત મહાન દોષ સમાન છે. પ્રથમવારનો અપરાધિ એક જણનો અપરાધ કરે છે પરંતુ વેર વૃત્તિવાળું માનવિ રાજ્ય અને સમાજનો અપરાધ કરે છે તથા દુરાચારને અંત વિનાનો બનાવે છે પ્રથમ વારનો દોષ અપરાધ અવિવેક, અજ્ઞાન, મૌર્ખ્ય, અને સરખામણીમાં વિચાર વિનાની દુષ્ટતા, અનિરોધિતા, વિકારો, અંતરમાં છુપાઇ રહેલાં દ્વેષ, તિરસ્કાર અને ઇર્ષ્યાને લીધે ઉપજી આવે છે પરંતુ દ્વેષી અથવા વેર લેવાની વૃત્તિનો વિચાર પૂર્વક કરાયલા વિચારમાંથી ઉદ્‌ભવ થાય છે આ ઉપરાંત વળી પ્રથમની બાબત માનવ પ્રકૃતિની સાથે અભિન્નરીતે જોડાયલી એક ભૂલ સમાન છે, વારંવાર એક પ્રકારની અસાવધાનતા સમાન જણાઇ આવે છે; બીજા પ્રકારની બાબત સલાહના વિરૂદ્ધ વર્તીને કરવામાં આવે છે અને તે એક ત્યાગ થઇ શકે એવી વસ્તુ સમાન છે.




# ॥ कर्म–मीमांसा ॥

(અનુસંધાન ગતાંકથી)

———:૦:———

આપણો વર્તમાન એ આપણા ભૂતકાળનું પરિણામ છે, આપણે આપણો સ્વભાવ આપણા વિચારથી બાંધ્યો છે, આપણી ઇચ્છાઓ પૂર્ણ કરવાના પ્રસંગો આપણી ઇચ્છાઓથી બાંધ્યા છે, આપણી પરિસ્થિતિ આપણી કૃતિઓથી બધી છે, એ આપણે જોઇ ગયા આપણા ભૂતકાળનાં પરિણામો વર્તમાનમાં કેટલે દરજ્જે આપણે ફેરવી શકીએ, કેટલે દરજ્જે આપણે પરવશ અને કેટલે દરજ્જે આપણે સ્વતંત્ર છીએ—એ હવે વીચારીએ.

પુનર્જન્મ અને કર્મના સિદ્ધાન્તો બાજુએ રાખતાં બાહ્ય જનતના વિચારમાં ઘણો, મતભેદ પડેલો છે. (Robert Owen.) રોબર્ટ ઓવન અને તેના અનુયાયીઓએ Horodity (વંશ પરંપરાથી પ્રાપ્ત થતાં ગુણ)—કે જે ભૌતિક શાસ્ત્રે સ્વિકારેલ કર્મનું ઝાંખુ પ્રતિબિંબ છે તેનો અનાદર કરી માનવને પરિસ્થિતિઓ જનિત સૃષ્ટિમાનતા તેઓ

ધારે છે કે પરિવેષ્ટન બદલવાથી માનવ બદલી શકાય; ખોટી ટેવો પડતા અમારૂં બાળકને તેની ખોટી પરિસ્થિતિયાંથી લઈ લેવામાં આવે તો ઘણીજ ઉત્તમ અસર થાય: દુષિત આવરણોમાંથી લઇ લીધેલુ અને શુભ આવરણોમાં મુકેલ બાળક એક સજ્જન નિપજશે. રોબર્ટ ઓવેનના મહાન્ સામાજીક પ્રયોગના વૈફલ્યથી જણાઈ આવે છે કે તેના મતમાં સર્વ (બધુ) સત્ય નહોતું. બીજાઓ હેરીડીટીનું બલ લક્ષમાં લઇને પરિસ્થિતિની લગભગ અવજ્ઞા કરે છે; લડવીગ બુચનર કહે છે ' સ્વભાવ ઉછેર (nature) કરતાં બલવત્તર છે" આ બંને વિરૂદ્ધ મતોમાં સત્ય છે. બાલક તેણે ભૂતકાળમાં બાંધેલા સ્વભાવ સાથે અવતરે છે, નીરો પણ તે નવા માનસિક શરીર અને નવા કામ શરીરના વાઘા પહેરે છે, કે 'જેમાં તેણે પોતે સરજેલાં સામર્થ્યો અને ગુણો હોય છે તો ખરાં પણ તે બીજ રૂપે હોય છે, પૂર્ણ વિકાશ પામેલી શક્તિઓ તરીકે નથી હોતાં; આમ હોવાથી એ બીજોને પુષ્ટિ આપી જલદી ઉગાડી શકાય અથવા પોષણ નહિં આપી નિષ્ક્રિય કરી શકાય, આમ આવરણની (પરિસ્થિતિ) અસરથી કલ્યાણ કે અકલ્યાણ માટે કરી શકાય છે. વળી બાલક નવા સ્વ સંથાનુગત સ્થૂલ ગુણવાળો સ્થૂળ શરીરનો વાઘો પણ ધરે છે. જે શક્તિયો સાથે તે બાળક આવ્યુ હોય છે તેમાંની કેટલીક અનિવ્યક્ત કરી શકે એવી એની યોજના હોય છે. અને આ શરીર ઉપર પરિસ્થિતિની બારે અસર થઇ શકે અને તેને નિરામય કે રોગગ્રસ્ત કરી શકાય આ મત્ય વાતો રોબર્ટ ઓવેનના મતના પક્ષમાં જાય છે, અને ડા. Dr. Barnardos Homes (મઠનો) જ્યાં સદ્ગુણના અંકુરો મેળવવામાં આવે છે અને દુર્ગુણના અંકુરો ભુખે મારવામાં આવે છે—જેવી પાર્માર્થિક સંસ્થાઓએ પ્રાપ્ત કરેલ વિજયનો ખુલાસો કરે છે પણ સ્વાભાવિક Congonital ગુન્હેગાર અને એના જેવા બીજાઓને એકજ જીંદગીમાં કોઇપણ સુધારી શકતું નથી, પરોપકારી દયાળુ તારક આવાઓ કે જેમના ઘણા વિભાગ છે તેમના સંબંધમાં નિષ્ફળતા અનુસરે છે.

ઉપર જણાવેલો બીજો મત ધરાવનાર કહે છે તેમ એ પણ મરખુંજ સચુ છે કે સહજ સ્વભાવ એ એવું બલ છે કે જે દરેક સંસ્કૃતિ શાસ્ત્રના અભ્યાસ કે લેખામાં લેવુ જોઇએ, ત્યાં જે શક્તિઓ ન હોય તે તે કપજાવી શકે નહિ; અશુચિ વલણો કે જે સપાટી નીચે, જોઇતું પોષણ શોધતાં ભુખે પ્રમારે છે તે તે ભીરકુલ નિર્મૂળ કરી શકે નહિ આસપાસના વિચારના વાતાવરણમાંથી, બીજાઓમાં રહેલા પાપથી ઉદ્ભવેલા કામરૂપોમાંથી,—એ ભૂખોને કેટલુંક પોષણ મળે છે. વિચાર અને કામનાઓનાં રૂપો આસપાસની હવામાં તરતાં હોય છે. તેમનો સંપૂર્ણ બહિષ્કાર શુભ સાધનો વિના થઇ શકતો નથી અને એ શુભ સાધનો આધારણ સંસ્કૃતિ શાસ્ત્રના અભ્યાસકને અજ્ઞાત હોય છે.

આ મતમાં, પોતાના ભૂત (અનુભવ) સાથે એક જીવનમાંથી બીજા જીવનમાં જતી, સદા—વૃદ્ધિ પામતી સદા-ઉન્નત થતી, અને તેની વૃદ્ધિ અને ઉન્નતિના પ્રમાણમાં તેનો ભાવી નિયતિ (Destiny) ની દિશા અને વશીકારમાં, એક વધારે અને વધારે સામર્થ્ય વાન્ નિર્ણાયક સત્તા થતી એક નિત્ય ચેતનાના સ્વિકારનીજ ખામી છે.

આ પ્રમાણે આપણે (પરા વિદ્યાના)થીઓસોફીક દ્રષ્ટિબિન્દુએ પહોચીએ છીએ: જે આપણે આપણી સાથે લઇને આવ્યા છીએ તે તેમજ જે પરિસ્થિતિમાં આપણને ફેંકવામાં આવ્યા છે તે આપણે અન્યથા કરી શકીએ તેમ નથી; પણ તે ઉભયનેયે આપણે ફેરવી શકીએ, અને જેમ આપણું જ્ઞાન વધારે તેમ આપણે વધારે અસરકારક રીતે તેમને ફેરવી શકીએ છીએ.

આપણે જેને "આપણા વ્યાપારનો શીલક માલ" કહી શકીએ તે સાવધાનપણે તપાસી જવું એ પ્રથમ પગથીયું છે; આપણી શુભ વા અશુભ સ્વાભાવિક શક્તિઓ અને ગુણો, આપણાં સામર્થ્યો અને દુપણો, આપણાં વર્તમાન પ્રસંગો, આપણી ખરેખરી પરિસ્થિતિ, આપણો સ્વભાવ એનો છેકે જે સૌથી વધારે ત્વરાથી ફેરવી શકાય, તેથી જે ગુણો દ્રઢ કરવા ઇષ્ટ હોય તે ગુણો તથા જે દુપણો સૌથી વધારે ભયપ્રદ હોય તે તારવી કાઢી, આપણે આપણો સ્વભાવ ફેરવવા મથવું જોઇએ. આપણે તેમને એક એક લઇએ છીએ અને આપણે કદી દોષનું ચિંતન નહિ કરવું જોઇએ પણ તેને મળતા ગુણનુંજ ચિંતન કરવું જોઈએ એ વાતનું સદા સ્મરણ કરીને પહેલાં વર્ણવી ગયા તે રીતે વિચારશક્તિનો ઉપયોગ કરીએ છીએ. જે થવાની આપણી ઇચ્છા હોય છે તેનું આપણે ધ્યાન કરીએ છીએ, અને ધીમે ધીમે નક્કી આપણે તે થઇએ છીએ. નિયમ વિફલ થઇ શકતો નથી; આપણે વિજયને માટે તેને માત્ર અનુસરીને કામ કરવાનું છે.

કામ-સ્વભાવ એજ રીતે વિચારથી બદલાય છે, અને જે પ્રસંગો આપણને જોઇતા હોય છે તેનાં વિચાર-રૂપો આપણે સર્જીએ છીએ; યોગ્ય પ્રસંગ જોવા તે અને હાથ કરવા આતુર એવી આપણી ઇચ્છા (will) પણ આપણા વિચારે કરેલાં રૂપોમાં પોતાને સ્થાપે છે અને ભૂતકાળના કર્મે જે પ્રસંગો નથી આપ્યા હોતા તે પ્રસંગો ખરેખર અસ્તિત્વમાં આણી પકડી પોતાની પાસે આણે છે.

બદલવામાં સૌથી અઘરી આપણી પરિસ્થિતિ છે, કારણ કે અહીં આપણે ઘનમાં ઘન પ્રકૃતિ સાથે કામ લેવાનું છે, કે જેના ઉપર આપણા વિચારનું બલ ઓછામાં ઓછું સામર્થ્ય ધરાવે છે. અહીં આપણી સ્વતંત્રતા ઘણી મર્યાદિત છે, 'કારણ કે અહીં આપણે નિર્બલમાં નિર્બળ છીએ અને ભૂત-પ્રારબ્ધ (past) બલવાનમાં બળવાન્ છે. છતાં આપણે ખાસ પરવશ નથી, કારણ કે અહીં આપણે યુદ્ધ કરીને અથવા તો વશ થઇ જઇને અંતે વિજય મેળવી શકીએ છીએ. આપણી પરિસ્થિતિનો જે અનિષ્ટ ભાગ ફેરવી શકાય તેવો હોય છે તે ફેરવવાને આપણે સઘ ઉદ્યમ કરીએ છીએ, જે ભાગ આ પ્રમાણે આપણે

ફેરવી ન શકીએ એવું હોય છે તે આપણે માથે ચઢાવીએ છીએ અને તેની પાસે જે કંઇ શિક્ષણ આપવાનું હોય છે તે શિખવાને ઉધુક્ત થઇએ છીએ. તેણે આપવાનો પાઠ આપણે શિખી રહેતાં તે એની મેળે આપણાથી વિદૂર થઇ જશે, જીર્ણ વસ્ત્રની પેઠે, આપણને એક અનિષ્ટ કુટુંબી છે; ઠીક, એનો આપણે આપણી ભૂતકાળની કૃતિથી આપણી આસપાસ આકર્ષી આણેલા જીવો છે. શાહુકારીથી આપણું ઋણ આપીને દરેક ધર્મ આપણે ખુશ મીજાજથી અને ધૈર્યથી બજાવીએ છીએ; આપણે સહનશીલતા ( તિતિક્ષા ) તેમના રોજીંદા કલેશથી ધૈર્ય અને તેમના અપકારોમાંથી ક્ષમા પ્રાપ્ત કરીએ છીએ કંઇ શીલ્પી જેમ પોતાનાં ઓજારોનો ઉપયોગ કરે છે તેમ આપણે તેમને આપણા દોષો ઉખાડી નાંખી આપણી કઠોરતાને મૃદુ અને ચકચકિત કરવામાં યોજીએ છીએ. જ્યારે આપણે માટે તેમનો ઉપયોગ પુરો થશે ત્યારે બહિરૂપાધિયો તેમને દૂર કરશે, બીજે લઇ જશે. આજ પ્રમાણે ઉપરથી દુઃખદ જણાતા આપણી પરિસ્થિતિના બીજા ભાગ વિષે પણ જાણવું.

જેમ કોઇ કુશળનાવીક પ્રતિકૂળ પવન હોય છે ત્યારે પોતાના શઢ તે પવન કે જે ફેરવવાની તેનામાં શક્તિ નથી તેને અનુકૂળ રીતે ગોઠવે છે અને પોતાને ધારેલા માર્ગે લઇ જવાની તે પવનને ફરજ પાડે છે, તેમ આપણાથી ફરી ન શકે તેવી પરિસ્થિતિઓને આપણને મદદગાર થવાની ફરજ પડે એવી રીતે આપણને પોતાને તેમને અનુકૂળ બનાવી આપણે તેમનો ઉપયોગ કરીએ છીએ.

આ પ્રમાણે આપણે અંશતઃ બદ્ધ છીએ અને અંશતઃ મુક્ત છીએ. આપણે પોતે સર્જેલી મર્યાદાઓમાં આના વડે ક્રિયા કરવા માટે આપણે બંધાયેલા છીએ, પણ તેમની હદમાં તેમના ઉપર ક્રિયા કરવા આપણે સ્વતંત્ર છીએ. આપણે જાતે, સનાતન જીવાત્માઓ, સ્વભાવતઃ મુક્ત છીએ, પણ આપણે પોતે ઉદ્ભવમાં આણેલા વિચાર-સ્વભાવ-કામ સ્વભાવ અને સ્થૂલભૌતિક સ્વભાવમાં આના વડેજ ક્રિયા કરી શકીએ; એ આપણી સામગ્રી અને ઓજારો છે, એ નવાં કરીએ ત્યાં સુધી એમના સિવાય અન્ય આપણને ન જ મળે.

બલ અને સહાય આપતા આપણી તરફ છે એમ સ્મરણમાં રાખી, આપણે હમેશ તેની સામે બાથ ભીડવી જોઇએ અને તેના ઉપર વિજય મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ભૂત કાલનાં બલોમાં ઉમેરાયેલો વર્તમાન પ્રયત્ન એ અનિષ્ટ કર્મના વિરોધનું વારણ કરવા બરાબર પુરતો થઇ જાય, અથવા ઘણીવાર બરાબર પુરતો હોય છે.

અથવા, કોઇ પ્રસંગ પ્રાપ્ત થતાં આપણે તેનો લાભ લેવા આનાકાની કરીએ છીએ; આપણને ભીતિ રહે છે કે તેને લીધે ઉત્પન્ન થતી જવાબદારીઓ પુરી કરવાને આપણી પાસે જોઇતાં સાધન નથી; પણ આપણા કર્મે ન આણ્યો હોત તો તે પ્રસંગ જ આવ્યો નહોત, તે પ્રસંગ આપણા ભૂત કાળનું ફલ છે; શૌર્ય અને આગ્રહથી ચાલો ત્યારે તેનું આપણે ગ્રહણ કરીએ અને આપણને માલુમ પડશે કે આપણે પ્રયત્ન માત્રથી આપણામાં સુપ્ત રહેલી શુભ શક્તિઓ, જેમની આપણને ખબર પણ નહોતી અને જેઓ સક્રિય થવાને બાહ્ય ઉત્તેજન માગતી હતી તેઓ જાગૃત થયેલી છે. ભૂતકાળમાં પ્રયત્ન કરીને ઉત્પન્ન કરેલી ઘણી શક્તિઓ અભિવ્યક્તિની અણીપર હોય છે અને ક્રિયા રૂપ કુસુમમાં ખીલી નિકળવા માત્ર પ્રસંગજ શોધતી હોય છે.

આટલું તો આપણે કરી શકીએ એમ લાગતું હોય તેથી રહેજ વધારે ઉચ્ચ આશય આપણે હમેશાં રાખવો જોઇએ,–આપણી વર્તમાન શક્તિઓથી તદન બહાર એવો નહિ પણ આપણી ગતિથી રહેજ બહાર એવો આશય જોઇએ. કોઇ પણ બાબત આપણે લગભગ કરી શકીએ એનો અર્થ એ છે કે તે બાબત વાસ્તે આપણે ભૂતકાળમાં પ્રયાસ કરેલો છે અને તે સમસ્ત પ્રયાસોનું બલ આપણામાં હયાત છે. આપણે થોડું કરી શકીએ એનો અર્થ એ છે કે વિશેષ કરવાની આપણામાં શક્તિ છે, અને આપણે નિષ્ફળ થઇએ હોએ, બન્યું એટલું પ્રવૃત્ત કરેલું બલ આપણી શક્તિઓના સંગ્રહ-સ્થાનમાં ભળે છે, અને આજની હાર તે આવતી કાલની જીત થાય છે.

પરિસ્થિતિ પ્રતિકૂલ હોય છે ત્યારે આની આ વાત લાગુ પડે છે; એવા પણ કોઈ બિન્દુ સુધી આવી પહોચ્યા હોઇએ કે જ્યાં એક જ વધુ પ્રયત્ન વિજય અર્પે. આથી જ ભિષ્મે ગમે તેવી સ્થિતિમાં પણ પ્રયત્ન કરવાનો બોધ આપ્યો હતો અને "પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ બળવત્તર છે" એવું પ્રોત્સાહક વચન બોલ્યા હતા. ઘણા ભૂત પ્રયાસોનું પરિણામ આપણા કર્મમાં મૂર્ત થયેલું છે અને તેમની સાથે વર્તમાન પ્રયત્નનો યોગ કરવાથી ઇષ્ટ ફલ પ્રાપ્તિ માટે જોઇતું બલ ઉત્પન્ન થઈ જાય એ શક્ય છે.

એવા પણ દાખલા હોય છે કે જ્યાં ભૂત કર્મનું બલ એટલું બધું જબરૂ હોય છે કે વર્તમાનનો કોઈ પણ ઉદ્યોગ તેને વારવાને સમર્થ ન થાય. છતાં પ્રયત્ન તો થવોજ જોઇએ, કારણ કે તેમની પોતાની બાબતમાં એક આવો કેસ છે એમ જાણી શકે તેવા ઘણાજ થોડા હોય છે, અને યત્ન કરવાથી કદી સિદ્ધિ ન થાય તો પણ તેમાં દોષ તો છે જ નહિ, કારણ કે કરેલો પ્રયત્ન તે કર્મના બળને ભવિષ્ય માટે ઓછું કરે છે. પોતાને જોઇતું પાર-ણામ આણવા વાસ્તે કોઈ બલ અથવા ભૌતિક રચના વિશેષની શોધમાં કઇક રસાયન-શાસ્ત્રી ઘણીવાર વરસોનાં વરસ મથે છે. તે ઘણીવાર આશા ભંગ થાય છે પણ પોતાની હાર કબુલ કરતો નથી. રાસાયનિક તત્વોમાં તે ફેરફાર કરી શકે તેમ નથી; રાસાયનિક

સંયોગના નિયમો તે ફેરવી શકે તેમ નથી, આ સઘળું તે બરબડાટ કર્યા વિના સ્વિકારે છે, આમાંજ " શોધકનું અલૌકિક ધૈર્ય " રહેલું છે. પણ ધૈર્ય યુક્ત પ્રયોગોથી સદા વૃદ્ધિ પામતું શોધકનું જ્ઞાન અંતે એવા બિન્દુને સ્પર્શે છે કે જ્યાં ઇષ્ટ પરિણામ લાવવાને તેને તે શક્તિમાન્ કરે છે. કર્મના અભ્યાસકે બરાબર આવો જ ભાવ સંપાદન કરવો જોઇએ; વગર ફરીયાદે તેણે નિયમનો સ્વિકાર કરવો જોઇએ, અને તેના પોતાના અજ્ઞાન શિવાય તેને બીજું કશુ બાધક નથી, અને સંપૂર્ણ જ્ઞાન એટલે જ સંપૂર્ણ શક્તિ એમ સુનિશ્ચય કરીને, પોતાનું સાધ્ય પ્રાપ્ત કરવાના સાધનો વગર થાકી ગયે શોધી કાઢવાં જોઇએ.

એક બીજી મહત્વની વાત એ છે કે ભૂતકાળમાં જેમને આપણે ઓળખતા હતા તેવા લોકોના સંબંધમાં કર્મથી આપણે મુકાએલા છીએ, તેમાંના કેટલાકે આપણને દેવું આપવાનું છે, અને કેટલાકને આપણે દેવું આપવાનું છે. કોઇ પણ મનુષ્ય તેની લાંબી જીવન યાત્રા એકલો કરતો નથી, અને તે સામાન્ય ભૂતના ઘણા બંધનોથી જેની સાથે તે સંલગ્ન થયેલો છે એવા જીવાત્માઓ, વર્તમાનમાં તેની આસપાસ વિંટાવા વાસ્તે આ ભુવનના સઘળા ભાગોમાંથી આવે છે. ભૂતકાળમાં આપણે કોઇને ઓળખતા હઇએ છીએ, પ્રગતિમાં તે આપણા કરતાં આગળ વધી ગયો છે, કદાચ તે વખતે આપણે તેના ઉપર કોઇ ઉપકાર કર્યો હતો, અને કર્મની ગાંઠ બંધાઇ હતી. વર્તમાનમાં તે પુરૂષના ક્રિયાના સ્થાનમાં તે ગાંઠ આપણને આકર્ષે છે અને આપણે આપણી બહારથી બલ-આપણી પોતાની નહિ એવી સાંભળવાની અને અનુસરવાની પ્રેરણા કરતો કોઇ શક્તિ-ની બલની એક નવી પ્રચોદના (impulse) મેળવીએ છીએ આપણી પોતાની નહી એવી સાંભળવાની અને અનુસરવાની પ્રેરણા કરતી કોઇ-ની શકિત. થીઓસોફીકલ સોસાએટીની અંદર આવાં ઘણાં સહાયકારક બંધનો અમે જોયાં છે. ઘણા ઘણા પ્રાચીન કાળમાં જે પુરૂષ હાલ મહાત્મા K.H. છે તે એક ઇજીપ્શીઅન લશ્કર સાથે યુદ્ધ કરતાં કેદ પકડાયા હતા, તેમને એક ઘણા ઉચી પદવીના ઇજીપ્શીઅને આશ્રય અને સહાય આપી હતી. હજારો વર્ષ વહી ગયા પછી, તાજી જન્મેલી થીઓસોફીકલ સોસાયેટીને સહાયની જરૂર પડે છે, અને તે મહાન્ કાર્યમાં કોઇ મદદગાર માટે આર્યાવર્ત ઉપર દ્રષ્ટિપાત કરતાં તે મહાત્મા તે ઇજીપ્શીઅન અને બીજા જન્મોવાળા પોતાનો મિત્ર-હાલના મી. A. P. Sinnett ને The Pioneer નામના વજનદાર Anglo Indian વર્તમાન પત્રને ચલાવતા દેખે છે. મી. સીનેટ એમના હમેશના વહીવટ પ્રમાણે સીમલા જાય છે; મૅડમ બ્લવૅટસ્કી સંબંધ સાધવા, ત્યાં જાય છે, મી. સીનેટ તે મહાત્માના પ્રત્યક્ષ પરિચયમાં આકર્ષાય છે, તેમની પાસેથી શિક્ષા મેળવે છે, *The Occult World* ( અદ્રષ્ટ લોક ) અને *Esoteric Buddhism* (પરાવિદ્યા, the Ancient secret wisdom religion ) જે પુસ્તકો હજારોને થિઓસોફીનો સંદેશો પહોચાડે છે તેના કર્તા થાય છે. આવી રીતના હક ભૂત કાળમાં આપેલી મદદથી આપણે મેળવીએ છીએ, ઉચ્ચતર રીતોએ અને ઘણા-વિસ્તૃત પ્રદેશમાં પરિણામ આવે એમ મદદ કરવાનો હક પમાય છે, અને આપણને પોતાને પણ સેવાથી જીતેલી મિત્રતાના પુરાણુ બંધો દ્રઢ થવાથી સહાય મળે છે, એકે પ્રાપ્ત કરી, બહુ માટે બહાર વર્ષાવેલા અમુલ્ય જ્ઞાન દાનથી ઉદાર બદલો મેળવીએ છીએ.

ખરેખર, આ નિયમવાળા વિશ્વમાં, જ્યાં ક્રિયા અને પ્રતિક્રિયા સરખી છે ત્યાં, આ-

પવામાં આવેલી સઘળી મદદ (સેવા), દાતા પ્રતિ ફરી આવે છે, જેમ ભીંત સામે ફેંકેલો દડો કુદીને ફેંકનારના હાથમાં પાછો પડે છે તેમ જે આપણે દઇએ છીએ તે આપણા તરફ પાછું આવે છે; તેથી, સ્વાર્થમય કારણથી પણ ( સકામ વૃત્તિથી પણ ), આપવું, દાન કરવું, અને પુષ્કળ દાન કરવું એ શ્રેયસ્કર છે " તારી રોટલી જલ ઉપર નાખ, અને ઘણા દીવસ પછી તે તને જડશે." સ્વાર્થ મય પ્રયોજનથી પણ, દાન કરવું એ સારૂં છે, કારણ કે તેથી સ્તુત્ય માનુષિક લાગણીઓ ( ભાવો ) ની આપ લે થાય છે, જે લાગણીઓથી દાતા અને દાનપાત્ર બંને ઉગે છે અને વિકાસ પામે છે, તે એવી રીતે કે તે પ્રત્યેકમાં રહેલી દીવ્યતાને વધારે વિસ્તૃત અભિવ્યક્તિનો યોગ પ્રાપ્ત થાય છે. જો કે શરૂઆતમાં તે દાન ફલાભિસંગથી આપવામાં આવ્યું હોય–" દીનપર દયા કરનાર ભગવાનને ધીરે છે", અને જે જે તે બહાર ખર્ચે છે ( રોકે છે ) તે તેને ફરી આપવામાં આવશે છતાં ધીમે ધીમે, આવિર્ભૂત થતો પ્રેમ (ભક્તિ ) ભવિષ્યનું દાન સ્વયંભાવિ ( Spontaneous) અને નિષ્કામ બનાવશે, અને આમ માનુષિક જીવનોની દીર્ઘ પરંપરામાં એક જીવાત્મા સાથે કાર્મિક પ્રેમ–પાશોથી સંબદ્ધ થશે. રાગદ્વેષથી બંધાવું એ અનિષ્ટ છે. પ્રેમથી બંધાવું અનિષ્ટ નથી પણ પરમ ઇષ્ટ છે. પ્રેમ નિઃસ્વાર્થ ભાવ છે. સ્વાર્પણની શક્તિ પ્રેમ સિવાય બીજા કોઇ પણ ભાવમાં નથી. પ્રેમ પરમાત્માનો સ્વભાવ છે. પ્રેમનો વિકારી કરવો એજ જીવન યાત્રાનુ પ્રાગલ્ભ્ય છે. વ્યક્તિના સઘળા સંબંધો–રાગ ના હો કે દ્વેષ ના હો–ભૂત ભાવમાંથી ઉદ્ભવે છે, અને પ્રત્યેક જીવનમાં આપણે આપણા મિત્રો સાથેનાં બંધનો પ્રબળ કરીએ છીએ, અને ભવિષ્યમાં આવનાર જીવનોમાં સાથે સાથે પાછા અવતરવાનું ચોક્કસ કરીએ છીએ. આ પ્રમાણે આપણે લોહીના સંબંધ વિનાનું એક સત્ય કુટુંબ બાંધીએ છીએ અને પુરાણાં બંધનો વધારે સજ્જડ ગુંથવા ભૂલોક ઉપર વારેવારે પાછા આવીએ છીએ.

આ અપૂર્ણ અભ્યાસ પુરો કરતા અગાઉ જેને સંયુક્ત કર્મ (collective Karma) કહેવામાં આવે છે તે વિષે આપણે વિચાર કરવો જોઇએ. મોટા કે નહાના સમૂહોના એકઠા થયેલા વિચારો ઇચ્છાઓ અને ક્રિયાનાં પરિણામોથી વણાઇને થયેલો ચિત્રપટ તેનુ નામ સંયુક્ત કર્મ, વ્યાપાર કરતાં તત્વો તો તેનાં તેજ છે, પણ નિર્ણાયક અંશોની સંખ્યા અત્યંત વધારે છે અને આ વૈવિધ્યથી પરિણામો સમજવાની મુશ્કેલી અત્યંત વધી જાય છે.

એક સમૂહને એક વધારે મોટી વ્યક્તિ તરીકે વિચારવાની કલ્પના (idea) આધુનીક વિજ્ઞાનશાસ્ત્રને અજ્ઞાત નથી, અને આવી વધારે મોટી વ્યક્તિઓ, જેનો આપણે અભ્યાસ કરી ચુકયા છીએ તેને મળતી રેખાઓએ કર્મ ઉત્પન્ન કરે છે. એક કુટુંબ, એક પ્રજા, એક પેટા જાતિ એક જાતિ એ સર્વે વધારે મોટી વ્યક્તિઓ છે, એ દરેકની પાછળ તેની ભૂત અવસ્થા છે કે જેણે તેની વર્તમાન અવસ્થાને જન્મ આપ્યો છે, એ દરેકની આગળ તેની ભવિષ્યની અવસ્થા છે કે જે વર્તમાન કાળમાં તૈયાર થવાની ક્રિયામાં છે.

એવી મોટી વ્યક્તિની અંદર આવતો જીવાત્મા તે વ્યક્તિના સામાન્ય કર્મનો ભોગીઓ થયેલ જ જોઇએ; તેના વિશિષ્ટ કર્મે તેને તેમાં આણ્યો છે, અને તે વિશિષ્ટ કર્મે તેમાં રહીનેજ પોતાનો વ્યાપાર સમાપ્ત કરવો જોઇએ, એ વધારે મોટું કર્મ ઘણીવાર એ નાના કર્મને ક્રિયા કરવામાં મદદ કરે એવા યોગો આપે છે.

એક કુળના સમસ્ત કર્મનો આપણે વિચાર કરીએ તો કુળ તેનું પોતાનું ખાસ વિચાર-વાતાવરણ હોય છે જેને રચવામા તે કુળના પરંપરાથી ચાલ્યા આવતા સંપ્રદાય અને રીતિ રીવાજો બાહ્ય જગતનું દર્શન કરવાની તે કુળની ખાસ રીતો, પોતાના ઇતિહાસનું કુળાભિમાન, કુળના માનને પ્રબળ ભાન વિગેરે એ ભાગ લીધો હોય છે કદાચ સેકડો વર્ષમા બંધાયેલી અને તેમની અંદર નવા જન્મેલા બાળકના સર્વ વિચારો, ઇચ્છાઓ અને ક્રિયા અને આકૃતિ આપતી, ઘડતી અને રચતી ચાલી આવતી તે કુળની મર્યાદાઓ તે કુળના કોઇ પણ મનુષ્યના સઘળા વિચાર રૂપોને અસર કરશે કુળાચારથી વિરુદ્ધ હોય એવા તેના વલણો એને ખબરે પડયા વગર દબાઈ જશે એના કુટુંબનો બીજો કોઈ જે ચીજ ન કરે તેને માટે તેને પણ રસ્ત હશે નહિ ,ઘણી લાલચોથી તે દૂર રહી શકશે, અને પાપના બીજ કે જે લાલચોએ જાગૃત કર્યા હોત તે જીર્ણ અને નિસ્સત્વ થઇ જશે તે કુટુંબનુ સંયુક્ત કર્મ પ્રખ્યાતિમા આવવા માટે તેને પ્રસંગો આવશે, સેવાના માર્ગ ખુલ્લા થશે, જીવન માર્ગના વિગ્રહમા તેને લાભ આવશે અને તેના વિજયની ખાત્રી આવશે આવા અનુકૂળ સંયોગોમા તે શી રીતે આવેલ છે? એનું કારણ ત્યા પ્રથમથી આવી ગયેલા કોઈ (જીવાત્મા) સાથેનો તેનો અંગત સંબંધ, કોઇ પૂર્વ જીવનમા કરેલી સેવા, અને હજુ કોઇ બંધન, અવશિષ્ટ રહેલો કોઈ સંબંધ હશે આ તેને તે વર્તુળમા આકર્ષવા સફળ થાય છે અને પછી તે તે કુળના સંયુક્ત કર્મને લીધે-તે કુળના કેટલાક, સામાજીક માન ઈ વારસો આખા કુટુંબની મીલકત તરીકે મુકી જનાર, નરરત્નોના શૌર્ય સામર્થ્ય અને પરોપકારને લીધે તે કુટુંબને લગતા વિવિધ કાર્મિક પરિણામોનો લાભ મેળવે છે

જ્યા કુળનુ કર્મ ખરાબ હોય છે ત્યા, તેમા જન્મેલી વ્યક્તિ હાનિ ભોગવે છે, જેમ પ્રથમ જણાવેલા કેસમા તે લાભ અનુભવે છે તેમ, અને સંયુક્ત કર્મ બાધક થાય છે, જેમ પ્રથમ જણાવેલા કેસમા તે કલ્યાણ સાધક થાય છે તેમ

બને કેસમા તે તે વ્યક્તિએ સામાન્ય રીતે પોતાનામા એવા લક્ષણો ઉપજાવેલા હોય છે કે જેમનો પુરો ઉપયોગ કરવા તે તે કુલદત્ત પરિસ્થિતિની તેમને (તે લક્ષણોને) ખપ હોય આમ ન હોય ત્યારે પણ એક ઘણા પ્રબળ સંબંધ અથવા અસાધારણ સેવાથી, કોઇ મનુષ્ય, પોતાની સેવાનો લાભ લેનાર પુરુષ જેના હોય તેના કુટુંબમા આકર્ષાઇ આવે, અને સામાન્ય રીતે જેને તે નથી રચ્યો હોતો, પણ ભૂતકાળના એક ખાસ કર્મથી જેને તે જીત્યો હોય છે, તેવો (કલ્યાણકારક) પ્રસંગ મેળવે

એક પ્રજાના સંયુક્ત કર્મ વિષે હવે આપણે વિચાર કરીએ આની સન્મુખ, વ્યક્તિ અપેક્ષાથી નિર્બળ છે કારણ કે તે કરી શકે એમાનું કશુએ એને એનાથી મુક્ત ન કરી શકે અને તેણે તેનાથી બને તેટલી સારી રીતે તેના પોતાના શક્ય તેને અનુકૂળ ગોઠવવા જોઇએ એક મહાત્મા પણ પ્રજાના કર્મ ઉપર માત્ર મહેરબાન અસર કરી શકે અથવા પ્રજાકીય વાતાવરણમા માત્ર સહેજ ફેરફાર કરી શકે

પ્રજાઓના ઉદય અસ્ત સંયુક્ત કર્મથી થાય છે ઉચ્ચ અથવા અધમ વિચારથી પ્રોત્સાહિત રાજકૃત પુણ્યાત્મક અથવા પાપાત્મક માર્ગો, પ્રજાના આદર્શથી મોટે ભાગે પ્રેરા

એવાં કાર્યો સમસ્ત પ્રજાની ઉન્નતિ કે અવનતિ સાધે છે. સ્પેનદેશીય ઇન્કવીઝીશનનાં કાર્યો, સ્પેઈન દેશમાંથી યાહુદી અને મૂર લોકોનો બહિષ્કાર, મેકસીકો અને પિરૂદેશો જીતતી વખતે કરેલા અઘોર જુલમો—આ સઘળા પ્રજા સમસ્તના અપરાધ હતા, કે જે અપરાધોએ સ્પેઇનને તેની સત્તાના તેજોમય પદથી ભ્રષ્ટ કર્યો અને બીજી પ્રજાઓ સાથે સરખાવતાં નિર્બલ કરી નાખ્યો.

ઉત્પાતો—ભૂ-કંપો, બળતા પર્વતો, જલપ્રલયો, અથવા દુષ્કાલ અને મહામારી જેવી પ્રજાપર પડતી વિપત્તિઓ, એ સઘળાં વ્યક્તિ વિશેષ કરતાં સામાન્ય સમુદાયના વિચારો અને આચારોના પ્રબળ પ્રકારોથી જીવંત-સંયુક્ત કર્મના દાખલા છે.

એક પ્રજાના સંબંધમાં, જેમ એક કુટુંબના સંબંધમાં થાય છે તેવીજ રીતે, પણ ઘણા વધારે મોટા પ્રમાણમાં, તેની ભૂત (અવસ્થા) થી તેનું વર્તમાન) વાતાવરણ જન્મ પામશે, અને પ્રજાકીય પરંપરાગત કથાઓ, રૂઢીઓ, દર્શનબિન્દુઓ તે પ્રજામાં નિવાસ કરતાં સર્વેના મન ઉપર ઘણી મોટી અસર કરશે. ઘણાજ થોડા પુરૂષો આ સંસ્કારોથી પોતાને બીલકુલ મુક્ત રાખી શકે છે. અને તે પ્રજાને લગતો કોઈ પ્રશ્ન પક્ષપાત વિના વિચારી શકે છે, અથવા પોતાની પ્રજાના દ્રષ્ટિબિન્દુથી ભિન્ન દ્રષ્ટિબિન્દુથી તે પ્રશ્ન જોઈ શકે છે. આથીજ, પ્રજાઓમાં પરસ્પર કલહો અને શંકાઓ ભૂલ ભરેલાં દર્શનો અને બીજી પ્રજાના ઉદ્દેશો વિષે વિપરીત અભિપ્રાયો મોટે ભાગે ઉત્પન્ન થાય છે. યુયુત્સુઓની આસપાસના વિચારના વાતાવરણના નાના ભેદને લીધે કેટલાએ રણસંગ્રામ ફાટી નીકળ્યા છે, અને આ અડચણો જ્યારે પ્રજાઓ જુદી જુદી જાતોમાંથી ઉદ્ભવી હોય છે ત્યારે તો દાખલા તરીકે ઇટલી અને તુર્કસ્થાનના લોકો, બહુ ગુણ થાય છે આવા કેસોમાં કર્મજ્ઞ પુરૂષ એટલુંજ કરી શકે કે તેના અભિપ્રાયો અને દ્રષ્ટિ-બિન્દુઓ તેની પોતાની પ્રજારૂપ વધારે મોટી વ્યક્તિનાં પરિણામ છે, એમ સમજીને વિરોધી પ્રજાના અવલોકન સ્થાનથી મેળવેલા દર્શનને પૂર્ણ વજન આપી પોતાના પક્ષપાતને યથાશક્તિ સંયમમાં રાખે. જ્યારે કોઇ મનુષ્ય પોતાને અનિવાર્ય પ્રજાકીય કર્મના ગ્રાહમાં સપડાએલો જુએ દ્રષ્ટાન્ત તરીકે પોતે એક જીતાએલી પ્રજાનો માનવ હોય, ત્યારે તેણે તે પ્રજાને પરાધીનતામાં લાવનાર કારણોનો શાન્તિથી અભ્યાસ કરવો જોઇએ અને એ કારણોને નિર્મૂળ કરે એવે રસ્તે લોક મતને પેરવા પ્રયત્ન શીલ થઇ તે કારણોના નિરાકરણના ઉપાય કરવા પ્રયોજવું જોઇએ.

થોડા વખત ઉપર મી મલબારીના પેપર East and West (પૂર્વ અને પશ્ચિમ) માં હિન્દુસ્થાનના પ્રજાકીય કર્મ ઉપર એક ઉલ્લેખ પ્રસિદ્ધ થયો હતો; પ્રજાકીય કર્મનું જે રીતે દર્શન નહિ થવું જોઇએ તે રીતનો તે એક અદ્ભૂત દ્રષ્ટાન્ત હતો. (૧) હિન્દુસ્થાનનું પ્રજાકીય કર્મ એ હતું કે તેણે જિતાવું (પરાધીન થવું) અને (૨) તેથી તેણે પોતાનું દાસત્વનું પ્રારબ્ધ સ્વિકારવું અને વર્તમાન મર્યાદાએ માંની કોઈ પણ મર્યાદા (બંધન) માં ફેરફાર કરવા પ્રયત્ન નહિ કરવો, આ બે વાત તેમાં કહેવામાં આવી છે. આ પ્રથમની વાત નિર્વિવાદ સત્ય છે નહિ તો હિન્દુસ્થાન ઉપર પરરાજ્ય નહોત; આ બીજી વાત બરાબર ખોટી છે. કર્મજ્ઞ કહેશે, હિન્દુઓ આ દેશના અસલ માલીકો નહોતા; મધ્ય એશીઆમાંથી તેઓ

એક કુળના સમસ્ત કર્મનો આપણે વિચાર કરીએ. તે કુળ તેનું પોતાનું ખાસ વિચાર-વાતાવરણ હોય છે. જેને રંગવામાં તે કુળના પરંપરાથી ચાલ્યા આવતા સંપ્રદાય અને રીતિ રીવાજો, બાહ્ય જગતનું દર્શન કરવાની તે કુળની ખાસ રીતો, પોતાના ઇતિહાસનું કુળાભિમાન, કુળના માનને પ્રબળ ભાન વિગેરે એ ભાગ લીધો હોય છે. કદાચ સેંકડો વર્ષમાં બંધાયેલી અને તેમની અંદર નવા જન્મેલા બાળકના સર્વ વિચારો, ઇચ્છાઓ અને ક્રિયા અને આકૃતિ આપતી, ઘડતી અને રંગતી ચાલી આવતી તે કુળની મર્યાદાઓ તે કુળના કોઇ પણ મનુષ્યના સઘળા વિચાર રૂપોને અસર કરશે. કુલાચારથી વિરૂદ્ધ હોય એવાં તેનાં વચનો એને ખબરે પડયા વગર દબાઈ જશે. એના કુટુંબનો બીજો કોઈ જે ચીજ ન કરે તેને માટે તેને પણ રાગ્ત હશે નહિ. ,ઘણી લાલચોથી તે દૂર રહી શકશે, અને પાપનાં બીજ કે જે લાલચોએ જાગૃત કર્યા હોત તે છિન્ન અને નિરસત્વ થઇ જશે. તે કુટુંબનું સંયુક્ત કર્મ પ્રખ્યાતિમાં આવવા માટે તેને પ્રસંગો આવશે, સેવાના માર્ગ ખુલ્લા કરશે, જીવન માટેના વિગ્રહમાં તેને લાભ આવશે અને તેના વિજયની ખાત્રી આવશે. આવા અનુકૂળ સંયોગોમા તે શી રીતે આવ્યો છે? એનું કારણ ત્યાં પ્રથમથી આવી ગયેલા કોઈ (જીવાત્મા) સાથેનો તેનો અંગત સંબંધ, કોઇ પૂર્વ જીવનમાં કરેલી સેવા, સ્નેહનું કોઇ બંધન, અવશિષ્ટ રહેલો કોઈ સંબંધ હશે આ તેને તે વર્તુલમાં આકર્ષવા સફલ થાય છે, અને પછી તે તે કુળના સંયુક્ત કર્મને લીધે-ને કુળના કેટલાક, સામાજીક માનની વારસો આપ્યા કુટુંબની મીલકત તરીકે મુકી જનાર, નરરત્નોના શૌર્ય, સામર્થ્ય અને પરોપકારને લીધે તે કુટુંબને લગતા વિવિધ કાર્મિક પરિણામોનો લાભ મેળવે છે.

જ્યાં કુળનું કર્મ ખરાબ હોય છે ત્યાં, તેમા જન્મેલી વ્યક્તિ હાનિ ભોગવે છે, જેમ પ્રથમ જણાવેલા કેસમાં તે લાભ અનુભવે છે તેમ, અને સંયુક્ત કર્મ બાધક થાય છે, જેમ પ્રથમ જણાવેલા કેસમા તે કલ્યાણ સાધક થાય છે તેમ.

બંને કેસમાં તે તે વ્યક્તિએ સામાન્ય રીતે પોતાનામાં એવાં લક્ષણો ઉપજાવેલાં હોય છે કે જેમનો પુરો ઉપયોગ કરવા તે તે કુદરતી પરિસ્થિતિની તેમને (તે લક્ષણોને) ખપ હોય. આમ ન હોય ત્હોએ પણ એક ઘણા પ્રબળ સંબંધ અથવા અસાધારણ સેવાથી, કોઇ મનુષ્ય, પોતાની સેવાનો લાભ લેનાર પુરૂષ જ્યાં હોય તેવા કુટુંબમાં આકર્ષાઇ આવે, અને સામાન્ય રીતે જેને તે નથી રચ્યો હોતો, પણ ભૂતકાળના એક ખાસ કર્મથી જેને તે જીત્યો હોય છે, તેવો (કલ્યાણકારક) પ્રસંગ મેળવે.

એક પ્રજાના સંયુક્ત કર્મ વિષે હવે આપણે વિચાર કરીએ. આની સન્મુખ, વ્યક્તિ અપેક્ષાથી નિર્બલ છે, કારણ કે તે કરી શકે એમાંનું કશુએ એને એનાથી મુક્ત ન કરી શકે અને તેણે તેનાથી બને તેટલી સારી રીતે તેના પોતાના શક તેને અનુકૂળ ગોઠવવા જોઇએ એક મહાત્મા પણ પ્રજાના કર્મ ઉપર માત્ર સહેજ઼જ અસર કરી શકે, અથવા પ્રજાકીય વતાવરણમાં માત્ર સહેજ ફેરફાર કરી શકે.

પ્રજાઓના ઉદય અસ્ત સંયુક્ત કર્મથી થાય છે. ઉદાર અગર અધમ વિચારથી પ્રેરાયેલ પ્રજાકૃત પુણ્યાત્મક અથવા પાપાત્મક કાર્યો, પ્રજાના આર્ય્ય ભાગી મોટે ભાગે પ્રેરા-

એવાં કાર્યો સમસ્ત પ્રજાની ઉન્નતિ કે અવનતિ સાધે છે. સ્પેનદેશીય ઇન્કવીઝીશનનાં કાર્યો, સ્પેઈન દેશમાંથી યાહુદી અને મૂર લોકોનો બહિષ્કાર, મેક્સીકો અને પિરૂદેશો જીતતી વખતે કરેલા અઘોર જુલમો–આ સઘળા પ્રજા સમસ્તના અપરાધ હતા, કે જે અપરાધોએ સ્પેઇનને તેની સત્તાના તેજોમય પંથથી ભ્રષ્ટ કર્યો અને બીજી પ્રજાઓ સાથે સરખાવતાં નિર્બલ કરી નાખ્યો.

ઉત્પાતો—ભૂ–કંપો, બળતા પર્વતો, જલપ્રલયો, અથવા દુષ્કાલ અને મહામારી જેવી પ્રજાપર પડતી વિપત્તિઓ, એ સઘળાં વ્યક્તિ વિશેષ કરતાં સામાન્ય સમુદાયના વિચારો અને આચારોના પ્રબળ પ્રકારોથી જીવંત સંયુક્ત કર્મના દાખલા છે.

એક પ્રજાના સંબંધમાં, જેમ એક કુટુંબના સંબંધમાં થાય છે તેવીજ રીતે, પણ ઘણા વધારે મોટા પ્રમાણમાં, તેની ભૂત (અવસ્થા) થી તેનું વર્તમાન) વાતાવરણ જન્મ પામશે, અને પ્રજાકીય પરંપરાગત કથાઓ, રૂઢીઓ, દર્શનબિન્દુઓ તે પ્રજામાં નિવાસ કરતાં સર્વેના મન ઉપર ઘણી મોટી અપર કરશે. ઘણાજ થોડા પુરૂષો આ સંસ્કારોથી પોતાને બીલકુલ મુક્ત રાખી શકે છે. અને તે પ્રજાને લગતો કોઈ પ્રશ્ન પક્ષપાત વિના વિચારી શકે છે, અથવા પોતાની પ્રજાના દ્રષ્ટિબિન્દુથી ભિન્ન દ્રષ્ટિબિન્દુથી તે પ્રશ્ન જોઈ શકે છે. આથીજ, પ્રજાઓમાં પરસ્પર કલહો અને શંકાઓ ભૂલ ભરેલાં દર્શનો અને બીજી પ્રજાના ઉદ્દેશો વિષે વિપરીત અભિપ્રાયો મોટે ભાગે ઉત્પન્ન થાય છે. યુયુત્સુઓની આસપાસના વિચારના વાતાવરણના નાના ભેદને લીધે કેટલાએ રણસંગ્રામ ફાટી નીકળ્યા છે, અને આ અડચણો જ્યારે પ્રજાઓ જુદી જુદી જાતોમાંથી ઉદ્ભવી હોય છે ત્યારે તો દાખલા તરીકે ઇટલી અને તુર્કસ્થાનના લોકો, બહુ ગુણુ થાય છે આવા કેસોમાં કર્મજ્ઞ પુરૂષ એટલું જ કરી શકે કે તેના અભિપ્રાયો અને દ્રષ્ટિ–બિન્દુઓ તેની પોતાની પ્રજારૂપ વધારે મોટી વ્યક્તિનાં પરિણામ છે, એમ સમજીને વિરોધી પ્રજાના અવલોકન સ્થાનથી મેળવેલા દર્શનને પૂર્ણ વજન આપી પોતાના પક્ષપાતને યથાશક્તિ સંયમમાં રાખે. જ્યારે કોઇ મનુષ્ય પોતાને અનિવાર્ય પ્રજાકીય કર્મના ગ્રાહમાં સપડાએલો જુએ દ્રષ્ટાન્ત તરીકે પોતે એક જીતાએલી પ્રજાનો માનવ હોય, ત્યારે તેણે તે પ્રજાને પરાધીનતામાં લાવનાર કારણોનો શાન્તિથી અભ્યાસ કરવો જોઇએ અને એ કારણોને નિર્મૂળ કરે એવે રસ્તે લોક મતને પ્રેરવા પ્રયત્ન શીલ થઇ તે કારણોના નિરાકરણના ઉપાય કરવા પ્રયોજાવું જોઇએ.

થોડા વખત ઉપર મી મલબારીના પેપર East and West (પૂર્વ અને પશ્ચિમ) માં હિન્દુસ્થાનના પ્રજાકીય કર્મ ઉપર એક ઉલ્લેખ પ્રસિદ્ધ થયો હતો; પ્રજાકીય કર્મનું જે રીતે દર્શન નહિ થવું જોઇએ તે રીતનો તે એક અદ્ભુત દ્રષ્ટાન્ત હતો. (૧) હિન્દુસ્થાનનું પ્રજાકીય કર્મ એ હતું કે તેણે જિતાવું (પરાધીન થવું) અને (૨) તેથી તેણે પોતાનું દાસત્વનું પ્રારબ્ધ સ્વિકારવું અને વર્તમાન મર્યાદાએ માંની કોઈ પણ મર્યાદા (બંધન) માં ફેરફાર કરવા પ્રયત્ન નહિ કરવો, આ બે વાત તેમાં કહેવામાં આવી છે. આ પ્રથમની વાત નિર્વિવાદ સત્ય છે નહિ તો હિન્દુસ્થાન ઉપર પરરાજ્ય નહોત; આ બીજી વાત બરાબર ખોટી છે. કર્મજ્ઞ કહેશે, હિન્દુઓ આ દેશના અસલ માલીકો નહોતા; મધ્ય એશીઆમાંથી તેઓ

આવ્યા હતા. તેઓએ આ દેશ જીત્યો, તે વખતના ત્યાંના લોકોને વશ કર્યા અને તેમને પતિત કરી દાસત્વમાં દાબી દીધા; હજારો વર્ષ પર્યંત તેઓએ વિજયો કર્યા અને રાજ્ય અમલ ભોગવ્યો અને તેઓએ પ્રજાકીય કર્મને ઉત્પન્ન કર્યું. જિતાએલી જ્ઞાતિઓને તેનણે કચરી નાખી અને તે લોકોને ગુલામ–દાસ–શૂદ્ર બનાવ્યા, અને તેમને પીડા કરીને તેમનાથી (અયોગ્ય) લાભ ભોગવ્યા. આ પ્રમાણે કરેલા પાપ કર્મ બદલામાં તેમના ઉપર ઘણા ચઢાઈ કરનારાઓને ઉતાર્યા. ગ્રીક લોક કે, મુગલ લોક, પોર્ટુગાલના લોક, ડચ લોક (વળંદા) ફ્રેન્ચ લોક (ફ્રાન્સના), ઇગ્લીશ લોક–એ બધા આવ્યા અને લઢયા અને જીત્યા અને માલીક થયા. હજુએ, જો કે લાખો અસ્પર્શ્ય લોકો તેમના ઉપર થયેલા અત્યાચારનો મૂર્તિમાન્ પુરાવો છે છતાં કર્મનો પાઠ શિખાયો નથી. હાલમાં હિન્દુસ્થાનના લોકો તેમના પોતાના દેશની રાજ વ્યવસ્થામાં ભાગ માગે છે, અને તેમને આ દુષિત પ્રજાકીય કર્મથી વિઘ્ન આવે છે. ત્યારે તો તેમણે સ્વાતંત્ર્યની વૃદ્ધિની અભ્યર્થના કરતી વખતે એ અસ્પર્શ્ય લોકોને સમાજના સમાગમમાં આવવાની છુટ આપીને અને એ પ્રમાણે તેમને સમાજ સોપાનના ઉચ્ચત્તર પદ ઉપર સ્થાપીને તેમને આપેલી પીડાનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. પ્રજાકીય પ્રયત્નથી પ્રજાકિય પાપ ફેડવું જોઇએ, અને સમગ્ર પ્રજાને નિર્બળ કરી રહેલા કારણને ઉચ્છેદવું જોઇએ. હિન્દુસ્થાને પોતે જાતે કરેલા પાપને નિવારવું જોઇએ અને પર પીડનનો ત્યાગ કરી પોતાના હાથ પવિત્ર કરવા જોઇએ; આમજ તે તેનું પ્રજાકીય કર્મ ફેરવી શકે અને સ્વતંત્રતાનો પાયો નાખી શકે જ્યારે પીડનથી જન્મેલું કર્મ ઉદ્ધાર અને સત્કારમાથી થતા કર્મમાં પલટાઈ જશે ત્યારે કર્મ સ્વતંત્રતાની વિરૂદ્ધ નહિ પણ તેના લાભમાં કાર્ય કરશે. લોક લાગણી ફેરવી શકાય છે, અને જે પોતાનાથી નિકૃષ્ટ પ્રતિ સત્કાર અને સ્નેહ યુક્ત વચન બોલે છે તે સર્વે એ લાગણી ફેરવવામાં સહાયક છે. દરમીઆન જેમને એમના પોતાના કર્મે એ પ્રજામાં આણ્યા છે તે સર્વેએ ખરી વાતો જેવી હોય તેવી માથે ચઢાવી પડયુ પાનું સ્વીકારી, વિધિનું પાયું પી લેવું જોઇએ અને જે વાતો અનિષ્ટ હોય તેમને બદલી નાખવા પ્રારંભ કરવો જોઇએ વ્યક્તિ કર્મવત્ પ્રજાકર્મ ફેરવી શકાય, પરંતુ કારણો ઘણા વધારે લાંબા સમયથી ચલ્યા આવતાં હોવાથી, તેમનાં કાર્યો પણ ઘણા લાંબા વખત સુધી ટકેજ, અને નવાં ઉમેરેલાં કારણો ભૂતકાળમાથી બહાર ઉગી નીકળતાં પરિણામોને ધીમે ધીમેજ અસર કરી શકે.

મહા ઉત્પાતો અને પ્રજાકીય વિપત્તિઓમાં પર્યવસાન પામનાર કર્મ, જેમનાં વિશેષ કર્મમાં અકાલ મૃત્યુ, રોગ, વા સ્થૂલભૌતિક વેદના હોય છે તેવી બહુ સંખ્ય વ્યક્તિઓને, પોતાની ઝડપમાં લઇ લે છે. જે લોકોને આવું કાર્મિક દેવું નથી હોતું તેમને કોઇ મહા ઉત્પાતના ક્ષેત્રમાંથી કેવી રીતે બોલાવી લેવામાં આવે છે, જ્યારે બીજી કેટલાકને તેમાં કેવી રીતે હડસેલી મોકલવામાં આવે તેનું સમાલોચન કરવું એ રસિક અને બોધદાયક છે કોઈ ભૂકંપ સંખ્યાબંધ મનુષ્યોનો ભોગ લે છે ત્યારે કેટલાક “ચમત્કારિક રક્ષણ” ના દાખલા થશે–કોઇને તારથી, કોઇને જરૂરી કામથી, કોઇને કોઇ બીજી જ રીતે બોલાવી લેવામાં આવેલ હોય છે–તેમજ ભોગ થઇ પડવાને તે સ્થાને વખ્ખોના વખતસર ફેંકાઇ આવવાના દાખલા પણ બનશે. એ રીતે બોલાવી લેવાનું અશક્ય નિવડે છે ત્યારે તે ક્ષણે થયેલી કોઇ ખાસ રચનાથી મરણમાંથી રક્ષણ થાય છે–કોઈ પાટડો પડતા પથરને રોકી રાખે છે અથવા એવું કંઇ બીજુ બની આવે છે.

જ્યારે કોઇ નૈસર્ગિક ઉત્પાત થવાની તૈયારીમાં હોય છે ત્યારે જેમ જ્હોન્સ્ટાઉન, પા (Johnstown, Pa) ના પૂર વખતે, અથવા સાન્ફ્રાન્સિસ્કો (San Francisco) ના મહાનૂકંપ અને અગ્નિ વખતે બન્યું હતું તેમ, યોગ્ય વિશિષ્ટ કર્મવાળા લોકોને તે સ્થાનમાં એકઠા કરવામાં આવે છે. થોડા વર્ષો ઉપર ઉત્તર હિન્દુસ્થાનમાં થયેલા એક ભૂકંપ વખતે ભોગ થઇ પડેલાઓમાં કેટલાક એવા હતા કે તેઓ બહાર ગામથી ત્યાં અતિ ત્વરાએ આવી પહોચ્યા હતા–મરણના ગ્રાસ થવાને કેટલાકે આગલી રાત્રીએ એ સ્થાન છોડ્યું હતું–મરણમાંથી રક્ષાવાને, વિશિષ્ટ કર્મનો વિપાક સમાપ્ત કરવાને સ્થાનિક ઉત્પાતનો ઉપયોગ કરાય છે. અથવા કોઇ મનુષ્યને સ્ટેશને લઈ જતી ગાડી રસ્તામાં અંતરાયથી રોકાઈ જાય છે અને તે મનુષ્ય પોતાની ટ્રેન ચૂકી જાય છે. એ ગુસ્સે તો ઘણો થાય છે પણ ટ્રેઇન અકસ્માતથી ભાંગી પડે છે અને તે પોતે બચી જાય છે. એને રોકવા અર્થે એ અંતરાય હતો એમ નહોતું, પણ એને રોકી પાડવા એ અંતરાયનો ઉપયોગ કરી લેવામાં આવ્યો હતો, મેસીનામાં (Messina) કેટલાક કે જેમનું મરણ આવી નહોતું પહોંચ્યું તેમને કેટલાક દિવસ પછી ખોદીને બહાર કાઢવામાં આવ્યા હતા, અને એક કરતાં વધારે કેસોમાં કામ શરીરી મદદગારનું આણેલું અન્ન જીવન રક્ષા અર્થે આવી પહોચ્યું હતું.

દરીઆઇ તોફાનમાં વહાણ ભાગી પડે છે ત્યારે પણ ઉગરવા કે મરવાનો આધાર વ્યક્તિ કર્મ ઉપર રહે છે. કેટલીક વાર કોઈ જીવાત્માને અકાલ મૃત્યુનું દેવું આપવાનું હોય છે, પણ વર્તમાન જન્મમાં વાળવાનાં દેવામાં તેનો સમાવેશ નથી કરવામાં આવ્યો હોતો; સંયુક્ત કર્મથી થઈ આવેલા કોઇ અકસ્માતમાં તેની હાજરી એ દેવું "મુદત પાકયા પહેલાં" વાળવાની તેને તક આપે છે. એ જીવાત્માએ તક ગ્રહણ કરવાનું અને કર્મ ભોગવી છુટવાનું પસંદ કરે છે અને બીજાઓ સાથે તેનું શરીર પણ વિનષ્ટ થાય છે.

એક જીવનમાં વિકાસ પમાડેલાં લક્ષણો વાળી વ્યક્તિને બીજા જીવનમાં તે લક્ષણોના ઉપયોગ માટે ખાસ સગવડો આપે એવી પ્રજામાં આણે. જેણે વ્યાપાર માટે યોગ્ય, પ્રબળ વિશિષ્ટ મનનો વિકાસ કર્યો હોય–ઉદાહરણ તરીકે હિન્દુસ્થાનમાં વૈશ્ય (વ્યાપારી) વર્ગના કોઇ મનુષ્યે–તેવો મનુષ્ય અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં અવતરે અને તે ત્યાં એક રોકફેલર—આ નામનો અમેરીકામાં એક કોટયાધિપતિ છે.)–તેના એ નવીન દેહમાં તેને સમજાશે કે અનર્ગલ ધનએ ત્યારે જ સત્ય છે કે જ્યારે તે પ્રજાના ઉપયોગો સારૂ વપરાય, અને અખુટ ધન એકઠું કરનાર મનુષ્ય, પોતાની જાત મીલકત તરીકે સંચ્ચીત કરેલા દ્રવ્ય ભંડાર સામાન્ય કલ્યાણ માટે ડાહી રીતે વેંચવા અર્થે પ્રજાકીય ગૃહતંત્રમાં વ્યવસ્થાપકની પદવીએ છે આવા વૈશ્યના પરમ ધ્યેયને અમેરીકામાં આચારમાં મુકશે. આ પ્રમાણે તે પ્રાચીન ધ્યેય એક નવી સંસ્કૃતિની મધ્યમાં રોપાશે અને એક અન્ય લોકમાં ચો તરફ વિસ્તરશે.

ઇગ્લૅન્ડ જેવી, પર-દેશોમાં નવા વાસ કરતી એક પ્રજા ઘણીવાર જંગલી જાતિઓ કે જેમને નવ વાસીઓ હાકી કાઢે છે તેમની માલીકીની જમીન ખુંચાવી લેવામાં બહુ ક્રૂરતાની અપરાધી થાય છે.

જીત અને તે પછીના વર્સંવાદ દરમીઆન હજારો ( અમય વતનીઓ ) અકાલે વિનાશ પામે છે. આ લોકોનો સમસ્ત ઇંગ્લેન્ડ સામે કાર્મિક દાવો છે, તેમજ તેમનું લેહેણું તેમના ઉપર ખરેખર હુમલો કરનારા પામે પણ છે. તેઓ ઇગ્લેન્ડ પ્રતિઆકર્પાઇ આવે છે અને તેના અધમ વર્ગમાં જન્મ ધરીને, જન્મથી જ ગુન્હા કરનારાઓની, અનીતિવાળા અને નિર્બલ મનવાળા લોકોની, વસ્તી પુરી પાડે છે.

તેમનાં પૂર્વ જીવનો એકાએક બંધ કરી નાખીને કરેલું તેમનું દેવું, તેમને કેલવણી અને શિક્ષણ આપી, તેવડે તેમની પ્રગતિને ચેતન અર્પીને' અને તેમની નૈસર્ગિક પામરતામાંથી તેમનો ઉદ્ધાર કરીને, વાળવું જોઇએ.

પતિત કરે તેવાં અને પાપોત્તેજક આયેજનોમાં ધીચ વસ્તી વાળાં અતિ મલિન ઘરોમાં દીન અને દુઃખી લોકોને જીવન ગાળતા રહેવા દેતી તેમના તરફની ધનવાન્ લોકોની સમસ્ત સ્વાર્થપરાયણતા અને પ્રતીક્ષા તેમના પોતાના જ ઉપર સામાજીક કલહો, કામદારોની અશાન્તિ, ત્રાસકારક હડતાલો, ઉતારે છે.

૧૪ માલુઇ અને ૧૫ મા લુઇના રાજ્યો દરમીયાન ફ્રાન્સમાં પરાકાષ્ઠાએ પહોચેલી આજ સ્વાર્થપરાયણતા અને પ્રતીક્ષા, ફ્રેન્ચવિપર્યયના જુલમોનાં, રાજ્યસત્તા અને ઉમ્રાવ વર્ગના વિધ્વંસનાં, સાક્ષાત્ કારણ બની હતી: પ્રજાઓના, તેમજ વ્યક્તિઓના, પ્રતિફલમાં કાર્મિક નિયમના વ્યાપારનું દર્શન કરવા થિઓસોફી ( આત્મવિદ્યા ) થી શિખેલા, આપણે પ્રજાકીય કલ્યાણ અને અભ્યુદય સાધક શક્તિઓ થવું જોઇએ પ્રથમમાં પ્રથમ કાર્મિક કારણ તે વિચાર બલ છે, અને આ જેટલુ વ્યકિતપરત્વે સત્યછે તેટલુંજ પ્રજા પરત્વે પણ છે. એક ઉદાર પ્રજાકીય ધ્યેય ( પ્રાપ્તવ્ય ) ઉંચે ધરી રાખવું એ એક બલિષ્ટ કાર્મિક બલને ગતિમાં મુકવા તુલ્ય છે, કારણ કે એવા ધ્યેયની અંદર ઘણાના વિચાર સર્વદા વહન કરે છે અને પ્રત્યેક દિવસના પ્રતિવહનથી તે વધારે બળવાન્ થાય છે. તેના સંસ્કારોના પ્રવાહથી લોકમત નિરંતર ફરે છે, અને તેના સ્વિકાર માટે જે તેની આગળ સતત ધરી રાખવામાં આવે છે તેને તે મૂર્તિમાન્ કરે છે ) તે વિચાર-બલ એકઠુ થયાજ કરે છે, અને તે રાકયું રોકાય નહિ એટલુ પ્રબળ થાય છે અને અખિલ પ્રજાનો ઉદ્ધાર કરી તેને ઉચ્ચતરપદે સ્થાપે છે. કર્મને જાણનારાઓ, પોતાની ભૂમિની ખામીવાળા, પોતાની વિધિઓની ખામીવાળા, કલ્યાણકારક નિયમનું અવલંબન કરનારા, બુદ્ધિપૂર્વક અને ભાન પૂર્વક આચરણ કરી શકે છે. આ પ્રમાણે તેઓ દૈવી ઈચ્છા ( Divine will ) કે જે પ્રગતિમાં ક્રિયા કરે છે તેના ભાન પૂર્વક સહ-કાર્ય વાહી થાય છે અને ગાઢ શાન્તિ અને નિરતિશય આનંદથી પ્રપૂર્ણ થાય છે.

સમાપ્ત.

નદલાલ નાનાલાલ મેહેતા. બી. એ.

---

## શિક્ષણ અને સ્વ-શિક્ષણ.

આપ દશાનો એક ઘણાં વર્ષોથી અપ્રસિદ્ધ લેખ-પુસ્તકાકારે પ્રથમ વારજ પ્રસિદ્ધ થાય છે કી. ૦—૧૨—૦

REGISTERED No. B. 764

આદ્ય કર્તા—
એક અભેદ માર્ગ પ્રકાશક,
પ્રાતઃસ્મરણીય મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ,સાઠોદરાવાડા-નડીઆદ

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એગમાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

[ પુસ્તક ૩૦—અંક ૧૦. ] ( માસિક ) [ જુલાઈ—૧૯૨૫.

વિષય અનુક્રમણિકા.

# લવાજમ.

સુદર્શનનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ અગાઉથી લેવાનો રીવાજ છે, એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે તુરત મોકલવા કૃપા કરવી.

વ્યવસાપક.
સુદર્શન ઑફિસ—નડીઆદ.

---

## પ્ર. નિ. સ્વ. ન. દ્વિવેદી યોજીત

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્તિ બીજી.

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામા આવી છે

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિ . પથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપ છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્ત્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ વિ. જુદું.

## સિદ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

મોટા ટાઇપ સારા કાગળ પાકું પુઠું.

(કીંમત રૂ. ૩-૦-૦)

હમણાંજ બહાર પડયું છે—

ને સ્વશિક્ષણ-રૂ. ૦-૧૨-૦

## નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

(કીંમત રૂ. ૦-૮-૦)

લખો—મેનેજર.
સુદર્શન ઑફિસ—નડિઆદ.

REGISTERED No. B 764

આદ્ય દ્રષ્ટા—
એક અભેદ માર્ગ પ્રવાસિ.
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી,
સુદર્શન-ઓફિસ સાઠોદરાવાડા-નડીઆદ

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એ૦ના સબંધ અને સ્વરૂપનો વિચાર )

"सत्यंपरंधीमहि"—भागवतम्

.પુસ્તક ૩૦—અંક ૧૦ ] ( માસિક ) [ જુલાઈ—૧૯૧૫.

## ડગે શ્રદ્ધા છતાં શાને ?

( ગઝલ )

અજબ તુજ ખેલ છે ભાવિ કસોટી ના દીઠી હાવી
વિષમતા છે હવે રહેવી ! ડગે શ્રદ્ધા છતા છતા શાને ?
સહનથી તો જૂની યારી, મગર, મુફલેસી છે મ્હારી
સહે ના આજ લાચારી, ડગે શ્રદ્ધા છતા શાને ?
સલા ભાવિ સહુ, કિન્તુ ન જાણુ આજ શુ થાતુ !
હૃદય ગભરાઈ આ જાતું ! ડગે શ્રદ્ધા છતા શાને ?
સદા મુજ પન્થ છે જૂદો. સહનનો, સ્નેહ, અશ્રુનો :
મળે છે માર્ગ એ સીધો ડગે શ્રદ્ધા છતા શાને ?
જલે વધતા પ્રવાસે એ મળે બીજુ ન કાઇ પે,
દિસે વધુ ઘોર ભાવિ પે ! ડગે શ્રદ્ધા છતા શાને ?
દિસે ચોપાસ અન્ધારૂં ! દિશા ખુશી ન કો બાજુ !
છતા ગભરાટમા ધાઈ દિલે, શ્રદ્ધા ડગે શાને ?
થવાનુ તે સદા થાતુ ! જિગર ઇતિબારમા ધાતુ.
નયન નિર્માણને જોતું, ડગે શ્રદ્ધા છતા શાને ?

ટ્રેનમાં,
૧-૧૧-૧૯૧૨ . } કુસ્મ.

# ॥ शिशु शिक्षा ॥

શિશુજન સુણ શિક્ષા સારી, નથીં દીઠી તેં દુનિયાંદારી,
ભવસાગર અતિ ભયકારી, તરવા કટિ રાખ તમારી.

ધ્રુવ.

અતિ વિપત વમળ ત્યાં ભાસે,—
—મહામચ્છ દુષ્ટ ચોપાસે;
ગુરૂના વચબળ સુખકારી—
—નથી દીઠી તેં દુનિયાંદારી—૧

કોઇ કોટિપતિ પણ દુઃખીં;
—કોઇ સુકે રોટલે સુખી;
મન પવન વેગ વશ ધારી—
—નથી દીઠી તેં દુનિયાંદારી—૨.

જગ ઠગની અટપટ આટી—
—ટપ ટૂટે કે ગુચવે ગાંઠી,
સાગર ગભિરતા સારી—
—નથી દીઠી તેં દુનિયાંદારી—૩

કોઇ અકથ લાભ મળવાનો—
—સુખ શાન્તિ કે રમવાનો;
પલકમાં નષ્ટ કરનારી—
—નથી દીઠી તેં દુનિયાદારી—૪

જ્યાં સુધી આશ નથીં ઉર્મી—
—મન માની રહે સુખ વિરમી;
કારણ્ મળતાં દુઃખકારી—
—નથી દીઠી તે દુનિયાંદારી—૫

વિગ્રહ નય પ્રફુલિ વૃત્તિ—
—સંતોષ કલ્પતરૂ જુક્તિ,
ઇહ અપર લોક જયકારી—
—નથી દીઠી તેં દુનિયાંદારી—૬

પરમેશ્વર વદન કરીએ—
—પ્રતિપળ છવિ અંતર ધરીએ,
પ્રતુ સાક્ષિ હૃદય સચારી—
—ઝટ દીઠી મેં દુનિયાંદારી—૭

महन्त

---

## ॥ अद्वैत ब्रह्मसिद्धि

( અનુસંધાન ગતાંકથી. )

આવો અભિપ્રાય મનમા રાખીને જ ભગવાન્ ગૌતમે પણ સૂત્રોમા કહ્યું છે કે-स्वप्न विषयाभिमान वदय प्रमाण प्रमेयाभिमान ।३१। माया गन्धर्व नगर मृग तृष्णिका वद्वा । ३२ ( અધ્યાય ૪ આહ્નિક ૨, ) ( ભાવાર્થ—સ્વપ્નમાં દેખાતા પદાર્થોની સત્તા સબધી અભિમાન સમાન પ્રમાણ અને તેથી જણાતી વસ્તુઓ ( પ્રમેય ) સબધિ અભિમાન મિથ્યા છે ૩૧ અથવા કપટ વિદ્યા—વાદળામા ગધર્વની નગરનો દેખાવ અને ઝાઝવાનું જળ જેમ ખોટુ છે તેમ આ અભિમાન મિથ્યા છે ૩૨. ) વળી કહ્યું છે કે આ શાસ્ત્ર કાંટાની વાડ સમાન સત્યને પ્રગટ થતા રોકી રાખનાર છે, ખરી વસ્તુ તો બાદરાયણ મુનિના શાસ્ત્રથી સિદ્ધ થાય છે વળી સાખ્યદર્શન ઉપર ભાષ્યકારે કહ્યુ છે કે—" ગૌતમ અને કણાદના ન્યાય અને વૈશેષિક દર્શનોમા અને સાખ્ય તથા યોગ શાસ્ત્રોમા જે શ્રુતિ વિરૂદ્ધ ભાગ છે તે શ્રુતિને તાબે રહેનાર જનોએ તજવો જૈમિનિ મુનિ તથા વ્યાસ મુનિના દર્શનોમાં શ્રુતિ વિરૂદ્ધ કોઇએ ભાગ નથી, કારણ કે તે બને શ્રુતિને યથાર્થ સમજતા હતા " આમ પાગશર મુનિના ઉપપુરાણાદિ કરતાં પણ 'બ્રહ્મમીમાંસા" (વેદાંત) શાસ્ત્ર ઇશ્વર સંબંધી ભાગમા વધારે બલવાળુ છે એમ જણાય છે પુરૂષાર્થ અને તે મેળવવાનું સાધન, તથા પ્રકૃતિ અને પુરૂષનો વિવેક કરવો એજ સાખ્યશાસ્ત્રનો મુખ્ય વિષય છે, માટે ઇશ્વરનો એ શાસ્ત્રે સ્વીકાર નથી કર્યો એટલો ભાગ એમા બાધા વાળો છે, તો પણ એ શાસ્ત્ર અપ્રમાણ નથી, કારણ કે જે વાત મુખ્યત્વે કરીને કોઇ શાસ્ત્ર જણાવતો હોય, તે વાત તે

શબ્દનો અર્થ કહેવાય એવો રીવાજ છે." નારદ પંચ રાત્ર" નામે ગ્રંથના પેહેલા પટલમાં જીવ અને બ્રહ્મની એકતાનો જ્યાં નિર્ણય કર્યો છે, ત્યાં જગત્નું મિથ્યાપણું સાબીત કરનાર ૯૬ મા શ્લોકમાં કહ્યું છે કે–" આ સંસાર પ્રપંચ મિથ્યા જ છે, અને હું અદ્વિતીય બ્રહ્મ મસ્ત વસ્તુ છું. તે વાતમાં વેદાન્ત વાક્યો, ગુરૂ અને પોતાનો અનુભવ એટલાં વાનાં પ્રમાણે છે." ભટ્ટ પાદે પણ મીમાંસા દર્શનના વાર્તિકમાં તર્ક ચરણ નામે ભાગમાં આ વાત સાબીત કરતાં કહ્યું છે કે " નાસ્તિક મતનું ખંડન કરવા ઇચ્છતા ભાષ્યકારે આત્માની સત્તા–હયાતી–વિષે કહ્યું છે કે આત્મા છે એ વાતનું જ્ઞાન વેદાન્ત શાસ્ત્રના વિચારથી દ્દઢ થાય છે." આ વાક્યમાં " આત્મા " તે શુદ્ધ (પ્રપંચરહિત) " બ્રહ્મ " જ છે, તો પણ વેદોક્ત કર્મો કરવામાં જેનું મન ચોટેલું હોય તેને એ પ્રમાણે ન કહેવું. ગીતામાં શ્રી કૃષ્ણનું પણ વચન છે કે " જે પુરૂષો કર્મો કરવામાં કલ્યાણ માને છે, તેમની સમજણમાં ફેરફાર ન ઉજાપવો." ભગવાન્ વસિષ્ઠ મુનિ પણ કહે છે,કે–" અજ્ઞાની અને અર્ધા જ્ઞાની માણસને 'આ સર્વ ખરૂં જોતાં બ્રહ્મ છે, એમ જે કહે છે, તે પેલા અજ્ઞાનિને નરકની જાળમાં નાંખે છે." વળી ગૌતમ આદિ મુનિયો જુદાં જુદાં શાસ્ત્રોના સ્મારક તરીકે જ સંભળાય છે, પણ તે શાસ્ત્રોના બુદ્ધિ પૂર્વક રચનાર નથી. તે ઉપર કહ્યું છે કે " બ્રહ્માથી ઋષિ પર્યંત સર્વે વિદ્વાનો શાસ્ત્રોના સ્મારક છે પણ તેમના કરનાર નથી." અને ન્યાય ભાષ્યમાં કહ્યું છે કે " જે ન્યાય શાસ્ત્ર ઉત્તમ વક્તા ગૌતમ મુનિને સ્ફુર્યું, તેનું વાત્સ્યાયન મુનિયે આ ભાષ્ય બનાવ્યું." શ્રુતિ પણ કહે છે કે अस्यमहतो भूतस्य निःश्वसितमेतत् ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वांगिरस इतिहासः पुराण विद्याश्लोकाः सूत्राणि व्याख्यानान्यनु व्याख्यानान्यस्यैव निःश्वसितानि । (ભાવાર્થ-ઋગ યજુસ્ સામન્ અથર્વન્ નામે ચાર વેદ ઇતિહાસ, પુરાણ વિવિધ વિદ્યાઓ વિગેરે સર્વ ગ્રંથો પરમાત્માએ જ અનાયાસે રચ્યા છે.) માટે જ સર્વ શાસ્ત્રોમાં નિપુણ એવા વાચસ્પતિ મિશ્રે तर्काप्रतिष्ठानात् એ વ્યાસ સૂત્રના ભાષ્ય ઉપર કરેલી ટીકામા સંક્ષેપ રૂપે કહ્યું છે કે-' મહામહેનતથી ચતુર તાર્કિકોએ જે વાતનું અનુમાન કર્યું હોય છે, તેથી ઉલટી જ વાત બીજા પ્રકારે ચતુર વિદ્વાનો સાબીત કરે છે: કેવલ તર્કના બળથી કરેલી વાત સાચી હોય નહીં. तर्काप्रतिष्ठानात् સૂત્રનો ભાવાર્થ એ છે કે " વેદથી જણાય એવી બાબતમાં કેવલ તર્કવડે ગમે તેટલી મેહેનત કરતાં પણ સિદ્ધિ ન પડતું વેદને અનુસરીને તર્ક કરવાથી બ્રહ્મનું જ્ઞાન થાય. કેવલ નિરંકુશ તર્ક ચલાવવાથી સત્ય વસ્તુ બરાબર પ્રાપ્ત થતી નથી:) વાર્તિકકારે પણ કહ્યું છે કે–" જે પદાર્થો માત્ર વિચારથી સમજી શકાય એવા નથી તેમના સંબંધે તર્કનો ઉપયોગ ન કરવો. અસ્થિર તર્કવડે ઉંડી બાબતનો નિશ્ચય ન થઇ શકે" વળી વાયુ પુરાણથી જણાય છે. કે " પ્રકૃતિના પદાર્થો–એટલે સ્થૂલ દેખાતી વસ્તુઓ–થી જે નોખું હોય તે 'અચિન્ત્ય' કહેવાય.

ચઉદ સર્વ વિદ્યાઓ અને ધર્મ જાણવાનાં સાધન છે. યાજ્ઞ-સ્મૃતિ-અ. ૧ શ્લો. ૩ ને આમ શ્રુતિ આદિને અનુકૂલ તર્ક જ ( માનવાનો નિયમ ન હોય તો બૃહસ્પતિ આદિ મહો બુદ્ધિવાળા વિદ્વાનોએ રચેલાં નાસ્તિક વાદવાળાં શાસ્ત્રોને મદદગાર ખોટા અને દુષ્ટ-શ્રુતિ વિરૂદ્ધ તર્કો પણ સ્વીકારવા યોગ્ય ગણવાનો પ્રસગ આવે. તે ઉપર મનુએ કહ્યું છે કે-ઋષિયોના ધર્મ સંબંધિ ઉપદેશનું વેદશાસ્ત્રને અનુકૂલ તર્કવડે જે પ્રતિપાદન કરે છે, તે જ ધર્મ જાણે છે. ( મનુ-અ. ૧૨ શ્લો. ૧ ), માટે શ્રુત્યનુકૂલ તર્ક સ્વીકારવા યોગ્ય છે. શ્રુતિ વિરૂદ્ધ તર્કના સંબંધે તો કહ્યું છે કે:-" વેદ વિરૂદ્ધ પાખંડીઓને, અન્યવર્ણના લોકોનાં કર્મ કરનારાઓને, બિલાડાના જેવી વર્તણુક રાખનાર દંભિ જનોને, મનમાં કાંઇક હોય અને કહે કાંઇક એવા શઠ જનોને, વેદ વિરૂદ્ધ હેતુ ( =કારણો ) ને વળગનારાને, બગલા પેઠે વર્તનાર એટલે ઉપરથી ધાર્મિક જણાતા પણ ગુપ્ત રીતે પાપ કર્મ કરનાર જનોને માત્ર વાણીવડે પણ માન ન આપવું "-શ્રુગાલ ગીતા*માં મોક્ષ ધર્મના પ્રકરણમાં કહ્યું છે કે -" ચાર પુરૂષાર્થ મેળવવામાં નકામી અનુમાન આદિ તર્ક વિદ્યામાં હું પ્રીતિવાળો થયો તેનું ફલ એ થયું કે હું વનમાં શિયાળ અવતર્યો " આવાં પ્રમાણોથી કેવળ તર્ક વિદ્યા તજવા યોગ્ય જણાય છે આ વાતનો વિસ્તાર તો ' આકર " ( =ભાષ્ય ) માંથી જાણી લેવો. માટે સત્કાર્ય વાદી ઇશ્વરને માનનાર અને ન માનનાર સાંખ્ય મતવાળાઓના વિચાર પ્રમાણે પણ પરિણામવાદ સિદ્ધ થતો નથી માટે એ મરેલા ઉપર વધારે પ્રહાર કરવાની જરૂર નથી. આમ પ્રધાન પ્રધાનનું ખંડન કરીને સત્કાર્ય વાદનું ખંડન કર્યું

ઇશ્વર આ જગત્‌નું માત્ર નિમિત્ત કારણ નથી, કિંતુ ઉપાદાન કારણ પણ છે, કારણ કે એ વાત શ્રુતિથી સાબીત થયેલી છે એ વાત માયા દ્વારે સિદ્ધ હોવાથી ઇશ્વરને પ્રધાન પરમાણુ આદિની ગરજ નથી. તે વિષે શ્રુતિયો નીચે પ્રમાણે છે —

अपाणिपादोजवनो ग्रहीता पश्यत्यचक्षुः सश्रृणोत्यकर्णः ।
सवेत्तिवेद्यं नचतस्यवेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम् ॥
नतस्यकार्यं करणं च विद्यते पराऽस्यशक्तिर्विविधैव श्रूयते ।
स्वाभाविकी ज्ञान बल क्रियाच ॥

( ભાવાર્થ—ઇશ્વરને હાથ પગ નથી તો પણ તે વેગથી સર્વત્ર જાય છે, અને બધું લે છે, આંખ વિના તે સર્વે જુએ છે, અને કાન વિના સાંભળે છે. તે સર્વ જાણે છે પણ તેનો જાણનાર કોઇ નથી-તેને પંડિતો પુરાણ પુરૂષોત્તમ કહે છે. તેને શરીર અને ઇંદ્રિયો નથી. એની ઉત્તમ શક્તિ વિવિધ જાતની સમજાય છે, અને તેનું જ્ઞાન, બલ તથા ક્રિયા સ્વાભાવિક છે. )

* ભારતના શાન્તિ પર્વમાં મોક્ષ ધર્મના ૧૮૦ મા અધ્યાયમાં ૪૭ શ્લોકની શ્રુગાલ ગીતા છે. તેમાં શિયાળ રૂપે ઇંદ્ર મરણ પામતા દરિદ્ર કાશ્યપ પ્રત્યે ઉપર પ્રમાણે બોલ્યા છે.

बहु रुप इवाभाति मायया बहु रूपया ।
मायांतु प्रकृतिं विद्यान्मायिनंतुमहेश्वरम् ॥
ममायीस्तनते विश्वम् ।
इन्द्रो मायाभिः पुरुरूपईयते ॥

( ભાવાર્થ—પરમાત્મા પોતાની અનેક રૂપ વાળી માયાવડે પોતે બહુ રૂપવાળો જણાય છે. માયાને પ્રકૃતિ જાણવી, અને માયાવાન્ મહેશ્વર છે. તે માયાયુક્ત ઇશ્વર જગતું રચે છે. પોતાની માયાના વિવિધ પ્રકારોને લીધે પરમાત્મા બહુરૂપ યુક્ત જણાય છે. )

આ રીત શ્રુતિયો છે. અને વળી સ્મૃતિયોનાં પણ એ બાબત ઉપર નીચેનાં વચન છે.—"માયા અકલિત અખંડ નિર્ગુણ જ્ઞાન સ્વરૂપમાં જગદીશ અને જીવરૂપ બેઉને માયા ઉપજાવે છે, કારણ કે જે બને નહીં તે બનાવવામાં માયા બહુ ચતુર છે.". જગતનું નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ ભિન્ન નથી પણ એક ઇશ્વર જ એ બંને જાતનાં કારણ છે, એ વાતનાં, सर्वं खल्विदं ब्रह्म । तज्जलानिति शान्त उपासीत । यतो वा इमानि भूतानि जायंते । येन जाता नि जीवंति । यत्प्रयन्त्यभिसं विशन्ति । तद्ब्रह्म विजिज्ञासस्व । ( ભાવાર્થ—ખરે, આ સર્વ બ્રહ્મ રૂપ છે. સર્વ તેનામાંથી ઉત્પન્ન થાય છે, એમ શાન્ત થઇ થઇને માણસે પરમાત્માને ઉપાસવો. જેનામાંથી આ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, જેનાવડે ઉત્પન્ન થયેલ તે સર્વ જીવે છે અને અંતે જેમાં સમાય છે, તે બ્રહ્મને હે શિષ્ય, તું જાણવાની ઇચ્છાકર ) આવાં કેટલાં પ્રમાણો છે. અને આ यतो वा इमानि भूतानि जायंते येन जातानि जीवंति यत्प्रयन्त्य भिसंविशन्ति ઇત્યાદિ શ્રુતિમાં यत. એ શબ્દ यत् સર્વ નામની પાંચમી વિભક્તિના અર્થમાં વાપર્યો છે, અને येन શબ્દ તે સર્વ નામની ત્રીજી વિભક્તિ છે. એ બનેને હેતુ (=કારણ) અર્થમાં વાપર્યા છે, તો પણ यत સર્વનામે બતાવેલા બ્રહ્મને તેમાં લય પામના ગમારનો આધાર કહે છે, તે ઉપરથી બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ છે એવો અર્થ પ્રાપ્ત થાય છે. તેમ થવાથી બ્રહ્મ જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે સિદ્ધ થાય છે. "બ્રહ્મનો પરિણામ જગત્ છે," એવું કહીને જગતને બ્રહ્મથી ભિન્ન તથા અભિન્ન કહેનાર ભટ્ટ ભાસ્કરના મતને અનુસરનાર વૈષ્ણવોનો મત આમ

કારણ નથી તેમ ઇશ્વર કોઇ કાર્યનું ઉપાદાન કારણ ન બને" તેઓ કહે છે કે સુખરૂપ કાર્યનુ ઉપાદાન કુમ્ભાર છે, પણ આપ કોઇ દ્રવ્ય એટલે કે સ્થૂલ-સૂક્ષ્મ-વસ્તુ નથી, માટે જો ઉપરના અનુમાનમા 'દ્રવ્ય' શબ્દ ન કહે તો જે સાધવાનુ છે તે ખામી વાળુ ગણાય અને અનુમાન ખોટુ ઠરે, માટે તેમા "દ્રવ્ય" શબ્દ વાપર્યો છે તેથી કોઇ જાતનો તે વાતમા વાંધો ન રહ્યો-વળી આ અનુમાન કરનારા કહે છે કે જગત્નુ-ઉપાદાન કારણનો ઇશ્વરથી ભિન્ન પરમાણુઓ અથવા પ્રધાન છે, પણ તેમનુ આ સર્વે કથન ઉપરની શ્રુતિ સિદ્ધ વાત જોતા ખોટુ ઠર્યુ,માટે સત્કાર્ય વાદના મત પ્રમાણે પણ "ગુરૂ" શબ્દથી સૂચવાનો પદાર્થ સિદ્ધ થતોનથી

વાદી કહે કે-આમ છે, ત્યારે કારણ સત્ છે, એમ માનીને એક બ્રહ્મ જે કારણ છે, તેના માત્ર વિવર્ત રૂપ-એટલે તેમાં ભ્રાંતિથી ભાસનો-પચભૂતના વિકારથી બનેલો અથવા માયાએ પ્રગટ કરેલો, અને જન્તના ઉપર પ્રેમને લીધે પરમાત્માએ ધારણ કર્યો અમુક દેહ 'ગુરૂ' શબ્દનો અર્થ છે એમ માનો,-તો અમે વાદીને કહીએ છીએ કે તમે આમ કહો છો ત્યારે તો 'ઘટ્ટ કુટી પ્રભાત ‡' વૃત્તાતના ન્યાયથી તમે છેવટે અમારાજ માર્ગમા આવ્યા છો, કારણ કે આમ કહીને તમે આમ કહીને બ્રહ્મથી ભિન્ન જણાતી સર્વ વસ્તુઓનુ મિથ્યા-પણું સ્વીકાર્યુ, અને તે મિથ્યાપણાની સાબીતી આગળ કહેવામા આવશે એમ સમજવુ

ઇતિ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી બ્રહ્માનંદ સરસ્વતી શ્રીપાદ શિષ્ય શ્રીસદાનંદ સ્વામીએ રચેલ "અદ્વૈત બ્રહ્મ સિદ્ધિ" મા 'ગુરૂ' શબ્દના અર્થ સબધી વિચારના પ્રકરણમા જગત્નુ સત્યત્વ નક્કી કરવાને મિષે દુરાગ્રહિ વાદિના માથા ઉપર મુદગરનો પ્રથમ પ્રહાર પુરો થયો

( ચાલુ )

કૃષ્ણશકર હિરાશકર પડયા બી એ

---

‡ આ ન્યાય નીચે પ્રમાણે —રહિ વેપારી દાણમાથી બચવાને આડે માર્ગે ગયો, પણ એમ ભટકતા-પ્રભાત થયુ ત્યારે જુએ છે તો તે દાણ લેવાની ઝુંપડી આગળ જ હતો તેથી તેની ઇચ્છા પાર ન પડી તેમ વાદી આડો અવળો તર્ક કરવા ગયો, પણ તેનો દોષ એમનો એમ રહ્યો અને છેવટે તેને અદ્વૈત મત સ્વીકારવો પડ્યો. સર્વ પ્રાણી ઉપર દયા, ક્ષમા, અનસૂયા-એટલે કોઇના સારા ગુણમા દોષનો આરોપ ન કરવો-પવિતા, કોઇને પીડા ન કરવી મગળ કામ કરવુ, કૃપણપણું ન રાખવુ સ્પૃહા-તૃષ્ણા-ન રાખવી-આ રીતે ગૌ૰ તમે આઠ ગુણ કહ્યા છે

# शुं महर्षि वाल्मीकि शूद्र हता.

"હા. પણ એમ કેહવાથી શું વળ્યું? જ્યાં સુધી આપણું રાષ્ટ્ર જીવંત છે-અને તે અક્ષય રહેનાર જ-ત્યાં સુધી તો વાલ્મીકિનું નામ આબાલ વૃદ્ધના મોંઢે રહેવાનું જ-માણસને આટલું મહત્વ-મોટુપદ-મળ્યા પછી તેની જાતી તરફ જોઇને શું કરવાનું છે? જાતીનો વિચાર કરી તેમાં છિદ્રો શોધતા બેસવું એ તો ક્ષુદ્ર બુદ્ધિનું લક્ષણ છે. વાલ્મીકિએ વર્ણવેલું પવિત્ર ચરિત્ર વાંચો; તેમાંના કાવ્યામૃતનું પાન કરો; આ બાબતો છોડીને તેમની જાતી શોધવાની ખટપટ શા માટે જોઇએ? એકાદ માણસને મેના પાલખીમાં બેસવાનું માન મળે એ બદલ તેની પ્રસંશા કરવાનું છોડીને, તેને પાલખીમાં બેસતાં આવડતું નહોતું તેથી તે પડી ગયો એ જોઇને તેનું ઉપહાસ કરવા જેવું જ આપણુ છે."

શરૂઆતમાં કરેલા વર્ણનથી કોઇ પણ માણસના મનમાં આવા વિચાર આવે એ સ્વાભાવિક છે. તથાપિ કેટલીક વાતો એવી છે કે તેને ક્ષુદ્ર ગણી કાઢીને તે તરફ દુર્લક્ષ કરી શકાતું નથી વાલ્મીકિના શૂદ્રત્વ ઉપરાંત વળી તે પ્રારંભમાં વાટમાર લુંટારાનું કામ કરતા હતા એ પ્રમાણે તેમના પર એક વિશેષ મહત્વનો અપવાદ છે. વાલ્યા કોળીની કથા તો સર્વ કોઇને માહિત છે જ. કથાકારો ઘણી વખતે આ વાત પોતાની કથા પ્રસંગે કહે છે. અધ્યાત્મ રામાયણમાં આ કથા આપેલી છે. શ્રીધર સ્વામીએ રામવિજયમાં આ કથાનો અનુવાદ કરેલો છે અનેક સાધુ મહાત્માઓએ પણ પોતાનાં કાવ્યોમાં આ વાતનો ઉલ્લેખ કરેલો છે. અમૃતબજારપત્રિકામાં પણ આ કથા એકવાર દ્રષ્ટાંત દાખલ આપેલી વાંચવામાં આવી હતી-આટલી બધી આ કથા લોકમાં દૃઢ મૂળ ઘાલી ગઇ છે. વસ્તુસ્થિતી જો આ પ્રમાણે જ હોય તો તો પછી કંઇ ઉપાય નથી. અમુક બાબત અમુક રીતે બનેલી છે એમ એક વખત ઇતિહાસમાં લખાયા પછી કોઇ શું કરી શકે! છતાં આ વિષયમાં આમ ન બન્યું હોત તો સારૂં થાત એમ આપણને લાગે છે. આ પ્રમાણે મનુષ્ય સ્વભાવ છે. શિવાજી મહારાજને લખતાં વાંચતાં આવડતું નહોતું એ પ્રમાણે શાળામાં શીખતાં ખેદ થાય છે આવા ધુરંધર રાજ કાર્ય કુશળ પુરૂષનું તે વિષય તરફ કેમ લક્ષ ગયું નહિ હોય એમ મનમાં થાય છે. પણ ઇતિહાસ સંશોધક મી. રાજવાડેએ જ્યારે શિવાજી મહારાજના અક્ષર પ્રસિધ્ધ કર્યા ત્યારે સર્વને આનંદ થયો હતો! જે વ્યક્તિને આપણે અત્યંત પૂજ્ય માનીયે તે સુધક ભલે હોય પણ તેમાં કોઇ પ્રકારની ન્યૂનતા ન હોય તો ઠીક એમ આપણને લાગે છે તેમજ વાલ્મીકિ મહર્ષિ શૂદ્ર ન હોય, નિદાન વાટપાડુ-લુંટારા ન હોય એમ મનમાં થાય છે. આપણી ઇચ્છા પૂર્ણ થશે કે કેમ તે જોઇએ.

મહર્ષી વાલ્મીકિના સબંધમાં પ્રસિદ્ધ થયેલી દંતકથાપરથી તેઓ શૂદ્ર હતા એમ સહજ જણાય છે. તથાપિ આ દંત કથા સબંધી જે હકીકત બીજા ગ્રંથોમાં આપેલી છે તે પરથી તેઓ બ્રાહ્મણ હોઇને વાટ પાડુનો ધંધો કરતા હતા એમ સ્પષ્ટ જણાય છે.

આ બાબતમાં ગમે તે હકીકત રજુ કરવાનો હક વાસ્તવિક રીતે જોતાં વાલ્મીકિ રામાયણનો જ છે. રામચરિત્ર સબંધી અન્ય સર્વ ગ્રંથો આ ગ્રંથના પછીના જ અને તેના જ આધારે લખાયેલા છે. એટલે તેને જ અધિક માન આપવું ઉચિત છે. હવે આ બન્ને વાતના સબંધમાં તેમાં શું આધાર મળે છે તે જોઇએ.

દંતકથા કહે છે કે પૂર્વે વાલા કોળી નામનો એક શૂદ્ર હતો. તે જ પાછળથી વાલ્મીકિ થયો. આ દંત કથાનું રામાયણમાં તો કંઇ નામ નિશાને નથી. રામાયણમાં જ્યાં જ્યાં તેમને માટે ઉલ્લેખ છે ત્યાં ત્યાં આદર પૂર્વક 'तपस्वी' 'मुनि पुंगवः' એવા જ શબ્દોની યોજના કરવામાં આવેલી જણાય છે. રામાયણનો પહેલો જ શ્લોકઃ—

तपः स्वाध्यायनिरतं तपस्वी वाग्विदां वरम् ।
नारदं परिपप्रच्छ वाल्मीकिर्मुनिपुंगवम् ॥

આ પ્રમાણે હોવાથી તેમાં तपस्वी એવો ઉલ્લેખ કરેલો છે. જો આ ઉલ્લેખ તપશ્ચર્યા સબંધમાં હોય તો તે પરથી તેમનો વર્ણ બ્રાહ્મણ ઠરતો નથી એમ કોણ કહી શકશે? પરંતુ દંતકથાપર વિશ્વાસ રાખીને જો નિર્ણય કરવા જઇએ તો તપશ્ચર્યા કરનાર શૂદ્રનો રામે વધ કર્યો તે પ્રમાણે શૂદ્ર હોઇને તપશ્ચર્યા કરતા હોત તો તેમને પણ કોઇ રાજાએ શાસન-દંડ-દીધો હોત એમ કેમ ન કહેવાય? કેવળ કોટિક્રમ કરીને વાંચકોના મનનું ગમે તેમ સમાધાન કરવાની અમારી ઇચ્છા નથી. તેમના સમાધાન માટે રામાયણના જ આગલા બે શ્લોક રજુ કરવામાં આવે છેઃ—

ततः करुणवेदित्वादधर्मोऽयमिति द्विजः ।
निशाम्यरुदतीं क्रौंचीं मिदं वचनमब्रवीत् ॥ १ । २ । १४ ॥
मच्छंदादेव ते ब्रह्मन् प्रवृत्तेयं सरस्वती ॥ १ । २ । ३१ ॥

આમાં પહેલામાં द्विज આ પ્રમાણે વાલ્મીકિ માટે ઉલ્લેખ છે અને બીજામાં ब्रह्मन् આવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. આ બીજો શ્લોક રામાયણ રચવા માટે બ્રહ્મદેવે મહર્ષિને આજ્ઞા કરી તે પ્રસંગનો છે. એટલે "બ્રહ્મન્" એ સંબોધન ખુદ બ્રહ્મદેવે વાલ્મીકિને ઉદ્દેશીને યોજેલું છે. વળી શ્લોકનું વર્ણન નિષાદે ક્રૌંચ વધ કર્યો તે સમયનું છે. વાલ્મીકિ જો મૂળના કોળી-ભીલ હોત તો તેમને આટલી બધી બળતરા-ચિંતા-થવાનું શું કારણ હતું? અર્થાત તેમના બ્રાહ્મણપણા માટે હવે કોઇ જાતની શંકા રહેતી નથી.

સીતાના ત્યાગ પછી રામચંદ્રે જે અશ્વમેધ યજ્ઞ કર્યો તે માટે આમંત્રણ કરીને તેડાવેલા ૠષિમંડળમાં મહર્ષી વાલ્મીકિ પણ હતા આપરથી તેમનો અધિકાર કેવળ બ્રાહ્મણ કરતાં પણ વિશેષ હતો એમ સ્પષ્ટ થાય છે. તેમનું વેદાધ્યયન ઉત્તમ પ્રકારે થયેલું હતું અને તેમણે જ રામનાપુત્રો લવ-અને કુશને વેદાધ્યયન કરાવ્યું હતું. કારણ વેદાધ્યયનમાં

પરિપક્વતા થવા માટે તેમણે તે બાળકોને રામાયણ ભણાવ્યાની હકીકત રામાયણમાં જણાવેલી છે—તે માટે આગળનો શ્લોક જુઓઃ—

सतु मेधाविनौ दृष्ट्वावेदेषु परिनिष्ठितौ ।
वेदोपबृंहणार्थाय तावग्राहयत प्रभुः ॥ १ । ४ । ६ ॥

મહર્ષી પહેલા શૂદ્ર હોઇને પાછળથી બ્રાહ્મણ થયા હોય તો તેમણે વેદાધ્યયન ક્યારે કર્યું હશે ? પણ એટલું જ શા માટે ? ખુદ મહર્ષીએ પોતાની ઉત્પત્તિ શી રીતે થઇ તે વર્ણવ્યું છે તે શ્લોક અત્રે આપવો ઉચિત છેઃ—

प्रचेतसोऽहं दशमः पुत्रो राघवनन्दन ॥ ७ । ७६ । १८ ॥

પ્રચેતસ એ સ્વાયંભુ મનુનો પુત્ર ઉત્તાનપાદ એમના વંશમાં ઉત્પન્ન થયા હતા.

હજી કદાચિત એક શંકા આવવાનો સંભવ છે રામાયણમાં વાલ્મીકિના સબંધમાં બ્રાહ્મણ તરીકેનો જે ઉલ્લેખ છે તે તેમને બ્રાહ્મત્વ પ્રાપ્ત થયા પછીનો હોવાથી વિચારવા જેવું છે. વસ્તુતઃ દંતકથાનો યત્કિંચિત પણ સબંધ રામાયણ સાથે ન હોવાથી આ શંકા અપ્રસ્તુત છે. તથાપિ આ કથામાં સત્યાંશ કેટલો છે એ મહર્ષીના પોતાના મુખની એકજ ઉક્તિ-પરથી જણાઇને આ શંકાનું પણ તદન સમાધાન થઇ જાય તેમ છે.

દંતકથા કિંવા તેનો અનુવાદ કરનાર ગ્રંથકારો કહે છે કે પૂર્વે વાલા નામનો એક મનુષ્ય હતો. તે વાટ પાડુનો ધધો કરતો હતો. તેને એક મહર્ષીની ભેટ થઈ અને તેમણે આ પાપ કર્મ માટે તને ભોગવવાં પડનાર ફળમાં તારા ઘરનાં માણસો ભાગીદાર થશે કે કેમ તે પૂછી આવવાનું તેને કહ્યું—તે પ્રમાણે તેણે પૂછી જોતાં તેના ઘરનાં માણસોએ ના એવો જવાબ દીધો. આથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. હવે વાલ્મીકિએ સીતા શુદ્ધ છે એમ રામના ભર દરબારમાં જણાવ્યું તે સમયે તેમણે જે પ્રતિજ્ઞા કરી તેમાંનું આગલું વાક્ય જુઓ —

मनसा कर्मणा वाचा भूतपूर्वं न किल्बिषम् ।
तस्याहं फलमश्नामि अपापा मैथिली यदि ॥ ७ । ७६ । २० ॥

**અર્થ**—'સીતા જો પાપ રહિત હોય તોજ આજ પર્યંત કાયિક વાચિક અને માનસિક પાપ મારા હાથે થયું નથી તેનું ફળ મને પ્રાપ્ત થાય.' ખરેખર પોતાના માટે આટલા નિડરપણે બોલવાનું કેટલાં માણસોના નસીબમાં આવતું હશે ? આ વાક્યપરથી તો પ્રચલિત દંતકથા સાથે મહર્ષીને કોઇ પણ પ્રકારનો સબંધ નથી એ ખુલ્લું છે.

રીચિરોડ. } મણીલાલ કેશવલાલ, પરીખ.
અમદાવાદ.

# ॥ देवापि अने मरु. ॥

( અનુસધાન ૫૪ થી )

( ત્યાર પછીના તેમના કેટલાક જન્મો )

( ૨ )

જેઓ અધ્યાત્મ વિદ્યાના અભ્યાસિયો છે અથવા વિશેષ નહિ તો એના બાધા સાહિત્ય અને સિદ્ધાંતોના શોખીના છે, તેઓ જન્મ અને પુનર્જન્મ શબ્દો વડે શુ સૂચવાય છે, એ સારી રીતે સમજે છે જન્મ એટલે, જન્મ ધારણ કરવો તે અને પુનર્જન્મ એટલે ફરીથી જન્મ લેવો અથવા જન્મવુ તે

પ્રાચીન ગ્રીક લોકો આને માટે ' જીવાત્મનું લાકાન્તરગમન " એવા શબ્દો વાપરે છે, આર્ય-હિન્દુઓ પોતાના સમર્થ સુધારાના સમયથી જ આવા પુનર્જન્મના વાદને એક સત્ય સિદ્ધાન્ત રૂપે માનતા આવ્યા છે આવી જ રીતે પ્રાચીન ઇજીપ્ત, ગ્રીસ, રોમ, ખાલ્ડીયા, બેબીલોનીયા પર્શિયા અને અન્ય દેશોના તત્ત્વવેત્તાઓ પણ આવા વાદને માનતા આવ્યા છે આ વાદની યથાર્થતા અથવા અયથાર્થતા, અથવા સત્યતા અથવા અસત્યતા, અથવા શ્રદ્ધા અથવા અશ્રદ્ધા વિષે કોઇ પ્રકારની ચર્ચામા ઉતરવાનું આ સ્થલ નથી જેમને પુનર્જન્મના વાદમાં શ્રદ્ધા છે તથા જીવનના અનેક વિકટ તથા ગૂઢ પ્રશ્નોના ખુલાસાના સાધનો પણ આમાથી જ મળી રહે છે એવી શ્રદ્ધા છે, તેમને માટે મારી આ વિચાર પરંપરાનો સગ્રહ કરવામા આવ્યો છે

" એકાદ પુરૂષ અથવા સ્ત્રીના ભૂતકાલના જન્મો શી રીતે જાણી શકાય છે ! વર્તમાન જન્મમાં તેમની આ અથવા તે વ્યક્તિ સાથેની એકતા શી રીતે સિદ્ધ થઈ શકે છે ? "—કદાચ આવા પ્રકારના પ્રશ્ન પૂછવામા આવે

संस्कारसाक्षात्करणात्पूर्वजाति ज्ञानम् ॥
१८ सूत्र । विभूतिपादः ॥

આનો ભાવાર્થ એવો છે કે—

સયમના સતત અભ્યાસ વડે, એટલે મનના નિરોધ અને સમતા વડે, યોગીનું મન

ચકચકતા પાણીથી ભરેલા એક શાન્ત સરોવરના જેવું શુદ્ધ અને આરપાર દેખાય એવું બની જાય છે;—જ્યારે આવા મન વડે તે ધારણા અને ધ્યાનનો અભ્યાસ કરીને સમાધિ દશામાં પડે છે ત્યારે તેના ભૂતકાલના જન્મોના અનુભવો તેની સ્મૃતિ શક્તિ સમક્ષ પ્રત્યક્ષ થઇ જાય છે; આ પ્રમાણે તે ખાત્રીથી પોતાના પૂર્વ જન્મોને સ્મરણમાં લાવીને જાણી શકે છે.

ફરીથી વળી એમ પૂછવામાં આવે,—"શોધકો, આવા જન્મોનાં વૃત્તાંતો વાંચવા માટે કેવા પ્રકારની યથાર્થ વિધિનો ઉપયોગ કરતા હશે ?"

"રસ્તામાં ગબડતા દરેક પત્થરના ટૂકડામાં, એકાદ હાલહવાલ થઇ ગયેલા, નિર્જન ગૃહના કચરા પુંજાના દરેક દરેકે અણુમાં તેમના આગળ થઇ ગયેલી દરેકે દરેક બાબતના એક પ્રકારના અવિનાશી લેખનો સમાવેશ થાય છે; સાધારણ સ્થૂલ ઇન્દ્રિયોથી જોઈ શકાય એવી રીતે આવો લેખ આપણા ઉપયોગમાં આવી શકતો નથી; આમ છતાંએ એકાદ કેળવાયલો આત્મ-કલન-વિદ્યાશાસ્ત્રી ( Psychometrist ) પોતાની વૃદ્ધિ પામેલી ઇન્દ્રિયો દ્વારા આવા લેખને જરા પણ મુશ્કેલી વિના જોઈ શકે છે-વાંચી શકે છે. વારૂ, આત્મકલન વિદ્યા એટલે શું ? માત્ર સ્પર્શ વડે જ પદાર્થોમાં રહેલા ગુપ્ત ગુણોને કહી દેવાની એક પ્રકારની ગૂઢ શક્તિને આવું નામ આપવામાં આવ્યું છે. માનવો પૂછે છે, નિર્જીવ પદાર્થોમાંથી સંસ્કારો કેવી રીતે મેળવીને તેમનું વર્ણન કરી શકાય છે ?"

મીસીસ-એની-બેસંટના જેવા જ કેળવાયલા ગુપ્ત-વિદ્યાના શોધક મી. લેડબીટર જણાવે છે,-"આનો ઉત્તર એટલો જ, કે આવા પદાર્થની આસપાસ વ્યાપી રહેલું જીવન ( ચેતન ? ), દિવ્ય જીવનના એક અંશ સમાન છે. તેથી, આવું જીવન તો ઇશ્વરની પોતાની સ્મૃતિ સમાન છે."

"એટલું તો સ્પષ્ટ જ છે, કે એક માનુષના સ્થૂલ દેહને, એકાદ ભૂતકાલના જન્મની સ્મૃતિ સંભવી શકતી નથી, કારણ કે તેણે તેમાં ભાગ લીધેલો હોતો નથી; વાસના અને માનસ દેહોના સંબંધમા પણ આની આ બાતબત જ સત્ય છે, કારણ કે આ બધાએ દેહો દરેક જન્મે નવા જ હોય છે. આથી એટલું એકદમ સ્પષ્ટ થઇ આવે છે કે આપણાથી જે ઓછામાં ઓછી ભૂમિકાએ ભૂતકાલના જન્મો વિષે કઇ પણ વિશ્વાસ લાયક ખબર મેળવી શકાય છે તે ઉચ્ચ માનસલોકના કારણદેહની છે, આની નીચેની ભૂમિકાના કથાથી પણ આપણને વિશ્વસનીય પુરાવો મળી શકતો નથી. તેટલા માટે બરોબર રીતે ભૂતકાલના જન્મો જાણવા સારૂ કારણ દેહની શક્તિયોને વિકસાવવાની પ્રથમ આવશ્યકતા છે." આમ થતાં ચિતિ-શક્તિ ઉચ્ચ માનસ લોકમાં વિહરી શકે છે, જ્યાં એકઠા થયલા અનુભવો સહિત આવા બધાએ જન્મો એક દોરા ઉપર પરોવાયલા માળાના મણકાની પેઠે જોવામાં આવે છે,—સૂત્રેમણિગણાઇવ। એક સૂત્ર ઉપર લટકતા મણિ ગણોની પેઠે-આથી જ આ કારણ શરીરને સૂત્રાત્માનું નામ પણ આપવામાં આવે છે.

"ભૂતકાલના જન્મો વિષે શોધ ચલાવવાની સાધારણ વિધિની ઘટના આવા પ્રકારની છે,—એટલે પોતાના કારણદેહની શક્તિઓનો ઉપયોગ કરીને, તેવા સાધન દ્વારા જે માનવને તપાસવું હોય તેના કારણ દેહની આત્મ-કલન-વિદ્યાદ્વારા તપાસ ચલાવવી."

મી. લેડબીટર જણાવે છે,—"ભૂતકાલના જન્મોનુ અવલોકન ચલાવતાં, પૂરેપૂરી સ્થૂલ જાગ્રત દશાનું ભાન જાળવી રાખવાનો અમારો હમેશનો રીવાજ હોય છે; આથી જે જે જોવામાં આવે છે તેની બરોબર નોંધ લેઇ શકાય છે."

"જેમ જેમ આપણે આંતરચિત-શક્તિનો વિકાસ સાધતા જઇએ છીએ તથા શક્તિયો કેળવતા જઇએ છીએ તેમ તેમ આપણું જીવન એક સતત સંબંધવાળું બનતું જાય છે, આપણે આત્માની ચિચ્છક્તિનો અનુભવ કરી શકીએ છીએ; પછીથી આપણે આપણા જીવનની પ્રાણી-ભૂમિકામાં સમૂહ-જીવ રૂપે વસતા હતા, ત્યા સુધીની સ્મૃતિ પણ લાવી શકાય છે"

"કોઇ પણ માનવ પુનર્જન્મની આવશ્યકતાની બુદ્ધિપૂર્વક કીમત આંકી શકે, પરતુ આને યથાર્થ રીતે સાબીત કરવા માટે તો તેણે કારણ-દેહમાં ભૂત અને ભાવિના દૃષ્ટા બનવું જોઇએ."

આવી વિધિ અને અન્ય સાધનો મારફતે એટલું નક્કિ કરવામાં આવ્યું છે કે, દેવાપિ પોતાના પછીના જન્મોમાંના એકમાં પ્રાચીન ગ્રીસમા **પીથાગોરાસ** રૂપે જન્મ્યા હતા. આવીજ રીતે એટલું પણ નિશ્ચિત થયું છે, કે **પીથાગોરાસ** રૂપે જન્મવાના ઘણા સમય પૂર્વે દેવાપિએ પર્શિયામા ઝરસ્થૂસ્રના નામથી જણાયલા જગદ્દગુરના શિષ્ય રૂપે જન્મ ધારણ કરીને, પારસીઓના ઝોરાસ્ટ્રીયન ધર્મની સ્થાપના કરવા માટે પોતાના દેહનું અર્પણ કર્યું હતુ

ભગવાન્ મૈત્રેય વર્તમાનકાલે જગદ્દગુરનું ઉચ્ચપદ ધારણ કરે છે; પરતુ તેમના પૂર્વે, *પછીના કાલમાં બુદ્ધના નામે જાણીતા થયલા શાક્યસિંહ એ પદ ધારણ કરતા હતા.* પ્રાચીન આર્ય જાતિ માટે આના આજ જગદ્દગુરૂએ વ્યાસાવતારમાં સૂર્યપૂજાની સ્થાપના કરી; પછી વળી હર્મીસના અવતારમા, પ્રાચીન ઇજીપ્તવાસિયોમા હર્મેટીક ધર્મ અથવા જ્યોતિની પૂજાની સ્થાપના કરી; વર્તમાનકાલના પારસીઓ જેમનામાંથી પોતાની ઉત્પત્તિ જણાવે છે એવા પર્શિયા વાસિયોમા ઝરથૂસ્રના અવતારમાં તેમણે ઝરથૂસ્ર ધર્મ અથવા અગ્નિની પૂજાની સ્થાપના કરી. એક મોહક ગાયક તરીકે, મુખ્યત્વે કરીને અરણ્યોમાં વસતા ઓરફિયસના અવતારમાં તેમણે પ્રાચીન ગ્રીકલોકમા ઓરફિયસનાં રહસ્યો અથવા સ્વર અથવા સમતાલની પૂજાની સ્થાપના કરી, પૂજાના આવા સર્વ ભિન્ન ભિન્ન પ્રકારોમાંથી માત્ર એક જ સિદ્ધાન્ત તરી આવે છે,—એક જીવનનો, સર્વનીપાર, સર્વમાં અને દરેકમાં વસતા એક પ્રેમનો સંદેશ ગાજી ઉઠે છે,—એટલે ઇશ્વરની વિશ્વ સાથેની એકતા સિદ્ધ થાય છે તેમના છેલ્લા અવતારમાં શાક્યસિંહ રૂપે, તેઓ બુદ્ધપદ પામ્યા—એટલે—નિર્વાણ પામ્યા,

અને બુદ્ધ ધર્મની સ્થાપના કરી, આ સમયથી તેઓ ગૌતમ અથવા ભગવાન્ બુદ્ધના નામથી જાણીતા થયા છે.

દેવાપિના આના પછીના બધાએ જન્મોમાં તેમનો પિથાગોરાસ (પિતાગુરૂ ?) રૂપે થયેલો જન્મ અત્યંત અગત્યનો છે; આ જન્મ પ્રત્યે આપણે ઘણું જ ધ્યાન આપવા જેવું છે. જો આપણે પિથાગોરાસને યથાર્થ રીતે સમજવા હોય તો આપણે આપણા મન ચક્ષુ સમીપ જ્યાં તેઓ થઇ ગયા તેવા પ્રાચીન ગ્રીસનાં ચિત્રો ખડાં કરવાં જોઇએ; જ્યાં તેઓ ઉછરીને કેળવાયા હતા તેવા પ્રાચીન ઇજીપ્ત, એસિરિયા, બેબીલોનિયા અને ફીનીશિયાનો ચિતાર આપણા મન સમીપ રાખવાની જરૂર છે; આ ઉપરાંત વળી આવા પ્રાચીન સમયે પ્રવર્તતી શિષ્ટાચારની રાજકારભારની અને ધર્મ વિષેની સ્થિતિને આપણા સ્મરણમાં ઉપલાવવાની જરૂર પડશે.

પિથાગોરસ "સેમીયાના ઋષિ" તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે. તેમના જીવન અને ઉપદેશોનું લંબાણ વૃત્તાંત અત્રે આપવું અશક્ય છે; આ બાબતો હું અત્રે માત્ર ટુંકમાં જણાવીશ. પિથાગોરાસના પિતાનું નામ નેસરચસ અને માતાનું નામ પિથાઇસ હતું; આમનો એન્ક્રીઅસના કુટુમ્બ સાથે સંબંધ હતો; પિથિઆના દેવ-સંદેશે એન્ક્રીઅસને સામોસના બેટને સ્થાન બનાવવાની આજ્ઞા કરી હતી. પિથાગોરસને વળી એપોલો દેવના પુત્રનું નામ પણ આપવામાં આવ્યું હતું, નેસરચસને, પિથિઆના દેવ-સંદેશે ભાવિ કથન રૂપે જણાવ્યું હતું, કે તેને એક અત્યંત સુંદર પુત્ર થશે, તે માનવજાતને ઘણો જ લાભકારક નિવડશે, માનવ જીવન સંબંધી દરેક બાબતમાં તે અત્યંત પરોપકારી બનશે; આ ઉપરથી તેમને એપોલો પુત્રનું નામ મળ્યું હોય એમ જણાય છે. જ્યારે ઇસ. પૂર્વે ૫૮૨ માં સામોસમાં આ બાળકનો જન્મ થયો ત્યારે તેનું નામ પિથાગોરાસ પાડવામાં આવ્યું; પિથિઆના એપોલો દેવે આ બાળક માટે ભવિષ્ય ભાખ્યું હતું એમ એથી સૂચવાય છે.

તેમને માટે સારા સારા શિક્ષકોની યોજના કરવામાં આવી; આ સમયે ધાર્મિક સંસ્થાઓ ઉપર આધિપત્ય ભોગવતા લગભગ સઘળા શિક્ષા ગુરૂઓએ આમને કેળવવામાં ભાગ લીધો હતો; આથી તેઓ ઇતિહાસનાં પૃષ્ઠોમાં પ્રસિદ્ધિ પામેલા સર્વ પુરૂષો કરતાં ઘણા જ વધારે આકર્ષક અને દેવ તુલ્ય બન્યા હજુ તો કૌમારાવસ્થામાં જ તેઓ એટલા બધા ગાંભિર્યવાળા તથા સમભાવ યુક્ત જણાતા હતા કે મોટી વયના લોક પણ તેમને માન આપતા અને પૂજતા. આ ઉપરથી ઘણાક તો એમ જ સિદ્ધ માનતા કે તેઓ તો એક સજીવન દેવના પુત્ર છે. તેમનામાં વળી ધાર્મિક વૃત્તિ અને આચાર પાલન જણાઇ આવતાં હતાં; તેઓ હદપારનું સાધુ જીવન ગાળતા, દૃઢ વર્તન રાખતા અને દેહને યોગ્ય રીતે બુદ્ધિની આજ્ઞાઓને આધિન રાખતા. તેમનાં સર્વ પ્રકારનાં વચનો અને કર્તવ્યોમાં તેઓ અનનુકરણીય શાંતિ, પ્રશાંતિ દર્શાવતા; ક્રોધ, હાસ્ય અથવા અન્ય કોઇ પ્રકારની ઉર્મિઓથી તેઓ કોઇ પણ કાલે ક્ષોભ પામતા નહિ, સર્વ સ્થળે આ યુવક "લાંબા વાળ

વાળા સામોસવાસિ ” તરીકે પ્રખ્યાત બન્યા હતા; દિવ્ય પ્રેરણાથી પ્રેરાયલા એક માનવ રૂપે લોકસંઘ પણ તેમના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ દર્શાવતો.

અરાઢ વર્ષની ઉમર થતાં, પોલીક્રેટસના જૂલમને લીધે અભ્યાસમાં વિઘ્ન આવશે એમ લાગવાથી, તેઓ રાત્રે ઘરમાંથી છાનામાના ચાલી નીકળ્યા અને તે સમયના અનેક વિખ્યાત તત્ત્વવેત્તાઓની મુલાકાત લીધી મેલીટસના થેલ્સની પણ તેમણે મુલાકાત લીધી. આ સર્વ વિદ્યાગુરુઓએ તેમની સ્વાભાવિક શક્તિનાં વખાણ કર્યાં તથા તેમને પોતાના સિદ્ધાન્તો શિખવ્યા. થેલ્સે તેમને ઇજીપ્ત હંકારી જવાની તથા જ્યુપિટર દેવના મેમ્ફીઅન અને ડાયો પોલિટન સાધુઓના સંગમાં વસવાની આજ્ઞા કરી; પોતાને પણ આમની પાસેથીજ ઉપદેશ મળવાનું તેમણે જણાવ્યું; આ પ્રમાણે તેઓ અત્યંત ડાહ્યા તથા અતિ-દિવ્ય માનવ બની જશે, એવી તેમણે ખાત્રી આપી. થેલ્સે વળી તેમને સમય બચાવવાનો ઉપદેશ આપ્યો; આથી તેઓ મદ્ય અને માંસથી બીલકુલ દૂર રહેતા; નાજુક અને મહજમાં પચી શકે એવો જ ખોરાક લેતા; તેમની નિંદ્રા અલ્પ હતી, તેમનો જીવાત્મા સતત જાગ્રત અને વિશુદ્ધ હતો; તેમનો દેહ સંપૂર્ણ આરોગ્યમાં રહેતો.

પ્રથમતો તેઓ વ્હાણમાં મુસાફરી કરીને સીડન પહોચ્યા; ત્યાં તેમણે સાધુઓ અને ફીનીશિયાના મહંતો સાથે ચર્ચા ચલાવી; આ સમય તેમને બીબ્લસ અને ટાયરના સર્વ રહસ્યોની તથા સીરીયાના અનેક ભાગોમાં કરવામાં આવતી પવિત્ર ક્રીયાઓનાં રહસ્યોની દીક્ષા મળી. જે જે શિખવા યોગ્ય હોય એવું કંઇ પણ પોતાના અવલોકનમાંથી બચીને દેવોનાં ગુહ્યાગારોમાં ના ભરાઇ જાય એ માટે તેઓ ખાસ ઉત્સુક હતા. આવાં ફીનીશિયાનાં અને અન્ય સંસ્થાનોમાંથી ઘણા જ્ઞાનનો સંચય કરીને, પિથાગોરાસે, માઉન્ટ કાર્મિલસે આગળ ઉતરેલા કેટલાક ઇજીપ્તના ખલાસીઓના સાથનો લાભ લેઇને ઇજીપ્ત માટે ઉપડી જવાનો નિશ્ચય કર્યો. આવું આવું સર્વ પ્રકારનું જ્ઞાન ઇજીપ્તની ભૂમિમાંથી આવ્યું હતું. ખલાસીઓએ ખુશીથી તેમનો સ્વીકાર કર્યો, કારણ કે ઇજીપ્તની ભૂમિમાં પહોચતામાં જ એક સારી જેવી રકમ માટે તેમને એક ગુલામ તરીકે વેચી નાખવાનો તેમણે નિશ્ચય કર્યો હતો; પરંતુ તેમના શાંત, વિજયી અને વિચાર ભર્યા વર્તનની નાવિકો ઉપર એટલી બધી અસર થઇ આવી કે કીનારે પહોચતામાં જ વ્હાણમાંથી ઉતરવામાં તેમણે તેમને સહાય કરી, ચોખ્ખી રેતી ઉપર તેમને બેસાર્યા તથા તેમના આગળ ફળોનો ઢગલો વાળ્યો; વ્હાણ ઉપર ગાળેલી બે રાત્રીઓ અને ત્રણ દિનો સુધી તેમણે કંઇ પણ ખાધું તેમજ પીધું ન હતું, તેમ જ તેઓ નિદ્રામાં પડેલા પણ જોવામાં આવ્યા નહતા. પિથાગોરાસે ઇજીપ્તમાં બાવીશ વર્ષ નિવાસ કર્યો; તેમણે પોતાની શોધના વિષયોનો ઉંડો અભ્યાસ ચલાવ્યો; અમુક સિદ્ધાન્તો માટે વિખ્યાતી પામેલા દરેક સ્થલની તેમણે મુલાકાત લીધી; તેઓ દરેક પ્રાજ્ઞ પુરુષને પણ મળી ચુકયા. યુકલીડની ભૂમિતિના પ્રથમ સ્કંધનો સુડતાલીશમો સિદ્ધાન્ત પિથાગોરાસે શોધીને સિદ્ધ કર્યો. ન્યાયના એક ચિહ્ન તરીકે તેઓ કાટખૂણીયા ત્રિકોણનો ઉપયોગ કરતા.

સાઇસમાં પિથાગોરાસને દેવોનાં સર્વ પ્રકારનાં રહસ્યોની દીક્ષા મળી; આખરે કુમ્બીસીસના યોદ્ધાઓ તેમને કેદ કરીને બેબીલોન લઇ ગયા. અત્રેના મહંતરૂપ મેજીએ તેમને પોતાના પૂજ્ય જ્ઞાનનો ઉપદેશ આપ્યો; અત્રે જ તેઓ ગણિત, સંગીત અને અન્ય કેટલીક વિદ્યાઓમાં પારંગત થયા. પછીથી પૂર્વ તરફ એશિયા–માઇનોર અને પર્શિયામાં થઇને મુસાફરી કરતા તેઓ હિન્દ પહોંચ્યા. ત્યાં તેમને ભગવાન્ ગૌતમ બુદ્ધનો ભેટો થયો; તેઓ તેમના એક શિષ્ય બન્યા. બાર વર્ષ પછી પોતાના ગુરૂની આજ્ઞા થતાં, તેમના તત્ત્વદર્શનની તથા આંતરંગ ઉપદેશ ક્રમની સ્થાપના કરવા માટે તેઓ ફરીથી યુરપ આવ્યા; આ સમયે તેમની ઉમર આશરે છપ્પન વર્ષની હતી.

પિથાગોરાસને પોતાનાં દેશજનોએ જ, પોતે જે જે ભણ્યા હોય તે અન્યને ભણાવીને બધાંને લાભ કરવા માટે બોલાવ્યા હતા. રૂપકો, મંત્રાક્ષો દ્વારા ઉપદેશ આપવાની વિધિને પિથાગોરાસ અત્યંત ઉપયોગી ગણતા. લગભગ બધાએ ગ્રીસ અને ઇજીપ્તવાસિઓ ઉપદેશ આપવાનો આવો પ્રકાર જ સ્વીકારતા હતા. પોતાનો દેશ, પોતાના સિદ્ધાન્તોના પ્રચાર માટે અયોગ્ય છે, એમ લાગી આવતાં તેમણે ઇટાલી જવાનો નિશ્ચય કર્યો. ઇસ પૂર્વે આશરે ૫૨૯ માં ઇટલીના પ્રથમ પંક્તિના નગર ક્રોટોના પહોંચ્યા ત્યારે આશરે છમેં અનુયાયીઓનું ટોળું તેમના તત્ત્વ શાસ્ત્રનો અભ્યાસ કરવાને તૈયાર બન્યું હતું. તેમના અનુયાયીનો મોટો ભાગ "શ્રાવકો" નો (શ્રવણ કરનારા) બનેલો હતો; આ બધાએ પોતાનાં પત્ની અને બાલકો સાથે એક વિશાલ સ્થલમાં એકઠાં મળ્યાં અને સેનગના ઓઇકીયા નામના સ્થલની સ્થાપના કરી. એરિસ્ટોટલ પોતાના "પિથાગોરિક ફિલસુફી" નામના ગ્રંથમાં જણાવે છે, કે પિથાગોરીઅનોએ પોતાના સિદ્ધાન્તો ભેગો નીચેનો વિભાગ જાળવી રાખ્યો હતોઃ—

બુદ્ધિવાન પ્રાણીઓ, એક પ્રકારના દેવ, અન્ય પ્રકારના માનવ, અને ત્રીજા પ્રકારના પિથાગોરાસ જેવા; દેવ, દાનવ અને અસુરો વિષેની એક પ્રકારની યથાર્થ ભાવના તેમના દ્વારા પ્રચારમાં આવી. નભોમંડલોની અને તારકોની સર્વ પ્રકારની વિવિધ ગતિઓ, તેમના પ્રતિયોગો, અદલો, દેવોની પૂજા, મૃતપ્રત્યેની ધાર્મિકતા, કાયદા વ્યવસ્થા, પાંડિત્ય, શાંતિ, બ્રહ્મચર્ય, દેવભાવ, ટૂંકમાં કહેવા માગીએ તો પાંડિત્યના પ્રેમીઓ જે જે ઉત્સાહથી શોધી રહ્યા હોય છે તે સર્વે પિથાગોરાસે પ્રકાશમાં આવ્યું.

( આગળ ચાલુ. )

# ॥ श्री रामगीत भाष्य. ॥

——x-*-x——

( અનુસંધાન ગ માસથી )

આ અક્ષર બ્રહ્મરૂપ ૐકારને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા પુરૂષે વિતરાગી થઇ બ્રહ્મચર્યનું પાલન કરવું, તથા ૐકારના અર્થની ભાવના કરવી, કેમકે વખતે ભાવના કરતાં કરતાં પણ જે પુરૂષનો દેહ વિલય થાય છે તે પણ પરમગતિને પ્રાપ્ત થાય છે. ૭×૩ =૨૧×૩=૬૩ એ પ્રકારે દરેક સિદ્ધાંતિઓની નવ નવ પ્રકારની ઉપાસનાના હીસાબથી ૐ ત્રેસઠ માત્રા સ્વરૂપ છે; અને એ ત્રેસઠ માત્રાથી તેનો અભેદ છે. આ ત્રેસઠ માત્રા સિવાય શાસ્ત્રકારોએ એક ચોશઠમી માત્રા (ઉપાસના) કહી છે. તે સૂક્ષ્મ, નિર્ગુણ અને નિષ્કલરૂપ રૂપ છે; તેમાં ૐકારને, નિરંજનરૂપ, સનાતનરૂપ, પરમપદરૂપ, શાંતરૂપ, આનંદરૂપ, અક્ષરરૂપ, સ્થૂલ સૂક્ષ્મથી રહિત, હસ્વદીર્ઘથી રહિત, શ્વેત રક્ત અને કૃષ્ણ ઇત્યાદિ સર્વ વર્ણોથી રહિત, સર્વના સારરૂપ, નિત્ય, નિરંજન, નિરાકાર, સર્વ માત્રાથી રહિત એવા અમાન, સ્વસંવેદ્ય, વ્યાપક, અચિંત્ય, સર્વ પ્રમાણોથી રહિત, અચળ, શિવરૂપ, તથા હૃદય, તાલુ, નાસિકા, અને ઓષ્ટદ્વારા ઉત્પન્ન થતા ઉચ્ચારથી રહિત, સ્વયંભુ સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ છે, એમ કથન કરેલા છે.

અથર્વ શિર ઉપનિષદ્‌માં ૐકારના દશ નામો નીચે પ્રમાણે કહેલાં છે.

" ॐकारं मणवं चैव सर्वव्यापिनमेवच
अनंतं चंतथा तारं शुक्लं वैद्युतकंतया
तुरीयं परमं हंसं दशनामा निचोच्यते "

ભાવાર્થઃ—ૐ, પ્રણવ, સર્વ વ્યાપિ, અનંત, તાર, શુક્લ, વૈદ્યુત, તુરીય, પરમ, હંસ એ ૐકારના દશ નામ છે. તે દરેક નામો શા ઉપરથી કહેવામાં આવે છે. તેની સમજ નીચે પ્રમાણેઃ—

(૧).

ૐ

ૐકારનો જ્યારે ઉચ્ચાર કરવામાં આવે છે, ત્યારે ચરણથી તે મસ્તક પર્યંત આખું શરીર ઉર્ધ્વ થાય છે; તથા પ્રાણ ઉર્ધ્વગતિને પ્રાપ્ત થઇ બ્રહ્માંડમાં સ્થિત થાય છે. તેથી તેનું નામ ૐકાર કહેવાય છે. ભજન કરનારના યોગક્ષેમને તે સુખપૂર્વક ચલાવે છે; જીજ્ઞાસુ પુરૂષોને ઉચ્ચ ભૂમિકાની પ્રાપ્તિ કરાવે છે; તથા કામ, ક્રોધાદિક આંતર્ શત્રુઓથી રક્ષા કરે છે. તેથી તેનું નામ ૐકાર છે. ૐકારનું ભજન કરનારના વરશાપાદિકોને દેવતાઓ પણ અંગીકાર કરે છે; તેથી તેનો અર્થ અંગીકાર પણ થાય છે. ૐકાર સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ છે, જેથી તેનું ભજન કરનારાઓ બ્રહ્મરૂપ થઇ ઇચ્છા પ્રમાણે કાર્ય કરવા શક્તિમાન્ બને છે; તથા તેઓની આજ્ઞાનું કોઇ પણ ઉલંઘન કરી શકતું નથી.

(૨)

## પ્રણવ.

ચારવેદ, બ્રહ્માદિક દેવતા, ઋષિ મુનિયો તથા મનુષ્યાદિક સર્વે ૐકારને તન, મન, અને વાણિએ કરી પ્રણામ કરે છે, માટે તેનું નામ પ્રણવ કહેવાય છે. શ્રી ઉપદેશ ગ્રંથાવલીના અંક ૧૫ પંદરમા શ્રીમન્ન યોગ માર્ગોદ્ધારક બ્રહ્મનિષ્ઠરિષ્ટ સદ્ગુરૂ પરમાત્મા શ્રી નથુરામ શર્માજી તે વિષે કહે છે કે, 'प्रमाणयतीति प्रणवः પ્રણવનો જપ ( યથા વિધિ ) કરનારને ચારે વેદનો અર્થ વશીભૂત થાય છે; તેથી જે ૐકારના ઉચ્ચારણ પૂર્વક તેના અર્થનું ધ્યાન કરે છે, તેની આગલ ચારેવેદના અર્થ મસ્તક નમાવે છે. એવી વેદાર્થ પ્રદાતા ઇશ્વરની બોધક પ્રણવ શબ્દની વ્યુત્પત્તિ છે. प्रणतमवतीति प्रणवः વિશેષ નમ્ર થયેલાનું જે રક્ષણ કરે છે તે પ્રણવઃ એ વ્યુત્પત્તિ પ્રમાણે પ્રણવ શબ્દનો અર્થ પ્રણતપાલ એટલે નમ્રભાવને પ્રાપ્ત થયેલાનું રક્ષણ કરનાર એવો થાય છે.

(૩)

## સર્વ વ્યાપિ.

સ્થાવર, જંગમ સર્વ પ્રાણિપદાર્થ ચારવેદ, ચાર ઉપવેદ, ષટશાસ્ત્ર, અષ્ટાદશપુરાણ, ચૌદવિદ્યા, ચોસઠકલા, લક્ષ્ય તથા વાચ્યરૂપે, તથા અસ્તિ ( સત્ ) ભાતિ ( ચિદ્ ) અને પ્રિય ( આનંદ ) રૂપે કરી ૐકાર સર્વવ્યાપક હોવાથી તેને સર્વવ્યાપિ કહે છે.

(૪)

## અનંત.

દેશ, કાલ, અને વસ્તુથી તેનો અંત નહિ થતો હોવાથી, તથા તેમાં નામ, ગુણ, ક્રિયા અને સ્વરૂપ અનંત હોવાથી, તેમજ દેવ, ઋષિ, મુનિ તથા મનુષ્યાદિક કોઇથી પણ તેના સ્વરૂપનો પાર પામી શકાય તેમ ન હોવાથી તેને અનંત કહે છે.

(૫)

## તાર.

ૐકાર એ આધ્યાત્મિક, આધિભાૈતિક, તથા આધિદૈવિક, એત્રિવિધ દુઃખોથી રક્ષણ કરનાર હોવાથી, તથા સંસારાબ્ધિમાં ડુબેલા જીવોને તેનું ભજન કરવાથી તારનાર હોવાથી, તેમજ મુમુક્ષુજનોને પણ અજ્ઞાનરૂપી સમુદ્રમાંથી તારનાર હોવાથી તેને તાર કહેવામાં આવે છે.

(૬)

## શુકલ.

અવિદ્યાનાં કાર્ય અશુકલ ( કાયિક, વાચિક, તથા માનસિક એ ત્રિવિધતાપ ) જે

રહિત હોય તે શુક્લ કહેવાય છે. ૐકાર પણ પોતાના ઉપાસક ભગતનું અવિદ્યાના ત્રિવિધ તાપોથી રક્ષણ કરી તેને શુદ્ધ કરે છે. તેથી ૐકારને શુક્લ કહે છે. ત્રણ પ્રકારનાં

अपाणि पदो जवनो ग्रहीता पश्यत्यचक्षुः सश्रृणो सकर्णः ।
सवत्ति वेद्यं नच तस्य वेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम् ॥
नतस्य कार्यं करणंन्न विद्यते पजस्य शक्तिर्विविधैव श्रूयते ।
स्वाभाविकी ज्ञान बल क्रियाच ।

કર્મ, પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણ એજ ત્રિવિધ તાપ ( પાપ ) રૂપ છે; કેમકે સંસારમાં જ્યાં સુધી કર્મ રહે છે ત્યાં સુધી પુનરાવૃત્તિ અવસ્થા થયાંજ કરે છે. આ ત્રણ પ્રકારનાં કર્મરૂપી બાણો અંતઃકરણ રૂપી તીરકસમાં રહે છે. અંતઃકરણ પોતે જડરૂપ છે. પણ ચૈતન્યની છાયા તથા અજ્ઞાને કરી યુક્ત થાય છે, ત્યારે તે સર્વ પ્રકારનાં કર્મનાં બીજોને ધારણ કરી શકે છે. અર્થાત્ કે ત્યારે તેમાં કર્મ સંસ્કારની છાપ પડે છે. સત્વગુણની મૃતિકાના પીંડરૂપ અંતઃકરણ, અલ્પ ચૈતન્ય રૂપ આકાશ; અને અજ્ઞાન રૂપી જલ એ ત્રણેનો જ્યારે એકત્ર સંયોગ થાય છે, ત્યારે અંતઃકરણ કર્મના બીજરૂપ પદાર્થોને ધારણ કરી શકે છે. જેમ મૃતિકા, જલ તથા આકાશ એ ત્રણેના સંયોગે કરી ઉત્પન્ન થયેલો ઘટ અન્ય પદાર્થને પોતાનામાં ધારણ કરી શકે છે; પણ કેવલ જલ, મૃતિકા કે આકાશ કોઈ પણ પદાર્થને ધારણ કરી શકતાં નથી. તેહેવીજ રીતે કેવલ આત્મા, અંતઃકરણ કે અજ્ઞાન, કર્મ બીજરૂપ પદાર્થને ધારણ કરી શકતાં નથી. પણ જ્યારે એ ત્રણે એકત્ર થાય છે ત્યારે જે કર્મોને ધારણ કરવા શક્તિવાન્ થાય છે. તિરકસ (ધનુષ્ય) માંથી છુટેલું બાણ તેના વેગની સમાપ્તિ થયે પૃથ્વીપર અથવા જ્યાં લક્ષ્ય રાખી છોડવામાં આવ્યું હોય ત્યાંજ પડે છે; તેના જેવું પ્રારબ્ધ કર્મ છે; તિરકસ (ધનુષ્ય) ને વિષે પડેલા બાણ જેવું સંચિત કર્મ છે, અને ધનુષ્યની સાથે જોડી રાખેલા બાણ જેવું ક્રિયમાણ કર્મ છે. દૃષ્ટાંતઃ-જેમ એક અન્નનું ભરેલું મંદીર હોય, તેમાંથી એક મુષ્ટિભર લઈ ક્ષેત્ર વિષે નાંખીએ તે પ્રારબ્ધ; હાથમાં રહેલું હોય તે ક્રિયમાણ; અને મંદીરમાં રહેલું તે સંચિત છે; તેહેવીજ રીતે જેણે પરિપક્વ થઈ દેહ ઉત્પન્ન કર્યો તે પ્રારબ્ધ કહેવાય છે; અપક્વ સ્થિતિમાં હૃદય દેશને વિષે અનેક જન્મોનાં એકઠાં થયેલાં કર્મોને સંચિત કહે છે; અને આ વર્તમાન શરીરમાં અભિમાન પૂર્વક જે ક્રિયા કરવામાં આવે છે તેને ક્રિયમાણ કર્મ કહે છે. જેમ એક કાલ ત્રણે અવસ્થાને પ્રાપ્ત થાય છે, તેમ એકજ ક્રિયમાણ કર્મ, ત્રણે અવસ્થાને પ્રાપ્ત થાય છે.

ભવિષ્યાવસ્થામાં રહેલો કાલ વર્તમાન દશાને પ્રાપ્ત થાય છે; તથા ભવિષ્ય વર્તમાન થઇ ભૂતાવસ્થાને પ્રાપ્ત થાય છે. તેહેવીજ રીતે ક્રિયમાણ સંચિત ભાવને પ્રાપ્ત થઇ, પ્રારબ્ધ રૂપ થાય છે. આ ત્રણ પ્રકારના કર્મોથી સુખ દુઃખ વાળાં ભોગનાં સાધનરૂપ દેવ, ગંધર્વ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ પતંગ તથા વૃક્ષાદિકનાં શરીરો ઉત્પન્ન થાય છે. જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સંચિત તથા ક્રિયમાણ કર્મનો નાશ થાય છે; પરંતુ પ્રારબ્ધ તો ભોગવવાથીજ નષ્ટ થાય છે. તે પ્રારબ્ધ, ઇચ્છિત, અનિચ્છિત, તથા પરિચ્છિત્ એમ ત્રણ પ્રકારનું છે. સર્વ પ્રાણીયો પોતાના પ્રારબ્ધ કર્મની ગતિ અનુસાર ચેષ્ટા કરે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના

ત્રીજા અધ્યાયના ૩૩ મા શ્લોકમાં પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને આજ આશયનું વચન અર્જુન પ્રત્યે કહેલું છે કે:—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांतिभूतानि निग्रहः किंकरिष्यति ॥

જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટા કરે છે. પ્રાણિ માત્ર પ્રકૃતિને અનુસરે છે. તેમાં નિગ્રહ ( અટકાવ ) શું કરી શકશે ? માટે જે કાંઇ કર્મો પૂર્વે ક્રિયમાણ રૂપે કરેલાં છે, તેજ કર્મો ક્રમ પ્રમાણે પ્રારબ્ધ રૂપે થઈ ફલ ભોગ આપવા માટે અંતઃકરણમાં સસ્કાર રૂપે સ્થિત થાય છે, અને તે જ સસ્કારાનુસાર જ્ઞાનવાન તથા અન્ય સર્વ પ્રાણિયો ચેષ્ટા કરે છે. કોઇ પણ પ્રકારના વિષય ભોગથી તૃપ્ત નહિ થનાર રજોગુણથી ઉત્પન્ન થયેલા પાપાત્મા રૂપ કામ, ક્રોધ તથા લોભથી, ઇચ્છા ન હોય તો પણ પુરૂષની પાપાદિક નિંદ્ય કર્મ વિષે પ્રવૃત્તિ થાય છે કામ ઇચ્છા એ પરિણામને પ્રાપ્ત થઈ ક્રોધ રૂપ થાય છે: તે જેમ અગ્નિ અનેક આહુતિયો આપવાથી પણ તૃપ્ત થતો નથી, તેમ આ કામ ક્રોધ રૂપ ઇચ્છા, અનેક ભોગોને ભોગવતાં છતાં પણ શાંત થતી નથી, તે જીજ્ઞાસુ પુરૂષોની શત્રુ રૂપ થઈ તેને, પાપમાં પ્રવૃત્તિ કરાવી તેની અધોગતિ કરે છે. વૈરાગ્યવાન્ અધિકારી પુરૂષના સર્વ પ્રકારનાં કર્મો પ્રણવ રૂપ ઇશ્વરનું સ્મરણ કરવાથી નષ્ટ થાય છે; જેથી પ્રણવને શુક્લ કહે છે. અજ્ઞાનીયોનાં ત્રણે પ્રકારનાં કર્મો સત્ય રૂપ છે; જેથી તે કર્મો તેનાથી થતાં જ રહે છે; અને જ્ઞાનિયોનાં સંચિત તથા ક્રિયમાણ જ્ઞાન રૂપ અગ્નિથી દગ્ધ થયાં હોય છે, માટે તે અસત્ય રૂપ છે; પણ માત્ર એક પ્રારબ્ધ જે સત્ય રૂપ ફલ ભોગ કરાવે છે. જેમ દગ્ધ થયેલા બીજને વાવવાથી તેમાં અંકૂર ફૂટતો નથી, તેમ જ્ઞાનાગ્નિથી દગ્ધ થયેલાં સંચિત તથા ક્રિયમાણ ફલ ભોગ કરાવવાને શક્તિમાન્ રહેતાં નથી; અને ગતિને પ્રાપ્ત થયેલું પ્રારબ્ધતો પોતાને મળેલા વેગ પ્રમાણે ફલ ભોગ કરાવી કુલાલ ચક્રની પેઠે શાંત થઈ જાય છે. આત્મજ્ઞાને કરી મનોભાવ નષ્ટ થયાથી અંતઃકરણમાં રહેલાં સંચિત કર્મ નષ્ટ થાય છે. તથા તેણે કરી વૃત્તિમાં ' અહંકર્તા એ ભાવ સ્ફૂરતો બંધ થવાથી ક્રિયમાણ કર્મો પણ ઉત્પન્ન થતાં નથી; અને કદાચિત્ થાય તો તે અભિમાન યુક્ત ન હોવાથી બાધક થતાં નથી. અર્થાત્ કે પુનર્જન્મના કારણ રૂપ રહેતાં નથી. આથી કરી જ્ઞાનીની ક્રિયા અભાવવત્ ગણાય છે.

પ્રણવનું માત્ર સ્મરણ કરવાથી જ તે કાયિક, વાચિક, તથા માનસિક એ ત્રણ દેહથી, તથા જાગ્રત, સ્વપ્ન, તથા સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓથી જે જે પાપ થાયછે તે સર્વથી મુક્ત કરે છે, માટે તેનું નામ શુક્લ કહેવાય છે.

( ૭ )

વિદ્યુત

અવિદ્યા રૂપ અંધકારનો નાશ કરી આત્મજ્ઞાન રૂપ પ્રકાશને પ્રત્યક્ષ કરે છે તેથી તેને વિદ્યુત કહે છે.

( ૮ )

## તુરીય

જાગ્રત, સ્વપ્ન, તથા સુષુપ્તિ એ અવસ્થા ત્રયનો સાક્ષી એટલે તેને જાણનારો હોવાથી, તથા પોતાના ભક્તોનું સંસાર સમુદ્રથી તારણ કરનાર હોવાથી ૐકારને તુર્ય કહે છે.

( ૯ )

## પરમ—બ્રહ્મ

ૐકારનું નવમું નામ પરમ-બ્રહ્મ છે.તે બ્રહ્મ બે પ્રકારનું છે. એક શબ્દ બ્રહ્મ અને બીજું પરબ્રહ્મ-પરા, પશ્યંતિ, મધ્યમા તથા વૈખરી એ ચતુર્વિધ વાણી રૂપ હોવાથી ૐકાર, શબ્દ બ્રહ્મ રૂપ છે; તેમા પરા તે સમષ્ટિ રૂપ જ્ઞાન છે, પશ્યતિ તે બુદ્ધિ રૂપ છે; ( જેના વિષે સ્ફુરણા થાય છે કે 'હું કાંઇક છુ' ) મધ્યમા નિશ્ચય રૂપ છે, ( એમા એમ સ્ફુરણ થાય છે કે 'હું અમુક જ કહું' ) અને તે નિશ્ચય બહારે જે કહેવામાં આવે છે, તે વૈખરી કહેવાય છે. તે વૈખરી વિષે ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણ, તથા અષ્ટાદશ સ્મૃતિ, સર્વ ભાષા તથા સર્વ જીવોની બોલી સ્થિત્ છે, તેને શબ્દ બ્રહ્મ કહે છે. તથા જે ચતુર્વિધ વાણીથી પર છે તે પરબ્રહ્મ કહેવાય છે.

( ૧૦ )

## હંસ.

ક્ષીર ( દુધ ) માં અનાત્મ પદાર્થ જે જલ રૂપ નિઃસાર છે, તેનો ત્યાગ કરાવી, આત્મ તત્ત્વ કે જે ક્ષીર ( દુધ ) માં ઘૃતવત્ સારભૂત છે, તેનું ગ્રહણ કરાવનાર ૐકાર હોવાથી તેનું નામ હંસ છે. અર્થાત્ કે પોતાના ભક્તને આત્મ અનાત્મ પદાર્થનો વિવેક કરાવી તેને આત્મતત્ત્વને વિષે સ્થિત કરે છે.

આ પ્રકારે અથર્વ શિર ઉપનિષદ્માં ૐકારના નામોનાં કારણો વિસ્તારથી કહેલાં છે.

ૐકારને રૂષિ મુનિયો ભિન્ન ભિન્ન માત્રા રૂપ જાણી તેની ઉપાસના કરે છે. કોઇ તેને અમાત્ર રૂપ જાણે છે, કોઈ એક માત્રા રૂપ, કોઈ બે માત્રારૂપ, કોઇ ત્રણ માત્રારૂપ, કોઈ સાડાત્રણ અથવા ચાર માત્રારૂપ, તથા કોઇ બાવન માત્રારૂપ જાણી તેની ઉપાસના કરેછે; તેમાં અમાત્ર રૂપ માનનારાઓ કહે છે કે, ૐકારની સાથે કોઇ પણ માત્રાનો સંબંધ નથી; તેમ તે કોઇ પણ વાણીએ કરી ઉચ્ચારમાં આવી શકતો નથી; તેથી ૐકાર નિર્ગુણ, નિરાકાર, તથા સચ્ચિદાનંદ પરબ્રહ્મ રૂપ છે. એક માત્રારૂપ માનનારાઓ કહે છે કે, સ્થૂલ, સૂક્ષ્મ, જડ, તથા ચૈતન્ય જે કાંઈ આવિશ્વમા પ્રતીત થાય છે તે સર્વ વિરાટ રૂપ છે; અને તે વિરાટ ૐકારની એક માત્રારૂપ છે. બે માત્રારૂપ માનનારાઓ કહે છે કે, સ્થૂલ. સૂક્ષ્મ, તથા જડ ચૈતન્ય એવા બે વિભાગમાં વિભક્ત થયેલી સૃષ્ટિ પ્રતીત થાય છે; જેથી ૐકાર

બે માત્રારૂપ છે ત્રણ માત્રારૂપ માનનારાઓ કહે છે; અકાર, ઉકાર તથા મકાર એ ત્રણ માત્રા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ રૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર એ ત્રણ માત્રાના છે; અને તે સ્થૂલ, સૂક્ષ્મ, તથા કારણભૂત હોવાથી જે કાંઇ પ્રતીત થાય છે તે ત્રણ માત્રારૂપે ૐકાર જ સ્થિત છે–સાડાત્રણ તથા ચાર માત્રાને માનનારાઓ અકાર, ઉકાર, તથા મકાર એ ત્રણ માત્રાને પૂર્વની પેઠે માને છે; અને અર્ધ માત્રાને નિર્ગુણ, નિર્વિકાર, તથા ચૈતન્ય રૂપ માને છે. વળી કોઇ એમ પણ કહે છે કે; પ્રથમ માત્રા અકાર તે સ્થૂલ જગત રૂપ છે; બીજી માત્રા ઉકાર તે સૂક્ષ્મ તત્ત્વ રૂપ છે; ત્રીજી માત્રા મકાર તે જીવ કલા રૂપ છે; અને ચોથી અર્ધ માત્રાબિંદુ તે પરબ્રહ્મ પરમપદ છે. કોઇ એમ પણ કહે છે કે, અકાર માત્રા વિરાટ્; ઉકારમાત્રા, હિરણ્યગર્ભ; મકાર માત્રા અવ્યાકૃત; (પ્રકૃતિ), અને બિંદુ (અર્ધ માત્રા) પરબ્રહ્મ–ચૈતન્ય રૂપ છે. બાવન માત્રારૂપ માનનારાઓ કહે છે કે; પરમાત્મા બિંદુરૂપ છે; અને તેનાથીજ સર્વ વર્ણો ઉત્પન્ન થયા છે. એક બિંદુને વિભક્ત કરી તેની ભિન્ન ભિન્ન આકૃતિયો કરેલી છે તે સર્વ આકૃતિયો મળી બાવન માત્રા કહેવાય છે; માટે અકાર, ઉકાર, તથા મકાર એ ત્રણ માત્રા રૂપ ૐકાર છે એમ કહેવું તે યોગ્ય નથી; કેમકે બાવન વર્ણની ઉત્પત્તિ બિંદુથીજ થયેલી છે; તેથી ૐકાર બાવનમાત્રા રૂપ છે. વાસ્તવિક રીતે તો ૐકાર ત્રણ માત્રા રૂપ છે; અને ચોથી જે અર્ધ માત્રા છે તે તો અમાત્ર છે, તેથી આ જે કાંઇ જગત્ પ્રતીત થાય છે તે ત્રિમાત્ર રૂપ જ છે.

ૐકાર પરબ્રહ્મ સ્વરૂપ હોવાથી ઉપાસના કરવા યોગ્ય છે; માટે તેનો જપ તથા તેના અર્થની ભાવના કરવી જોઇએ. હવે જપ કેવા પ્રકારે કરવો, તથા તેના અર્થની ભાવના કેવા પ્રકારે કરવી તે કહેવામાં આવે છે:—

ૐકારનો જપ કોઈ તો ૐ ૐ ૐ એમ વાણીથી ઉચ્ચાર કરી કરવાનું કહે છે. કોઈ પ્રાણાયામદ્વારા એવી રીતે સિદ્ધ કરવાનું જણાવે છે કે,–પુરક પ્રાણાયમ કરતાં સોળવાર, કુંભક પ્રણાયામ કરતાં ચોશઠવાર, અને રેચક પ્રાણાયામ કરતાં બત્રીશવાર ૐકારનું ઉચ્ચારણ કરવું. કોઇ હ્રસ્વ, દીર્ઘ, કે પ્લુત ઉચ્ચાર કરીને જપ કરવાનું કહે છે; તથા કોઇ મૂલ દ્વારથી કહી મસ્તક પર્યંત ધ્વનિ (નાદ) ને ઉત્પન્ન કરી તેને વિષેજ લીન થવાનું કહે છે. એમ વિવિધમત એના સંબંધમાં કહેલા છે.

ૐકારના અર્થનીભાવનામાં પ્રથમ સગુણની ઉપાસના કરાય છે, અને પછી નિર્ગુણની ઉપાસના કરાય છે. સગુણ ઉપાસનામાં અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપ બ્રહ્મનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવાથી પ્રત્યક ચૈતન્ય (અંતર્યામિ) નો સાક્ષાત્કાર થાય છે. પરંતુ તેમા વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધભૂમિકત્વ, દુઃખ, દૌર્મનસ્ય, અંગમેજયત્વ, તથા પ્રશ્વાસ ઇત્યાદિક વિક્ષેપ કરનાર વિઘ્નો આવે છે. તે વિષે ભગવાન પતંજલી યોગ દર્શનના સમાધિ પાદના સુત્ર ૩૦–૩૧ માં કહે છે કે,:—

व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वा नव स्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः॥ दुःखदौर्मनस्याङ्गमेजयत्व श्वास प्रश्वासा विक्षेपसहभुवः॥ ॥ ३०–३१ ॥ વિવરણ નીચે પ્રમાણે:—

(૧) વ્યાધિ=કફ વાયુ કે પિત્તની વિષમતાથી ઉપજતા જ્વરાદિક વિકાર.

(૨) સ્ત્યાનઃ—ગુરૂએ શીખવ્યા છતાં શિષ્યની આસન આદિક આવશ્યક કાર્યોમાં અયોગ્યતા તે.

(૩) સંશયઃ—જેનું હું ધ્યાન કરૂં છું, તે ધ્યાન કરવા યોગ્ય છે કે નહિ એવો વૃત્તિનો સંશયાત્મક ભાવ.

(૪) પ્રમાદઃ—સંયમ સાધવામાં સમર્થ હોવા છતાં, વિષયાંતરમાં પ્રવૃત્તિ કરી અનુષ્ઠાન નહી કરીને સાધનમાં ઉદાસિન રહેવું તે.

(૫) આલસ્ય—કફ આદિથી અથવા તમો ગુણના પ્રાદુર્ભાવથી શરીર અથવા ચિત્તનું ભારેપણું.

(૬) અવિરતિઃ—સંસારાદિક અભિષ્ટવિષયમાં ચિત્તની અવ્યભિચારી અભિલાષા તે.

(૭) ભ્રાંતિ દર્શનઃ—યોગના સાધનોમાં અસાધનપણાની બુદ્ધિ; અને જે યોગના સાધનો નથી તેમાં સાધનપણાની બુદ્ધિ.

(૮) અલબ્ધ ભૂમિકત્વ.—યોગની કોઈ પણ ભૂમિકાની પ્રાપ્તિ ન થવી તે.

(૯) અનવસ્થિતત્વઃ—પ્રાપ્ત થયેલ યોગભૂમિકામાં ચિત્તની સ્થિરતા ન થવી તે.

(૧૦) દુઃખઃ—વ્યાધિ કે કામાદિકવશથી પ્રાપ્ત થતું અધ્યાત્મિક; વ્યાઘ્ર આદિથી પ્રાપ્ત થતું આધિભૌતિક, અને ગ્રહ પિડા આદિ થતું આધિદૈવિક મલી ત્રિવિધ દુઃખની પ્રાપ્તિ તે

(૧૧) દૌર્મનસ્યઃ—ઇચ્છાનો અભિઘાત થવાથી જે પરિતાપ થાય તે.

(૧૨) અંગમેજયત્વઃ—પ્રયોજન વિના હાથ પગ આદિનું ચલન વલન તે.

(૧૩) શ્વાસ પ્રશ્વાસઃ—પ્રાણદ્વારા બાહ્ય વાયુનો અંતર પ્રવેશ થાય છે તે શ્વાસ, અને અંદરના વાયુનું બહાર નીકળવું તે પ્રશ્વાસ કહેવાય છે.

આ પ્રકારનાં વિઘ્નોને દૂર કરવા માટે, અને આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે ઇશ્વર રૂપ ૐકારની ઉપાસના કરવી યોગ્ય છે.

ૐકાર સર્વ પ્રાણિયોના હૃદય દેશ વિષે પ્રત્યક્ (સાક્ષી) ચૈતન્ય રૂપે કરી સ્થિત છે; તેથી તેની ઉપાસના જે પુરૂષ કરે છે તે ચારવેદ, ષટશાસ્ત્ર, અઢાર સ્મૃતિ, અઢાર પુરાણ, સપ્ત સિદ્ધાંત, તથા સર્વ ઇતિહાસોના સારને પ્રાપ્ત કરી ભવબંધનથી મુક્ત થાય છે. આના સંબંધમાં જેટલું લખીએ તેટલું થોડું છે. તે સ્વસંવેદ હોવાથી વૈખરી દ્વારા તેનું વિશેષ સ્ફોટ ન થઇ શકે તેમ નથી. પણ ગુરૂ ઉપદિષ્ટ માર્ગે તેને માટે પુરૂષાર્થ કરવાથી તેના સંબંધનાં ઘણાંક ચમત્કારી રહસ્યો સમજવામાં આવે છે. અંતિમમાં ૐકાર વિષે માંડુક્યોપનિષદ શું કહે છે તે જણાવી આ શ્લોકનું વ્યાખ્યાન પુરૂ કરીએ છીએ.

अद्वितीय ब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलंजगत्।
ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥

ભાવાર્થઃ—આદશ જીવાદિક રૂપે કરીને ચેતન અચેતન સ્વરૂપ જે જગત છે તે ૐકાર રૂપ અદ્વિતીય બ્રહ્મ તત્ત્વ વિષે સ્વપ્ન છે. સારાંશ કે આ અવિભાજ્ય ૐકાર સ્વરૂપમાં જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તૂર્યા, ને ભૂમા એ પાંચ અવસ્થાઓના સર્વ દેખાવો સ્વપ્નવત રહેલા છે. આ ૐકારને જાણવાવાળો મુનિ છે, તે વિષે કહે છે કે,

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः ।
ओङ्कारो विदितो येन स मुनिर्नेतरोजनः ॥

( માંડુ ક્યોપનિષદ્ ).

ભાવાર્થઃ—અમાત્ર ( તુરીયપાદ રૂપ ) છે, અર્ જેણે કરી ૐકારનું પરિણામ કરીએ એવો જે પરિચ્છેદ તેને માત્રા કહીએ છીએ. છતાં જેની અનંત.માત્ર છે, એવો જે ૐકાર તે અનંત માત્ર છે. તો પણ એટલાથી એ પરિચ્છેદ થઇ શકતો નથી. તેમ દ્વૈતના ઉપશમ રૂપ છે; તેથી ઉપશમ રૂપ હોવાથી શિવરૂપ છે. આવા પ્રકારના વ્યાખ્યાનવાલા ૐકારને જેણે જાણ્યો છે તે પરમાર્થ તત્ત્વના મનન કરવાથી મુનિ છે. બીજા શાસ્ત્ર પુરૂષો મુનિ થતા નથી.

प्रणवोह्यपरंब्रह्म प्रणवश्च परः स्मृतः ।
अपूर्व्वोऽनन्तरो बाह्यो न परः प्रणवोऽव्ययः ।

( માંડુક્યોપનિષદ્ )

ભાવાર્થઃ—ૐકાર અપર બ્રહ્મ છે, તેમ ૐકાર પરબ્રહ્મ કહ્યો છે. તેમ પરમાર્થથી માત્રાને પાદના ક્ષિણ થવાથી આ ૐકાર પરમાત્મા બ્રહ્મ છે; તેથી એનું પૂર્વ કારણ નથી- વાસ્તે અપૂર્વ છે. તેમ એમાં ભિન્ન જાતિવાલું કાંઇ પણ નથી, વાસ્તે અનંતર છે. તેમ એની બહિર બીજી વસ્તુ નથી, જેથી અબાહ્ય છે. તેમ એમાં બીજું કાર્ય નથી, વાસ્તે અનપર છે. તેમ એનો વ્યય નામ નાશ થતો નથી, વાસ્તે અવ્યય છે, સારાંશકે, ૐકાર રૂપ નિરાકાર, નિરંજન આત્માની પરમ નિર્વાણ પદની મુક્તિ ૐકારના સ્વરૂપમાં ઐક્ય ભાવથી લીન થઇ રહેવાથી મળેછે; ને આ સમયે આપણો શ્વાસા મેરૂ દંડ મારફતે છેક બ્રહ્મરંધ્ર ચક્રપર સ્થિરતાથી બેઠેલો હોય છે; ત્યારે દશ્ય, દર્શન, જ્ઞાનજ્ઞેય, કર્મ કારણ વિગેરે ગોચર રૂપી ત્રિપુટિનાં અંગો દરસાતાં નથી, પણ દષ્ટાન્ત અખંડ તેજોમય પ્રકાશમાન જ્યોતિના સ્વરૂપમાં પરમ નિર્વાણ નિવૃત્તિ પ્રગટ થાય છે. આ સુખ થકી સર્વનો અભાવ પ્રગટે છે, અને અખંડ મુક્ત રૂપ બનીએ છીએ.

પૂર્વના શ્લોકમાં પ્રતિપાદન કરવામાં આવેલી ભાવનાવાલા પુરૂષનાં કેવાં લક્ષણો હોય છે તે નીચેના શ્લોક પર મા વડે નિરૂપણ કરે છે.

एवं सदा जात परात्मभावनः
स्वानंदतुष्टः परिविस्मृताखिलः ॥
आस्ते सनित्यात्मसुखः प्रकाशकः
साक्षाद्विमुक्तो चलवारि सिंधुवत् ॥९१॥

ભાવાર્થઃ—એ પ્રકારે નિરંતર પરમાત્માની ભાવનાવાલો, નિજાત્માનંદ વિષે સંતુષ્ટ સંસાર રૂપ વૃત્તિનું વિસ્મરણ કરનાર, આત્મસુખવાલો, સ્વયંપ્રકાશ તથા સાક્ષાત્ જીવન મુક્તિને પ્રાપ્ત થયેલો પુરૂષ જલના ભરેલા નિશ્ચલ સમુદ્રની પેઠે સ્થિર રહે છે.

વિવેચનઃ—શ્રવણ, મનન તથા નિદિધ્યાસને કરી જે પુરૂષ પોતાના અંતરમાં પરમાત્માની ભાવના ઉત્પન્ન કરે છે, તે પરમાત્માને જાણી તેના વિષે સ્થિત થાય છે, અને પુનઃ પોતે જે પોતાને વિષે આનંદમાં નિમગ્ન થઇ તથા પોતાના સ્વયં પ્રકાશ સ્વરૂપને જાણી મિથ્યા પ્રપંચ રૂપ સંસારમાંથી જીવતાં જ મુક્ત થાય છે. તે જેમ પવન બંધ થવાથી સમુદ્ર નિરતરંગ થઈ સ્થિર- અચલ ભાસે છે, તેમ આ વિવેકી પુરૂષ પોતાના સ્વરૂપમાં અચલ ભાવથી સ્થિત થાય છે. ભગવાન્ શંકર પણ કહે છે કે;

श्रवणादिभिरुद्दिप्तो ज्ञानाग्निपरितापितः ।
जीवः सर्वमलान्मुक्तः स्वर्णवद्द्योतते स्वयम् ॥

જેમ સુવર્ણ અગ્નિમાં તપાવ્યાથી અન્ય ધાતુના ભેગ રૂપ મેલને સજી દઇને શુદ્ધ કુંદન રૂપે પ્રકાશે છે; તેમજ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન વડે પ્રદિપ્ત થયેલા જ્ઞાનાગ્નિમાં તપેલો ( શુદ્ધ થયેલો ) જીવ, અવિદ્યા આદિ સર્વ મેલનો દાહ કરી પોતે શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપે પ્રકાશે છે. આહવી જે સ્વરૂપને વિષે ચિરકાલ સ્થિતિ તે સમાધિ કહેવાય છે. આવી જ્ઞાન સમાધિનું લક્ષણ ભગવાન્ શંકર કહે છે કે,

निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ॥
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥

પ્રથમ વૃત્તિમાં વિષયોનું વિસ્મરણ થયા પછી ધ્યાતા, ધ્યાન, તથા ધ્યેય એ ત્રિપુટીના સંસ્કાર રહિત જે વૃત્તિની બ્રહ્માકાર સ્થિતિ તે જ્ઞાન સમાધિ કહેવાય છે.

વિવેકી પુરૂષે આ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરવા નિરંતર આત્માનુસંધાન કરવું એ શ્રેષ્ઠ છે. શ્રુતિ પણ એજ ભાવના વાક્યોનું કથન કરે છે કે, आत्मावारे दृष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः । आत्मनिखलु दृष्टे श्रुते मते विज्ञाते इदं सर्वं विदितं આત્માનું દર્શન કરવું, તેનું શ્રવણ કરવું, તેનું મનન કરવું, તેનું નિદિધ્યાસન કરવું, તેનાજ દર્શન, શ્રવણ, મનન તથા જ્ઞાનથી આ સર્વેનું જ્ઞાન થાય છે.

( ચાલુ. )

શ્યામચંદ ગોરધનદાસ.

# ॥ गोविन्द ज्ञान बावनी. ॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૬ થી.

## पुनर्यथा यमकालंकार.

[१]सुरभिको पान करि [२]सुरभिमें संचरतः ॥ [३]सुरभिकी मालगही [४]सुरभि प्रकाशकीः ।
[५]सुरभिके काज केते [६]सुरभि हनाइ आपः॥ [७]सुरभि व्है आश करे [८]सुरभि निवासकीः॥
[९]सुरभिमें आय पुनि [१०]सुरभि खिलत तवः॥ [११]सुरभि लगाय तनु [१२]सुरभी बिभासकीः॥
गोविंद कहत ऐसें वखत वितातपरः ॥ शोचत न बात कैसें वपुके विनाशकी॥॥२८॥

૧ મદિરા, ૨ પૃથ્વી, ૩ બકુલ, ૪ સુગંધ, ૫ કસ્તુરી, ૬ મૃગ, ૭ સ્થાને, ૮ દેવ, ૯ ચૈત્રમાસ, ૧૦ વસંત, ૧૧ ચંદન, ૧૨ સ્વર.

અર્થ—દારૂ પીઇને પૃથ્વીપર રખડતો ફરેછે; અને ગળામાં બકુળ પુષ્પની માળા ધારીને સુગંધને ચારે તરફ પ્રકાશ કરેછે; એટલે ફેલાવેછે; તેમ કસ્તુરીને માટે કેટલાક કસ્તુરિયા મૃગને મરાવીને વળી આજ ડાહ્યો થઇને દેવના નિવાસસ્થાન જે સ્વર્ગ તેમાં જવાની આશા કરેછે અર્થાત પાપથી સ્વર્ગમાં જવાતું નથી. વળી ચૈત્ર મહીનામાં આવીને વસંત ઋતુ ખીલે છે, ત્યારે શરીરે ચંદન લગાવીને વિભાસ રાગણી કરેછે એટલે ગાય ગોવિંદ કહે એવી રીને વખત નકામો વિતાવેછે પણ શરીરના નાશની વાતનો વિચાર કેમ કરતો નથી ॥ ૨૮ ॥

## प्रबोध पचीशीग्रंथे लाटानुप्राश षोडशदल कमलप्रबंध चित्र

### कवित.

[१]सारंग उदय ऊठि [२]सारंगमें न्हाइ नेकः॥ [३]सारंग लगाइ लगे [४]सारंग धरनकोंः ।
[५]सारंगतें अंग साजि [६]सारंगसे पाननतेंः॥ [७]सारंग बजाई लगे [८]सारंग करनकोंः ॥
[९]सारंगके रोत पुनि [१०]सारंग रचाइ लगेः॥ [११]सारंग नयनिजूके [१२]सारंग धरनकोंः ।
[१३]सारंगकी सेज ऐसें [१४]सारंग बिताइ परः॥ [१५]सारंग भजत क्यों न [१६]सारंग तरनकोंः॥

અર્થ—સૂર્યના ઉદય સમે ઉઠીને જળમાં સારી રીતે ન્હાય શરીરમાં ચંદન આદિક અંગરાગ, લગાવીને ઘરેણા પેહેરવા લાગચ્છ, અને વસ્ત્રથી અંગ ત્યજીને કમળ જેવા હાથથી સારંગી વાજુ વગાડીને સારંગ નામનો રાગ ગાય, અને વળી જ્યારે રાત થાય છે, ત્યારે દીવા કરાવીને મૃગલોચની સ્ત્રીના સ્તન પકડવા લાગચ્છ એટલે કામ ક્રીડા કરચ્છ, એવી રીતે ફૂલની શય્યામાં સર્વે રાત્રી વિતાવચ્છ, પરંતુ ભવસાગર તરવાને માટે શ્રીકૃષ્ણને કેમ ભજતો નથી ॥ ૨૯ ॥

## पुनर्यथा रूपकः

ओपत अगाध महासागर संसार तामेंः॥ विषय बडिस काम धीवरने धरिहैः॥
उनकों अदन ख्वि सुंदर सुखद महाः॥ कामनातें कोउवेर मोहपेंन परिहैः॥
गोविंद कहत कव्हि भूकतें भ्रपाइ जो तूः॥ जायगो सो चाखन तौं मौत बिना मरिहैः॥
कामको सहाय काल कूलपें कराल खडोः॥ सोइ तेग तृषणातें मान तेरों हरिहैः

અર્થ—સંસાર રૂપી સાગર અતિ ઘણો ઊંડો શોભે છે, તેમાં વિષયરૂપી મચ્છ પકડવાનો કાંટો કામદેવરૂપી મચ્છીમારે નાખ્યો છે, તેને અતિ સુખદાયક અને સુંદર આહાર જાણીને તેની ઇચ્છા કરીને કોઇવાર તે મોહપાસમાં પડીશ નહી, ગોવિંદ કહે કોઇવાર ભૂલથી ભ્રમાઇને જો તૂ તેને ચાખવા જાઇશ તો વગર મોતે મરીશ, કેમકે ત્યાં કાંઠાઉપર કામદેવને સહાય કરનાર ભયંકર કાળ ઉભો છે તે તૃષ્ણારૂપી તરવારથી તહારા પ્રાણ હરશે, એટલે તને મારશે, માટે જઇશ નહી ॥ ૩૦ ॥

## मन विग्रह रूपकालंकार.

नौतम नगर देह राजत ललित तामेंः॥ चित सुखदाय मनि सुंदर सुहातहैः।
वाकों षटचौर महाकाम कोइ लोभ आदिः॥ आइ निज ओर खेंचि आप लही जातहैः॥
सूते नृप जीव कैसें विषयविलास निंदः॥ ऊठी अवलोक तेरी संपति लूंटात हैः॥
गोविंद कहत गही विमलविरागअसिः॥शत्रुकों बिदारकर मानसकों हातहैः॥३१।

અર્થ—શરીરરૂપી ઉત્તમ અને મનોહર નગર શોભે છે, તેમાં સુખદાયક, મનરૂપી મણિ સુંદર શોભે છે, તેને કામ ક્રોધ લોભ આદિક છ ચોરો આવીને સૌ સૌની તરફ ખેંચીને લઇ જાય છે માટે હે જીવરૂપી રાજા તૂ વિષયના વિલાસરૂપી નિદ્રામાં કેમ સૂતો છે માટે ઉઠીને જો આ તહારી દોલત લુંટાય છે માટે ગોવિંદ કહે વૈરાગ્યરૂપી તરવાર પકડીને શત્રુઓને માર, અને મનરૂપી મણિને હાથ કર. ॥ ૩૧ ॥

## विषयानिंदा रूपकालंकार.

आलय अनूप महा ओपत अरन्य तामेंः॥ विषय विवर काम व्याधने बनाये हैंः॥
यामें जाइ जीवकोउ भूलते भ्रमाइपरेः॥ ताकोंगहि मोह मद लोभ क्रोध कापे हैंः॥
जोरतें जकरि महा मनम जंजिरनतेंः॥ बांधी बहु बंध देत कष्ट अति कापे हैंः॥
गोविंद कहत तातें भूलतें मतंग मनः॥ जाइ ना परीय एसी विकट विपायें हैंः॥३२॥

અર્થ—આ જગતરૂપી મનોહર મોટું વન શોભે છે; તેમાં વિષયરૂપી ઉંડો ખાડો કામરૂપી શિકારીએ બનાવીને રાખ્યો છે; તેમાં કોઈ જીવ ભૂલથી ભ્રમાઈને જઈ પડે છે. તેને મોહ, મદ, લોભ અને ક્રોધાદિક આવીને હામે પકડીને જન્મરૂપી સાંકળથી, જોરથી જકડીને બહુ બંધથી બાંધીને અતિ ક્રમમાં કષ્ટ આપે છે, તેથી ગોવિંદ કહે છે કે—હે મનરૂપી હાથી એવી ભયાનક પીડામાં જઈને પડીશ નહી. ॥ ૩૨ ॥

## पुनर्यथा.

मंजुल मनुष्यदेह पाय महा पुन्यहीतेंः॥ जामें सब ज्ञान जीव पूरनही पावे हैंः॥
उनतें अमित उर विमल विराग गहीः॥ मुक्तिकों मिलाइ दुख जन्मको जरावेहैंः॥
ताहिकों तूं दूर तजि विषयाविलास माहिः॥ मोह मन मानि अति आपति उपावेहैंः॥
गोविंद कहत तातें कोडिनके काम कैसेंः॥ नीको नर जन्म हीरो हाथने गुमावेहैंः॥३३॥

અર્થ—ઘણા પુન્યે કરીને મનોહર મનુષ્યની દેહ જીવ પામે છે; જેમાં સર્વે ઇંદ્રિયોનું જ્ઞાન સંપૂર્ણ રીતે હોય છે, તેથી મનમાં ઘણો નિર્મલ વૈરાગ્ય ગ્રહણ કરીને મુક્તિને મેળવીને જન્મના દુખને બાળી નાખે છે; તેને તો તૂ છેટે મૂકીને વિષયના વિલાસમાં મનમાં આનંદ માનીને અતિશય દુખ ઉપજાવે છે, તેથી ગોવિંદ કહે છે કે—વિષયરૂપી કોડી માટે સુંદર મનુષ્ય જન્મરૂપી હીરો હાથથી કેમ ગુમાવે છે. ॥ ૩૩ ॥

## पुनर्यथा.

जैसें कोऊ जलधिमें छिद्रित तरनि चढीः॥ पार ह्वै पारवेकों मेमनमें विचारेहैंः॥
मनमें न जाने पर उदधि अगाध जलः॥ छिद्रतें छलकि पानि माहि बोहि मारेहैंः॥
तैसें तुम योषिताके अंगमें लुभाइ मनिः॥ विषयविलास सुख चितमांहि धारेहैंः॥
गोविंद कहत पर मनमें न आनत यमोंः॥ जनम मरन जैसी आपनि अपारेहैंः॥३४

અર્થ—જેમ કોઇ સાગરમાં કાંકા પડેલ વાહાણમાં બેશી જલ્દી પાર પામવાનો પ્રેમથી વિચાર કરે; પણ મનમાં જાણતો નથી કે સાગરનું જળ ઘણુંજ ઉંડુ છે તે કાંથા આરગે વહાણમાં પાણી ભરાઇને છબકાઇ જશે, ને વચમાં બોળી મારશે; તેમ તું સ્ત્રીના શરીરમાં અતિ લોભાઇને વિષયના વિલાસને મનમાં સુખ માને છે—પણ ગોવિંદ કહે મનમાં કેમ જાણતો નથી કે સ્ત્રીમાં જન્મ અને મરણ જેવાં અનેક દુખો છે. ॥ ૩૪ ॥

## पुनर्यथा.

जैसें मद्यपान करी मोद कोऊ मानत पैं॥ चढतहे कैफ तब बावरा बनावेहैः ॥
जैसें मन मिष्ट मानी माजमको खाय परः॥ व्यापतहै कैफ तऊ पीर बहु पावेहैः ॥
तैसें तुम विषयमें विविधविलास कारि । मानतहो मोद पर व्याधिकों बढावेहैः ॥
गोविंद कहत जैसें खाजकों खसोटे सुखः। मानत प्रथम पर पाछें पीर पावेहैः॥३५॥

અર્થ—જેમ કોઇ દારૂ પીઇને આનંદ માને છે, પણ જ્યારે તેનો કૈફ ચઢે છે; ત્યારે ગાડો બનાવે છે જેમ કોઇ મનમાં માજમને મીઠો માનીને ખાય છે; પણ જ્યારે તેનો કૈફ પ્રગટે છે ત્યારે ઘણી પીડા પામે છે, તેમજ તું વિષયમાં અનેક પ્રકારના વિલાસ કરીને હર્ષ માનચ્છ, પણ તે તું દુખને વધારચ્છ, કેમકે ગોવિંદ કહે, જેમ કોઇ ખસ રોગવાળો ખસને ખણેતાં પ્રથમ સુખ માને છે; પણ પાછળથી બળતરા રૂપી બહુજ પીડા થાય છે, અર્થાત તેમ તહારે મુવા પછી દુખ ભોગવવાનાં છે, એ વ્યગ્ય. ॥ ૩૫ ॥

## पुनर्यथा.

काहूका करज्ज छोहि रुपिया खरचि खूबः॥ खाइकें मिठाइ दुख देनका उपायेहैः॥
खाजकों खसोटे जैसें सुख चित्त मानत पैंः दुगना उपायाँ दुख मनमें न ल्यावेहैः॥
तैसें तुम नानाविधि विषय विलासनमेंः। करिकें कुकर्म अति विपति बढावेहैः॥
गोविंद कहत पर चित्तमें न जानत क्यों॥ वपुके विनाशे सोइ सौगुना सतावेहैः॥३६

અર્થ—કોઇના વ્યાજે રૂપૈયા લઇ ખૂબ ખરચ કરી મિઠાઇ ખાઇને દેવા રૂપી દુઃખ ઉપજાવે છે, વળી જેમ ખસને ખણેગાને મનમાં સુખ માને છે, પણ બળતરા રૂપી દુખ બમણું ઉપજાવ્યું, એમ મનમા લાવતો નથી, તેવીજ રીતે તૂ અનેક પ્રકારના વિષય વિલાસમાં અતિ ઘણા ખરાબ કામ કરીને દુખ વધારે છે, પણ ગોવિંદ કહે મનમા કેમ જાણતો નથી કે—આ–શરીરનો નાશ થયા પછી એટલે મુવા પછી તે પણ સૌગણા સતાવશે. ॥ ૩૬ ॥

અર્થ—કોઇ કવિ સ્ત્રીના શરીરનાં વખાણ કરે છે; કોઇક ડાહ્યા કવિતાના ગુણ ગાય છે; કોઇ રાજાઓની સારી કીર્તિ કરે છે, કોઇ પોતાના પરિવારપર અતિ પ્રેમ લાવે છે, કોઇ શૂરવીરને હોંસથી વખાણે છે. અને કોઇ રાગ રાગણીમાં અતિ મોહ માને છે; પણ ગોવિંદ કહે તે સર્વે પરહરીને રામનું નામ મુખ થકી કેમ વખાણતા નથી ॥ ४१ ॥

## मोह विषे.

कोऊकतो मोहपात वित्तमें विशाळ पुनिः। कोऊकतो मोहपात नेक निज गातमें।
कोऊकतो मोहपात सुतमें सदाय पुनिः। कोऊकतो मोहपात मात तात भ्रातमें॥
कोऊकतो मोहपात कामिनी कटाक्ष मांहिः। कोऊकतो मोहपात राग रस घातमें॥
गोविंद कहतपर मोहत न कोऊ कैसें। सुखद सकळ ब्रह्म भजनकी बातमें॥४२॥

અર્થ—કોઇક તો ધનમાં ઘણો મોહ પામે છે; કોઇક તો પોતાના સારા શરીરમાં મોહ પામે છે; કોઇક તો હમેશા પોતાના પુત્રમા મોહ પામે છે, અને કોઇક તો મા બાપને ભાઇમાં મોહ પામે છે; વળી કોઇક તો સ્ત્રીઓના કટાક્ષમાં મોહ પામે છે; અને કોઇક તો રાગમાં અને રમના હાવભાવમાં મોહ પામે છે પણ ગોવિંદ કહે સર્વને સુખદાયક પરમેશ્વરના ભજનની વાતમાં કેમ મોહ પામતા નથી. ॥ ૪૨ ॥

## निमग्न विषे.

कोऊतो मगन निज नारिमें रहत सदाः। कोऊतो मगन परदारमें रहात हैः॥
कोऊतो मगन धन धान्यमें रहत सदाः। कोऊतो मगन गीत गानमें दिखात है॥
कोऊतो मगन रन लरनमें राजतहैः। कोऊतो मगन भोग भोगनमें मात है.॥
गोविंद कहतपर हमतो मगन एकः। ईशकें भजनमांहि संतत रहात हैः॥ ४३॥

અર્થ——કોઇ તો પોતાની સ્ત્રીમા સદાય મગ્ન રહે છે, અને કોઇ તો પારકી સ્ત્રીમાં મગ્ન રહે છે. વળી કોઇ તો ધનમાં અને અનાજમાં સદાય મગ્ન રહે છે, ને કોઇ તો ગીતના ગાયનમાં મગ્ન દેખાય છે, વળી કોઇ તો રણે લડવામાં મગ્ન હોય છે, અને કોઇ તો ભોગ ભોગવવામાં મગ્ન ગાજે છે. પણ ગોવિંદ કહે હું તો એક પરમેશ્વરના ભજનમાંજ સદાય મગ્ન રહું છઉં ॥ ૪૩ ॥

( અપૂર્ણ )

---

REGISTERED No. B. 764.

આદ્ય તંત્રી—
શ્રી આનંદ મૂર્તિ પ્રભુશ્રી.
સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ,સાઠોદરાવાડા-નડીઆદ

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એઓનાં સબંધ અને સ્વરૂપનો વિચાર )

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૧૧ ] ( માસિક ) [ ઓગષ્ટ—૧૯૧૫.

## વિષય અનુક્રમણિકા.



અમદાવાદ—ટંકશાળ પાસે યુનાયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED No. B. 764.

આદ્ય દ્રષ્ટા—
એક અભેદ માર્ગ પ્રવાસિ.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
સુદર્શન-ઑફિસ, સાઠોદરાવાડા-નડીઆદ

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

પુસ્તક ૩૦—અંક ૧૧. ] ( માસિક ) [ આગષ્ટ—૧૯૧૫.

## નિર્માણ.

( અંજની ગીત. )

પામ્યો છું જે જે વાંછેલું :
યાચેલું તાતે અર્પેલું :
શ્રદ્ધાથી પામ્યો સૌ સારૂં,
રુચે તે કાં ના ?

ઇચ્છેલું નિર્માયું, કિન્તુ,
ના ઇચ્છેલું યે નિર્માયું !
એકાકી ઝૂરેછે હૈયું,
વિયોગે આજે !

સંયોગે જે શાન્તાનન્દો,
આરામો, પ્રેમી આલાપો,
સ્નેહીનાં મીઠાં સંગીતો;
નિર્માયાં ખોવાં !

નિર્માયું સ્હેવાનું સ્હેવું :
મીઠું રહેતાં રોતાં ગાવું !
રોવાનું આનન્દે રોવું :
જોવાનું અન્દરથી જોવું :
ઝૂરું તો શાને ?

ઘુસડીઆ, ( શામળજી પાસે ) }
૧૧ : ૩ : ૧૯૧૨ }

કુંજ.

દુઃખના શૂન્ય ના વિશ્વ સર્વે વસ્તુ ક્ષણિક ના,
સચ્ચિદાનન્દ આત્માએ પૂર્ણથી પૂર્ણ પૂર્ણ આ. ૭

સંસારતાપ દાવાગ્નિ તપવે ના મને જરી;
વધતી ધર્મની ગ્લાનિ દેહને બાળી નાંખતી;
શ્રેયને પ્રેય હેતુ જે વખાણ્યો વેદ વાણીએ,
ધર્મ તે દહતો આજે પીડા એ કેમ સાંખીએ! ૮

ધર્મને દેશની દાઝે લોકકલ્યાણ દષ્ટિએ,
સ્વીકારું માર્ગ આ માતા પરાર્થે પુણ્યદષ્ટિએ; ૯

ઉપજાતિ )—પ્રારબ્ધયોગે વપુ માવડી, આ,
વિશ્વંભરે વિશ્વની છે વ્યવસ્થા;
મિથ્યાગ્રહે મોહથી શોક પામે,
વિચાર એ સૌ સુવિવેક જ્ઞાને. ૧૦

વિશ્વેશ પાદામ્બુજ સેવી માડી,
સદા સદાનન્દઘન વિભાવી;
બલિષ્ઠ પ્રારબ્ધ તું ભોગવીને;
વીતાડજે કાળ શ્રી ઇષ્ટધ્યાને. ૧૧

માતા—( હરિગીત )—મિથ્યા અસદ્‌ગ્રાહે મને આજે બનાવી બાવરી,
અમૃતઝરી વાણી સુણી મુજ નષ્ટ મોહ થયો અરિ;
મુજ ક્ષુદ્ર બહિર્મુખ મમત્વનાં હિતાર્થે હું તજું,
જા પુત્ર જા જા વિજયકર દીપાવજે કુળ આપણું. ૧૨

પાખંડ મત ખંડન કરી મત વેદનો વિસ્તારજે;
કર દિગ્વિજય જયકર હો આશીષ ઇશકૃપા વડે. ૧૩

શંકર— ઉપકાર માતા, ધન્ય હું ને વિશ્વ આ તારા થકી;
સંપૂર્ણ તું ચેતન નવું તે આપીઉં આજે નકી. ૧૪

મુંદરા-કચ્છ. } નાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય

---

સર્વ ઉપનિષદોમાં સિદ્ધ કરેલું અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જ પોતાની અનાદિ માયા વડે જીવપણાને પામેલું છે? ઉપરના બધા મતોમાં જેઓ આત્માને ક્ષણિક વિજ્ઞાનરૂપ માને છે, તેમનો મત આરંભમાં તપાસીને પછી એકે એક તેની પછીના મત તપાસતા, છેવટે જેઓ જીવને માત્ર સુખ દુઃખનો ભોગવતાર માને છે, તેમનો મત તપાસીને જણાવીશું કે એમાંના એકે મતથી "ગુરૂ" શબ્દ વડે કહેવાતી વસ્તુ સિદ્ધ થતી નથી. કારણ કે તે મતો યુક્તિ અને અનુભવથી વિરુદ્ધ વિચાર વાળા છે. અને વળી એમનામાં જે ઇશ્વર સત્તા માનનારા આસ્તિક મતો છે, તેમના સંબંધમાં તો શ્રુતિ સ્મૃતિનો વિરોધ પણ કહેવામાં આવશે.

હમણાં કહ્યું તે પ્રમાણે પ્રથમ બૌદ્ધ મત તપાસીયે છીએ—વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર અને માધ્યમિક એવે નામે બુદ્ધ મુનિના શિષ્યોના ચાર વર્ગો છે, તેમા વૈભાષિક વર્ગ માને છે કે—" જેમ હયાત દેખાતો વાદળાનો સમૂહ ક્ષણિક છે—એટલે કે પ્રથમ ક્ષણમાં હોય છે અને બીજા ક્ષણમાં નથી—તેમ જે જે વસ્તુ વિદ્યમાન જણાય છે, તે સર્વ ક્ષણિક છે અને આ વિચાર પ્રમાણે સર્વ પ્રત્યક્ષ અને અનુમાન વડે જણાતા પદાર્થોનું સ્વરૂપ સમજવું." સૌત્રાન્તિક માને છે કે—બુદ્ધિ વિવિધ પ્રકારની હોવાથી ક્ષણિક પદાર્થ પણ અનુમાનથી જ સમજાય એવો છે કારણ કે ઘટરૂપ જ્ઞાનમા ઘટ આદિ વસ્તુઓનું પ્રતિબિંબ પડવાનો સંભવ છે. તે આ પ્રમાણેઃ—જેમ પ્રથમ મુખનું બિંબ હોય છે, તો પછી તેનું પ્રતિબિંબ પડે છે. તેમ ઘટરૂપ જ્ઞાન પ્રતિબિંબ સરખું હોવાથી તેની પૂર્વે ઘટરૂપ બિંબ-મૂળવસ્તુ-હોવી જોઇએ—યોગાચાર નામે શિષ્યોને બાહ્ય વસ્તુનો અંગીકાર ન હોવાથી સર્વ પ્રકારનું વિજ્ઞાન ક્ષણિક છે એમ તેઓ માને છે. માધ્યમિક નામે બૌદ્ધો માને છે કે તે વિજ્ઞાન પણ આખરે શૂન્ય જ છે—અર્થાત્ છેવટે કાંઇ રહેવું નથી

વાદીએ એમ ન કહેવું કે એ ચારે વર્ગોનો એકજ ગુરૂ હતો તથાપિ આમ એમની સમજણમાં ફેર કેમ પડયો?—તેઓ મધ્યે કેટલાક તુચ્છ બુદ્ધિના, કેટલાક મધ્યમ બુદ્ધિના, અને કેટલાક ઉત્તમ બુદ્ધિના હોવાથી તેમની સમજણ પણ વિચિત્ર નોખા નોખા પ્રકારની સંભવે છે. તે આ પ્રમાણે—જે હીન મતિના છે, તેમને "સર્વ વસ્તુ છે તો ખરી." એમ કહીને "તે ક્ષણિક છે" એમ કહેવાથી તે વિચાર ઉપરથી તેઓ શૂન્યવાદમાં ઉતારી શકાય છે જે મધ્યમ બુદ્ધિવાળા છે તેઓને એમ કહીએ કે બહાર જણાતી વસ્તુઓ ખરી રીતે હયાત નથી, પણ તેમના સબંધી જ્ઞાન જ હયાત છે, તો એમ કહીને પછી તેઓ શૂન્યવાદમા લઇ જવાય છે. પણ જે ઉત્તમ બુદ્ધિવાળા માણસો છે, તેમના આગળ તો સીધી રીતે જ સર્વ વસ્તુઓનું શૂન્ય સ્વરૂપ સાબીત કરી શકાય છે, માટે આમ સમજાવવાના ત્રણ પ્રકાર હોય, તેમાં શું અણઘટતું છે?

તેમાં પ્રથમ વૈભાષિક અને સૌત્રાંતિક નામે બે વર્ગોના મતને વર્ણવીને પછી તેમનું ખંડન કરીએ છીએ. તે આ પ્રમાણે—બહારના સર્વ પદાર્થો ખરા છે એમ બોલનાર એ બે વર્ગવાળા માને છે કે—બાહ્ય અને આભ્યંતર એવા બે જાતના પદાર્થોના સમુદાય છે.

તેમાં પેહેલા બાહ્ય સમુદાયમાં પંચમહાભૂત અને તે મહાભૂતના બનેલા પદાર્થોનો સમાવેશ છે. પૃથિવી જળ તેજ વાયુ આકાશ અને ઋતુઓ એ ભૂત સમુદાય છે અને રૂપ રસ ગંધ શબ્દ અને સ્પર્શ આદિ ગુણ યુક્ત પદાર્થો અને તેમને સમજનારા આંખ કાન આદિ ઇંદ્રિયો ભૌતિક પદાર્થોનો સમૂહ છે. પૃથિવીના પરમાણુઓ સ્વભાવે કઠણ છે. જળના પરમાણુઓ સ્વભાવે પ્રવાહી અને ચીકાશ યુક્ત છે તેજના પરમાણુઓ સ્વભાવે ઉષ્ણ છે, અને વાયુના પરમાણુઓ સ્વભાવે ગતિવાળા છે. જગતના ઉત્પત્તિ કાળમાં એ ચારે પ્રકારના પરમાણુઓના એકઠા થવાથી જે પરમાણુઓના સમુદાય થાય છે, તેજ અવયવો થાય છે અને તેમનાં પૃથિવી આદિ પાંચ મહાભૂત થાય છે. પણ અવયવોથી અવયવવાળો પદાર્થ ( અવયવી ) નોખો, નથી કારણ કે તે નોખો હોવાનું કોઇ પ્રમાણ નથી. અને વળી બીજુ કારણ એ છે કે જો અવયવ અને અવયવી નોખા હોય તો અવયવીમાં બમણું ગુરૂત્વ-ભારે પણું-હોવાનો સંભવ બને, પણ તેમ નથી.

આભ્યંતર પદાર્થોના સમુદાયના બે ભાગ છે,-ચિત્ત અને ચિત્ત સાથે સંબંધવાળા પદાર્થોનો સમુદાય-અને તે આભ્યંતર સમુદાયનું કારણ પાંચ સ્કંધો છે. તે પાંચનાં નામ- રૂપસ્કંધ, વિજ્ઞાનસ્કંધ, વેદના સ્કંધ-સંજ્ઞાનસ્કંધ-અને સંસ્કાર સ્કન્ધ-તેમાં જે વડે વસ્તુ જોવાય (रूप्यते)-નકી સમજાય તે "રૂપ" એવો અર્થ કરવાથી શબ્દ આદિ વિષયો-પદાર્થો અને ઇંદ્રિયો મળીને રૂપસ્કંધ છે. જો કે જોવામાં આવતા પૃથિવી આદિ પદાર્થો બહારના પદાર્થો છે, તોપણ જ્યારે તેઓ જોવામાં આવે છે, અને તેમના વિષે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે તે સ્થિતિમાં તેમનું સ્વરૂપ આપણી કાયામાં રહે છે, અથવા આપણી ઇંદ્રિયો સાથે તેમનો સંબંધ હોય છે, માટે તે વખતે તેઓ આધ્યાત્મિક-આપણા અંતરના ભાગમાં સંબંધવાળા-થાય છે. વિજ્ઞાન સ્કંધ બે પ્રકારનો છે. "હું" એવે રૂપે જે ભાન થાય છે, તે આલય વિજ્ઞાન નામે વિજ્ઞાન સ્કંધનો એક પ્રકાર છે, અને તે "આત્મા" એવું જ્ઞાન છે. "આ" એવું ઇંદ્રિયોની મદદથી થતું વિષયોનું જે એકતાર જ્ઞાન થાય છે, તે પ્રવૃત્તિ વિજ્ઞાન નામે વિજ્ઞાન સ્કંધનો બીજો પ્રકાર છે-અને ઇંદ્રિયોના ભેદને લીધે આ બીજો પ્રકાર છ જાતનો છે. વિજ્ઞાન સ્કંધના આ બને પ્રકાર નિર્વિકલ્પ ચોકસ શબ્દોથી ન વર્ણી શકાય એવી-વિશેષણ રહિત છે, અને ક્ષણિક છે, કારણ કે તેમાં સત્ત-હયાતી-છે, અને સર્વ હયાતી વાળી વસ્તુ ક્ષણિક છે. જે વસ્તુનો એક ક્ષણ પછી બીજે ક્ષણ નાશ થાય, તે ક્ષણિક કહેવાય-અને તે પ્રમાણે એક આલય પોતાનો નાશ થતા સુધી ક્ષણવાર-ટકે તેવું "હું" શબ્દ છે કહેવાતું વિજ્ઞાન વિજ્ઞાનમાંથી તેવું બીજું આલયવિજ્ઞાન જન્મે છે, બીજામાંથી ત્રીજુ, અને ત્રીજામાંથી ચોથું એમ અનાદિ અને અનંત વિજ્ઞાનનો પ્રવાહ ચાલ્યો જાય છે. અને એવી શંકા ન ઉઠાવવી કે-આત્મા ક્ષણિક છે તેથી પોતાની હયાતીના ક્ષણ પછી બીજે કાળે થનાર પોતાનું કર્મ ફળ ભોગવવાને તેની પ્રવૃત્તિ નહી ઘટે, કારણ કે ફલ સમયે ક્ષણિક આત્મા હયાત નથી-આ શંકાનું સમાધાન કરવાને શંકા કરનારને પુછવું કે આત્માની પ્રવૃત્તિનો અભાવ તે આત્માને તત્વ જ્ઞાન થતા પેહેલાં થાય છે કે પછી? પ્રથમ પક્ષ-તત્વજ્ઞાન થતા અગાઉ પ્રવૃત્તિબંધ થાય એ-ન સંભવે કારણ કે પોતાના ક્ષણિકપણાની સમજણ પરિપક્વ થયા વિના પોતાના

સ્થિરપણાની અનાદિકાળથી મજબુત વાસના હોય છે, તેનો નાશ ન થવાથી પ્રવૃત્તિ ચાલતી જ રહે એ ઘટે છે. ક્ષણિકપણાની ભાવના-સમજણ-ચાર જાતની છે, સ્વલક્ષણ ભાવના, ક્ષણિકત્વભાવના, દુ ખભાવના અને શૂન્યભાવના-તેમા શુદ્ધ વસ્તુ સ્વલક્ષણ નામે ભાવના છે આ વડે ધર્મ અને ધર્મવાન એવો ભેદ નથી રહેતો ક્ષણિકપણાની ભાવના વડે સ્થિર પણું નથી રહેતું બીજો પક્ષ-તત્વજ્ઞાન થયા પછી પ્રવૃત્તિ બધ પડે એ-પણ ન સભવે, કારણ કે ચાર પ્રકારની વસ્તુના ક્ષણિકપણાની ખુબ પાકી-દઢ થાય ત્યારે તો ઉપપ્લવ-પીડા-સહિત આલય વિજ્ઞાનનો પ્રવાહ બધ પડવાથી, અથવા પીડા રહિત સર્વજ્ઞ ઈશ્વરના પ્રવાહમાં-સ્વરૂપમા સમાઇ જવા રૂપ મોક્ષ પ્રાપ્તિ થવાથી પછી પ્રવૃત્તિ ન રહે એ ઈષ્ટ-ગમતી વાત છે આમ કહીને બધ અને મોક્ષનાં સ્વરૂપ દેખાડયા ઉપરના જ્ઞાનથી ઉત્પન્ન થતું સુખ દુ ખ આદિનું જે ભાન, તે વેદના-સ્કંધ છે-ગાય અશ્વ ઇત્યાદિ શબ્દ બોલવાથી જે ભાન થાય છે, તે સવિકલ્પ-એટલે વસ્તુના વિશેષણના જ્ઞાન સહિત-સજ્ઞા સ્કધ છે, અને એ બધા પદાર્થોની વાસના ર ર રાગદ્વેષ આદિ, કલેશો-ઉપદ્રવો, મ.માન આદિ ઉપ કલેશો-કલેશથી ઉતરતા પ્રકારના ઉપદ્રવો-ધર્મ અને અધર્મ એ ચાર મળીને સસ્કાર સ્કધ થયેલો છે આમા જે વિજ્ઞાન સ્કધ છે તે ચિત્ત નામે આભ્યંતર સમુદાયનો વિભાગ છે, અને બીજા ચાર સ્કધોનો સમાવેશ ચૈત્ત નામે (ચેતનના) વિભાગમા છે રૂપસ્કંધ આદિ ચાર સ્કધો ચિત્તમાં તેના પ્રવાહમા સમાયલા છે, તોપણ ચિત્તને કોઇ ચોકસ વિષયનો રગ લાગ્યો હોય, ત્યારે તે ચૈત્ત સમુદાયમાં ગણાય છે,-અને એ પ્રમાણે ચિત્તને કોઇ જાતનો રગ લાગેલો ન હોય ત્યારે તે ચિત્તનથી માટે એ ચૈત્ત સમુદાય કાયમનો ન હોવાથી તે સદા રહેતો નથી એમ જાણવુ-એ સ્કધોના સમુદાયનું નામ "પચસ્કધી" છે અને તે જ "આભ્યતર સમુદાય"નું કારણ છે અને એ બાહ્ય તથા આભ્યતર સમુદાયો ક્ષણિક છે એમ જ પ્રત્યક્ષ પ્રમાણ તથા અનુમાન પ્રમાણ વડે સિદ્ધ થાય છે વર્તમાન વસ્તુને સમજનાર પ્રત્યક્ષ પ્રમાણ વડે તે પ્રમાણનો વિષય જે વર્તમાન વસ્તુ તે અવર્તમાન વસ્તુથી જુદી પાડવામાં આવે છે-જેમકે નીલ-કાળા-રગને જોતું પ્રત્યક્ષ જ્ઞાન તે નીલ રગરૂપ પોતાના વિષયને અનીલ-એટલે કાળી નહીં એવી-વસ્તુથી નોખો કરે છે-આથી પ્રત્યક્ષ જણાતી વસ્તુઓ વર્તમાન કાળમાં જ છે, સર્વ કાળે નથી, જેથી તે અનિત્ય-ક્ષણિક છે વસ્તુનું ક્ષણિક-પણું સાધવામા અનુમાન પ્રમાણ આ રીતે છે-સર્વ હયાત પદાર્થો ક્ષણિક છે, કારણ કે તેઓ હયાતી વાળા છે અને આપણી મતલબ સાધવાની ક્રિયા કરનાર છે જે ક્ષણિક નથી, તે પદાર્થો હયાત (સત્) નથી, અને મતલબની ક્રિયા પણ કરતા નથી જેમકે સસલાનું શીંગડુ આદિ વસ્તુઓ કાંઇ આપણુ કામ નથી કરતી અને હયાત પણ નથી માટે તે ક્ષણિક કહેવાતી નથી ઘડો છેલ્લે ક્ષણે હોય છે, માટે તે છેલ્લા ક્ષણની પૂર્વના સર્વ ક્ષણોમાં ઘડાની જે હયાતીઓ છે, તે પોત પોતાના ક્ષણની પછીના ક્ષણમાં વિનાશ પામે છે, કારણ કે તે ઘડાની હયાતીઓ છે, માટે છેલ્લે ક્ષણે ઘડાની હયાતી પેઠે ક્ષણિક છે, આમ ઘડાના સત્વો-હયાતીઓ-નો પ્રવાહ ક્ષણિક છે, તોપણ અજ્ઞાન વિગેરેને લીધે "ઘડાનું સત્વ ચિરકાળ રહે છે" એવુ બોલવાનો લોકોમા રિવાજ ચાલે છે પણ અવિદ્યા (અજ્ઞાન) શાનું નામ છે? ક્ષણિક વસ્તુઓમા તેમના સ્થિરપણાની સમજણ, કાર્યરૂપ ઉત્પન્ન થયેલી વસ્તુ નિત્ય-અવિનાશિ છે એ મત, દુ:ખમાં તે સુખ છે

બીજું "પ્રત્યયોપનિબંધ" રૂપ-કારણ સાબીત કરીએ છીએ. તે આ રીતે છે:—૭ ધાતુ મૂલવસ્તુઓનો નિકટ સંબંધ થવાથી બીજરૂપ કારણમાંથી અંકુર થાય છે. તે કામમાં પૃથ્વી નામે ધાતુ બીજના અવયવોને પાસે પાસે એકઠા કરવાનું કામ કરે છે જેથી અંકુર કઠણ થાય છે. એમ "જળરૂપ" ધાતુ બીજને ચીકાશયુક્ત કરે છે. "તેજ" નામે ધાતુ બીજને પૂર્ણ રીતે પકવે છે અને વાયુ ધાતુ બીજને બહાર કાઢે છે જેથી બીજમાંથી અંકુર નીકળે છે. "આકાશ" ધાતુ બીજનું આવરણ-તે.ઉપરનું ઢાંકણ-દૂર કરવાનું કામ કરે છે. એમ ઋતુ પણ બીજનો અંકુર રૂપ પરિણામ કરે છે તેથી સ્પષ્ટ છે કે આ સંપૂર્ણ ધાતુઓનો સંબંધ બીજમાં પ્રાપ્ત થવાથી જ અંકુર ઉત્પન્ન થાય છે. નહીં તો નથી થતો. તેમાં પૃથિવી ધાતુને એમ ભાન નથી કે "હું બીજના અવયવોને એકઠા કરવાનું કામ કરૂં છું. એમ તપાસતાં જણાય છે કે છેવટે ઋતુને પણ નથી લાગતું કે હું બીજનો અંકુર રૂપે પરિણામ કરૂં છું તેમ અંકુરને પણ જ્ઞાન નથી કે આ બધા ધાતુઓએ મને ઉત્પન્ન કર્યો. (સારાંશ એ છે કે આ બધાં કારણો જ્ઞાન રહિત-જડ છે તો પણ એની મેળે તેમનાથી કાર્ય થાય છે, તેમ ચેતન વિના જગતની ઉત્પત્તિ સંભવે એમ બૌદ્ધો માને છે.) હવે આભ્યંતર જે આધ્યાત્મિક અંદર આત્મામાં રહેલ પ્રતીત્ય સમુદાય-કાર્ય છે, તેનું હેતુપનિબંધ નામે કારણ સમજાવીએ છીએ. તેમાં અવિદ્યા સંસ્કાર, વિજ્ઞાન, નામ, રૂપ, ષડાયતન, સ્પર્શ, વેદનાઓ, તૃષ્ણા ઉપાદાન ભવ-જાતિ જરા-મરણ શોક પરિવેદના દુઃખ, દુર્મનસ્તા—આ બધામાં અવિદ્યાથી આરંભીને દુર્મનસ્તા પર્યંત વિચારવું જાણીએ કે જો અવિદ્યા ન હત, તો આમ સંસ્કારો ઉત્પન્ન ન થાત. એ રીતે જાતિ પર્યંત કાર્યો ન થયાં હત તો જરા મરણ આદિ ઉત્પન્ન ન થયા હત. તેમાં અવિદ્યાને જ્ઞાન નથી કે હું સંસ્કારોને ઉત્પન્ન કરૂંછું, તેમજ સંસ્કારો પણ નથી જાણતા કે અમને અવિદ્યાએ ઉપજાવ્યા છે. એમ વિચારતાં જણાય છે કે છેવટે જાતિને પણ નથી લાગતું કે હું જરા મરણ આદિને ઉત્પન્ન કરૂંછું; તેમ જરામરણઆદિને પણ એમ નથી થતું કે અમને જાતિ આદિએ ઉપજાવ્યાં છે. જો કે પોતે અચેતન છે, અને એમનાપર બીજી કોઇ ચેતન વસ્તુ વ્યવસ્થા કરનાર નથી, તો પણ સંસ્કારઆદિની ઉત્પત્તિ થાય છે કારણ કે બીજ આદિ બાહ્ય વસ્તુઓ અચેતન છે અને તેમને નિયમસર પ્રવર્તાવનાર ચેતન વસ્તુ નથી, તો પણ અંકુર આદિના સંબંધમા જેમ ઉત્પત્તિ દેખાય છે, તેમ આભ્યંતર વસ્તુઓમાં પણ માત્ર એટલું જ જણાય છે કે અમુક કારણને પામીને અમુક વસ્તુ ઉપજે છે, પણ તેમાં ચેતન જેવું કાંઇ કામ કરતું દેખાતું નથી. આ રીતે આભ્યંતર કાર્ય સમુદાયનું "હેતુપનિબંધ" નામે કારણ દેખાડીને હવે તેનું "પ્રત્યયોપનિબંધ" રૂપ કારણ સાબીત કરીએ છીએ. તે સાબીતી આ પ્રમાણે છે:—પૃથ્વી જળ તેજ વાયુ આકાશ અને વિજ્ઞાન (બુદ્ધિ) એ છ ધાતુઓના સમવાય-નિકટ સબંધ-થી કાયા થાય છે. તેમાં પૃથ્વિ કાયાનું કઠણ પણું કરે છે; જળધાતુ કાયામાં ચિકાશ-બિનાશ ઉપજાવે છે; તેજ નામે ધાતુ કાયાના ખાન પાનને પચાવે છે; વાયુ કાયાનુ શ્વાસઆદિ લેવાનું કામ કરે છે, આકાશ ધાતુ કાયાની અંદર અવકાશ-પોલાણ કરે છે, જે ધાતુ નામ રૂપ અંકુરને ઉત્પન્ન કરે છે તથા શબ્દ આદિ પાંચ પ્રકારના જ્ઞાન યુક્ત મન અને બુદ્ધિને ઉત્પન્ન કરે છે, તે વિજ્ઞાન ધાતુ છે. જ્યારે શરીરમાં પૃથિવી આદિ ધાતુઓ સંપૂર્ણ સ્થિતિમા હોય છે, ત્યારે તે સર્વના સમવાયથી કાયાની ઉત્પત્તિ થાય છે. તેમાં પૃથિવી આદિ ધાતુઓને એવુ જ્ઞાન નથી કે અમે કાયામાં કઠણ-

પણું આદિ ગુણ ઉત્પન્ન કરીએ છીએ આ અને આવા બધા વિચારો ઉપર કર્યા છે, તેમ જાણવા. આમ અંકુર પેઠે કાયાની ઉત્પત્તિ છે. આ "પ્રતીત્ય સમુત્પાદ" નામે કાર્ય હજારો તર્કોવડે પણ ફરી શકે તેમ નથી. તેમાં આ છ ધાતુઓમાં જ ઉપજતાં દુઃખરૂપ સ્વભાવવાળા કાર્યોમાં તેઓ સ્થિર અવિનાશિ અને સુખરૂપ છે એવી જે સમજણ છે તે અવિદ્યા છે. એ અવિદ્યાને લીધે પિંડ, સત્વ, પુદ્ગલ (પરમાણુ), મનુષ્ય, મા-દીકરી, અહકાર, મારૂં, એવી સંજ્ઞાઓ થાય છે. આ અવિદ્યા સર્વ અનર્થના સમૂહરૂપ મૂળ કારણ છે. તે અવિદ્યા હોય છે ત્યારે વિષયો-સંસારી સુખોમાં રાગ પ્રીતિ, દ્વેષ, મોહ એવા સંસ્કારો પ્રવર્તે છે. તેમને લીધે ગર્ભમાં રહેલા જીવને પ્રથમ જ્ઞાન ઉપજે છે, અને તે આલય વિજ્ઞાન-"હું" એવા અનિત્ય જ્ઞાન-થી જે પૃથિવી આદિ ચાર કાયાનું ઉપાદાન કારણ છે. તે ઉત્પન્ન થાય છે. એ દેહનો આશ્રય-આધાર છે માટે એને "નામ" કહે છે. અને એ "નામ" એટલે શરીરે જે કાળુ ગોરૂ આદિ રૂપ ધારણ કર્યું હોય છે, તે રૂપવાળા શરીરની પેશી પરપોટા આદિ રૂપે સ્થિતિ, માટે "નામ" અને "રૂપ" એ બે શબ્દો વડે જણાય છે કે પેશી અને પરપોટા આદિ આકારે શરીરનું પ્રગટ થવું. એ આકારમાંથી અનુક્રમે નામ અને રૂપ સાથે મિશ્ર થયેલી ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે, અને તેમનું નામ "ષડાયતન" છે. પૃથિવી આદિ છ ધાતુઓ તે ઇંદ્રિયોના સમૂહનું આયતન-આશ્રય સ્થાન છે, માટે તે "ષડાયતન" કહેવાય. ઇંદ્રિયો તો શ્રોત્ર (કાન) આદિ પાંચ કાન, જીભ, આંખ, નાક અને ચામડી જ છે તે માત્ર એમના જે સ્થાન જણાય છે, તે રૂપે જ છે, અને વિષયની પાસે ગયા વિના પોતાનાં કાર્ય કરે છે, પણ વૈશેષિક મત વાળાઓ માને છે તેમ ઇંદ્રિયો તેમનાં સ્થાનથી ભિન્ન પદાર્થ રૂપે નથી, અને તેમના વિષયો-જાણવાની વસ્તુઓ પાસે જઇને પોતાનું કાર્ય કરે છે એમ નથી. તેમનું "અધિપતિ પ્રત્યય" એવું નામ કહેવામાં આવે છે નામ રૂપ અને ઇંદ્રિયો એ ત્રણે એકઠાં થાય ત્યારે તે સંસર્ગનું નામ "સ્પર્શ" છે,-અર્થાત્ ઉત્પન્ન થયેલા શરીરમા જે ઇંદ્રિયો છે, તેમનો વિષયો સાથે સબંધ થવાથી ઉત્પન્ન થતા વિજ્ઞાનનું નામે "સ્પર્શ". તે થવાથી સુખ આદિ જે થાય તેનું નામ 'વેદના' છે. તે વેદના થાય ત્યારે "મારે સુખ કરવું જોઇએ" એવો જે નિશ્ચય તેનું નામ "તૃષ્ણા" છે પછી વાણી અને શરીરની ક્રિયા-હિલચાલનું નામ "ઉપાદાન". પછી આ ઉપાદાનથી ધર્મ આદિનો જન્મ થાય છે માટે તેનું નામ "ભવ" છે. તે ભવરૂપ કારણથી દેહનો ઉદય થાય છે. જે દેહ પ્રગટ થયો દેખાય છે,-તેનું નામ "જાતિ" છે. જન્મેલો દેહ પૂર્ણ રીતે પાકે જુનો થાય તેનું નામ "જરા"; અને દેહના નાશનું નામ "મરણ" છે. પુત્ર આદિમાં આસક્તિ વાળો માણસ મરતો હોય, તે વખતે એને અંદર-મનમાં જે બળતરા થાય તેનું નામ શોક. "હાય! પુત્ર!" ઇત્યાદિ શોકની ફરીયાદ થતા પોકારનું નામ "પરિદેવના" (વિલાપ). શબ્દ સ્પર્શ આદિ પાંચ સુખની વસ્તુઓનાં પાંચ જાતનાં જ્ઞાનમાં, તે સારાં નથી એવો જે અનુભવ થાય તે "દુઃખ" છે. મનનું દુઃખ તે દૌર્મનસ્ય, અને મદ માન આદિ "ઉપક્લેશ" કહેવાય છે આ જન્મ મરણ આદિનાં કારણ જે અવિદ્યા આદિ છે, અને અવિદ્યા આદિનાં કારણ જે જન્મ આદિ છે, તે સર્વ

* પાણીમા પેશીને પડા બાઝ્યા હોય છે, તે એમ પિંડ ફરે છે, તેમ એ પુરી એક ઉપર નીચે આવ્યા કરે છે, અને પાણીથી વારા ફરતી ભરાય છે અને કહવાય છે-આ ય નું નામ પરી ય ત છે.

"ઘટીયંત્ર" પેઠે નિરંતર થયાં જ જાય છે; માટે આ પદાર્થોનો સમૂહ અવિદ્યા આદિમાં દબાએલ છે જે વસ્તુ હયાત દેખાય છે તે સર્વ ક્ષણિક છે! કાર્યરૂપ (નાશ પામનારી) દુઃખરૂપ, અને છેવટે શૂન્ય-નિસાર છે, એવો વિચાર કરવાથી આગળ કહ્યું તેમ મોક્ષ પ્રાપ્ત થાય છે, તો પછી ચેતનને માન્યા વિના શું અયોગ્ય દિસે છે?—આમ જો બાહ્યવાદી કહે તો એનું કહેવું કોઇ ઘેલો થઇ ગયેલો માણસ લવરી કરે તેના જેવું જ છે, એમ નીચે પ્રમાણે સમજાશેઃ—કાર્યને ઉત્પન્ન કરવામાં જે સામેલ થાય તે "પ્રત્યય", આ પ્રમાણે "પ્રત્યય"-શબ્દનો ફોડ કરવાથી "પ્રત્યય" નો અર્થ હેતુ-કારણ થયો. અવિદ્યા જન્મ આદિનો હેતુ છે એજે કહ્યું તે ખરૂં નથી, કારણ કે અવિદ્યા આદિ એક બીજાનું કારણ થાય, તો પણ તેમના મધ્યે પૂર્વ પૂર્વ વસ્તુ પાછલી પાછલી વસ્તુની ઉત્પત્તિનું કારણ થાય, પણ વસ્તુઓના સમૂહની ઉત્પત્તિનું કારણ થાય એ કોઇ સંભવતું નથી. આમ કહેવાનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ—જે "હેતૂપનિબંધ" નામે કારણથી કાર્ય થાય છે, તે પોતાની ઉત્પત્તિ માટે ફક્ત હેતુ ઉપર આધાર રાખે છે માટે બધે ઉત્પન્ન થાય. પાંચ સ્કંધોનો સમુદાય તો "પ્રત્યયોપનિબંધ" (બહુ હેતુઓના સમુદાયરૂપ) કારણથી થયો છે, અને માત્ર હેતુ ઉપર જ તેની ઉત્પત્તિનો આધાર નથી, પણ વિવિધ હેતુઓના એકઠા થવાથી જન્મ પામે છે, અને ચેતન સિવાય બીજો કોઇ બહુ કારણોને એકઠાં કરનાર નથી. વાદી કહે કે-કાર્યની ઉત્પત્તિની અગાઉનો કારણોનો જે છેલો ક્ષણ છે, તે સમયને પામેલાં પૃથ્વી આદિ કારણો અંકુરનો આરંભ કરે છે. અને તે કામમાં બીજા કશાની તેમને જરૂર નથી જ. એક બીજા સાથે તેઓ સંબંધ પામે છે એવો નિશ્ચય તો તેઓ એક બીજાની પાસે જઇને એક બીજાને અડે તે ઉપરથી થાય છે. અને એમ ન કહેવું કે-એકજ કારણથી કાર્ય સિદ્ધ થાય છે તો પછી બીજા કારણોનું શું કામ છે?", કારણ કે અનેક કારણોનું મંડલ ભેળું થયા પછી જ કાર્ય ઉત્પન્ન થાય છે એ અનુભવથી નક્કી થયું છે એમ પણ ન કહેવું કે-"કોઇક કારણ કાર્ય સાધવાને સમર્થ હોય છે એથી બીજાં કારણો નિષ્ક્રિય રહે છે એ યોગ્ય છે," કારણ કે પોતાના મહિમા પ્રમાણે સૌ કારણો કાર્ય ઉત્પન્ન કરતાં હોય છે, તો પણ તેઓ વિવિધ કાર્યો કરવા સમર્થ છે, શાથી કે તેમ કરવામાં જ તેમનું બલ છે, પણ ઘણા કારણો મળીને થતું કાર્ય કોઇ પણ એક જ કારણ કરી શકતું નથી. અને એમ ન કહેવું કે કારણો નોખાં નોખાં હોવાથી કાર્યો પણ નોખાં ગણાય એ જરૂરનું છે, કારણ કે કાર્યની સામગ્રી એક છે માટે તેથી થતું કાર્ય પણ એક જ છે—આમ જો વાદી કહે તો તે ઠીક નથી. જો અંત્ય ક્ષણને પ્રાપ્ત થયેલાં-એટલે-કાર્યની ઉત્પત્તિની અગાઉના ક્ષણ વર્ત્તતાં કારણો બીજાની મદદ વિના પોતાનું કાર્ય ઉત્પન્ન કરવાને સમર્થ હોય, તો તે ક્ષણની પૂર્વના ક્ષણના પદાર્થોમાં એવું જ સામર્થ્ય હોય, અને આ અનુક્રમ પ્રમાણે દરેક આગળના ક્ષણના સર્વ કારણો પાછલા ક્ષણનું પોતાનું કાર્ય ઉત્પન્ન કરવામાં બીજા કોઇની મદદ શિવાય સમર્થ હોય; અને તેથી દાણાની કોઠીમાં સર્વ બીજ-દાણા સમાન રીતે રહેલા છે, તો પણ કોઠીમાંનો બીજરૂપ અવસ્થાનો જે ક્ષણ, પોતાના કાર્યોને એક પછી એક એમ ઉત્પન્ન કરીને છેવટે અંકુર ઉત્પન્ન કરી શકે એવો બીજ અવસ્થાનો ક્ષણ ઉત્પન્ન કરવાનો છે, તે પણ બીજ અવસ્થાનો ક્ષણ બીજા કોઇની મદદ અપેક્ષા રાખ્યા વિના જ પોતાનું કાર્ય ઉત્પન્ન કરવાને સમર્થ હોવો જોઇએ, અને એ રીતે બીજ રૂપ અવસ્થાના પ્રથમ ક્ષણની પછીના એવા

બીજ અવસ્થાના ક્ષણો બીજાની મદદની ગરજ ન રાખતા હોય, માટે કોઠીમાં મુકેલાં બીજોથી જ ખેડુત કૃતાર્થ થાય-ઇષ્ટ ફલ પામે, અને બહુ દુઃખથી ભરેલુ ખેતીનું કામ એને કરવું ન પડે ( પણ તેને એ કામ કરવું પડે છે ) માટે છેલા વચલા અથવા પ્રથમના ક્ષણો એક બીજાની પરવા રાખે તોજ તેઓ કાર્ય ઉત્પન્ન કરવાને સમર્થ છે એમ કહેવુ જોઇએ કાર્ય કરવાને કારણોની સારી રીતે એકત્ર ગોઠવણ કરે છે એની મેળે થતી નથી, પણ એવું દીઠુ છે કે કારણોને ગોઠવવાના જુદા જુદા પ્રકાર અને તે પ્રકારનું પ્રયોજન જાણનાર બુદ્ધિયુક્ત જે ચેતન વસ્તુ પ્રથમ હોય છે, તે એ ગોઠવણ કરે છે ત્યારે જ કાર્ય ઉત્પન્ન થાય છે, માટે માત્ર જડ વસ્તુથી કામ બને એ ઘટતું નથી. જો બૌદ્ધવાદી કહેકે-પોતાના પ્રયોજનના બલથી અવિદ્યા આદિ કારણો વસ્તુઓના સમૂહની રચનાને પરાણે ઉત્પન્ન કરે છે, તો અમે કહીએ છીએ કે તેમ થાય નહીં-કારણ કે એવી પરાભ ઉત્પત્તિ એટલે એવો આક્ષેપ સભવતો નથી, એમ આ પ્રમાણે સમજાશેઃ—"આક્ષેપ" એટલે શું એનો અર્થ "ઉત્પન્ન કરવું" કે "જણાવવુ"? પેહેલો અર્થ ન ઘટે કારણ કે ઉત્પન્ન થતા કાર્યને કારણ જન્મ આપતું નથી; માટે આક્ષેપનો અર્થ જણાવવું એમ કહેવું જોઇએ. અને તે પ્રમાણે જે જણાવેલુ હોય તેને ઉત્પન્ન કરનાર બીજુ કોઇક કહેવું જોઇએ. હવે જે પક્ષમા પદાર્થોને ચિરકાળ સુધી સ્થિર માન્યા છે, તે પક્ષમાં પણ કાર્યનો ભોગવનાર હોય તો એમને ઉત્પન્ન કરનાર એ ભોગવનાર રૂપ કારણ સર્વ વ્યવસ્થા કરનાર ચેતન વસ્તુ વિના બીજું કાંઈ સભવતું નથી, તો પછી જે પક્ષમા પદાર્થોને ક્ષણિક માને છે, તેમા તો એ કારણ ચેતન હોય એમાં શી નવાઇ?

વળી ઉપકાર કરનાર અને ઉપકાર માનનાર એવી બે પ્રકારની વસ્તુઓ હોય છે, તેથી ઉપકાર્ય અને ઉપકારકનો સંબધ ધરાવતી બહુ વસ્તુઓ જ્યાં હોય ત્યાંજ કાર્ય ઉત્પન્ન થાય છે, અને આવો સબંધ ક્ષણિક પક્ષમા સભવતો નથી, કારણ કે ક્ષણિકપણું ઉપકારનું આસ્પદ-સ્થાન નથી, અર્થાત્ ક્ષણમાત્ર ટકનારી વસ્તુ, પોતાનો અંત જેમાં આવ્યો છે એવા બીજા ક્ષણમા ઉત્પન્ન થનારી વસ્તુના ઉપર કાંઇ પણ ઉપકાર કરનાર બને નહીં. બીજુ કારણ એ કે ક્ષણના ભેદ નથી માટે એક ક્ષણનો પદાર્થ બીજા ક્ષણના પદાર્થથી ઉપકાર કે અપકાર પામે એ સભવતું નથી; અને આવા સબંધના અસભવનું ત્રીજું કારણ એ છે કે જો એમ માનીએ કે "એક ક્ષણ કાળની વસ્તુ બીજા ભિન્ન કાળમાં રહીને તે ભિન્નકાળની વસ્તુની ઉપકારક કે અપકારક થાય.", તો પ્રથમ વસ્તુમાં ક્ષણિકપણાની હાનિ થાય, અને ક્ષણિક પક્ષમા વાધો આવે.

( ચાલુ )

કૃષ્ણશંકર હિરાશંકર પઠયા. બી. એ.

# सूफी तत्वज्ञान.

ભૂતકાળની હિલચાલોનું સિંહાવલોકન કરવું એ અનેક દૃષ્ટિએ મનોરંજક અને બોધપ્રદ છે તેમ કરવાથી કોઇપણ દેશમા, ગમે તે કાળમા પોતાના તેમજ મનુષ્ય જાતીની ઉન્નતિ માટે અથાગ શ્રમ લેનાર મહાન વ્યક્તિઓની આકૃતિઓમાં ગમે તેટલો વિરોધ જણાય છતાં પણ તેમના વિચારની દિશા ઘણુ કરીને એક સરખીજ હોય છે આ તત્વનું આપણને જ્ઞાન થાય છે, અને બદલાયેલી પરીસ્થિતિને અનુરૂપ એવા નવીન વેષ ધારણ કરીને જુનાજ વિચાર પુન: પુન લોકની આગળ કેવીરીતે રજુ થાય છે એ જોઇને ઘણુંજ કૌતુક લાગે છે ઇસ્લામ ધર્મમાંથી નિકળેલા સૂફી પથની હકીકત આવાજ પ્રકારની છે, આ પંથ સનાતન ધર્મથી તદ્દન ભિન્ન એવા ઇસ્લામી ધર્મમાથી જો કે નિકળેલો છે છતા પણ વેદ તની સાથે તેનુ અનેક બાબતમાં સામ્ય જણાય છે તે કેવી રીતે—તે બાબતનુ થોડુક દિગ્દર્શન આ લેખમા કરવાની યોજના કરવામા આવી છે

સૂફી શબ્દની વ્યુત્પત્તિની બાબતમા થોડોક મત ભેદ છે. કેટલાક કહે છે કે સૂફી લોક પૂર્વે સૂફ એટલે ઉનના લુગડા પહેરતા હતા અને તેથીજ તેમનુ આ નામ પડેલુંછે. કેટલાકનો મત એવો છે કે સૂફી શબ્દ ગ્રીક સોફાયા ( જ્ઞાન ) શબ્દ ઉપરથી નિકળેલો છે પરંતુ આ બને અનુમાનો બરાબર નથી એમજ કહેવુ જોઇએ. આસક્તિનો ત્યાગ કરવાથી જેનુ અતઃકરણ "સાફ" ( શુદ્ધ, નિર્મળ) થયેલુ છે તેજ સૂફી આ પ્રમાણેની વ્યુત્પત્તિજ મારા મને વધારે સયુક્તિક જણાય છે.

પોતાને સૂફી કહેવરાવનાર પ્રથમ સત-મહાત્મા અબુહાશમ છે તે હિજરી સન ૧૫૦ ના અરસામા થઇ ગયો છે. પણ આ પથના આદ્યગુરૂ તરીકે ઝુન્નૂને મીસ્રીને માનવામાં આવે છે સૂફી તત્વોને જાહેર રીતે ઉપદેશ કરવાનો ઉપક્રમ તેણેજ પ્રથમ ચાલુ કર્યો હતો. તે પછી બગદાદ શહેરમા મનસૂરે હલ્લાજ નામનો સૂફી પ્રખ્યાતી પામ્યોછે. તેનો મત તે સમયના ધર્માંધ મુલ્લાને બિલકુલ પસંદ નહોતો, જીવાત્માનું અને પરમાત્માનુ ઐક્ય મનસૂરના હૃદયમા પૂર્ણપણે સમજાયાથી તેજ "અનલહક"–હુંજ ઇશ્વર છુ. એમ કહેતો હતો આ પ્રમાણે બોલવાથી તે ઇસ્લામી ધર્મનુ તેમજ ઇશ્વરનું અપમાન કરેછે, આ પ્રમાણેનો મુલ્લાએ તેના ઉપર આરોપ મૅલીને, તેની જાહેર રીતે તપાસ ચલાવીને છેવટે હીજરી સને ૩૦૯ માં ખલીફની આજ્ઞાથી તેનો વધ કરવામા આવ્યો અને તેથી સૂફી પથનો દિવસે દિવસે અધિક પ્રચાર થતો આવ્યો

પર્શિયન કાવ્યને પણ એક વિશિષ્ટ પ્રકારનું વલણ મળવામાં સૂફી પથ કારણભૂત થયો છે ઘણાખરા પર્શિયન કવિની કૃતિમા આ મતની થોડીઘણી પણ છાટ દેખાય છે પણ જલાલુદ્દીન રૂમીને જ આ પથનો મહાકવિ કહેવો જોઇએ તેના મસનવી નામના ગ્રંથને પર્શિયન ભાષાનુ કુરાન એ નામ પ્રાપ્ત થયુ છે–આ ઉપરથી જ તેની લોકપ્રિયતા સંબંધી વાચકો સહજ કલ્પના કરી શકશે

ઇસ્લામ ધર્મના પેટે સૂફી પથ સરખા બાળકનો જન્મ શી રીતે થયો તેનુ ઘણાને

સ્થલેજ મરણ પામવા માટે તૈયાર થાય છે. એક ચમત્કાર! જો કોઇ પણ સ્થલે બંનેનો હોય તો અત્રેજ એક માનસિક, નૈતિક અને આધ્યાત્મિક ચમત્કાર થઈ આવે છે; આવા દૃઢ સદાચારનાં દર્શન થતાં જ ઘાતકી ખૂની એકાએક પસ્તાવો પામતા માનવિમાં પલટાઇ જાય છે, પોતાના બધા દુરાચારી વર્તન માટે આક્રંદ કરવા માંડે છે, આવાં દર્શન પામીને તેની જાતના અર્ધવિભાગરૂપ આસુરી પ્રકૃતિનો વિનાશ થઇ જાય છે. એક અસ્વાભાવિક, અતિપ્રાકૃતિક અને અદ્ભૂત દ્વિવિધ પાશ કે જેના સામે આપણે થવું પડશે એમ ધારતા હતા તેનો આવા પ્રકારનો સ્વાભાવિક, યથાર્થ, અને યોગ્ય અંતજ આવવો જોઇએ.

આમ છતાંએ સામાન્ય પ્રકારે મન અને હૃદયમાં એક લગભગ અનિશ્ચિત અને બલવાન સૂચના અને લાલચ વર્તતાં હોય છે, કે જીવ બચાવવા જેવાં દૃષ્ટાંતોમાં દૃઢ પારના પ્રસંગોમાં તો સત્યવાદિતામાં બંધ બેસતા થઈ પડે એવા બાધરૂપ નિયમો યોજવાજ જોઇએ. "અહા! કીમતિ જીવનનો ભોગ આપવામાં આવતો હોય તો દુનિયામાં અભાગણી શી રીતે સત્ય બોલી શકાય?" જો અત્રે સત્ય બોલવામાં આવે તો જીવ જાય છે અને ઘણું દુઃખ ઉપજી આવે છે. તેથી એમ કહેવામાં આવે છે કે નીચે પ્રમાણેની અમુક પ્રકારના રીતિએ સત્યવાદિતામાં આપણે અમુક બાધરૂપ નિયમો યોજી કાઢવા જોઇએ; અનેકમાંના એક દૃષ્ટાંત તરીકે; જ્યારે એક પ્રમાણિક અને નિરપરાધિ જીવન, દુરાચાર, દુષ્ટતા, ક્રૂરતાવડે વિનાશના ભયમાં સપડાયું હોય ત્યારે તેના રક્ષણ માટે આપણે અસત્ય બોલી શકીએ. બહુ સારૂ ત્યારે, આવા બાધરૂપ નિયમો સર્વના જાણવામાં આવે તેમ યોજવાના છે અથવા તેમ યોજવાના નથી, બધાને જણાવવા જેવા છે અથવા બધાને અથવા કેટલાકને અથવા અનેકને નહિ જણાવવા જેવા છે? જો આમને સર્વને જણાવવા જેવા યોજવાના ના હોય તો તેઓ કંઇપણ ઉપયોગના રહેશે નહિ. જો આમને કોઇને પણ જણાવવાના હોય તો તે કેટલાકના જ નહિ પરંતુ સર્વના જાણવામાં આવી શકશે તેથી આપણે એમજ ધારવું કે બાધરૂપ નિયમો ખુલ્લે ખુલ્લા અને બધાએ જાણે એવા બનાવવામાં આવશે. આ ઉપરાંત ખરેખરી રીતે સર્વ પ્રકારની યોગ્યતા વિચારતાં આમનો શાસ્ત્રાજ્ઞાઓના એક વિભાગમાં સમાવેશ કરવો પડશે. પરંતુ જો તે એક બાબતમાં સંબંધવાળા ઉભય પક્ષોના જાણવામાં આવે તો સૂચવવામાં આવતાં અસત અને છેતરપિંડિ શા ઉપયોગનાં રહેશે? કપટથી કોઇ પ્રકારનું ભલું થયું છે, થઇ શકશે? જો સાંભળનાર જાણતો હોય, કે બોલનાર જૂઠ બોલે છે અને તેને છેતરવાનો પ્રયત્ન કરે છે તો આવી રીતે આચરવામા આવતાં કપટ અને અસત્યથી કોઇ પ્રકારનું ભલું થવાનો સંભવ છે? આવું કોઇ પ્રકારનું શુભ પરિણામ આવવાનું નથી. આ પ્રમાણે અસત્ય અને કપટ આત્મઘાતક, વ્યર્થ, અને નિરૂપયોગી થઈ પડે છે.

હવે ધારો કે કમભાગ્ય માનવિ અ છે જેને ઘાતકી બ પોતાનો ધારેલો તથા અ એ નાસતાં અને છુપતાં જોયેલો બોગ કઇ દિશામાં અથવા કયા સ્થાનમાં ગયો છે એ વિષે પૂછે છે. મ, અને કહે છે, "મને કહો, ક ક્યાં ગયો છે". હવે આપણે ઉપર ચલાવેલી

ધારણા પ્રમાણે, કનો જીવ બચાવવા માટે એકાદ જૂઠનો ઉચ્ચાર કરવાની આવા પ્રસંગે છૂટ છે, એ બનો જાણવામા છે ત્ર પણ આ વિષે મોમિયો હોય છે અને માટે બધા કેવા માર્ગો ખૂલા હોય છે? (૧) તે સત્ય કહે અને કને અયોગ્ય મરણને આધિન બનાવે અથવા અન્ય પ્રકારના સકટમા ફસાવે અને સ્વાભાવિક રીતે આ ાથી ઉપજી આવતા ફલોનો ભોગ બનાવે, (૨) તે ચૂપ રહે અને બને ઉત્તર આપવાની ના પાડે, (૩) તે બને એક ખોટીજ દિશા બતાવે અથવા તે આ વિષે કઇ જાણતો નથી એમ કહે એવા ઉભય માર્ગોમાનો ગમે તે પણ અસત્ય છે. પ્રથમ વિષે આપણે હમણા વિચાર ચલાવવાનો નથી બીજા ઉપાયના સંબધમાં પણ જો તે ઉત્તર આપવાની ના પાડે તોએ એટલુ તો બને સ્પષ્ટ રીતે જણાઇ આવશે, કે ક કયા ગયો છે એ વિષે જા જાણે છે પરંતુ તે જણાવવા માગતો નથી અને આ પ્રમાણે તેના મસ્તકે બની ખાત્રી ભરી વૈરવૃત્તિ ઉતરી આવે છે આ પ્રમાણે તો અને આપવામાં આવેલી મનાતી રજા પ્રમાણે તેને એક જૂઠનો ઉચ્ચાર કરવા માટે તૈયાર થવા દો, અને ગમે તો ખોટી દિશા દેખાડવા દો અથવા ખોટી રીતે તે જાણતો નથી એમ કહેવા દો આપણા હેતુઓ માટે તો આવા ઉભયે માર્ગો સમાન સ્વરૂપના અને સમાન પ્રકારે વિચારવા જેવા જણાય છે, આમાનો ગમે તે એક માર્ગ પણ જૂઠ સમાન છે; અ અને તેની સમગ્ર જાતિને મળેના ખૂલ્લે ખૂલા શિક્ષણ અને સમજ પ્રમાણે છૂટ આપવા જેવા અસત્ય માને છે હવે આપણે બને સત્યમા છૂટ આપવામા આવેલા બાધરૂપ નિયમોનો મોમિયો ધારવો કે નહિ? અલબત આપણે જેમ સ્વીકારી લીધુ હતુ તેમ તથા આપણે બનો તેની જાતિના સામાન્ય અને બાધરૂપ નિયમોથી મોમિયો ના હોય એવો વિચાર ચલાવી શકતા નથી તેવી આપણે તેને સત્યવાદિતાના કર્તવ્યની ફરજના બાધરૂપ નિયમોનો મોમિયો જ ધારી લેવો જોઇએ તેટલા માટે તેને આપવામાં આવેલી છૂટના પ્રમાણમા તે જાણતો હોય છે, કે તેને અમુક દિશા બતાવવામા અથવા તે તે જાણતો નથી એમ કહેવામા, ગમે તેમાએ આવા પ્રસંગે અ જૂઠજ બોલતો હાવો જોઇએ હવે બને આજ એક બાબત મહા. શ.ા સમાન થઇ પડશે આથી ખૂનીનો એક પ્રમત નિશ્ચય અની પાસેથી ગમે તે અથવા અન્ય પ્રકારે સત્ય કઢાવવાનો થાય છે કની માનમતા અથવા જીવ અથવા ઉભયે લેવાનો બનો નિશ્ચય એક ખરખરો બનવાન અને સમર્થ પ્રમ રેલ છે, એટલુ બરોબર લક્ષમા રાખો, આ બાબત બામજ હોય એમ આપણે ધારી લેવાની જરૂર છે અને જો આપણે આમ નહિ ધારીએ લેઇએ તો હવે આપણે માટે વિચાર ચલાવવાની કઇ પણ બાબત અવશેષ રહેતી નથી હવે બ કેવી રીતે વર્તશે? પોતાને બતાવવામા આવતી દિશા માની લઇને તે તેમા આગળ વધવાનું પસદ કરશે? પોતાને જે સત્ય બાબત જોઇએ છીએ તેના સર્વ પ્રકારના જ્ઞાનના અના નમગને તે શાંતિથી માની લેશે અને પોતાના ધધામા જ ધ્યાન રાખીને પોતાની મરજીમા આવે તેવા માર્ગ જશે અને જઇ શકશે અને અને એકલોજ રહેવા દેશે? બનો ઘાતક ઉદેશ અલબત અના જાણવામા છે, અરે તેને જણાવવામા આવેલો છે, આ બાબત આ આમજ હોવી જોઇએ એમ આપણે ધારી લેવાનુ છે, કારણ કે નહિ તો હવે આપણે માટે કોઇ પ્રકારનો પ્રશ્ન અથવા બાબત અવશેષ રહેશે નહિ જો તે બ ધારી લીધેના નમ્ર દેખાવ સહિત ત્યા આગળ માન છૂપાતો છૂપાતો આવી લાગ્યો હોત અને અને તેના હેતુઓ અને કાર્યો વિષે કઇ

પણ શંકા ઉપજી આવી ન હોત, તેણે તેને માગવામાં આવેલી ઘાતક ખબર પૂરી પાડીને શાંતિથી આગળ ચાલી જવા દીધો હોત તો તેના દોષ અથવા અદોષનો કોઇ પ્રકારનો પ્રશ્ન પણ ઉપજી આવત નહિ. આથી આપણે બને પોતાનાં સર્વ પ્રકારનાં ઘાતકી લક્ષણો અને હેતુઓ સહિત अના આગળ આવી લાગેલો ધારી લેવાનો છે તથા ખૂની કાર્ય પાર પાડવામાં જરૂરની તેની સહાય અને ખબર માગતો માની લેવાનો છે. આવા પ્રસંગોમાં અસત્ય બોલવાની છૂટ આપવા યોગ્ય હોય છે. આ બાબત अ અને ब ઉભયેના જાણુવામાં હોય છે. अ. बને તેની માગણીના ઉત્તરમાં કંઇક કહે છે. (ચૂપ રહેવાની બાબતનું તો આપણે ઉપર નિરાકરણ કરી આવ્યા છીએ.) તે જે કહે છે તે કદાચ સત્ય બાબત હશે અથવા જૂઠ્ઠ બાબત હશે. પરંતુ તેમની જાતિની સમજ, શિક્ષણ અને વ્યવસ્થાને લીધે આતો बને'નિરૂપયોગી થઇ પડશે. અનો ઉત્તર સત્ય અથવા અસત્ય નહિ હોય એ તેનાથી પરિપૂર્ણ રીતે જાણી શકાતું નથી..અસત્યને મળેલાં છૂટ અને ખુલ્લા સ્વીકારની સરસ અને સ્વાર્થી બાબતને લક્ષમાં લેતાં અને લાગી આવે કે તેના કોઇપણ કથનને નકામું ગણી કાઢવામાં આવશે તો તે કદાચ હિમતપૂર્વક યથાર્થ વાતને પોતાને પણ જણાવી બેસે.' ખૂનીના સંબંધમાં તો આ એક ભયંકર રમત સમાન થઇ પડે અને કદાચ તેમાં સહજ હાથચાલાકીનો પણ સમાવેશ કરવામાં આવે. અહા! તેને એમ કહેવું કે क અમુક અમુક નંબરવાળા અમુક અમુક ગૃહમાં છે! આનો અત્યત ભયંકર પ્રકારની એક પ્રવૃત્તિ અને સાહસ છે! अ એક આવી યથાર્થ બાબતની રમત રમી શકતો નથી. તે ગમે તેવો હિમતવાળો પુરુષ હોય તોપણુ સમગ્ર સ્વરૂપે તેનાથી આમ વર્તી શકાતું નથી. ગમે તો તે સત્ય વાત કહી બતાવે તો પણ તુર્ત જ बને તો તે નકામી જ થઇ પડે છે. એટલું ખરૂં છે, કે તે હિમત પૂર્વક, પૂરતી ગમ્મત સહિત પોતાની સત્યવાદિતાનું રક્ષણ કરે છે તથા સાથે સાથે જ જાણે કે અસત્ય બોલવાનો લાભ પણ લેતો જોય છે. પરંતુ અસત્યને ખુલ્લી રીતે આપવામાં આવતી છૂટ, અને તે તેના અને बના ઉભયેના જાણુવામાં હોય છે એટલી બાબત બોલવામાં આવતા સત્યને બીલકુલ નિરૂપયોગી બનાવી દે છે, કોઇ પ્રકારની ખબર રૂપ રહેતું નથી. જો નાનામાં નાના અંશમાં છૂટ આપવામાં આવે અને નાનામાં નાના સ્થય અથવા પ્રસંગોમાં રજા આપવામાં આવે તો મિત્ર અને અમિત્ર ઉભયના ઉપર સમાન પ્રકારનું અસત્યનું આવું વિનાશક કાર્ય અને પરિણામ હોય છે, એ માંળાથી માંલ વિચારવા જેવું છે. તે વિનાશ કરે છે અને દરેક બાબતને ઉધી છતી કરી નાંખે છે. ब આ પ્રમાણે अના કથનને માની શકતો નથી, તદનુસાર તે વર્તી પણ શકતો નથી. જો તેને એવી શંકા થઇ આવે છે, કે તેને જે જોઇએ છીએ તે अના જાણુવામાં છે તથા તે તેને જણાવવામાં આવેલું છે તો તેનાં હથિયાર અથવા તે જાને વધારે બલવાન હોવાથી તેની પાસેથી સત્ય બાબત કઢાવવા માટે તેણે તેના ઉપર જુલમ ગુજારવોજ જોઇએ. પરંતુ આ પ્રમાણે તે શું મેળવી શકવાનો છે? આ પ્રમાણે મેળવેલાકગા ઉપર પણ તેનાથી આધાર રાખી શકાશે? ના, કબુલાત અથવા ખબર મેળવવા માટે વાપરવામાં આવતો જુલમ, બધી સામાન્ય પ્રકારની કબુલાતોની કીમતનો વિનાશ કરે છે તથા માત્ર સામાન્ય ખબરો અને કબુલાતોને, સાચી અથવા જૂઠી ખાત્રી થતા સુધી બીલકુલ નકામી બનાવી દે છે. કષ્ટ આપવાના મજમાં તેને अને ક્યારે માનવો જોઇએ? સત્ય વાતો મેળવવા માટે તે કષ્ટ આપતો

હોય ત્યારે અની કબુલાતોમાંની કયી કયી તેણે માનવા જેવી હોય છે? સત્ય બાબતો! સત્ય સત્ય બાબતો ક્યાં હોય છે! જૂલ્મના દબાણમાં બધીએ સત્ય બાબતો હોય છે; જૂલમના દબાણમાં કોઇપણ સત્ય બાબતો હોતી નથી. બ પોતાના મનમાં વિચાર ચલાવે છે, "જ્યારે ક ગયો ત્યારે આ પુરૂષ આ સ્થાને હતો. દુરાચારી પુરૂષ! ક કઇ દિશામાં ગયો એ તે જાણતો નથી, એમ તેનું કથન છે. શું મારે આ માની લેવું? મારે આ કેવી રીતે માની આવા પ્રસંગોએ આ માનવિને અસત્ય બોલવાની ખૂલ્લી રીતે છૂટ મળેલી છે. હમણાં આ બાપલાને મન એક જૂઠ કોઇ પ્રકારનો દુરાચાર હોય એમ જણાતું નથી! વળી પછીથી તે જણાવે છે કે ક ઉત્તરદિશામાં ગયો છે. મારાથી આ માની શકાય? મારાથી આ કેવી રીતે માની શકાય? આવા પ્રસંગ માટે આ માનવિને અસત્ય બોલવાની ખૂલ્લે ખૂલ્લી છૂટ આપવામાં આવી છે! હમણાં આ બાપલાનામનથી એક જૂઠ કોઇ પ્રકારનું પાપ હોય એ જણાતું નથી! હવે જ્યારે હું તેને સતાવું છું ત્યારે તે કંઇપણ બાબત અને બધીએ બાબત કહી નાખે છે, તે બહુ બહુ કહી દે છે. મારે તેને શી રીતે માનવો? તે જે જે કહે છે તેમાંના કયા વિભાગને મારે માનવો? જે માણસે તેને જતો જોયો છે તેને જ રહેવા દઇને મારે કની શોધ કઇ દિશામાં ચલાવવી? હવે ત્યારે મારે અને છોડી દેઇને, એક પક્ષે અસત્ય છૂટ ઉપર અને અન્ય પક્ષે મારી સતામણી ઉપર આધાર રાખીને તેણે બતાવેલી દિશાએ કની શોધમાં ચાલ્યા જવું? જો હું તેને એકલો રહેવા દઉં તો હું તેને અને સાટામાં કને પણ ગૂમાવી બેસું છું". હજુએ જો બને પોતાના ભોગને શોધી કાઢવાની આશા હોય તો તે અને સતાવવાનું ચાલુ રાખ્યાં કરશે અથવા તેને પોતાની સાથે ઘસડી જશે. જો હવે વધારે વાર કોઈપણ રીતે પોતાના ભોગને શોધી કાઢવાની તેનામાં આશા નહિં રહી હોય તો પોતાનો ઉદ્દેશ પાર ન પડ્યા માટે, તેની નિષ્ફલતાને નિરાશાના કારણ રૂપ અના મસ્તક ઉપર એકવાર તો પોતાનો બધોએ ક્રોધ અને દ્વેષ ખાલી કરશે. તેની દયાર્દ્ર બનવાની બાબતનો પ્રશ્ન જ ઉપસ્થિત થઇ શકતો નથી. આવા પ્રકારના ઘાતકી વલનવાળો તે, તેના ઉપર ચલાવવામાં આવેલી 'છેતરપિંડિને સહન કરી શકતો નથી. તે જાતે છેતરાય છે, એ વાત તેનાથી સહન થઇ શકતી નથી તેમજ તેના હેતુનો પરાજય થાય છે તે પણ ખમી શકાતો નથી. તેના દયાર્દ્ર બનાવની બાબતનો અથવા દયાળુ બનવાની બાબતનો અથવા દયાળુ બનવાના પ્રસંગોનો આધાર તેના નિશ્ચયના બળ ઉપર હોય છે, અને તેના હેતુનાં પ્રકાર, મહત્તા અને દૃઢતા ઉપર પણ હોય છે, અપરાધ કરવાનાં કારણો, દલીલો અને લાલચો તથા તેના ઘાતક ઉદ્દેશના બનાવો ઉપર પણ આમનો આધાર હોય છે. જો આ સર્વ એવા હોય કે તેથી તે બીલકુલ નિર્દય, સપૂર્ણ દયા વિનાનો બની જાય તો દુઃખ અને સતાપને દૂર કરવાની બાબતમાં અસત્ય અને તેને માટે આપવામાં આવતી બાધકારક ખૂલ્લી છૂટ પણ નિરૂપયોગી થઇ પડે છે અને મૃત દિશામાં હજુએ વિનાશના પ્રસંગો ખૂલ્લા રહેવા દીધા ઉપરાંત અન્ય વધારાની દિશામાં આથી તો માત્ર સતાપ અને વિનાશનો વધારો થાય છે. જો બને લલચાવનારા બનાવો અને તેનો અશુભ ઉદ્દેશ એવા હોય કે તેમાં તેના દયાભાવનો સમાવેશ થઇ શકે, તેને આટલી સહેલથી દયાભાવવાળો બનાવી શકાય, એમ બને તો આપણા દૃષ્ટાંત અને ચર્ચાની બાબતનો અંત આવી રહે છે. જો બની માનસિક દશા અને બનાવો એવાં હોય, કે તેનાથી અનાં અસત્ય, કપટ

અથવા અસત વાણિ અથવા વાર માટે અથવા સમાજે આપેલી અસત્યની ખૂબી છૂટ માટે જરાપણ દયાભાવ દર્શાવી શકશે નહિ, તેના તરફની આવી આશા પણ રાખી શકાશે નહિ, (કારણ કે હવે જવાબદારી એના એકલા ઉપર અથવા કદાચ એના ઉપર બીલકુલ રહેતી નથી); આપણા ધારવા પ્રમાણે એના અને સમાજના આવા વર્તનને લીધે માત્ર એની ક્રોધ અને વૈર વૃત્તિમાં, તેની ઇર્ષ્યાળુ અને ઘાતક ભાવનામાં વધારોજ કરશે.

જો એના મનની દશા અને બનાવો એવા શાંત પ્રકાર અને પ્રકૃતિના હોય કે તે દયાભાવ દર્શાવી શકે એમ બને અથવા તેને ઓલેઓલે દયાભાવ દર્શાવવા તરફ વાળી શકાય તો આપણે જણાવ્યું છે તેમ આપણી ચર્ચાના વિષયનોજ અંત આવી જાય છે. પરંતુ આપણે આ બાબતને હજુ વધારે તપાસવાની છે. એમ પૂછવામાં આવશે, કે એના અસત્ય અને કપટવડે કંને માટે અ થોડોક સમય મેળવી આપે નહિ? શું આવો સમયનો બચાવ કે જે તેની માયારહિત પ્રકૃતિની દશા હોવાની આપણી અન્ય ધારણા પ્રમાણે એના ક્રોધાગ્નિને લીધે સંભવિત નહોતો અને કોઇપણ ઉપયોગનો નહોતો તે અત્યારે એના મનની દશા દયાભાવ દર્શાવે એવી હોવાની નવી ધારણાને લીધે કંઇક પણ ઉપયોગનો થઇ પડે? કદાચ આ બાબતની ના પાડી શકાશે નહિ. આવા કપટવડે કેટલોક સમય બચાવી શકાશે. પરંતુ આપણે ઉંડા ઉતરીને એટલું સ્પષ્ટ રીતે જોવાની જરૂર છે, કે કેવા બનાવોમાં અને કેવા માર્ગે અથવા કઇ રીતિએ આવો સમયનો બચાવ કરવામાં આવ્યો હોય છે, તે કેટલો બચાવવામાં આવ્યો હોય છે અને કેવા ઉદેશ અથવા ભલા માટે બચાવવામાં આવ્યો હોય છે? ધારો કે અ ગમે તો ક કઇ દિશામાં ગયો એ પોતે જાણતો નથી એમ કહે છે અથવા ગમે તો એક માર્ગ અથવા દિશા દર્શાવે છે, ત્યારે ખરી બાબત તો બીજીજ હોય છે. ચ એટલો બધો હદપારનો અશમનીય નહિ હોવાથી, કોઇ પ્રકારના દયાહિન ઘાતક ઉદેશથી નહિ દોરાયેલો હોવાથી, અના ઉપર શકા લાવીને, તેને સતાવીને તેની પાસેથી સત્ય કઢાવવાની લાંબી માયાકૂટમાં ઉતરશે નહિ. આટલું બધું નંગ નહિ બનેલું તેનું મન જાતે કપટજાળમાં પૃથ્વીથી ફસાય છે અને તે અને એકલો રહેવા દે છે અને કની પાછળ પોતે ધારેલા માર્ગે જાય છે અથવા અએ બતાવેલા માર્ગે જાય છે તથા પોતાના ભોગને અને અને ઉભયને ગૂમાવી બેસે છે અને અત્રે અસત્ય વિજયી થયલું જણાઈ આવે છે. ઠીક, આવી દલીલનું શું પરિણામ આવે છે? ચની પોતાના ભોગને અનુસરવાની બાબત, ખૂબી રીતે સરખામણીમાં એક પ્રકારે શાંતિ ભરી બાબત સમાન જણાય છે; તેના મનથી શાંતિથી વિચાર ચલાવવા જેવી, ધીમે ધીમે હૃદયમાં ઉતરવા જેવી બાબત સમાન જણાય છે. આમ ના હોય તો આનો આવી રીતે અંત-આવી શકે નહિ. સ્પષ્ટ રીતે આમાં કોઈ ઘાતક અને ગંભીર ઉદેશનો સમાવેશ થતો નથી તેથી, ખુબી રીતે આથી એક બાબત વિષે આપણે વિચાર ચલાવતા નથી: આ દૃષ્ટાંત એવું નથી કે જેમાં અસત્યની ખૂબી છૂટ આપવામાં આવે છે, તેને સર્વ લોક તરફથી ટેકો આપવામાં આવે છે. પડોશી પણ જો આ કામ એક ગંભિર બાબત સમાન ના હોય અને છતાએ સત્યવાદિતામાં બાધક નિયમ અને આ આનાનો દરેક વ્યક્તિની મરજીમાં આવે તેમ તેનું ઘાય નાંખે એવો અર્થ કરવા દેવામાં આવે તો આપી એક મહા ગંભિર વિષય ઉપસ્થીત થઇ આવે છે, મહા

ગભીર બાબતમા ઉતરી પડાય છે અમલને અને કપટને યથાર્થ કરી બતાવવા માટે, પોતાના અતરમા ખાનગી રીતે અને પોતાને માટે દરેક વ્યક્તિ તરફથી ઉઠાવવામા આવત અર્થોવાળા બનાવોની સખ્યા અને વિવિધતાનો કોઇ પ્રમાણનો સહેજો અતજ દષ્ટિમા આવશે નહિ આવા વિધવિધ પ્રકારના અર્થોને પણ દરેક માનવિના પોતાના હૃદયમાં પૂરી રાખવા પડશે આતો બધુએ નિયમ વિનાનુ બનશે અને બધુ નિયમાતીક્રમ સમાન છે

મત્યનો આત્મા પૂછે છે —"મર્વ બાબતનો વિચાર કરતાએ દુરાચાર અને દુષ્ટતાને મારી હઠાવવાનો માર્ગ શુ આવા પ્રકારનો હોય છે ? દરેક માનવિના હૃદયમા એક અન્ય દુરાચારની અને ન પકડાય એવા અને કબજે ના કરી શકાય ,એવા એક બીજાની વધારામા સ્થાપના કરીને તમે તેને તેના દુષ્ટ શત્રુઓ; સકટ દેનારાઓ, સતાવનારાઓના દુરાચારને તમે તેના હૃદયમા જેની સ્થાપના કરી છે તે વડે મારી હઠાવવાની આજ્ઞા કરોછો। તેને અથવા તેના મિત્રને અથવા અન્ય મોહને પણ કટ દેનાર, દુખ કરનાર સતાવનાર સર્વને છેતરવા।।, કપટના ફસાવવાનો તેને ઉપદેશ આપવામા આવે છે 'હ ! તમે મનુઓ ! આતે દુનિયાના બનાવોની વ્યવસ્થા અથવા અવ્યવસ્થા કહેવાય ?"

---

# ॥ श्री रामगीताभाष्य. ॥

( અનુસંધાન ગતાંકથી )

ગત શ્લોકમાં પરમાત્મ ભાવના સિદ્ધ થયેલાની સ્થિતિ કેવી હોય છે તે જણાવી હવે પરમાત્મા શ્રી રામચંદ્રજી શ્રી લક્ષ્મણજી પ્રત્યે મુમુક્ષુ કેવા પ્રકારે કરી મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે તેનું નીચેના શ્લોક વડે કરી નિરૂપણ કરે છે.

एवं सदाभ्यस्त समाधि योगिनो
निवृत्त सर्वेन्द्रिय गोचरस्यहि ।
विनिर्जिताशेषरिपोरहंसदा
दृश्यौभवेयंजित षड्गुणात्मनः ॥५३॥

ભાવાર્થ —ઇન્દ્રિયો સપૂર્ણ વિષયોથી રહિત, ષડ રિપુ તથા આત્માના છ ગુણોને જીતનાર એવા નિરતર અભ્યાસવાન્ સમાધિવાળા યોગિને હું નિશ્ચય પ્રત્યક્ષ થાઉછુ

વિવેચન —પૂર્વે જણાવ્યા પ્રમાણે યોગ્યાભ્યાસિ પુરૂષે યોગના બાધકાગ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ ઇન્દ્રિયોના વિષયોને નિવૃત્ત કરી, નરકના દ્વાર રૂપ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિને અંતઃકરણના ધર્મ જાણી તેને જીતવા પ્રયત્ન કરવો,

કારણ કે અહંતાદિક ગુણો અંતઃકરણ, ઇન્દ્રિયો, દેહ તથા પ્રાણિ પદાર્થોને વિષે મમતા પ્રકટાવી બંધનને પ્રાપ્ત કરે છે. માટે એ સર્વેને પ્રકૃતિના કારણ રૂપ અનાત્મ જાણી તેના વિષે થયેલી આત્મબુદ્ધિનો ત્યાગ કરવો. શંકરભગવાન્ પણ કહે છે કે, अनात्म चिन्तनं त्यक्त्वा कश्मलं दुःख कारणम् । चिन्तयात्मानमानन्दरूपं यन्मुक्ति कारणम् ॥ અનાત્મ પદાર્થોનું ચિંતન કે જે મોહ રૂપ અને દુઃખના કારણ રૂપ છે; તેને છોડી દઇ આનંદ રૂપ આત્માનું ચિંતન કર, કે જેથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

ઇન્દ્રિયોના વિષયો તથા અંતઃકરણમાં રહેલા ષડરિપુઓ પર જય મેળવવા, અને પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન યોગ છે. યોગનું લક્ષણ ભગવાન્ પતંજલી કહે છે કે, योगश्चित्तवृत्ति निरोधः ચિત્તની વૃતિઓનો નિરોધ તે યોગ કહેવાય છે. યોગના બે પ્રકાર છે. ૧ સંપ્રજ્ઞાત યોગ. ૨ અસંપ્રજ્ઞાત યોગ.

### સંપ્રજ્ઞાત યોગ.

જે ચિત્તની અવસ્થામા ધ્યેયવિષયનો અત્યંત સ્પષ્ટપણે અનુભવ થાય છે તે. આ યોગને સબીજ સમાધિ પણ કહે છે. તેના ચાર પ્રકારો છે.

(૧) સવિતર્ક......સ્થૂલ વિષયોનું ધ્યાન કરવું તે.

(૨) સવિચાર......સૂક્ષ્મ વિષયોનું ધ્યાન કરવું તે.

(૩) સાનંદ.......ઇન્દ્રિયોનું ધ્યાન કરવું તે.

(૪) સાસ્તિ.......બુદ્ધિ સહિત પુરૂષનું અથવા એકલા પુરૂષનું ધ્યાન કરવું તે.

### અસંપ્રજ્ઞાત યોગ.

ચિત્તની વૃત્તિયો શાંત થઇ ચિત્ત સંસ્કાર રૂપે જ રહે તેની અવસ્થાને અસંપ્રજ્ઞાત યોગ કહે છે; તથા તેને નિર્બિજ સમાધિ પણ કહે છે.

સંપ્રજ્ઞાત યોગ સાધ્ય થયા પછી જ્યારે વિવેક ખ્યાતિ ઉત્પન્ન થાય છે, એ વિવેક [૨૨૫]ખ્યાતિના પુનઃ પુનઃ અભ્યાસથી જ્ઞાન નિર્મળ થવાથી જ્યારે ક્રમે કરીને [૨૩૦]પર વૈરાગ્ય ઉત્પન્ન થઇ એ વૃત્તિ શમી જાય છે, ને છેક છેલે જ્યારે તમામ વૃત્તિઓના નિરોધ થાય છે ત્યારે જ અસંપ્રજ્ઞાત યોગ સાધ્ય થાય છે. કેટલાક સંપ્રજ્ઞાત યોગને હઠયોગ તથા અસંપ્રજ્ઞાત યોગને રાજયોગ કહે છે. સંપ્રજ્ઞાત યોગ સાધ્ય કર્યા પછી અસંપ્રજ્ઞાત યોગ સધાય છે. સંપ્રજ્ઞાતયોગ સાધ્ય કરવા માટે ભગવાન્ પતંજલીએ યોગ સુત્રોમાં અષ્ટાંગ યોગાદિ ઉપાયો ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એ ત્રણ પ્રકારના અધિકારીઓને

૨૨૫. પ્રકૃતિ અને પુરૂષના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન તે વિવેક ખ્યાતિ કહેવાય છે.

૨૩૦. સુખ, દુઃખ ને માનાપમાનમાં ચિત્તનો સમભાવ રહે તે પર વૈરાગ્ય કહેવાય છે

માટે તેમની યોગ્યતાના પ્રમાણમાં જણાવેલા છે; પરંતુ જેનાં મન અતિશય અધમ છે, જેનાં ચિત્ત અતિશય ચંચળ છે, જેનામાં અનેક જડ મતોનો ગાઢ અધકાર પ્રસરી રહ્યો છે; અને જે રાજયોગને કેવી રીતે પ્રાપ્ત કરવો તે જાણતા નથી તેને માટે યોગી સ્વાત્મારામ કહે છે,—**भ्रान्त्या बहुमतध्वांते राजयोगमजानताम् । केवलं राजयोगाय हठविद्योपदिश्यते ॥** કેવલ રાજયોગ ( અસંપ્રજ્ઞાત યોગ ) સાધ્ય કરવા માટે હઠ વિદ્યાનો ઉપદેશ કરૂં છુ, એટલે હઠયોગ (સંપ્રજ્ઞાત યોગ ) પ્રાપ્ત કર્યા પછી રાજ યોગ સધાય છે; અને રાજ યોગથી મોક્ષ પ્રાપ્ત થાય છે. માટે હઠ યોગની પરિપાક અવસ્થાથી સાધક સંપ્રજ્ઞાત-સમાધિ સુધી જઈ પહોંચે છે. તાત્પર્ય કે, રાજયોગનો તથા હઠ યોગનો પરસ્પર ઉપકાર્યોપકારક ભાવ સબધ છે. વેદાંતમાં રાજયોગને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે; તે સાધવા માટે હઠ ( સંપ્રજ્ઞાત ) યોગની પહેલી જ અપેક્ષા રહે છે. એવું આપણે ઉપર જણાવેલા વિચારો વડે સિદ્ધ કર્યું; જેથી હવે સંપ્રજ્ઞાત ( હઠ યોગ ) યોગ સાધવાના સાધનોનું અથવા અષ્ટાંગ યોગમાં ગણાતાં આઠ અંગો અને તેના ભાગ પ્રભાગ વિષે વિવરણ કરીએ તે આઠ અંગોમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ તથા પ્રત્યાહાર એ પાંચ બહિરંગ સાધનો કહેવાય છે; અને ધારણા, ધ્યાન તથા સમાધિ એ ત્રણ અતરંગ સાધનો કહેવાય છે. ( તેને સંયમ પણ કહે છે—ત્રણેને )

## બહિરંગ સાધનો.

### ૧ યમ.

હિંસાદિક નિષિદ્ધ કર્મો ન કરવાનાં વ્રતો. તેના પાંચ પ્રકાર છે

( ૧ ) અહિંસા—મન વાણિ તથા શરીરાદિકે કરી કોઇને પીડા ન કરવી તે.

( ૨ ) સત્યઃ—અન્ય કોઇ વ્યક્તિનું અહિત ન થાય એવું યથાર્થ અને પ્રિય કરવુ તે.

( ૩ ) અસ્તેયઃ—માગ્યા સિવાય કોઇની વસ્તુ ન લેવી તે.

( ૪ ) બ્રહ્મચર્યઃ—ગ્રહસ્થ હોય તેણે મન, વાણી અને શરીરે કરી પરસ્ત્રીના સગનો ત્યાગ કરવો, ને દિવસે તથા રૂતુથી ભિન્નકાળે, પર્વ, વ્રત અને દિક્ષાને દિવસે પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કરવો તે, ઉપસ્થને વશ રાખી ઉર્ધ્વરેતા રહેવું તે.

( ૫ ) અપરિગ્રહઃ—મમતાપૂર્વક ભોગ સામગ્રી એકઠી ન કરવી તે.

### ૨ નિયમ.

સાધક યોગીને કામ્યકર્મમાંથી નિવૃત્ત કરી તેની નિષ્કામકર્મ કરવામાં પ્રવૃત્તિ કરવનાર તે નિયમ કહેવાય છે. તેના પણ પાંચ પ્રકાર છે.

( ૧ ) શૌચઃ—એટલે પવિત્રતા આના પણ બે પ્રકાર છે.

( ૧ ) બાહ્ય શૌચઃ—જલને માટીવડે સ્થૂલશરીરને પવિત્ર રાખવું તે.

( ૨ ) અંતર શૌચઃ—મનને રાગદ્વેષ રહિત રાખવું તે.

( ૨ ) સંતોષઃ—યથા વિહિત ઉદ્યોગ કરતાં જે પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે સંતોષ કહેવાય છે.

( ૩ ) તપઃ—મન, વાણી અને શરીરને નઠારાં કાર્યો તરફ ન જવા દેતાં પરમાત્મા બણીજ રાખવાં, અથવા કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરવાં, અથવા શ્રદ્ધાપૂર્વક પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળવા તે તપ કહેવાય છે.

( ૪ ) સ્વાધ્યાયઃ—પોતાના ગુરૂએ ઉપદેશ કરેલા મંત્રનો અર્થની ભાવનાપૂર્વક જપ કરવો અથવા મોક્ષ શાસ્ત્રનું અવલોકન કરવું તે.

( ૫ ) ઇશ્વર પ્રણિધાનઃ—મન, વાણી તથા શરીરથી જે જે ક્રિયા થાય છે તે ઇશ્વરને અર્પણ કરવી, અથવા મારાથી જે કાંઇ કર્મ થાય છે, તે મારા કર્માનુસાર ઇશ્વરની પ્રેરણાથી થાય છે, એમ માની નિરાભિમાની રહેવું તે ઇશ્વર પ્રણિધાન કહેવાય.

### ૩ આસન.

શરીર ડોલે નહિ અને મન વ્યાકુળ ન થાય એવી રીતે સ્થિર થઇ સુખકારક બેસવું તે; તેના ૮૪ ભેદો કહેવાય છે.

### ૪ પ્રાણાયામ.

પ્રાણને સર્વ બણીથી રોકવો તે. તેના મુખ્ય નવ પ્રકાર છે.

### ૫ પ્રત્યાહાર.

ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોથી પાછી વાળી ચિત્તને અનુસરતી કરવી તે પ્રત્યાહાર કહેવાય છે.

## અંતરંગ સાધનો.

### ૬ ધારણા.

શરીર અંદરની સુષુમ્ણાનાડીમાં રહેલાં હૃદયાદિ ચક્રોમાં, શરીરની બહાર નાસિકાગ્રાદિ પ્રદેશમાં, ઇશ્વરની પ્રતિમામાં અથવા સૂર્યમંડળાદિમાં ચિત્તને રોકવું તે.

### ૭ ધ્યાન.

ધારણાના વિષયમાં ચિત્તને એકતાન કરવું તે

### ૮ સમાધિ.

ધ્યાતા અને ધ્યાનની વૃત્તિ નહિ જેવી થઇ એક ધ્યેયાકારવૃત્તિજ પ્રબળ રહે એવી જે અંતઃકરણની અવસ્થા તે સમાધિ કહેવાય છે, તેના પણ સવિકલ્પ, નિર્વિકલ્પ, સંપ્રજ્ઞાત, અસંપ્રજ્ઞાત, ઇત્યાદી જુદા જુદા પ્રકારો છે.

આ પ્રકારે અષ્ટાંગ યોગ સંબંધી સંક્ષિપ્ત પ્રક્રિયા આ સ્થળે જરૂર જેટલીજ સૂચના રૂપે કહેલી છે. વિશેષ જાણવાની જીજ્ઞાસાવાલાએ યોગના ગ્રંથોમાં જોઇ લેવું.

આ અષ્ટાંગયોગનું અનુષ્ઠાન કરવાથી વિવેકપ્રજ્ઞા ઉત્પન્ન થાય છે; અશુદ્ધિનો નાશ થાય છે; અને જ્ઞાનની જ્યોતિ પ્રકટે છે.

આ પ્રમાણે સાધનોનું અનુષ્ઠાન કરનાર પુરૂષજ ઇન્દ્રિયોના વિષયો તથા ષડ્રિપુઓ પર જય મેળવી પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે.

પરમાત્મા શ્રી રામચંદ્રજી આ શ્લોકના રહસ્યમાં છેવટ કહે છે કે, જે સર્વજ્ઞત્વ ( સર્વજ્ઞપણું, ઇશ્વરપણું ) નિત્ય તૃપ્તત્વ, ( સંતોષવાળી સ્થિતિ ) બોધ સ્વરૂપત્વ, ( જ્ઞાન સ્વરૂપ હોવું ) નિત્યત્વ, ( સર્વકાલ હોવાપણું ) અલિપ્તત્વ, ( સ્વતંત્રપણું ) તથા અનંતત્વ, ( જેનો અંત નથી એવા ) એ ષડ્ગુણ વાલા આત્માના સ્વરૂપને જાણે છે તેના અંતરમાં હું પ્રત્યક્ષ થાઉંછું.

પૂર્વ શ્લોકમાં, ભગવાન્ શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજી પ્રત્યે, મુમુક્ષુ, હું ઇશ્વરના સ્વરૂપને કેવા પ્રકારે કરી પ્રાપ્ત થાય, તેનું વર્ણન કરી, હવે નીચેના શ્લોક વડે હું કે જે પરમાત્મા, તેને વિષે કેવી સ્થિતિવાલો મુનિ અભેદને પ્રાપ્ત થાય છે, તેનું પ્રતિપાદન કરેછે.

> ध्यात्वैवमात्मानमहर्निशं मुनि-
> स्तिष्ठेत्सदा मुक्तसमस्तबंधनः ॥
> प्रारब्ध मश्नन्नभिमानवर्जितो
> मय्येव साक्षात्प्रविलीयतेऽवतः ॥५४॥

ભાવાર્થઃ—આ પ્રકારે દિવસ અને રાત્રિ આત્માના ધ્યાન વડે જેનાં સર્વ બંધનો નિવૃત્ત થયાં છે, એવો પ્રારબ્ધનો જ ભોગ કરનાર તથા અભિમાનથી રહિત મુનિ મારે વિષે પ્રત્યક્ષ લીન થાય છે.

વિવેચનઃ—આ પ્રકારે જીવન મુક્ત કહેતાં આત્મ સ્વરૂપનું મનન કરનારો પુરૂષ

હમેશાં આત્મ સ્વરૂપનું ધ્યાન કરતો રહે છે. તો તે પ્રારબ્ધ કર્મને વશ થઇ નાના પ્રકારના ભોગોને ભોગવતો છતો પણ, પ્રારબ્ધનું ભોગાયતન થઇ રહેથી તે સંપૂર્ણ બંધનોથી રહિત થઇ મારાજ રૂપને પ્રાપ્ત થાય છે અર્થાત્ કે જગતરૂપ વ્યષ્ટિના સાક્ષીભાવથી મુક્ત થઇ અનંત કોટી બ્રહ્માંડના સાક્ષિભાવને પ્રાપ્ત થાય છે. તે પુરૂષને પુનઃ જન્મ મરણરૂપ સંસારની પ્રાપ્તિ થતી નથી. પરમાત્મા શ્રી રામચંદ્રજી કહે છે કે મારા આ પ્રકારના ભક્તો દિવસ અને રાત્ર આત્મરૂપે મારૂં ધ્યાન કરતાં કરતા અંતકાલે મારેજ વિષે લીન થાય છે. ત્રેતાયુગની સમાપ્તિ વખતે આજ પ્રભુએ પોતાના શ્રી કૃષ્ણસંજ્ઞક લીલાતનુવડે શ્રીમદ્ભગવદ્ગીતામા અધ્યાય ૮ ના શ્લોક ૫ માં કહ્યું છે કે;—

अन्तकाले च मामेवस्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति समद्भावंयाति नास्त्यत्र संशयः ॥

ભાવાર્થ—અંતકાળે મને જ સંભારતો જે આ દેહને છોડે છે, તે મારાજ ભાવને પામે છે, એમાં કાંઇ જ સંશય નથી.

હવે તે ભક્તો કેવા હોય છે તે વિષે કહે છે કે; જેણે સંસારમા પુનર્જન્મને ઉત્પન્ન કરનારા જેટલા બંધનો છે, તે સર્વને વિરાટ્ રૂપ અગ્નિમાં ભસ્મ કરેલાં છે, તથા દેહાભિમાનથી રહિત થઇ માત્ર પ્રારબ્ધનોજ ભોગ ભોગવે છે, તથા મારેજ વિષે મનવાળો તથા મારા સબંધનીજ વાતો તથા ચેષ્ટા કરનારો, અને મારાજ ગુણનું ગાન તથા મારૂંજ ચિંતન કરનારો હોય છે. આવા તદ્ગત મનવાળા મારા જીજ્ઞાસુ ભક્તો સામાન્ય ધર્મને અવલંબનાર હોય છે. અને તેઓ પોતાના સમાગમમા આવનારાઓને નિર્લોભ તથા નિષ્પક્ષપાત પણે સચ્ચિદાનંદ પરબ્રહ્મ સ્વરૂપનો બોધ કરે છે, તથા પોતાને જ્યારે એકાંત સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે મારૂંજ ચિંતન કરે છે. આ પ્રમાણે મારા ભક્તો ધ્યાન કરતાં કરતાં કીટ ભ્રમર ન્યાય પ્રમાણે મારા સ્વરૂપનેજ પામે છે. ભગવાન્ શંકરપણ વિવેક ચુડામણિમાં કહે છે કે,—

सति सक्तो नरोयाति सद्भावंह्येकनिष्ठया ।
कीटको भ्रमरंध्यायन्भ्रमरत्वाय कल्पते ॥

आदौच मध्येच तथैवचांततो
भवं विदित्वा भयशोककारणम् ॥
हित्वा समस्तं विधिवादचोदितं
भजेत् स्वमात्मानमथाखिलात्मनाम् ॥५९॥

ભાવાર્થઃ—આદિ, મધ્ય, અને અંત એ ત્રણે અવસ્થાઓમાં આ સંસાર ભય તથા શોકના કારણરૂપ છે; એમ જાણી સંપૂર્ણ કામ્યકર્મોનો ત્યાગ કરી સર્વ જીવોના સ્વરૂપ ભૂત રહેલા પોતાના આત્માં ( ઇશ્વર )નું ભજન કરવું.

વિવેચનઃ—બુદ્ધિમાન વિવેકી પુરૂષ આ સંસારને; આદિમાં ધન એકઠું કરવાથી, મધ્યમાં રક્ષા કરવાથી, અને અંતમાં ચોર રાજાદિકથી નાશ થવાના કારણ રૂપ જાણી; તથા પુત્રાદિક મરણ રૂપ શોક, અને જન્મ મરણના ભયનું કારણ જાણી તેનો ત્યાગ કરે; એટલે પોતાની દૃષ્ટિથી સસારને મિથ્યા જાણી પ્રાણિ પદાર્થો વિષે ઉપજતા મોહથી મુક્ત રહે તથા વેદ વિહિત કામ્યકર્મોનો ત્યાગ કરે અર્થાત્ કે લોક [૨૩૧]સંગ્રહાર્થે નિત્ય, નૈમિત્તિક, કર્મો કોઇ પણ જાતની મનમાં કામના રાખ્યા સિવાય કરે અને ત્યાર પછી દેહ તથા ઇન્દ્રિયોના સંયોગ વિયોગ રૂપ જન્મ મરણના નાશ માટે પ્રજ્ઞાવાન પુરૂષે સંપૂર્ણ જીવોના લક્ષ્ય સ્વરૂપ ચૈતન્ય પરમાત્માનું ભજન કરવું તે ભજન કેમ કરવું એમ પુછે તો કહુંછુ કે, નેતિ નેતિ વાક્યોએ કરી સર્વ દેહાદિક પ્રપંચનો નિષેધ, અર્થાત્ તેને મિથ્યા જાણી તેની નિવૃત્તિ પૂર્વક શ્રી સદ્‌ગુરૂના પ્રસાદથી શ્રવણ કરેલા 'तत्त्वमसि' આદિ મહાવાક્યોના વિચારે કરી થયેલા આત્મ જ્ઞાન વડે "હું બ્રહ્મ છુ" એ પ્રકારનું જે અભેદ રૂપ અનુસધાન તેનું નામજ ભજન કહેવાય છે. ભગવાન્ શ્રી રામચંદ્રજી કહે છે કે, એ પ્રકારનું ભજન ( ભક્તિ ) જ મારા સ્વરૂપની પ્રાપ્તિ કરનાર છે. તે વિના આ જગતમાં સંસાર સમુદ્રની પાર જવાનો બીજો કોઇ પણ ઉપાય નથી. સ્વર્ગાદિક ભોગની પ્રાપ્તિ કરાવનારા કર્મ ઉપાસનાદિક ભેદ રૂપ ( દ્વૈતરૂપ ) ભજનની શ્રુતિ પણ નિંદા કરે છે; કેમકે ભેદમય ભજન ભય શોકાદિના કારણ રૂપ છે. શ્રુતિ કહે છે કે;—

योऽन्यांदेवतामुपास्ते अन्योऽसावन्योऽहंन सवेदयथापशुः ॥
श्रुति । भयं द्वितीयाभिनिवेशतः स्यात् । इति भागवते

જે પુરૂષ એમ માને છે કે, હું જીવછું, અને મારાથી ઇશ્વર ભિન્ન છે. હું તેનો સેવકછુ, અને તે મારા સ્વામિ છે; એમ માની વિષય ભોગની કામનાને અર્થે તે પોતાને દીન માની નામ રૂપ-અનેક દેવતાની નિમિત્ત કર્મ ઉપાસના કહે છે, તે પુરૂષ દેવતાઓનો પશુ છે. જે મનુષ્યને વશીભૂત પ્રત્યક્ષ પશુ અનેક પ્રકારનાં દુઃખોને સહન કરે છે, તેમ આ દેવતાઓના પશુ કામનાઓએ કરી તેને આધિન રહ્યો થકો આ સંસારમાં ભ્રમણ

૨૩૧ લોકોને પોતપોતાના ધર્મો વિષે પ્રવૃત કરવા, ને અધર્મથી નિવૃત્ત કરવા તે.

કરતો રહે છે. આ પ્રકારે શ્રુતિ ભેદ રૂપ ભજનમાં દોષ જણાવતી હોવાથી તેનો સર્વદા ત્યાગ કરવો યોગ્ય છે. વળી અન્ય કેટલાક ભજનના ભેદો નીચે પ્રમાણે કહે છેઃ—

( ૧ ) શ્રી સદ્ગુરુનાં કે ઇશ્વર પ્રતિમાના ચરણારવિંદનું લક્ષ્ય પૂર્વક અવલોકન કરી હૃદયમાં ધ્યાન કરવું તે.

( ૨ ) આધારાદિ ચક્રોને વિષે ત્યાંના અધિષ્ઠાતા દેવનું કિંવા શ્રી સદ્ગુરુનું ધ્યાન કરવું તે.

( ૩ ) ચક્ષુને વિષે તેના અધિદેવ સૂર્યચંદ્રનું ધ્યાન કરી અંતે હૃદયમાં વિરાટ સ્વરૂપનું ધ્યાન કરવું તે.

( ૪ ) સર્વ પદાર્થોથી પર અને સર્વના અધિષ્ઠાન રૂપ પરમાત્માના સ્વરૂપ વિષે વૃત્તિની એકાગ્રતા કરવી તે.

આ ચાર સગુણ ભજનના પ્રકારો અધિકારીની સ્થિતિ પ્રમાણે ઉપયોગી હોવાથી અત્ર જણાવેલા છે. આ સિવાય આપણે ઉપર જણાવી ગયા તેવાં અભેદ રૂપ ભજન જેવોજ અન્ય ક્રમ કેટલાકો જણાવે છે તે એવી રીતે કે; એક જ્યોતિરૂપ, શુદ્ધ, આકાશની પેઠે વ્યાપક, દૃઢ, અનંત, અચલ, નિત્ય, આદિ મધ્ય અને અંતથી રહિત, સ્થૂલ, સૂક્ષ્મ, અનાકાશ, અસવર્ણ, અસ્પર્શ, અરસ, અગંધ, અપ્રમેય, અનામય, આનંદ સ્વરૂપ અજર, ત્રિકાલાબાધ, સત્ અમતસ્વરૂપ, સર્વ જગતનું કારણ, સર્વનું અધિષ્ઠાન, અમૂર્ત, અજન્મા, અવિકારી, અજ્ઞાની જનોને અદ્રશ્ય, જ્ઞાની જનોને દૃશ્ય, સર્વની અંદર અને બહાર સ્થિત, સર્વ તરફ મુખવાળું, સર્વ દૃષ્ટા, સર્વ તરફ પગવાળું, એવું જે અનંત બ્રહ્મ ' તે બ્રહ્મ હુંછું ' આવું ભજન સર્વ પ્રકારના ભજનોમાં ઉત્તમ છે; અને તેને નિર્ગુણ ભજન કહે છે.

પૂર્વના શ્લોકમા કેવા પ્રકારનું ભજન કરવું શ્રેષ્ઠ છે તે જણાવી હવે આ નિચેના શ્લોક વડે જીવાત્મા અને પરમાત્માનું અભિન્ન પણું નિરૂપણ કરે છે.

आत्मन्यभेदेन विभावयन्निदं
भवत्यभेदेन मयात्मनातदा ॥
यथा जलं वारिनिधौयथापयः
क्षीरेवियद्व्योम्न्यनिलेयथाऽनिलः ॥९६॥

ભાવાર્થ—સર્વ સત્તાને ધારણ કરનાર જે હું, તે મારે વિષે પોતાના સ્વરૂપને ભેદ વગર એકજ સ્વરૂપે ( જીવ બ્રહ્મ એક છે ) જ્યારે જાણે, ત્યારે મારામાં અને તેનામાં એકતા પ્રાપ્ત થાય છે. જેમ નદીયો વિગેરેના સમુદ્રમાં જવાથી સમુદ્ રૂપ–થાય છે; ગાય ભેંશ આદિના પૃથક્ દુધને એકત્ર કરવાથી અમુક વ્યક્તિનું દુધ ન રહેતાં એક જ રૂપ થાય છે; ઘડામાં રહેલું આકાશ ઘડાનો નાશ થવાથી મહદાકાશમાં એક રૂપ થાય છે, અને લુહારની ધમણ આદિમાં ભરેલો વાયુ બહારના વાયુ સાથે–મલવાથી એક રૂપ થાય છે; તેમ હું બ્રહ્મસ્વરૂપ આત્મા અને–જીવ સ્વરૂપ આત્મામાં કશો પણ ભેદ નથી.

વિવેચન—વિવેકી પુરૂષે પ્રથમ તો પોતાના આત્મા વિષે જગતને ઐક્ય ભાવથી એવી રીતે જોવું કે આ સર્વ સંસાર મારે વિષે સ્થિત્ હોવાથી તે મારૂં સ્વરૂપ છે; મારા વિના જે કાંઇ ભાસે છે, તે સર્વ ભ્રાંતિ માત્ર છે–અર્થાત કે નામ રૂપાત્મક જેટલા પદાર્થ છે, તે સર્વ મિથ્યા છે. અસ્તિ, ભાતિ અને પ્રિય તથા સત્ ચિત્ અને આનંદરૂપથી હું જ સર્વત્ર સ્થિત છું. આ પ્રકારે મારા સ્વરૂપને–વિષે સર્વ સંસાર સ્થિત્ હોવાથી હું જગત્ રૂપ છું અને જગત્ મારા રૂપ છે. શ્રુતિ કહે છે કેઃ—

"एक एवहि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥
नित्यः सर्वगतोह्यात्मा कूटस्थो दोषवानतः ।
एकः शियतेशक्त्या मायया न स्वभावतः "
अनेन प्रकारेणात्मन्यभेदः ॥

અર્થાત્—કે એકજ પરમાત્મા સર્વ ભૂતોમાં વ્યાપક છે. ઘડાઓમાં–ભરેલા જલમાં ચંદ્રમાને જોવાથી અનેક ચંદ્ર પ્રતીત થાય છે, પણ વાસ્તવિક રીતે તો તે એક જ છે; જેમ નદીઓનું પાણી સમુદ્રમાં મલવાથી સમુદ્ર રૂપ થાય છે; દુધ દુધમાં પડવાથી એક-મેક થઈ જાય છે; ઘડામાં રહેલું આકાશ ઘડાનો નાશ થઇ જવાથી મહદાકાશમાં મલી જાય છે; લુહારની ધમણનો પવન બહારના પવન સાથે એક રૂપ થાય છે; અગ્નિ અગ્નિને વિષે મલવાથી એક રૂપ થાય છે; તથા જેમ નૈનમાં પુતલી તથા જલમાં બુદબુદા–ભિન્ન જણાય છે પણ તે વાસ્તવિક રીતે અભિન્ન જ છે–તેમ જીવાત્મા પરમાત્માથી ભિન્ન જણાય છે; પણ વાસ્તવિકતાએ તે પણ અભિન્ન જ છે. જે પુરૂષ આ પ્રકારે અભેદ ભાવને સ્થિર કરે છે, તે ભવ પાશથી મુક્ત થઇ પરમપદને પ્રાપ્ત થાય છે.

( ચાલુ. )

શ્યામચંદ્ર ગોરધનદાસ.

---

REGISTERED No. B. 161.

આદ્ય દ્રષ્ટા—
એક ચાલક માર્ગ પ્રવાસિ.
[illegible] મણિલાલ નભુભાઇ દ્વિવેદી

# સુદર્શન.

તન્ત્રી અને પ્રકાશક,
માધવલાલ નભુભાઇ દ્વિવેદી.
સુદર્શન-ઓફિસ,સાઠોદરાવાડા-નડીઆદ

( ધર્મ-ગૃહ-રાજ્ય સાહિત્ય-એમના સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यंपरंधीमहि"—भागवतम्

સપ્ટેમ્બર

પુસ્તક ૩૦—અંક ૧૧. ] ( માસિક ) [ [illegible]—૧૯૧૫.

## वनवास.

એકાકી આ જગતમાં વસન્તું
થોડા દિનો ઉપર હીઝરાતું
પ્રેમાવિયોગે ઉર ઝૂરતું'તું,
આલાપતું વિરહગીત નિત્ય રોતું ।

આજે, સહુ એ વનવાસ નિમ્યો
પ્રિયા અને બાલક સાથ ઇચ્છયો ।
હવે ન કિન્તુ કંઈ કષ્ટ લાગે,
સંયોગ ઇષ્ટ વનવાસવ્યથા ઘટાડે ।

મોડો હવે પ્રકૃતિ સાથ વાસો,
સંયોગથી દૃષ્ટિ હું સ્પષ્ટ પામ્યો ।
લેઇ શકુ ઈશ્વરસૃષ્ટિ લ્હાવો,
સૌન્દર્યના ગ્રહતું આ ઉર દિવ્ય પાઠો ।

લીલા અહીં વિસ્તરી ઈશની છે,
અવર્ણ્યતા સૌ નજરે પડે છે ।

અગમ્યતા અદ્‌ભુત કૈં જણાયે,
ઐશ્વર્ય પૂર્ણ પ્રભુનું અહીં દૃશ્ય થાયે!

શૃંગો વિરાજે રમણીય ઉંચે,
તળેટીએ ઢોર ચર્યા કરે છે;
સન્ધ્યાભ્રયૂથો ગગને ફરે જે—
શૃંગો સહે સકલ તે રમતા દિસે છે!

ખગો બધાં જે અહીંઆ વસે છે
અમી મીઠું કૂજનથી ધરે તે!
શુકો અને કોકિલના સુવૃન્દો
ઊડી ગ્રહાં અહીં તહીં કરી મિષ્ટ નાદો!

અગમ્ય શબ્દો સુણી કે સ્ફુરે છે,
જાણુ તથાપિ નહિ, શું હશે એ!
ખગો દિસે છે સહુ દેવદૂતો—
જાણે કરે પ્રકટ ઈશ્વરી ગૂઢ સત્યો!

વાયુ અહીં શીતલ મન્દ વાતો,
આહ્લાદ થાતો હૃદયે અધિકો!
ને, થાય જ્યારે જબરા તુફાનો—
આવે વિચાર ઉભરાઇ વિભુ લીલાનો!

વાંકી ચુંકી મન્દ ગતિ ધરીને
અહીં સરિતા મધુરી વહે છે!
તેને તીરે પક્ષી ઘણાં ઉડે છે
તે સર્વને ભય શિકારી તણો ઘણો છે!

નિઃશબ્દ શાન્તા સરિતા વહે છે,
પ્રત્યક્ષ તે સુન્દરતા દિસે છે;
આનન્દ આશ્ચર્ય વિષે ડૂબીને—
જોતા સદા ઉર કૃતાર્થ બની રહે છે!

માનુ નકી દર્શન દિવ્ય આ, ને
સૌન્દર્ય અર્પે વિભુ અગમ્યતાને!
જો કે અને આ વનવાસ અન્તે—
શાન્તિ અને સતત હર્ષ અહીં વસે છે!

મીઠો હવે છે વનવાસ આ યે
સ્નેહી અને સ્નેહ સહે સહાયે!
સંતોષ, શાન્તિ મળતાં અહીં યે,
ને, ભાન ઈશ્વરલીલાનું અધિક થાયે!

બીલડીઆ,
(મહીકાંઠા)
૨૨:૪:૧૯૧૨

કુશ.

---

## બ્રહ્મ જ્ઞાન.



( રાગ કાફી-ધીરાના પદનો. )

યોગી જન! આવો રે, આજે અનુભવ ધરીએ,
મારે મહાવેત્તા! રે, બોધ અમને કરીએ... ટેક.

સુંદર ગીરિવર શિખર ઉપર આવી અમર રહ્યો વાસ,
પ્રાણી પગવાળાં ન પહોંચે, જાય અપંગી ખાસ;
શીશ વિના સારા રે, પોચે જન ત્યાં જરીએ... યોગી.

સોયની અણીના અગ્ર ભાગમાં ચાર નગર સોહાય,
દેવનું શુભ ત્યાં દેવળ દીપે, ફરે ત્રિવેણી ત્યાંય;
પો'ચે તન ત્યાગી રે, અમે એવા જન વરીએ... યોગી.

બીજ જમીનમાં રોપ્યુ હોમે, વૃક્ષ ગયું બ્રહ્માંડ,
પાંખ વિનાનાં પક્ષી આવ્યાં, મીઠા ફળને માટ;
અમને એ આશા રે જો સમજી મરીએ... યોગી.

ઝેર સમુદ્ર ભર્યાં બહુ ભારે, સામે પાવક બેટ,
સમશેર ધારા કાપીને જાવું, માળા જપે મુની કેટ;
કાનજી આ એવી રે, સુણી! ગોષ્ટી કરીએ... યોગી.

કાનજી માધવજી ભટ્ટ.

---

# ॥ अद्वैत ब्रह्मसिद्धि ॥

( અનુસંધાન ગતાંકથી. )

બૌદ્ધવાદી શંકા કરે કે—જ્યારે કારણોના સમુદાયવડે કાર્ય ઉત્પન્ન થાય, ત્યારે તે બાબતમાં વ્યવસ્થા કરનાર ચેતનવસ્તુની જરૂર રહે. અહીંઆં તો "હેતુપનિબંધન" થી કાર્ય ઉત્પન્ન થાય છે અર્થાત્ એક કારણ કાર્ય કરે, અને તે કાર્ય પાછું પોતાનાથી થતા કાર્યનું કારણ થાય, એમ એક પછી એક કારણમાંથી એક પછી એક કાર્ય ઉત્પન્ન થતાં છેવટે જે કાર્ય થયું, તે "હેતૂપનિબંધ" નામે કારણથી કાર્ય થયું કહેવાય, અને આવા કાર્યને બીજા ચેતનરૂપ કારણની જરૂર નથી તેમ બીજા જડ કારણની પણ ગરજ નથી, પણ હેતુ પોતાના સ્વભાવથી જ વસ્તુઓના સમૂહથી બનેલું કાર્ય ઉપજાવશે, તેમાં શું અયોગ્ય છે!–આમ જો વાદી શંકા કરે તો તે ઠીક નથી. કેવલ હેતુથી કાર્ય નથી થતું એ દૂષણ (દમણું) ભર્યે રહે કારણ કે તે સંબંધે કેટલુંક કહેવામાં આવશે.

વળી વસ્તુઓનો સંઘાત જણાય છે માટે અવિદ્યા આદિ તેનાં કારણ માનવાં પડે છે, અને અવિદ્યા આદિને સાબીત કરતાં તેનું કારણ વસ્તુઓનો સંઘાત–સમુદાય માનવો પડે છે, માટે એ મતમાં "અન્યોન્યાશ્રય" નામે દોષ છે. કદી વાદી કહે કે–અનાદિ સંસારમાં પદાર્થો અસ્થિર છે, તોપણ હમેશાં વસ્તુઓના સમુદાયરૂપે જ તેઓ પ્રકટ થાય છે, પણ તેઓ આમ તેમ છુટા પડેલા હોય અને તેમને કોઇ એકઠા કરતું હોય એમ નથી બનતું, અને તેમનો અવિદ્યાઆદિ આધાર છે, તેથી વસ્તુઓને એકઠી કરનાર કોઇ ચેતનની ગેરહાજરીમાં કારણોના સમુદાયથી જ કાર્યની ઉત્પત્તિ ઘટે છે.—વાદીની આ શંકા ન ચાલે. અમે વાદીને પુછીએ છીએ કે એ નિરંતર ચાલતા વસ્તુઓના સમુદાયમાં જે સંસ્કાર નિરંતર રહે છે, અને જેને આપણે તે સમુદાયનો ધર્મ એવું નામ આપીએ છીએ, તે સંસ્કાર ઘટે તે રીતે સુખદુઃખ ઉપજાવતી વેળાએ કોઇ વધારાના મદદગાર વિના પોતાના સ્વતંત્ર સ્વભાવથી જ સુખ દુઃખ ઉપજાવે છે? કે મદદગારને મેળવીને ઉપજાવે છે? પ્રથમ પક્ષ સ્વીકારવામાં હમેશાં જ સુખ દુઃખ થયાં કરે, કારણ કે તેમને ઉત્પન્ન કરવામાં સમર્થ જે સંસ્કારપ્રવાહ છે, તેને તેમ કરતાં અટકવાનો કોઇ યોગ–સંભવ નથી. બીજા પક્ષમાં તો મદદગાર કારણને વિચારયુક્ત ચેતનરૂપ સ્વીકારવું પડે. આમ હોવાથી કાર્યની ઉત્પત્તિ બનતી નથી. વળી અમે પુછિયે છિયે કે તે સંસ્કારના પ્રભાવનો સ્વભાવ સરખા પદાર્થો ઉત્પન્ન કરે છે કે જુદા જુદા પ્રકારના પદાર્થો ઉત્પન્ન કરનાર છે? પ્રથમ પક્ષ ન ઘટે કારણ કે તેથી મનુષ્યદેહધારીને દેવવર્ગમાં અથવા પશુ આદિ ઉત્તરવર્ગમાં જન્મવાનો કે નરકમાં પડવાનો કદી પણ સંભવ ન રહે. બીજો પક્ષ પણ ઠીક નથી, કારણકે તેમ હોય તો મનુષ્યદેહ કદાચિત્ પળમાં હાથી થઇને દેવ અથવા મનુષ્ય થાય. અને તમે વાદી એમ પણ ન કહી શકો કે *અદૃષ્ટની મદદ કારણોના સમૂહને મળે છે તેથી બદ્ધ વસ્તુઓના સંઘાતરૂપ પદાર્થ સિદ્ધ

* ન દેખાતું કારણ.

થાય છે, કારણ કે તમારા મતમાં અદૃષ્ટનો આ પ્રમાણે સંભવ નથી—દરેક આત્માને સંબંધે એ વાત જાણીતી છે કે સુખ ભોગ પામેલો અને સુખ ભોગ ઇચ્છતો પુરૂષ તે મેળવવામાં પ્રવર્તે છે. સુખભોગથી નોખો જે સ્થિર અક્ષણિક સુખનો ભોગવનાર છે અને ભોગ તથા તેના સાધનને સમયે હયાત છે, તેનામાં આવી પ્રવૃત્તિ માનવામાં આવે છે, પણ કોઇ ક્ષણિક જણમાં તે કલ્પાતી નથી ભોગથી અભિન્ન જે ભોગ પોતે છે, તેમાં એ પ્રવૃત્તિ સંભવતી નથી. ભોગ ભોગને પોતાને માટે મનાતો જ નથી કારણ કે એ માનવું અનુભવથી ઉલટું છે. એક ભોગ બીજા ભોગના લાભ માટે પણ નથી મનાતો. આ રીતે મોક્ષના સંબંધમાં પણ વિચારવું કે મોક્ષ પોતાને માટે નથી, પણ તેથી ભિન્ન મોક્ષ પામનાર જનના સુખ માટે છે. તેમાં ભોગ ઇચ્છનાર અને મોક્ષ ઇચ્છનાર જનો સ્થિર છે એમ માનવામાં બૌદ્ધ વાદીના પોતાના ક્ષણિક મતને હાનિ પહોંચે એ દોષ છે. એ જનોને ક્ષણિક માનવામાં વાંધો એ છે કે ભોગ અને મોક્ષ માટે તેમની પ્રવૃત્તિ ન થવાનો સંભવ છે. માટે ભોગવનાર સ્થિર ન હોય તો તેની પ્રવૃત્તિ ન ઘટે, અનપ્રવૃત્તિ ન થાય તો કાર્ય કરનાર ન હોય. કાર્ય કરનાર ન હોય તો તેનાથી ઉપજતું "અદૃષ્ટ" નામે કારણ સિદ્ધ ન થાય જેથી વસ્તુઓના સમુદાયરૂપ કાર્ય નથી બનતું.

વળી અવિદ્યાવડે પણ સમુદાય નથી સભવતો, કારણ કે સીપ આદિ વસ્તુઓમાં રૂપુ આદિ વસ્તુઓનુ જે ખોટું જ્ઞાન થાય છે, તે ખોટા જ્ઞાનરૂપી અવિદ્યા-અજ્ઞાનવડે સીપ આદિ વસ્તુઓથી રૂપા વિગેરેનું કામ કરાતું નથી. બીજું એ જાણવું કે અવિદ્યા આદિ વસ્તુઓ એક બીજાનાં કારણ બને એ સંભવતું નથી માટે હેતૂપનિબંધન નામે કારણથી કાર્યની ઉત્પત્તિ પણ સિદ્ધ થતી નથી, કારણ કે જે ક્ષણે કારણ હયાત છે, તેના પછીના કાર્ય થવાના ક્ષણમાં કારણ નાશ પામ્યુ હોય છે માટે કારણથી કાર્ય થતું નથી. ક્ષણિકવાદમાં અગ્નિ આદિની હયાતી સૂચવનાર ધુમાડો વિગેરે હેતુઓના જ્ઞાન ઉપરથી અગ્નિ વિગેરેનો સર્વ જનોને જે અનુભવ થાય છે, તે બરાબર ઘટતો નથી એ ક્ષણિકવાદમાં વાંધો છે. અને કાર્ય ઉત્પન્ન કરવાને વિવિધ કારણો એકઠાં થાય એ સંભવતું નથી.

આ બધું કહેવાની મતલબ એ છે કેઃ—ક્ષણિકવાદિ બૌદ્ધો માને છે તે પ્રમાણે વસ્તુનો વિનાશ થાય છે, ત્યારે તેને કારણની જરૂર નથી, માટે જેમ વૈશેષિક મતવાળા એમ માને છે કે "વસ્તુના નાશ સમયે તેના નાશનું કારણ પણ પાસે હોય.", તેમ બૌદ્ધો માનતા નથી, કારણ કે એમ માનવું તે એમને અનુકૂળ નથી; તેથી વસ્તુની ઉત્પત્તિ અને નાશના ક્ષણ જુદા નથી પણ ઉત્પત્તિ અને લય એક જ ક્ષણે થાય છે એમ તેમણે કહેવું પડે. અને વસ્તુ નિરૂદ્ધ થઇ લય પામી એનો અર્થ તો એ છે કે એક ક્ષણે તે ઉત્પન્ન થઇ, અને ચિરકાળે એટલે બીજી ક્ષણે તે લય પામી. "નિરૂદ્ધ" શબ્દવડે આવો અર્થ કહેવાની વિદ્વાનોની ઇચ્છા છે, માટે તે પ્રમાણે જોતાં જે લય પામતું હોય અથવા નાશ પામ્યું હોય, તેના લયના ક્ષણની આગળનો ક્ષણ લય સમયે અભાવમાં ગ્રસ્ત છે અર્થાત્ લયને ક્ષણે આગળના ક્ષણનો અંત આવી ગયો હોય છે માટે પૂર્વ ક્ષણ પાછલા ક્ષણનો હેતુ સંભવે નહીં; એટલે કે પ્રથમ ક્ષણે જે વસ્તુ હોય તે બીજે ક્ષણે જે વસ્તુ હોય તેનું કારણ બને જ નહીં. બૌદ્ધવાદી શકા

કરે કે-કાર્ય ઉત્પન્ન થતા અગાઉ કારણના કાળની સત્તા-હયાતી જરૂરની છે, કાર્યના સમયમાં જરૂરની નથી, કારણ કે કાર્ય તયાર થયું હોય તે સમયે તે કાર્યની ઉત્પત્તિ માટે જે કારણની સત્તા પૂર્વે કામની હતી તેનો કશો ખપ નથી; તેથી સત્તાવાળો અને સર્વ રીતે સંપૂર્ણતાને પામેલો પૂર્વ ક્ષણ પાછલા ક્ષણનો હેતુ બને —આમ જો એ વાદી શંકા કરે તો તે ન ચાલે. સત્તાવાળા પદાર્થો ઘણું કરીને હયાતીમાં રહીને અથવા કામ કરીને કાર્યરૂપ વસ્તુ ઉપજાવતા જોવામાં આવે છે; અને કારણમાં સ્થિરતા ન હોય-એટલે કે ક્ષણિકતા હોય, તો આમ બનવું ન સંભવે; જો તે સંભવે તો લોકમાં થતા અનુભવનો વિરોધ પ્રાપ્ત થાય-અર્થાત્ તે સંભવ અનુભવથી વિરુદ્ધ છે. બૌદ્ધ કહેશે કે-કારણરૂપ વસ્તુની હયાતી એજ એનું કામ, અને બૌદ્ધોનું વચન છે કે मूतिर्येषां क्रियासैवकारकंसैवचोच्यते ( ભાવ-જે પદાર્થોની હયાતી છે, તેમની ક્રિયા તે હયાતી જ છે, અને તે હયાતી જ કાર્યની ઉત્પત્તિનું સાધન છે.)

આમ જો તે વાદી કહે તો અમે કહીએ છિયે કે-એવી ક્રિયા વસ્તુમાં ભલે હોય, પણ તેથી ક્ષણિકવસ્તુ કોઇ પણ કાર્યનું કારણ ન બને; કારણ કે-માટીરૂપ કારણથી ઘડા વિગેરે વસ્તુનો અનુભવ થાય છે, અને સોનારૂપ કારણથી ઘરેણાં વિગેરેનો અનુભવ થાય છે. હવે જો ઘડા અને ઘરેણાં વિગેરે પદાર્થોની હયાતીને સમયે તેમના માટીસોનું વિગેરે કારણો હયાત ન હોય તો તે પદાર્થો માટી સોનું આદિના બનેલા કેમ જણાય ?-વાદી કહે કે-ભાઇ, કાર્ય કારણના સરખું જણાય છે, પણ કાર્યમાં કારણનું સ્વરૂપ જણાતું નથી-આમ તેણે ન કહેવું જોઇએ, કારણ કે કોઇપણ વસ્તુનું સ્વરૂપ બીજા પદાર્થમાં જો ન અનુસરે-ન દેખાય, તો તે વસ્તુનું તે પદાર્થ સાથે સરખાપણું ન ઘટે. જો તે સ્વરૂપ બીજામાં જણાય તો તે કારણનું જ સ્વરૂપ છે, અને તેથી કારણ તથા કાર્યનું એક સરખું સ્વરૂપ જણાય છે, માટે કારણ ક્ષણિક નથી એ સિદ્ધ થાય છે.

સર્વ પ્રકારે કાર્ય અને કારણમા ભિન્નપણું ઠરે, તો તંતુ અને પટ આદિ વસ્તુમાં પણ કારણકાર્યનો સંબંધ ન હોવાનો પ્રસંગ આવે. અને કાર્ય કારણરૂપ સંબંધ જરૂર જણાય એમ બૌદ્ધ મતે બનતું નથી કારણ કે કારણ અને કાર્ય જુદે જુદે ક્ષણે હયાત હોવાથી એક ક્ષણમાં તે જોવામાં આવે એ અશક્ય છે. જાતિ કોઇનું કારણ હોય નહીં. જો જાતિ કારણ બને, તો ક્ષણિકપણામાં હરકત આવે, જેથી અમારો પક્ષ સિદ્ધ થાય વળી કહો કે વસ્તુની ઉત્પત્તિ અને લય તે વસ્તુનુ સ્વરૂપ છે કે એનો ધર્મ છે, કે બીજી કોઈ નોખી વસ્તુ છે? પ્રથમ વાત ન બને, કારણ કે તે પક્ષે "વસ્તુ", "ઉત્પાદ" (=ઉત્પત્તિ) અને "નિરોધ" (પ્રલય-નાશ), એ ત્રણે શબ્દો એક અર્થના કહેનાર ઠરવાથી વસ્તુ અનિત્ય ઠરે-તે કાંઇ છે જ નહીં એમ સમજાય. બીજી વાત પણ ન બને કારણ કે વસ્તુની ઉત્પત્તિ વસ્તુની પ્રથમ ક્ષણની અવસ્થા છે, વસ્તુની હયાતી તેની બીજે ક્ષણે અવસ્થા છે, અને તેનો નિરોધ-તેની ત્રીજે ક્ષણે અવસ્થા છે. આમ વસ્તુનો આદિ મધ્ય અને અંત્ય ક્ષણો સાથે સંબંધ હોવાથી તેના ક્ષણિકપણામાં હરકત થાય. ત્રીજો પક્ષ પણ ન બને કારણ કે તે પક્ષમા વસ્તુને ઉત્પત્તિ અને પ્રલયનો સ્પર્શ નથી માટે વસ્તુ અવિનાશિ ઠરવાનો પ્રસંગ આવે છે, અને તે ક્ષણિક ઠરતી નથી. વસ્તુનો તેમની સાથે સંસર્ગ થનો હોય તોપણ એક ક્ષણ

પછી અસત્ વસ્તુ સાથે ઉત્પત્તિ અને પ્રલયનો સંસર્ગ ઘટતો નથી. વળી વસ્તુને દેખવી અને ન દેખવી એમ (અનુક્રમે) વસ્તુની ઉત્પત્તિ અને તેના પ્રલયનો સાક્ષાત્કાર કરવો એ ધર્મદ્રષ્ટા–જોનાર મનુષ્યમાં છે, પણ દ્રષ્ટાતો ક્ષણિક છે, માટે વસ્તુની ઉત્પત્તિ અને પ્રલય સિદ્ધ થતાં નથી. જો એટલો બધો વખત વસ્તુને સ્થિર માનીએ તો તેમાં શાશ્વતપણું–અવિનાશિપણું ઉપર પ્રમાણે જ પ્રાપ્ત થવાનો સંભવ છે. વાદીએ એમ ન કહેવાય કે–કાર્યની હયાતીના ક્ષણના પૂર્વ ક્ષણમાં કારણ જે હયાત છે, તો માત્ર તેટલા સબબથી જ કારણકાર્યનો હેતુ ઠરે છે,"–કારણ કે એમ તો તે કારણ અનંત કાર્યોનો હેતુ ઠરવાનો સંભવ થાય, અને બીજું કારણ હોય તો પણ ક્ષણિક પક્ષમાં એમ નથી કહી શકાતું કે જે વસ્તુ ન હોવાથી જે કાર્ય ન ઉત્પન્ન થાય, તે વસ્તુ તે કાર્યનું કારણ છે. પૂર્વ ક્ષણ તો પછીને ક્ષણે લય પામ્યો હોય છે, માટે પૂર્વ ક્ષણે હયાત વસ્તુ પછીને ક્ષણે ઉત્પન્ન થતી વસ્તુનો હેતુ બને એ ન સમજે એટલો જ માત્ર વાંધો નથી, પરન્તુ એ વાત પણ વિચારવા જેવી છે કે કાર્યનો હેતુ કાર્યને ક્ષણે હયાત ન હોય ત્યારે કાર્ય ઉત્પન્ન થાય છે? કે હયાત હોય ત્યારે જ ઉત્પન્ન થાય છે? પ્રથમ પક્ષ ઠીક નથી તે આ રીતે જણાય છે:–આલમ્બન પ્રત્યય, સમનંતર પ્રત્યય, અધિપતિ પ્રત્યય, અને આલોક× એવા ચાર જાતના હેતુ છે. તેમને પ્રાપ્ત થઇને, અર્થાત્–તે હેતુઓના સંબંધથી ચિત્ત અને તેથી અભિન્ન ચૈત્ત–એટલે ચિત્તમાં ઉપજતા સુખ આદિ ઉત્પન્ન થાય છે. તેમાં કાળા "આલંબન પ્રત્યય" થી–અર્થાત્ કાળી વસ્તુને લીધે કાળા પ્રકાશયુક્ત ચિત્ત થાય, ત્યારે ચિત્તનો કાળો આકાર થાય છે. "સમનંતર પ્રત્યય" નામે હેતુથી–અર્થાત્ મનમાં આગળથી જે કાળા પદાર્થનું વિજ્ઞાન હોયછે, તેથી ચિત્તજ્ઞાન રૂપ થાય છે. ચક્ષુરૂપી "અધિપતિ પ્રત્યય" નામે હેતુથી વસ્તુનું રૂપ–તેનો રંગ સમજાય છે એવો નિયમ છે. રૂપ સમજવામાં ઇંદ્રિય (આંખ) ને આલોક (તેજ) રૂપ હેતુની મદદ હોવાથી વસ્તુનું રૂપ સ્પષ્ટ થાય છે. સુખ આદિ જે ચિત્તથી ભિન્ન નથી અને તેની સાથે સંબંધ વાળાં છે, તેમનાં પણ એ ચાર જ કારણ છે, એ નિયમનો પ્રથમ પક્ષમાં ભંગ થવાનો પ્રસંગ આવે છે. "હેતુને પ્રાપ્ત થઇને પદાર્થો ઉત્પન્ન થાય છે." એમ કહેવામાં એક સાથે બીજુ હોય, એવું કહેવાનું અહુ તાત્પર્ય નથી, તોપણુ હેતુ અને કાર્યનો માત્ર સંબંધ તો જરૂરનો છે. અને ચાર હેતુઓનો સંબંધ એક ક્ષણે સંભવતો નથી. વળી નોખે નોખે કાળે હયાત હેતુઓનો સંબંધ સ્વીકારીએ તો ક્ષણિકપણાનો ભંગ થાય, અને વગર હેતુએ કાર્યની ઉત્પત્તિ માનીએ તો બધાં કાર્યો બધે સ્થળે બને, કારણ કે એમ બનવામાં કાંઈ હરકત રહી નહીં. બીજો પક્ષ પણ ઠીક નથી; કારણ કે જે ક્ષણે કાર્ય હોય તે ક્ષણે કારણ હોય, તો કાર્ય અને કારણની એક જ સમયે સ્થિતિ–હયાતીનો પ્રસંગ બને. અને એમ બને તે તમને ઇષ્ટ છે એમ તમે ન કહેવાય, કારણ કે, જે ઉત્પન્ન કરવામાં આવે (संस्क्रियते) તે જ હયાત પદાર્થોનું નામ આદિ અંતવાળા "સંસ્કાર" છે; એ નિયમ પ્રમાણે વર્તવાથી **क्षणिकाः संस्काराः** (સર્વ પદાર્થો ક્ષણિક છે) એવી તમારી પ્રતિજ્ઞાને હરકત થાય છે, અથવા પૂર્વ-

× કાળા પીળા આદિ પદાર્થોનું નામ "આલમ્બનપ્રત્યય." મનનું નામ "સમનંતર પ્રત્યય". પોતાનાં પોતાં સ્થાનમાં રહેલી આંખ, કાન આદિ ઇંદ્રિયોનું નામ "અધિપતિ પ્રત્યય."

ક્ષણમાં ઉત્પન્ન થયેલા ઘટની ઉત્તર ક્ષણ સુધી સ્થિતિ સ્વીકારીએ, તો ઉત્તર ક્ષણે એકને સાટે બે ઘટ જણાય એવો પ્રસંગ આવે છે.

વળી ક્ષણિક વાદિયોનો નીચેનો વિચાર ખોટા છે. તેઓ માને છે કેઃ–"હયાત વસ્તુની વિરૂદ્ધ જે સંખ્યા–જ્ઞાન છે, તેનું નામ પ્રતિસંખ્યા છે." અર્થાત્–આ હયાત પદાર્થને હું હયાતી-રહિત કરૂં છું એવા પ્રકારનું જ્ઞાન પ્રતિસંખ્યા છે. પ્રતિસંખ્યારૂપ બુદ્ધિવડે વસ્તુનો જે નિરોધ, તેનું નામ "પ્રતિસંખ્યા નિરોધ" છે–અર્થાત્ જાણી જોઇને મુદ્ગર વિગેરેનો પ્રહાર કરીને વસ્તુઓ-નો જે નાશ કરવો તેનું નામ "પ્રતિસંખ્યા નિરોધ" છે. અને સ્તંભ આદિ વસ્તુઓનો દરેક ક્ષણે સ્વાભાવિક રીતે જે વિનાશ થાય છે, તેનું નામ "અપ્રતિસંખ્યા નિરોધ" છે. અને માત્ર આ-વરણના અભાવનું નામ, "આકાશ" છે, અર્થાત્ વસ્તુને દેખાતાં અટકાવનારો આપણી અને તે વસ્તુની વચે બીજો કોઇ પદાર્થ ન હોય તો આપણી અને તે વસ્તુનીવચે આકાશ છે એમ કહેવાય. "*આવરણ ભાવ માત્રનું નામ આકાશ છે." આ વાક્યમાં "માત્ર" શબ્દ મુકવાનુ શું પ્રયોજન છે? "માત્ર" પદ મુકવાથી આકાશની ઉપર આપેલી વ્યાખ્યા "શબ્દ" નામે પદાર્થને લાગુ પડતી નથી, કારણ કે આકાશ રૂપ આવરણનો અભાવ છે, પણ "શબ્દ" આવરણના અભાવરૂપ છે એટલું જ નહીં, પણ માત્ર આવરણના અભાવરૂપ આકાશને સાબીત કરનાર છે. આ ત્રણ પ્રતિસંખ્યા નિરોધ, અપ્રતિસંખ્યા નિરોધ અને આકાશ–વસ્તુઓના અભાવ-રૂપ–અર્થાત્ શૂન્યરૂપ છે, અને તેનું નામ "નિરૂપાખ્ય" કહેવાય છે. એ ત્રણથી ભિન્ન સર્વ વસ્તુઓ ક્ષણિક છે."–બૌદ્ધોનો આ મત ભુલ ભરેલો છે, એ આ પ્રમાણે સમજાશેઃ–કહો કે પ્રતિસંખ્યા નિરોધ અને અપ્રતિસંખ્યા નિરોધ નામે વિનાશ કોના થાય છે? વસ્તુઓના સંતાનના–એટલે તેમના અખંડ પ્રવાહના? કે સંતાનવાળી વસ્તુઓના? પ્રથમ વાત ન બને, શાથી કે કારણ અને કાર્યરૂપ સંબંધરહિત અથવા તે સંબંધસહિત બુદ્ધિમાં રહેલા, અને ઉત્પત્તિ તથા વિનાશરૂપ ધર્મવાળા અખંડ પ્રવાહયુક્ત પદાર્થોનો જ સંતાન હોય; અને સંતાન-યુક્ત પદાર્થોથી ભિન્ન તથા સ્થિર–ચિરકાળ રહેનાર–કોઈ વસ્તુ છે તથા તેનું નામ સંતાન છે એમ માનવામાં બૌદ્ધમતના સર્વ વસ્તુની ક્ષણિકતાના સિદ્ધાંતને હરકત આવે. બીજી વાત પણ ન બને, કારણ કે તેમાં તો એવો સવાલ ઉઠે છે કે ક્ષણે ક્ષણે જે વસ્તુના સંબંધમા ઉત્પત્તિ અને લયનો પ્રવાહ ચાલતો હોય, તેમાં જે છેલ્લી વસ્તુનો નાશ થવાથી પ્રવાહનો નાશ થાય–પ્રવાહ અટકે; તે વસ્તુ કોઈ કાર્યનો આરંભ કરે છે કે નથી કરતી? આમાં બીજો પક્ષ–છેલી વસ્તુ કોઇ કાર્યરૂપ પદાર્થનો આરંભ નથી કરતી એ–ન બને, કારણ કે તે વસ્તુની સત્તા–હયાતી કાંઇપણ કાર્ય કરવાને સમર્થ ન હોય; તો તે વસ્તુ અસત્ ઠરવાનો પ્રસંગ આવે; અને તે અસત્ ઠરે, તો તે અસતને ઉત્પન્ન કરનાર કારણરૂપ વસ્તુ પણ સત્ વસ્તુની ઉત્પાદક ન હોવાથી, પોતે અસત્ હોય. આમ અનુક્રમે તે અખંડપ્રવાહ–સંતાનની સર્વ વસ્તુઓ અસત્ મનાય, જેથી આખો સંતાન અત્યંત અસત્ ઠરે, અને જે સત્ હોય તેનો નિરોધ-નાશ થાય, માટે નાશ પામવા લાયક કોઇ વસ્તુ સંભવે જ નહીં. પ્રથમ પક્ષ–છેલી વસ્તુ

* આવરણ=ઢાંકનુ.-બે વસ્તુઓની મધ્યે જે પદાર્થ હોય છે, તે એ બેને એક બીજાને જોતા અટકાવે છે.

કોઈ કાર્યનો આરંભ કરે છે તે-પણ ઠીક નથી, કારણ કે છેલ્લી વસ્તુનો કોઇ કાર્યનો આરંભ કરે, તો એ કાર્યરૂપ વસ્તુ તેની પાછળ હોવાથી, તે છેલ્લી વસ્તુ છેલ્લી ન કહેવાય, માટે સંતાન-પ્રવાહનો નાશ ન થયો, અને પદાર્થ માત્રનો બીજે ક્ષણે નાશ થાય છે તેથી તે છેલ્લો ન કહેવાય. આમ છે તો પ્રતિસંખ્યાનિરોધ તથા અપ્રતિસંખ્યાનિરોધ સિદ્ધ થતા નથી.

વળી હયાત વસ્તુઓનો નાશ "નિરન્વય"-એટલે પાછળ વસ્તુનું કાંઈ નામ નિશાન ન રહે એવો-અને "નિરૂપાખ્ય"-અર્થાત્ શબ્દોવડે વર્ણી ન શકાય એવો-સંભવતો નથી; કારણ કે વસ્તુ પોતે નાશ પામી, તોપણ તેમાં જે રૂપ રહ્યું હતું તેની મદદથી જ તેના નાશનું વર્ણન થઇ શકે. કોઇપણ વસ્તુનું જે તેની પાછળ રહેતું સ્વરૂપ છે, તે તેની ખરી સત્તા-હયાતી છે. વસ્તુની અવસ્થાઓના વિશેષ-નોખા પ્રકાર ઉત્પત્તિ અને નાશવાળા છે એ સર્વે અવસ્થાઓનું વર્ણન કરવું ન બને, માટે અવસ્થાઓ પોતે ખરી-સદા રહેનારી નથી, પણ તેમનામાં જે સત્વ-હયાતી છે, તે તો તેમનો નાશ થયા પછી પણ રહે છે, કારણ કે તે સર્વત્ર બીજાં સ્થાનોમાં ક્ષણે ક્ષણે તેમના જેવી ઉત્પન્ન થતી વસ્તુઓમાં ઓળખવામાં આવે છે, અને તેથી તેનો નાશ થતો નથી. આમ જો કે અવસ્થાવાન પદાર્થ નાશ પામે છે, તોપણ તેની પછીને ક્ષણે જે પદાર્થ થાય છે તેમાં તેની અવસ્થાનું સત્વ જણાય છે, અને નાશ પામતું નથી, માટે અવસ્થાઓનો નિરન્વય-સંપૂર્ણ નાશ નથી. અને વાદિ બૌદ્ધે એમ ન કહેવું કે-વસ્તુનો નાશ થયા પછી પણ તેની હયાતી પાછળથી ઉત્પન્ન થતી વસ્તુઓમાં ઓળખાય છે, તેનું કારણ તે હયાતીનું અવિનાશિપણું નથી; પણ એક જ્વાળા પછી બીજી જ્વાળા, અને બીજી પછી ત્રીજી, એમ અનેક જ્વાળાઓ જ્યારે બળતી વસ્તુમાંથી નીકળે છે, ત્યારે તે જ્વાળાઓની માલા-હારમાં જ્વાળાઓ નોખી નોખી વર્તાતી નથી, પણ બધી સરખી હોવાથી તેઓ મોટી એક જ જ્વાલા જેવી જેમ લાગે છે, તેમ ક્ષણે ક્ષણે સત્વવાળી નોખી નોખી વસ્તુઓ જે ઉત્પન્ન થાય છે, તેમાં સરખાપણાને કારણે તેમની હયાતીઓ નોખી ન જણાતાં, નાશ પામતી વસ્તુઓની એક સદા ચિરકાળ રહેતી અવિનાશી સત્તા-હયાતી હોય એમ આપણને લાગે છે, કારણ કે આગળની અને પાછળની વસ્તુઓમાં કોઇ લાંબો કાળ ટકે એવો સ્થિર ધર્મ-ગુણ ન હોય, તો તેમને સરખી કહેવી એ જ મુશ્કેલ છે. એમ પણ વાદિયે ન કહેવું કે વસ્તુઓનો એક પ્રવાહ ચાલતો હોય તો તે વસ્તુઓ સરખી કહેવાય, કારણ કે પ્રવાહની વસ્તુઓથી પ્રવાહ ભિન્ન વસ્તુ છે એમ કહેવું કઠણ છે. વાદી કહેશે કે-માટીનો ગોળો, માટીનો ઘડો, માટીનાં ખોપરાં (ઘડાનાં), ઇત્યાદિ સર્વે નોખી વસ્તુઓમાં માટીનું સ્વરૂપ સમાન ઓળખાય છે, માટે તેમને સરખી કહેવાય. પણ તપેલા પત્થરની સપાટી ઉપર જળનું ટીપું પડે ને નાશ પામે ત્યારે પછી એનું રૂપ પાછળથી ઓળખાય એવું શું રહે છે ? તેમ જ બીજ અંકુર આદિનાં એક પછી એક કાર્ય જે ઉત્પન્ન થાય છે, તેમાં શું બીજ અંકુર આદિનું ભાન થાય એવું કશું પણ હોય છે કે જેથી વસ્તુનો સપૂર્ણ નાશ ન થાય એમ માનવું પડે ?—આ શંકા ઠીક નથી, કારણ કે કોઈક ઠેકાણે વસ્તુનો નાશ થયા પછી તેનું ભાન કરાવનાર તે વસ્તુનો આભાસ હમેશાં દીઠો હોય તો, તે ઉપરથી બીજે ઠેકાણે પણ જ્યાં નષ્ટ વસ્તુનો આભાસ સ્પષ્ટ ન ઓળખાતો, હોય ત્યાં તે અવસ્થામાંએ તે આભાસનું અનુમાન થઇ શકે છે. તેમાં તપેલા પત્થર ઉપર રહેલું જળ સૂર્યનાં તેજ વડે સૂર્યમંડળમાં જળરૂપે રહેવાને લઇ જવામાં આવે છે એમ અનુમાન

કરવું. બીજના જે અંકુર આદિ થાય છે, તે તો બીજની જ ચોક્કસ રીતે ન વર્ણી શકાય એવી અવસ્થા છે. કાર્યનું નિમિત્ત કારણ (તે કાર્યનો કરનાર) અને ઉપાદાન કારણ (જે પદાર્થનું કાર્ય બન્યું) એક શી રીતે હોય તે તાર્કિક સાથે, સંવાદ કરતાં આગળ સમજાવીશું. અને એ રીત પ્રમાણે સમજવું કે અંકુરો બીજની જ અવસ્થા છે. પ્રથમ મુદ્‌ગરમાં તાર્કિક સાથે વાત કરી તે વેળા પણ આ વાત સાબીત કરી છે; માટે ક્ષણિક વાદિયોએ "પ્રતિસંખ્યાનિરોધ" અને "અપ્રતિસંખ્યાનિરોધ" નામે બે પ્રકારના જ નાશ માન્યા છે તે સંભવતા જ નથી તે જાતના નાશને આધીન કોઈ વસ્તુ નથી,* માટે એ નાશ અસિદ્ધ છે એટલું જ નહીં, પણ અવિદ્યા વિગેરેના નાશનો અસંભવ છે, તેથી પણ એ બે જાતના નાશ અસંભવિત છે. અવિદ્યા આદિનો નિરોધ–નાશ અસંભવિત છે એ આ પ્રમાણે સમજવું:—

યમનિયમઆદિ સામગ્રી સહિત સાચું જ્ઞાન થવાથી જે અવિદ્યા આદિનો નિરોધ-નાશ થાય છે, તેનું નામ જો "પ્રતિસંખ્યાનિરોધ" કહો, તો તમે "નિર્હેતુક વિનાશ"નો જે સ્વીકાર કરો છો, તે સ્વીકારને હરકત થવાનો પ્રસંગ આવે છે, કારણ કે નાશ કરવાની અવિદ્યાદિ વસ્તુનું સ્વરૂપ ન હોવાથી તેના વિનાશના હેતુ–કારણનું કાંઇ પ્રયોજન રહેતું નથી; માટે તે હેતુ અસત્ છે હયાત નથી, આમ હેતુ ન હોય ત્યારે જો વિનાશ થાય તો તે નિર્હેતુક વિનાશ બને એટલા માટે જ હેતુ અસત્ હોવાથી, હેતુરહિત મુદ્‌ગરપ્રહાર આદિથી ઉપજતા ઘટનાશનું નામ પ્રતિસંખ્યાનિરોધ છે, અને તે પ્રમાણે એમ કહેવાશે કે અસત્ કારણથી કાર્યની ઉત્પત્તિ નથી; કારણ કે તે સત્ કારણથી કાર્ય ઉત્પન્ન થતું જણાય છે. જેમ ઘડા વિગેરેનો પોતાની મેળે જ સ્વાભાવિક નાશ થાય છે, તેમ જો એની મેળે, અવિદ્યા આદિનો નાશ થાય તો અપ્રતિસંખ્યાનિરોધ થાય એમ જો સ્વીકારો, તો તમે જે "सर्वं दुःखं," क्षणिकं शून्यं (=સર્વ દુઃખરૂપ ક્ષણિક અને શૂન્ય છે) એવી ભાવના કરવાનો ઉપદેશ કરો છો તે નકામો થાય, માટે બને પ્રકારના નાશમાં દોષ હોવાથી એ પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધનો તમારો સ્વીકાર અયોગ્ય જ છે. એમ આકાશ પણ "ભાવ" પદાર્થ છે એ શ્રુતિથી જ સિદ્ધ છે, માટે તે શૂન્ય નથી એ સાબીત છે. તે શ્રુતિ એ છે કે एतस्मादात्मन आकाशः संभूत (આત્માથી આકાશ પદાર્થ ઉત્પન્ન થયું) આવાં વેદ વાક્યોના પ્રમાણપણા વિષે—તેમની સત્યતા વિષે બૌદ્ધો સંશયયુક્ત છે, તોપણ શબ્દગુણને લીધે આકાશ અનુમાનથી સિદ્ધ કરી શકાય છે એમ કહેવાની જરૂર નથી. તે આ પ્રમાણે સ્પષ્ટ છેઃ—શબ્દમાં જાતિ છે માટે તે "સામાન્ય" (જાતિ), "વિશેષ" અને "સમવાય" નામે ત્રણ પદાર્થોથી નોખો છે, અને તે સ્પર્શવાન્ નથી, તેથી માત્ર કર્ણ(કાન) રૂપ બાહ્ય ઇંદ્રિયવડે એ સમજી શકાય છે, માટે ગંધ આદિની પેઠે એ એક ગુણ છે એમ અનુમાનથી નક્કી થયું. હવે એ શબ્દ આત્માનો ગુણ નથી કારણ કે તે બાહ્યેન્દ્રિયવડે સમજાય છે. એ માટે જ તે મનનો પણ ગુણ નથી કારણ કે તે મનના ગુણ પ્રત્યક્ષ નથી. પૃથિવી આદિનો પણ તે ગુણ નથી કારણ કે તેમના ગંધ વિગેરે ગુણની સાથે રહેલો તે જણાતો નથી. શબ્દ ગુણ છે અને ગંધ આદિની પેઠે ચોક્કસ ઇંદ્રિયવડે તે સમજાય છે, તેથી જે દ્રવ્યનું તે અનુમાન કરાવે છે, તે "આકાશ" નામે પાંચમું મહાભૂતરૂપ વસ્તુ છે એમ જાણવું (ચાલુ.)

કૃષ્ણશંકર હિરાશંકર પંડ્યા. બી. એ.

---

*નાશ પામતી દેખાતી સર્વ વસ્તુ અવસ્થાંતર પામે છે, પણ સમૂલ નાશ પામનાર એકે વસ્તુ નથી.

# ॥ श्री रामगीता भाष्य ॥

( અનુસંધાન ઑગસ્ટ માસથી. )

ગત શ્લોકમાં જીવાત્મા અને પરમાત્માની અભેદતા કેવી રીતે છે તે જણાવી, હવે તત્ત્વ-જ્ઞાનીને જગત સત્ય હોવાનો ભ્રમ જે પ્રકારે કરી પોતાની મેળે નિવૃત થઈ જાય છે તે પ્રકારનું નીરૂપણ નીચેના શ્લોક વડે-કરે છે.

इत्थंयदीक्षेत हि लोक संस्थितो
जगन्मृषैवेति विभावयन्मुनिः ॥
निराकृतत्वाच्छ्रुति युक्तिमानतो
यथेंदुभेदो दिशिदग्भ्रमादयः ॥५९॥

ભાવાર્થઃ—સંસારની અવસ્થામાં રહેલો મુનિ જગતને શ્રુતિઓનાં યુક્તિ રૂપ પ્રમાણુથી અને નાશવંતપણાથી મિથ્યા સમજે-જેમ દિશામાં જલાદિકની સમીપ ચંદ્રમાનું બે રૂપે દેખાવું તથા નૌકા ગમન સમયે થતો દષ્ટિનો ભ્રમ, ઇત્યાદિકની-પેઠે સંસાર ભ્રમ રૂપ છે

વિવેચનઃ—આ પ્રકારે જીવનમુક્ત દશામાં પ્રારબ્ધના યોગથી-લોક વ્યવહારને કરતાં છતાં પણ જગત્ મિથ્યા છે, એવું ચિંતવન કરનાર મુનિ જ્યારે પોતાના સ્વરૂપને જાણે છે ત્યારે તેની દૃષ્ટિમાં જગતના સત્યપણાનો રહેલો ભ્રમ નિવૃત્ત થાય છે, કારણ કે સંસારને સંસાર દૃષ્ટિથી જોવામાં આવે ત્યાં સુધી-સંસાર છે; પરંતુ તેને જ્યારે પરમાત્મા દૃષ્ટિથી જોવામાં આવે છે ત્યારે પરમાત્મા જ પ્રતીત થાય છે. આ દૃષ્ટિસૃષ્ટિવાદનો-સિદ્ધાંત છે. જીવની દૃષ્ટિથીજ આ સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે. અર્થાત્ જીવની અજ્ઞાનમયી ભાવના જ આ ભેદમય, સંસારને-પ્રકટ કરે છે. આને દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે. શ્રી વિચાર સાગરમાં-મહાત્મા નિશ્ચલદાસજીએ દૃષ્ટિ સૃષ્ટિવાદનું સ્વરૂપ એમ-કહ્યું છે કે,-" સર્વ પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનો કાર્ય છે. શુક્તિ રજતની પેઠે, વાસ્વપ્નની પેઠે અવિદ્યાની નીવૃત્તિ-ઉપહિત સાક્ષીથી તેઓનો પ્રકાશ થાય છે, એથી સર્વ પદાર્થ સાક્ષી ભાસ્ય છે, અને જ્ઞાનાકાર, જ્ઞેયાકાર, અવિદ્યાનો પરિણામ એક જ કાલમાં ઉપજે છે; અને સાથે જ નષ્ટ થાય છે. એથી, જ્યારે પદાર્થની પ્રતીતિ થાય છે ત્યારે જ પ્રતીતિનો વિષય-પદાર્થ થાય છે, અન્યકાલમાં થતો નથી. એને જ દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે." શ્રી વેદાન્ત સિધ્ધાન્તાદર્શમાં તેની વ્યાખ્યા નીચે પ્રમાણે કહેલી છે.

दृष्टिरेवभवेत्सृष्टिर्दृष्टिसृष्टिमते, तथा।
दृष्टिकालीन सृष्टिस्तुदृष्टिसृष्टिर्मतान्तरे ॥

સિદ્ધાંત મુક્તાવલિકારના મતમાં દૃષ્ટિએ જ સૃષ્ટિ થાય છે. અન્ય મતમાં 'દ્રષ્ટિ' નામ અવિદ્યાની વૃત્તિરૂપ જ્ઞાન, તેના સમકાલમાંજ 'સૃષ્ટિ' નામ પ્રપંચની ઉત્પત્તિ તેનો વાદ એટલે કથન પરમતત્ત્વ સિવાય જે કાંઇ આ સંસાર પ્રતીત થાય છે, તે માત્ર ભ્રાંતિરૂપ જ છે. ભગવાન્ શંકર કહે છે કેઃ—

पोतेन गच्छतः पुंसः सर्वंभातीवचंचलम् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥

જેમ વહાણમાં બેસીને જનારા પુરૂષને કાંઠે રહેલાં વૃક્ષાદિ પદાર્થો ચાલતા જણાય છે, તેમ જ અજ્ઞાનને યોગે-આત્માને વિષે દેહ ભાસે છે.

यथा शशी जलेभाति चंचलत्वेन कस्यचित् ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञानयोगतः ॥

જેમ જલના પાત્રમાં, જલ હાલવાથી તેમાં પ્રતિબિંબરૂપે સ્થિત, સૂર્ય ચંદ્ર આદિ, કોઇને હાલતા હોય એમ જણાય છે, તેમજ અજ્ઞાનવડે અજ્ઞાની જનને આત્માને વિષે દેહનું ભાન થાય છે.

આ પ્રકારે વૃક્ષાદિક અને ચંદ્રમાની સ્થિતિ ભ્રમથી જ ભાસે છે; તેમ વિપર્યયજ્ઞાનથી આ સંસાર મિથ્યા રૂપ છે છતાં સત્ય જેવો જણાય છે; માટે તેને વિચારવાન્ મુનિએ મિથ્યા સમજી-પોતાના આત્મા વિષે જ રાગ યુક્ત દૃઢ શ્રદ્ધા રાખવી એ જ-હિતાવહ છે.

પૂર્વ શ્લોકમાં તત્ત્વજ્ઞાનીને જગત્ સત્ય હોવાનો ભ્રમ કેવી રીતે નિવૃત્ત થાય તે જણાવી હવે, જગત્ મિથ્યા છે છતાં ભ્રાંતિથી સત્યરૂપે પ્રતીતિ થાય છે તે મિથ્યા પ્રતીતિ દૂર થવાનું જ્ઞાન મારા ભજન વડે જ થઇ શકે છે—એવા પ્રકારનો આશય શ્રીરામચંદ્રજી ભગવાન્ નીચેના શ્લોકે-કરી પ્રતિપાદન કરે છે.

यावन्नपश्येदखिलं मदात्मकं
तावन्ममाराधनतत्परो भवेत् ॥
श्रद्धालुरत्यूर्जित भक्ति लक्षणो
यस्तस्य दृश्योऽहमहर्निशंहृदि ॥५८॥

ભાવાર્થઃ—જ્યાં સુધી આ સર્વ સંસાર મારા વિવર્ત રૂપ જ છે, એવો નિશ્ચય ન થાય ત્યાંસુધી જે પુરૂષ મારી પ્રાપ્તિને-વાસ્તે શ્રદ્ધા પૂર્વક દિવસે દિવસે ભક્તિ રૂપ લક્ષણને વૃદ્ધિ-આપી મારી ઉપાસનામાં તત્પર રહે છે તે પુરૂષને હું હૃદયમાં નિરંતર પ્રત્યક્ષ થાઉં છું.

વિવેચનઃ—સંપૂર્ણ જગતનું હું અધિષ્ઠાન હોવાથી સકલ જગત મારા રૂપ જ છે; મારાથી ભિન્ન નથી; કેવલ અજ્ઞાનથી ભિન્ન-પ્રતીત થાય છે. અર્થાત્ કે સંપૂર્ણ જગત્ મારા વિવર્ત રૂપ જ છે. આ પ્રકારના મારા બ્રહ્મ સ્વરૂપને પુરૂષ જ્યાં સુધી જાણતો નથી ત્યાં સુધી મારી પ્રાપ્તિ માટે અથવા જ્ઞાન પ્રાપ્તિ માટે-તેણે શ્રદ્ધા પૂર્વક માત્ર નવધા ભક્તિ-યુક્ત ઉપાસના કરવી એજ જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય છે; ઉપાસના માર્ગમાં ભક્તિના નવ પ્રકારનાં સ્વરૂપો આ પ્રમાણે કહેલાં છે.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं हास्य सख्यमात्मनिवेदनम् ॥

વિષ્ણુનું શ્રવણ કિર્તન, સ્મરણ, પાદ સેવન, અર્ચન, વંદન, સખાપણું, અને આત્મ નિવેદન ( શરીરાદિ ઇશ્વરને અર્પણ કરી તેના પોષણ વિગેરેની ચિંતા નહિ કરવી તે ). આ પ્રકારે પ્રથમ સગુણ ઉપાસના કરવાનો આશય પણ શ્રી રામચંદ્રજીનો-હોય તેમ સ્પષ્ટ થાય છે—નવધા ભક્તિનું સ્વરૂપ વેદાંતશાસ્ત્રમાં અન્ય પ્રકારે કથન કરવામાં આવ્યું છે. તે એવી રીતે કે; પરબ્રહ્મના શોધનમાં પ્રથમ તત્ત્વનો વિચાર કરવો એ ચરણ ભક્તિ કહેવાય છે; પંચભૂતનો વિચાર કરવો તે કીર્તનભક્તિ કહેવાય છે,—પંચકોષનો વિચાર કરવો તે સ્મરણભક્તિ છે; પંચતત્ત્વ, પંચમહાભૂત, પંચકોષ એ સર્વથી હું ન્યારોછું એવો જે દૃઢ નિશ્ચય તે અર્ચનભક્તિ કહેવાય છે. હું કોણ એવી રીતે મહાવાક્યથી વિચાર કરવો તે વંદનભક્તિ કહેવાય છે, આત્મા અને પરમાત્મા એક જ છે; પણ હું બીજો નથી. અર્થાત કે આત્મા પરમાત્માની એકતાનો વિચાર તે દાસ્યભક્તિ કહેવાય છે; ' तत्त्वमसि ' ' તે તું છે ' એવો નિશ્ચય કરવો તે-સખ્યભક્તિ કહેવાય છે—આ સર્વ બ્રહ્મ છે; ઇશ્વર રૂપ જ છે, એમ દૃઢ નિશ્ચય થવો એ આત્મ નિવેદન ભક્તિ કહેવાય છે; અને પરમાત્મા તથા આત્મા એક જ છે, એમ પરમાત્મામાં આત્માને-લીન કરવો એ અનન્ય ભક્તિ કહેવાય છે.

જે પુરૂષનું ચિત્ત પૂર્વ કર્માનુસારે શુધ્ધ ન હોય, અને સર્વ જગત મારૂં જ સ્વરૂપ છે એમ ન અનુભવાયું હોય તેણે પુનઃ ચિત્તશુધ્ધિ માટે નિષ્કામ કર્મો વડે મારી સગુણ મૂર્તિનું ધ્યાન પૂજન કરવું-શ્રુતિ પણ કહે છેઃ—

"कुर्वन्नेवेहकर्माणि जिर्जीविषेच्छतꣳसमाः ।
एवंत्वयिनान्य येतोऽस्तिनकर्मलिप्यतेनरे ।"

અર્થઃ—સર્વ જગતમાં બ્રહ્મમય ભાવના ન થાય તો સો વર્ષ સુધી નિષ્કામ કર્મ કરવાથી મોક્ષ થાય છે; પણ બીજી રીતે થતો નથી.

शु. य. पे. ४ अ. मं. २.

ભગવાન્ શ્રી રામચંદ્રજીનો આશય પણ સગુણ અને નિર્ગુણ એમ બંને ઉપાસના વિષે જણાય છે. ચિત્તવૃત્તિથી ભક્તિ પ્રેમ ભાવે અમુક પ્રકૃતિ અધિષ્ઠાન અર્થાત અમુક દેવનું ભજન, તેની પુજા, તેની અર્ચા, અથવા જે દેવ કે, મહાત્મ્યવાળી વસ્તુની ઉપાસના કરવા ઇચ્છી હોય, તે તે દેવ કે વસ્તુની નજદીક બેસવું, અને તેની ખરા દઢ ભક્તિ ભાવે આરાધના કરવી તે સગુણોપાસના કહેવાય છે, અને નિર્ગુણ ઉપાસના વેદાંત પક્ષમાં એમ કહેલી છે કે;-હું કયાંથી આવ્યો, કેમ આવ્યો, કયાં જઇશ, મારૂં શું થશે એવો વિચાર થવો તે ચરણ પ્રક્ષાલન છે; સંસાર અસાર છે, ને હું મૃત્યુ વશ—માનવીછુ એવા વિચારથી સંસારમાંથી સરતા થવું એ પ્રભુને સ્નાનાદિક ક્રિયાનો પ્રકાર છે; હું જીવનથી પણ બીજો કોઇ છું એવો વિચાર થવો એ વસ્ત્રપરિધાન છે હું પંચભૂત તથા પંચકોષથી ન્યારો છું એવો જે વિચાર તે અલંકારપરિધાન ક્રિયા છે—જે તે છે તે જ હું છું એવો જે નિશ્ચય તે પુષ્પચંદનાદિક ક્રિયા છે; હું વિશ્વ વ્યાપિ છું, માટે આ જગત્ સાથે કાંઈ સંબંધ નથી, હું કોઇનો નથી, ને મારો કોઇ નથી એવો જે વિચાર તે મંગલઆરતી છે; હું જ એવો નખશિખ પર્યંત અખંડ એકરસ ભાવ પ્રકટવો ને પરમાત્માનું અનુસંધાન કરવું એ પરમદર્શન છે. પ્રભુના ચરણ એ તત્ત્વવિચારનું સ્થાન,-ઘુંટીએ પચભૂત વિચારનું સ્થાન, જાનુએ પંચકોષના વિચારનું સ્થાન, કટીએ દ્વૈત અદ્વૈતના ભેદ વિચારનું સ્થાન, ઉદર એ પરમાત્મા આત્માની એકતાના વિચારનું સ્થાન, હસ્ત એ "તે તું છે" એ નિશ્ચયનું સ્થાન, કપાલ એ સર્વ વાસનાના ક્ષયનું સ્થાન, મસ્તક એ વિજ્ઞાન બ્રહ્મને જાણવાનું સ્થાન, અને મુખ એ હું જ પરબ્રહ્મ છું એમ જાણીને પરબ્રહ્મમાં લીન-લય લાગવાનું સ્થાન આ પ્રકારની સગુણ અને નિર્ગુણ ઉપાસનામાં પોતપોતાના અધિકાર પ્રમાણે દઢ વિશ્વાસ રાખી મારી ઉપાસના કરનારમાં મારી અસંત વૃદ્ધિગંત થયેલી પ્રેમ લક્ષણાદિ સઘલા દશ્ય પ્રપંચને પોતાના આત્મા સમાન જાણવાની સ્થિતિ. समसर्वेषुभूतेषु, समः शत्रौच मित्रेच ) ભક્તિ પ્રકટ થાય છે; ત્યારે હું તે પુરૂષના હૃદયમાં મારૂં સ્વરૂપ નિત્ય પ્રકટ રાખું છું. એમ આ સ્થળે ભગવાન્ શ્રી રામચંદ્રજીના કહેવાનો ભાવ છે.

ગત્ શ્લોકમાં જગતની મિથ્યા પ્રતીતિ થવાનો ભ્રમ—પરમાત્માના ભજન વડે જ દૂર થાય છે તેનું પ્રતિપાદન કરી, હવે આ વેદાત સિદ્ધાંતોનો સંગ્રહ જે તમને કહેવામાં આવ્યો તેને વિચારનારા પુરૂષોના પાપ સમૂહો નષ્ટ થાય છે, તે નીચેના શ્લોક વડે નીરૂપણ કરે છે.

रहस्यमेतच्छ्रुतिसारसंग्रहं
मया विनिश्चित्यतवोदितं प्रियम् ॥
यस्त्वेतदालोचयतीह बुद्धिमान्
समुच्यते पातकराशिभिः क्षणात् ॥५९॥

ભાવાર્થઃ—હે પ્રિય આ જે જ્ઞાન છે તે સર્વ વેદોની શ્રુતિઓમાંથી ગુહ્ય ભ ગ નિશ્ચય

કરી મેં તને કહેલો છે—માટે જે બુદ્ધિમાન—પુરૂષ જ્ઞાનનો વિચાર કર્યા કરે છે, તે મનુષ્ય પાપના સમૂહોથી તરત જ મુકાય છે.

વિવેચન—પરમાત્મા શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી પ્રત્યે કહે છે કે, આ અતિ ગુહ્ય શ્રુતિ સાર સંગ્રહરૂપ ગીતા, સંપૂર્ણ વેદાંતનો સાર કહાડી મેં મારા મુખે કરી તમારાપ્રત્યે વર્ણન કરી છે માટે તેમાં કોઇ પણ પ્રકારનો સંશય કરવાનું પ્રયોજન નથી. આ મારા સિદ્ધાંતોનો જે બુદ્ધિમાન્ પુરૂષ ભક્તિપૂર્વક વિચાર કરે છે, તે કાયિક, વાચિક, તથા માનસિક સર્વ પ્રકારના પાપ સમૂહથી મુક્ત થઇ પરમપદને પ્રાપ્ત થાય છે, (શ્રુતિ કથન-કહે છે કે—

"क्षणं ब्रह्माहमस्मीति यः कुर्यादात्मचिंतनं ।
तन्महापातकं हंतितमः सूर्योदये यथा"
इति स्मृतेः ॥

તે પરમપદ જ મારૂં સ્વરૂપ છે, તેથી તેને વિષે જે પુરૂષ એક ક્ષણવાર પણ સ્થિર થાય છે—તેના સર્વ પ્રકારનાં બંધનનો નાશ થાય છે, તથા તે બીજાં અનેક ફલોને પ્રાપ્ત થઇ કૃતકૃત્ય થાય છે, કહ્યું છે કેઃ—

स्नातं तेन समस्ततीर्थ सलिले सर्वापि दत्तावनि-
र्यज्ञानांच सहस्त्रमिष्टमखिलादेवाश्च संपूजिताः ।
संसाराच्च समुध्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपिस्थैर्यंमनः प्राप्नुयात् ॥

બ્રહ્મ વિચારને વિષે જે પુરૂષનું મન ક્ષણ માત્ર પણ સ્થિરતાને પ્રાપ્ત થાય છે; તે પુરૂષે ગંગાદિ સર્વ તીર્થમાં સ્નાન કર્યું એમ જાણવું; અને સમગ્ર પૃથ્વીનું દાન કર્યું, તથા હજારો યજ્ઞ કર્યા—અને જેટલા દેવતા છે તે સર્વ દેવતાઓની પુજા કરી, તથા પોતાના સર્વ પિતૃઓનો સંસારથી ઉદ્ધાર કર્યો, એટલે સારી ગતિને પ્રાપ્ત કર્યા, અને પોતે પણ ત્રૈલોક્યમાં પૂજ્ય થાય છે. તેમ જ શ્રુતિ એવા મહાત્મા પુરૂષને માટે તેથી પણ આગલ વધીને કહે છે કે,—

कुलं पवित्रं जननी कृतार्था विश्वंभरा पुण्यवतीच तेप्न ।
अपार संवित्सुखसागरे स्मिँल्लीनं परेब्रह्मणियस्य चेतः ॥

અનંત જ્ઞાનના-સુખ સાગરરૂપ પરબ્રહ્મને વિષે જેનું ચિત્ત-લીન થયું છે-તેનું કુલ પવિત્ર થાય છે; માતા કૃતાર્થ થાય છે; તથા-એવા પુરૂષનો જ્યાં નિવાસ છે-તે પૃથ્વી પણ તે પુરૂષના નિવાસે કરી પુણ્યવતી- તીર્થ સ્વરૂપ થાય છે

પૂર્વે શ્લોકમાં, આ રામગીતામાં કહેવાએલા વેદાંત સિદ્ધાંતોનો વિચાર કરનારાઓના પાપ સમૂહો નષ્ટ થાય છે-તેનું વર્ણન કરવામાં આવ્યું, હવે તે સિદ્ધાંતોની દઢતા-કરવા માટે પુનઃ તે વિષે નીચેના શ્લોક વડે કરી નિરૂપણ કરે છે.

भ्रातर्यदीदं परिदृश्यते जग-
न्मायैवसर्वं परिहृत्य चेतसा ।
मद्भावनाभावित शुद्ध मानसः
सुखी भवानन्दमयो निरामयः ॥६०॥

ભાવાર્થઃ—હે ભાઇ! જે કાંઇ આ સંસાર પ્રતીત થાય છે તે સર્વ માયા છે એમ મન વડે નિશ્ચય કરીને મારે વિષે શુદ્ધ અંતઃકરણવાળો માયાથી રહિત અને આનંદ રૂપ થઇ સુખી થા.

વિવેચનઃ—હે ભાઇ લક્ષ્મણ! ( કોઇ એમ શંકા કરે કે-પહેલાં લક્ષ્મણજીને જે જે કહેવામાં આવ્યું છે તેમાં કોઇ સ્થળે ભ્રાતૃ શબ્દનું સંબોધન આવેલું નથી, છતાં જે ભ્રાતૃ ભાવે જ છે. તો પછી અત્ર ભ્રાતૃ શબ્દ લખી પિષ્ટ પેષણ કરવા શું જરૂર હતી? તો તેનો અત્ર એવો આશય સમજવાનો છે કે; પ્રથમ લક્ષ્મણજીને ગુરૂ ભાવે કરી આત્મ જ્ઞાન દઢ કરાવ્યું છે, અને હવે ભ્રાતૃવાત્સલ્યતા વડે પ્રીતિની વૃદ્ધિને લીધે અત્ર ભ્રાત! એ શબ્દથી કહેવામાં આવેલ છે; પણ પહેલાં એ શબ્દ વડે કહેવાએલું નથી, એમ અત્ર વપરાએલા ભ્રાતૃ શબ્દ વિષે સમજવાનું છે ) જે આ સંપૂર્ણ જગત્ પ્રતીત થાય છે-તે વાસ્તવિક રીતે કાંઇ-પણ નથી, પણ ફક્ત માયાએ બ્રહ્મને વિષે કરેલી મિથ્યા કલ્પના માત્ર જ છે; અને તેની પ્રતીતિ તમોગુણ તથા રજોગુણે કરી-વિક્ષિપ્ત અર્થાત મલિન ચિત્તને વિષે જ થાય છે; તો તેનો રાજસ અને તમોગુણ રહિત સત્વગુણ પ્રધાન વાલી બુદ્ધિએ કરી ત્યાગ કરવો; એટલે મિથ્યા સંસારથી ઉદાસિન રહેવું ( અર્થાત્ કે જગતમાં થતી લાભ હાનિ વિષે ચિત્તમાં ખેદ ન કરવો તે ) અને એક શુદ્ધ ચિત્તે કરી મારી જ ભાવના કરવી-તાત્પર્ય કે રાત્રિ દિવસ ચૈતન્યના વિચારો વિષે જ તત્પર રહેવું. શુદ્ધ ભાવનાવડે પુરૂષની સંસાર સમુદ્રથી નિવૃત્તિ થઇ આનંદ-સ્વરૂપ બ્રહ્માત્મામાં સ્થિતિ થાય છે. ભગવાન્ રામચંદ્રજી—લક્ષ્મણજી પ્રત્યે કહે છે કે,-તમે આનંદ રૂપ એટલે શુદ્ધ ચૈતન્ય રૂપ છો,— ( શિષ્યને સ્વરૂપ બોધ કરાવતાં સદ્ગુરૂઓ તરફથી દઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાનનું કથન કરવાનો શિષ્ટ સંપ્રદાય છે. ભગવાન્ શંકરાચાર્યે પોતાના એક શિષ્યને સંબોધીને કહ્યું છે કે:—

निद्राकल्पित देशकाल विषय ज्ञात्रादि सर्वंयथा
मिथ्या तद्वदिहापि जाग्रति जगत्स्वाज्ञान कार्यत्वतः

यस्पादेवमिदं शरीरकरण माणाहमाद्यध्वस-
तस्मात्तत्त्वमसि मशान्तममलंब्रह्माद्वयं यत्परम् ।

ભાવાર્થ —જેમ સ્વપ્નમા અજ્ઞાને કલ્પેલુ, દેશ, માન વિષય અને જ્ઞાતા આદિ સઘળુ મિથ્યા છે-તેમ જાગ્રતમા પણ અજ્ઞાને કલ્પેલું સઘળુ જગત મિથ્યા છે આ પ્રમાણે શરીર ઇન્દ્રિય, પ્રાણ અને અહંકાર આદિ સઘળુ મિથ્યા છે એટલા માટે પ્રશાંત, નિર્મળ અને અદ્વય જે પરબ્રહ્મ તે તું છે) શુદ્ધ ચૈતન્યને વિષે સુખ દુ ખનો અભાવ જ હોય છે તોપણ તમને ભ્રમે કરી તમે શુધ્ધ ચૈતન્ય રૂપ છો એવી પ્રતીતિ થતી નહોતી, તે આ મારી તમને કહેલી ગીતા રૂપ જ્ઞાન વડે થઇ, જેમ કોઇ પુરૂષ, પોતાના કંઠ વિષે માલા હોવા છતા પણ ભ્રમે કરી માલા કંઠમા નથી એવી ભાવના થવાથી ખેદ પામવા લાગ્યો ત્યારે કોઇ બુદ્ધિમાન પુરૂષે તેને કંઠમા માલા છે એના અપરોક્ષ જ્ઞાન વડે હોવાની પ્રતીતિ કરાવી, તેમ આ-ગીતાજીના અપરોક્ષ જ્ઞાનવડે શ્રી લક્ષ્મણજીનો ભ્રમ દૂર થયો એમ કહેવાનો ભાવ છે

( આગળ ચાલુ.)

શ્યામચંદ્ર ગોરધનદાસ.

---

## ॥ गोविन्द ज्ञान बावनी ॥

( અનુસધાન પૃષ્ઠ ૩૨૦ થી )

### भ्रांति निवारण और आत्मा दर्शन यथा.

**कवित्त**

भूलमें प्रमाद कोउ पश्चिमकों पूर्वमानी । उन और धावत सो पार कैसें पात है॥
मंजुल महक निज मदकी मरग लखि । खोजत फिरत सोइ क्यों करि मिलात है॥
गोविंद गयेंद्र जैसे निज प्रतिबिंब लखि । पानीमें परतपर कछुना दिखात है॥
तैसें तुम घटमाहि आतमा अखंड बसे । ताकों परहरी कैसें और ठौर धात है॥४५॥

અર્થ—કોઇનું માથું ફરી જાય છે, ત્યારે ભૂલમાં ભ્રમાઇને આથમણી દિશાને ઉગમણી દિશા માનીને તે તરફ જાય તે કેમ કરીને પાર પામે; અર્થાત નહીજ પામે; તેમ કસ્તૂરિયો મૃગ પોતાની નાભીમાં રહેલ કસ્તૂરીની સુગંધ આવવાથી તેને ગોતતો ફરે છે; તે કેમ કરીને મેળવે, અર્થાત નહીજ મળે; તેમ ગોવિંદ કહે, જેમ હાથી પાણી પીતાં પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોઇને સામો બીજો હાથી ઉભો છે, એમ જાણીને પાણીમાં પડે છે; પણ કાંઇ દેખતો નથી તેમ તમારા ઘરમાં અખંડ આત્મા શોભે છે; તેને પરહરીને બીજે ઠેકાણે કેમ દોડો છો; અર્થાત તમે તમારા આત્માને ઓળખો. ॥ ૪૪ ॥

## मुवा पीच्छे शोक नहीं करन विषे.

### कवित्त.

सुखद सराइ मांहि सांझ समे आइ मिले॥ चासुरा दिताइवेकों मेहते मवासीहै॥
सोइ एक दूजा साथ हेतनतें हिलिमिलिः। आनंद मगन व्हैकें निशिकों निकासी हैः॥
भोर भये सर्व उठि निज निजराहनमेंः। चालनको सर्व लगे बाटके विलासी है॥
गोविंद त्यों आइ मिले सकल समधि ताकोंः। बिछुरन वेर कैसे धारत उदासी हैः॥४५॥

અર્થ—સાંઝ સમે સુખદાયક ધર્મશાળામાં રાત રહેવા માટે, કેટલાક મુસાફરો આવ્યાં, ને તે એક બીજા સાથે હેતથી હળી મળીને આનંદમાં લીન થઇને રાત કાઢી ને સવાર થયું, ત્યારે સર્વે પરોઢીયું, ઉઠીને પોતપોતાને રસ્તે સર્વે ચાલવા લાગ્યા. તેવી જ રીતે ગોવિંદ કહે–આ–ઘર રૂપી ધર્મશાળામાં આપણે સર્વે સગા સંબંધી આવીને મલ્યા છીએ; તેને જુદા પડતી વખતે તું કેમ ઉદાસીપણું ધારણ કરે૦. ૪૫

## पुनर्यथा.

सांझ समे शाखिनपैं मिलत विहंग जैसेंः॥ भोर भये सोइ उडि जात और ओरें है
बाटमें बटोही जैसें मिलते है आइ परः॥ बाटके बिछूटे सोइ आप संग छोरे हैः॥
वैसें मात तात भ्रात भगिनी भतीज पुनिः॥ सुंदरो सपूत मिले सर्व एक ठौरे है॥
गोविंद अवधि ताकी आइ तब होत जुदेः॥ उनमें अधिक दुख मानत क्यों जोरे हैः॥

અર્થ—જેમ સાંઝ સમે ઝાડપર રાત રહેવા પંખીઓ આવીને એકઠાં મળે છે; તે સવાર પડે. ત્યારે સર્વે ઉડીને જુદા જુદા જેમ જેને ઠીક પડે તેમ ઉડીને ચાલ્યા જાય

છે, તેમ જ જેમ રસ્તાના વટેમારગુ રસ્તામા ભેળા થાય છે, પણ તેનો રસ્તો જુદો પડે છે ત્યારે તે આપણો સથવારો છોડીને તેની વાટે ચાલ્યો જાય છે, તેવી જ રીતે મા બાપ ભાઇ બેહેન ભત્રીજા સ્ત્રી અને સારો પુત્ર એક ઠેકાણે એટલે એક ઘરમા આવીને 'ભેળા થયાં છેયે, તેમાથી જેની અવધિ આવી રહે છે તે ગોવિંદ કહે, જુદા પડે છે,' એમા હે ભોળા તૂ વિશેષ દુખ કેમ માને છે ૪૬

## साधु विषे.

कोऊतो मधुर बैन बोलिकें बखान करें ॥ कोऊतो कटुक बैन कहिकें दुखात है ॥
कोऊतो मुनिंद्र मानी सेवत सदाय पुनिः॥ कोऊतो कलंकि कही दोपकों लगाते है
उनहीको शोक हर्ष जर ना धरत पुनि ॥ संतत समोद निज गानमें रहात हैः ।
गोविंद कहत एसे साधुकों सकल नर ॥ प्रेमतें प्रनाम करी धन्यही कहात है ४

અર્થ—કોઇ તો આવીને મીઠા મીઠા વચન બોલીને વખાણ કરે, અને કોઇ તો આવીને કડવા વચનો કહી મનને દુખાવે છે, વળી કોઇ તો આવીને મહોટા મુનિંદ્ર માનીને સદાય સેવા કરે અને કોઇ તો કલંકિત કહી દોષ લગાડે છે, પણ તેનો મનમા શોક કે હર્ષ જરા પણ ધારતા નથી, ને સદાય હર્ષ યુક્ત પોતે શરીરમા રહે છે ગોવિંદ કહે એવા સાધુને સર્વ પુરૂષો પ્રેમથી પ્રણામ કરીને તેને ભગવાન માની તેના વખાણ કરે છે ૪૭

## पुनर्यथा.

धीरजहे तात अरु मात छमा सोहतहे ॥ शांति सुखदाय वामा विमल विभात हैः ॥
सत्यहै सपूत पुनि करुणा बहिन वरः ॥ संयम सुखद भाई प्रबल प्रख्यात है ॥
सेज छिति तल अरु दीपत दुकूल दिशाः॥ अशन अमित ज्ञान सर्वदा सुहात है ॥
गोविंद कहत एसे साग और सगे जाके ॥ सोइ योगी आश कैसें औरकी धरात है ४

અર્થ—ધીરજ જેનો બાપ છે, ક્ષમા જેની માતા શોભે છે અને સુખ દેનાર શાંતિ જેની સ્ત્રી નિર્મળ શોભે છે, વગી સત્ય જેનો સારો પુત્ર છે, અને દયા જેની ઉત્તમ બેહેન છે તથા સુખદાયક સયમ જેનો બળવાન અને પ્રખ્યાત ભાઇ છે, અને પૃથ્વી તળ જેની શય્યા છે ને દિશાઓ જેના વસ્ત્રો શોભે છે, વગી ભોજન જેનું અલ્પ છે, અને સદાય જ્ઞાનમય શોભે છે ગોવિંદ કહે, એવા જેના સાધન અને સગાઓ છે, તે યોગી બીજાની આશા કેમ કરે, અર્થાત નહી જ કરે ૪૮

## पुनर्यथा.

त्यागीके तमाम परपंच जग जनकोः ॥ जंगलमें जाई आप एकिले रहात हैः ॥
तीरथके तोयनको पान करि प्रतिदिनः ॥ हियमें हमेश ध्यान हरिको धरात हैः॥
सोवतहै छितिनपैं सुखतें सदाय पुनि ॥ पाइ फळ फूळ कद उदरें अघात हैः॥
गोविंद कहत वाकों वंदिके विबुध सबैंः॥ ईश्वर अपर आप आस्यतें कहात हैः ॥४९

અર્થ—જગતની જંજાળનો સર્વે પ્રપંચ તજીને જંગલમા જઇને પોતે એકલો રહે છે, અને તીર્થના જળનું રોજ પાન કરે છે, વળી હૃદયમા પરમેશ્વરનું નિત્ય ધ્યાન ધરે છે, અને પૃથ્વી તળ ઉપર સદાય સુખથી સુવે છે, અને ફલ ફુલ તથા કંદમૂળ ખાઇને જે ધરાય છે, ગોવિંદ કહે તેને સર્વે પંડિતો પ્રણામ કરીને પોતાના મુખથી બીજો પરમેશ્વર કહે છે ૪૯

## पुनर्यथा.

मान अपमान जाके उरमें न ओपत हैः॥ संतत समान सबे चित्तमें रहावे हैः॥
पावत मिलत सोइ चाहतें सदाय पुनि ॥ ताहिमें तनक नाहि लावत अभावे हैः॥
सागिकें तमाम सोइ जगतकी जाळ झूठीः ॥ ब्रह्मके भजनमांहि ध्यानको धरावे है ॥
गोविंद कहत ऐसे योगी अभिराम कोऊः॥ विश्वमें विजयि बनि धन्यसो कहावे हैः

અર્થ—માન અને અપમાન વિશે જેના મનમા કાંઇ નથી, અને સદાય સર્વે સરખા જેના મનમા ગોમે છે વળી જે મળે તે હોંમથી સદાય ખાય છે, તેમા જરાકે પણ અભાવ લાવતો નથી અને તે જગતની ખોટી સર્વે જાળને તજીને પરબ્રહ્મના ભજનમા ધ્યાન ધરે , ગોવિંદ કહે, એવા મનોહર કોઇક જ યોગી સસારમા વિજય પામીને ભાગ્યવાન કહેવાય છે ૫૦

## भव सरिता तरन विषे रूपकालंकार.

### कवित्त

आशा एक नदा तामें नदक मनोरथ मरे ॥ तृष्णा तरग तामें राज लहरत हैः ॥
काम कोर मोह मद आदिक अपार मच्छ ॥ पेख विकराळ मोरे तामें विहरत हैः॥

गोविंद विलोकि वाको वपुमें विनाशकारी॥ विषयी विमूढ केते दिकमें डरत हैः॥
सोई भव सरिताकों बोधरुप बोहितमेः॥ बैठकें विबुध कोऊ ताहिकों तरत हैः५१

અર્થ—આશા રૂપી એક નદી છે, તેમા મનોર્થ રૂપી જળ ભરેલુ છે, તેમાં તૃષ્ણા રૂપી તરંગો હમેશા ઉછળ્યા કરે છે, વળી તેમા કામ ક્રોધ મોહ અને મદ આદિક અનેક વિકરાળ મચ્છો ઘણા જ ફર્યા કરે છે, ગોવિંદ કહે તેને શરીરમા વિનાશ કરનારા જોઇને કેટલાક વિષયી અને મૂર્ખાઓ મનમા ડરી જાય છે, પણ તેજ ભવરૂપી નદીને જ્ઞાનરૂપી વાહાણમાં બેશીને કેટલાક વિદ્વાન તરીને પેલેપાર પહોચી જાય છે. ૫૧

## भवसागर तरन विषें रूपकालंकार.

कवित्त

वासना विशाल जल भरित लसत पुनिः॥ तृष्णा तरग जामें रोज लहरतहैः॥
आपगा अनेक आशा आइकें मिलत जामेंः॥ मोहसो भंवर भूरि जाहिमें परतहैः॥
काम क्रोध लोभ आदि मगर महान जामेः॥ निसे नये नुकशान कोटिक करतहैः॥
गोविंद कहत एसे भारे भवसागरकोंः॥ नेक ज्ञान नाव बैठ बिरले तरतहैः॥५२॥

અર્થ—વાસના રૂપી જળ ઘણું જ ભરેલુ શોભે છે; અને તેમા તૃષ્ણારૂપી તરંગો હમેશા ઉછળ્યા કરે છે, અને આશાઓ રૂપી અનેક નદીઓ આવીને જેમા મળે છે, તે મોહ રૂપી ભ્રમર જેમા ઘણી જ જબરી પડે છે, વળી કામ, ક્રોધ, લોભ, આદિક મહોટા મગર મચ્છો જેમાં નિત્ય કરોડો નુકશાન કરે છે, ગોવિંદ કહે, એવા સસારરૂપી સાગરને ભારા જ્ઞાનરૂપી વહાણમાં બેશીને કોઇ વિરલા પુરુષો તરે છે ૫૨.

## वैराग्य प्रशंसा.

भोगनमें रोग भय भंपमें कुसंप भयः॥ धनमें भुपाल भय बहुरि बिमात हैः॥
विद्यामाहि वाद भय बलिमांहि बेर भयः॥ गुनमें अगुन भय जगमें जनात हैः।
योगमें वियोग भय जोवनमें जरा भयः॥ वपुमें विनाश भय लोकमें लखात हैः॥
गोविंद कहत ऐसें सर्व है मभय परः॥ केवळ वैराग्य एक निर्भय नितांतहैः ५३॥

અર્થ—ભોગ ભોગવવામા રોગનો ભય હોય છે ભપમા કુસપનો ભય, વળી ધનમા

રાજાને ભય શોભે છે, વિદ્યામાં વાદનો ભય; બળવાનમા વેરનો ભય, ગણુમાં અવગુણનો ભય; જગતમાં જણાય છે, સયોગમાં વિયોગનો ભય; જુવાનીને ઘડપણનો ભય; શરીરનો વિનાશ ભય; લોકમા જણાય છે, એમ ગોવિંદ કહે, સર્વ ભયવાળાં છે, પણ એક કેવલ વૈરાગ્ય જ ઘણો જ નિર્ભય છે. ૫૩.

## निर्वेद ( अभिलाषा )

### कवित्त.

दीनानाथ दीनबंधु दीनके दयाल प्रभुः ॥ मोहिपें मरोह धरी आप कब जोयगेः ॥
काम क्रोध लोभ मोह आदिक विकार तजी ॥ कामनारहित हम शुद्ध कब होयगे ॥
गोविंद कहत तब तीरथके तीर बैठिः ॥ भजनमें भावधरी लीन कब होयगेः ॥
राम राम नामहीको जाप जपि रातदिनः ॥ जनम मरन महा दुःख कब खोयगेः ५४

અર્થ—હે દીનાનાથ, હે દીનબંધુ, હે દીનપર દયા લાવનાર, પરમેશ્વર મહારીપર પ્રેમ ધરીને આપ પોતે કયારે જોશો. અને કામ ક્રોધ લોભ અને મોહ આદિકનો વિકાર તજીને કામના રહિત થઇને હું શુધ્ધ કયારે થઇશ, અને ગોવિન્દ કહે તીર્થના કાંઠાપર જઇને બેશીને તમારા ભજનમા ભાવ ધરીને તેમા લીન કયારે થઇશ ને રાત દિવસ રામ રામ નામનો જાપ જપીને જનમ મરણના મહા દુખ કયારે ખોઇશ ૫૪

### पुनर्यथा.

मात तात भ्रात अरु कामिनी कुटुंब आदिः ॥ सकलतें छोह तजी कबमें बिछरिहौंः ॥
बनिके विरागी अति राखकों लगाइ तनुः ॥ वसन विहीन बनि बनमें बिचरिहौंः ॥
गोविंद कहत पुनि तीरथके तीर बैठिः ॥ चितमें सदाय कब ध्यान हरि धरिहौंः ।
राम राम नामहीको जाप जपि रातदिन· जनम मरन दुख कबे परिहरि हौं ॥५५॥

અર્થ—મા, બાપ, ભાઇ, સ્ત્રી, અને કુટુબ આદિક સર્વેથી પ્રેમ તજીને હુ જુદો કયારે પડીશ ને વૈરાગી થઇને શરીરમાં ઘણી રાખ ચોળીને વસ્ત્ર વિનાનો ( નગ્ન ) થઇને વનમા કયારે ફરીશ વળી ગોવિંદ કહે તીર્થના કાંઠાપર બેશીને હમેશા હરિનું ધ્યાન કયારે ધરીશ અને રાત દિવસ રામ રામ નામનો જાપ જપીને જન્મ મર્ણના દુખ કયારે પરહરીશ ૫૫

## पुनर्यथा.

धाम धरा धन तजी सकल स्वजन आदि ॥ त्यागिकें तमाम कब वनमाँहि जाऊंगें॥
फल फूल कंद खाइ जाह्नवीको जल पीकें ॥ वपुकें विकार तजी तोषमें रहाऊंवें ॥
छितिपैं शयन करी राखकों रमाइ तनु ॥ तृष्णाकों टारी कब शांतिमें सुहाऊंमें ॥
गोविंद कहत पुनि रामहीको नाम जपि॥ सुखमें सदाय कब वासर विताऊंमें ॥५६॥

અર્થ—ઘર જમીન દ્રવ્ય વીગેરે સર્વ સંપત્તિ તજી અને સ્વજન આદિક સવ ત્યાગીને હુ ક્યારે વનમાં જઈશ, ને ત્યાં ફળ ફૂલને કંદમૂળ ખાઈને ગંગાજીનું પાણી પીઈને શરીરના સર્વ વિકાર તજીને સંતોષમાં હુ ક્યારે રહીશ, વળી પૃથ્વીપર સૂઈને શરીરમાં રાખ લગાવીને અને તૃષ્ણાને ટાળીને હુ ક્યારે શાંતિમાં રહીને ગાળીશ, વળી ગોવિંદ કહે, રામનું નામ જપીને એવા સુખમાં સદાય દિવસ હુ ક્યારે વિતાવીશ ૫૬

## ग्रंथ प्रयोजन कवि वचन.

### कवित्त

सुंदर सुखद देश काठियावाड तामें ॥ शोहत सिहोर पुरि आनंद उपावनी ॥
वाहिमें वसत सदा गुनमय गिगाभाई ॥ तातनु गुविन्द हम हौंस धरी पावनी ॥
संवत् उनीस पर साठ सुखदाय तामें ॥ रचि हैं ललामये गुविन्द ज्ञान बावनी ।
तामें होय चूक सोइ कीजियो सुधारि कविः, जानिके जगतमाहि बोधकी बढावनीः ॥

અર્થ—સુંદર અને સુખદાયક કાઠિયાવાડ નામના દેશમાં આનંદ ઉપજાવનારી "સિહોર" નામની નગરી શોભે છે, તેમાં સદાય ગુણના ભરેલા ' ગિગાભાઈ ' રહે છે, તેમનો પુત્ર હુ " ગોવિન્દ ' પવિત્ર હોંસ ધરીને સંવત ૧૯૬૦ ના સુખદાયક વર્ષમાં આ—" ગોવિન્દ જ્ઞાન બાવની " સુંદર બનાવુ છુ, તેમાં કોઈ ભૂલ થઈ હોય તો તે જગતમાં જ્ઞાનને વધારનારી માનીને હે કવિયો તમે સુધારી લેજો ૫૭

इतिश्री काठियावाड देशांतर्गत गोहिलवाड प्रांतस्थ सिहोर नगर निवासी
चहुआन गिगाभाई सुत गोविन्द कवि विरचिते गोविन्द ज्ञान
बावनी नामक ग्रंथ संपूर्णम्

---

થવુ જોઇએ, તથા સર્વ ઉપર થઇ ગયલી ચર્ચા પણ અમને એવા સાર ઉપર લાવી છે, કે તમે અને क અત્યારે પરિપૂર્ણ પ્રકારે એક બની ગયા છો, સત્ય અને પ્રતિજ્ઞાની એક વજ્ર સમાન સાંકળ વડે તમે कની સાથે એક અને મર્મઇ બની ગયા છો, આ તો એક અદ્‌ભુત અને સ્પૃહણીય પરિણામ આવ્યું છે! તમારી વચ્ચે અસ્તિત્વ ધરાવતો માત્ર એક ભેદ એ એવી બાબત છે કે તેનો આપણી ચર્ચા સાથે સંબંધ નથી, व તમને હરાવીને અને મારી નાખીને, कને હરાવીને મારવાથી જે જે મેળવવાની આશા રાખતો હોય તે લટ તેને મળી શકશે નહિ. આપણે એવો પ્રશ્ન ઉઠાવ્યો કે व જો क ને પકડી પાડે તો તે કેવી રીતે વર્તે? દુનિયાના બધાએ કાયદા શાસ્ત્રીઓ તેને કેવી રીતે વર્તવાની સલાહ આપશે? બધુએ, તમારે જે કરવાનું છે તે બધુએ કરવાની તમારી ફરજ તેમ જ હક છે. क ને જોયલા તમે व ને જડી આવવાથી क તો તેના શોધી કાઢવા બરાબર જ છે, અને સત્ય અને પ્રતિજ્ઞાના જાદુ વડે, સામાજીક એકતાના રસાયણશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્ર વડે તેનાં બધાએ કર્તવ્યો અને જરા ઓછા નહિ એવા તેના હકો પણ અક્ષરશઃ તમારા ઉપર આવી પડે છે. હવે વિચારો, શુ તે પોતાની માલ મિલકત આપી દેશે, અથવા પોતાનો જીવ અર્પણ કરશે, અથવા પોતાની પ્રતિજ્ઞા ગુમાવશે, અથવા પોતાના સદાચાર, સિદ્ધાન્ત અને દૃઢ નિશ્ચયનો ત્યાગ કરશે? ના, તે એક ઈંચ જેટલો પણ ડગશે નહિ તથા આમાંની કોઇ પણ બાબત કરશે નહિ તેને આ પ્રમાણે વર્તવાની સલાહ પણ આપવામાં આવશે નહિ તે શત્રુની સાથે યુદ્ધ મચાવશે. તમારે હવે તે પ્રમાણે વર્તવાનુ છે. અથવા શું તે પોતાના જીવન પ્રતિજ્ઞા અને સદાચારનું રક્ષણ કરવાનું પસંદ કરીને, પોતાની નાની બાબતોનો ત્યાગ કરવાનુ પસંદ કરીને, તેના જીવ સાથે જ તેની માલ મિલકત લેવાના ઇરાદા વાળા તથા જેને તેનાથી જીતી શકાય નહિ એવા ઘાતકીને પોતાની માલ મત્તા આપી દેવાનુ પસદ કરશે? જો આમ જ હોય તો તમે કદાચ છેલ્લામાં છેલ્લા ઉપાય તરીકે આમ વર્તી શકો. वની સાથે એકલા લઢો અથવા कની સાથે જોડાઇને અને એકઠા वની સાથે લઢો, તેના ઉપર જય મેળવો અથવા તમારી માલમત્તા, એટલે લક્ષમાં રાખો कની જ તેને આધિન કરી છે, સત્યના સંધાનમાંથી, સત્યના દૃઢ અનુસરણમાંથી ઉભય માનવિઓ વચ્ચે કેવા પ્રકારની એક અદ્‌ભુત અને સુંદર અભેદનીભાવના ખરેખર સ્વાભાવિક રીતે જ ઉપજી આવે છે! પ્રસગની ખાસ દશાને લીધે તમે તેની સાથે બીલકુલ અભેદ ભાવ પામી ગયા છો અને તમારી ન્યાયબુદ્ધિ અનુસાર જે શ્રેષ્ઠ હોય તદનુસાર તમારે સર્વ પ્રકારે વર્તવાનુ છે, તેમ વર્તવા માટે તમને સંપૂર્ણ ધન્યવાદ ઘટે છે, તમારામાં જે પરમોત્તમ હોય તેનાથી વધારે ઉત્તમ તો તમારાથી બની શકવાનું નથી. તેનાથી આ વિષે તકરાર પણ થઇ શકશે નહિ. તેનાથી તમારા સામે કોઇ પ્રકારની તકરાર અથવા ફરિયાદ પણ થઇ શકશે નહિ. તેની જગ્યાએ તમે હો તો પણ જ્ઞાતિમાંના એક સભ્ય તરફથી તમારો જીવ અને માલમત્તા અથવા ઉભયે હલકા હૃદયના બનીને, સહજમાં જોખમમાં નાખવામાં આવશે; તમારી જગ્યાએ તે હોય, તોપણ પોતાની પ્રતિજ્ઞા, સત્ય અને જીવનનો અથવા આમાના એકનો પણ બીન જરૂરનો ભોગ આપવાનું પસંદ કરશે નહિ. સત્યની શક્તિમાંથી અને જીવનના નિયમોમાંથી ઉપજી આવતો ઉભય વ્યક્તિઓ વચ્ચેનો અભેદ અથવા એકતા આવા અદ્‌ભુત પ્રકારના હોય છે તેની એક નિત્ય શક્તિ